# આદિવચન

'આશ્રમી કેળવણી' નામના પુસ્તકમાંનાં ભાઈ જુગતરામનાં કેટલાંક પ્રકરણો હું વાંચી ગયો છું. તેમની ભાષા તો સરળ ને સુંદર છે જ. ગામડાંના લોકો સહેલાઈથી સમજી શકે તેવી છે. આશ્રમજીવનને લગતી ઝીણીમોટી બધી વસ્તુઓ લેખકે સરસ રીતે વર્ણવી છે. તેમણે બતાવ્યું છે કે આશ્રમજીવન સાદું છે પણ તેમાં ખરો રસ ને કળા રહ્યાં છે. આ પરીક્ષા ખરી છે કે ખોટી એ તો વાંચનારે બધા લેખ વાંચીને જોઈ લેવું.

પૂના, તા. ૧૭-૩-'૪૬ — મો૦ ક૦ ગાંધી

અર્પણ

આશ્રમબંધુ સદ્ગત ગોરધન બાબાને,

જેમની આછી જીવનસુગંધી
કોઈ અકળ રીતે
અમારી અનેકની આત્મરચનામાં
અસર મૂકી ગઈ છે.

# નવી સંસ્કૃતિનો જૂનો પાયો

આશ્રમજીવનનો આદર્શ આપણા દેશમાં અતિ પ્રાચીન કાળથી સ્વીકારાયો છે અને અજમાવાયો પણ છે. એમાં વખતોવખત ફેરફારો પણ થતા ગયા છે. પ્રાચીનકાળથી અત્યાર સુધી આપણા દેશમાં ઠેકઠેકાણે આશ્રમો સ્થપાયા છે અને જનતાએ શ્રદ્ધાપૂર્વક એ આશ્રમોને નભાવ્યા છે.

ગાંધીજીએ હિંદુસ્તાનમાં આવીને સ્થિર થતાં પહેલાં દક્ષિણ આફ્રિકામાં આશ્રમજીવનનો એક પ્રયોગ કરેલો. એ અનુભવને આધારે અને હિંદુસ્તાની સંસ્કૃતિને અનુસરીને એમણે આ દેશમાં નવી ઢબના આશ્રમની સ્થાપના કરી. આ આશ્રમનો ઇતિહાસ જો અને જ્યારે લખાશે ત્યારે હિંદુસ્તાનના ઘડતરમાં એનો ફાળો કેટલો છે એનો કંઈક ખ્યાલ દુનિયાને મળશે. એ આશ્રમમાં ઘણાં વરસ સુધી રહીને શ્રી જુગતરામભાઈએ જે અનુભવ મેળવ્યો તેને આધારે તેમણે રાનીપરજ લોકો વચ્ચે રાષ્ટ્રસેવાનો એક આશ્રમ ચલાવ્યો છે. એ આશ્રમની નાનીમોટી, કાચીપાકી, અધૂરીપૂરી અનેક આવૃત્તિઓ પણ ઠેકઠેકાણે સ્થપાઈ છે. એવા આશ્રમોમાં જે જાતનું જીવન કેળવાય છે, જે જાતના આદર્શો સેવાય છે અને જે પ્રકારની મુસ્કેલીઓ સામે લડવાનો રસ મણાય છે તેનું વર્ણન આ ચોપડીમાં શ્રી જુગતરામભાઈએ વ્યાખ્યાન-શૈલીમાં આપ્યું છે. રચનાત્મક કાર્યક્રમને વરેલા રાષ્ટ્રસેવકોને આમાંથી જાણવાનું ઘણું મળશે. ટીકાકારોને ટીકા કરવાનો મસાલો પણ આમાં ઓછો નહીં મળે. કેમ કે શ્રી જુગતરામભાઈ જે કંઈ લખે છે તે શ્રદ્ધાના નિશ્ચયથી લખે છે; કેવળ લોકોની જાણ માટે નથી લખતા, પણ લખે છે એનો સ્વીકાર કેમ ન થાય એ જાતના ઉત્કટ આગ્રહથી લખે છે. એવું લખાણ ભેજાના એક ખૂણામાં પડયું નથી રહેતું. જેમ જૂના કાળનો પરશુરામ 'લડ નહીં તો લડનાર આપ' કહીને લોકોને અસ્વસ્થ કરતો તેવી જ રીતે શ્રી જુગતરામભાઈ 'મારી વાત સાંભળી લો, સમજી લો અને સ્વીકારો' એવા આગ્રહથી લોકોને જાગ્રત અને અસ્વસ્થ કરે છે.

* * *

સ્વામી આનંદને લીધે શ્રી જુગતરામભાઈનો અને મારો પરિચય થયો. ઈ.સ. ૧૯૧૬ના એ દિવસો હશે. જુગતરામભાઈ કાઠિયાવાડથી આવીને મુંબઈમાં કોઈ માસિકના કાર્યાલયમાં કામ કરતા હશે. અમે એમને વડોદરા બોલાવ્યા. થોડા જ વખતમાં અમે વડોદરા પાસે સયાજીપુરામાં

રહેવા ગયા શ્રી જુગતરામભાઈ સયાજીપુરાના એક મંદિરમા લોકોને તુલસીરામાયણ સમજાવતા હતા અને ગામડાના લોકોની સેવા કરતા હતા એમનું આશ્રમજીવન ત્યારથી જ શરૂ થયુ ગણાય એમના માતુશ્રી દિમાલયમા યાત્રાએ ગયા હતા ત્યા જ દેહ પડ્યો અને જુગતરામભાઈનો કૌટુંબિક જીવનનો આ એકમાત્ર તંતુ તૂટી ગયો તે સમયથી આજ સુધી એમણે સયમ, સેવા અને ત્યાગમય જીવનની ધારા અખડ કાયમ રાખી છે

મે જ્યાર ગાધીજીના આશ્રમમા પ્રવેશ કર્યો ત્યારે મારી પાછળ પાછળ તેઓ પણ આવ્યા આશ્રમમા ભણાવવાનું કામ અમે કરતા વિદ્યાપીઠની સ્થાપના થઈ એટલે ત્યાનુ અધ્યાપન મ દિર ચલાવવાનો ભાર જુગતરામભાઈએ ઉપાડ્યો સ્વામીના અને મારા સ બ ધો લીધે અને આગ્રહને લીધ 'નવજીવન'નું કાર્યાલય ચલાવવાનું એમણે માથે લીધુ એટલામા (સને ૧૯૨૪ની સાલ હશે,) એમને અ દરથી પોતાના જીવનકાર્યની સ્ફુરણા થઈ તરત જ એમણે સ્વામીનો, મારો અને નવજીવનનો મોહ કોરે મૂકી ગામડાનો રસ્તો લીધો અને બારડોલી તાલુકામા જઈને વસ્યા એ વાતને આજે લગભગ બે તપનો કાળ વીતી ગયો છે જુગતરામભાઈની ગ્રામસેવા અને એને અ ગેનુ આશ્રમજીવન એકનિષ્ઠાથી અખડ ચાલુ છે

સાહિત્યસેવા એ એમનો સૌથી પહેલો રસ હતો એ રસ એમણે ઘણો ઓછો કર્યો પણ એમની સાહિત્યિક શક્તિ તો ખીલતી જ ગઈ છે ગદ્ય, પદ્ય, નાટક, નિબધ, જીવનચરિત્ર પાઠ્યપુસ્તક — અનેક ક્ષેત્રોમા એમણે પોતાની કલમની શક્તિનો પરિચય આપ્યો છે એ શક્તિનો જ પરિપાક આજે આપણને આ ચોપડીમા મળે છે

મારી સાથે રહેવા આ વ્યા એટલે એમણે સ્વાભાવિક રીતે રાષ્ટ્રીય શિક્ષકનું વ્રત લીધુ સાબરમતી આશ્રમમા શુ અને એમના વેડછી આશ્રમમા શુ, જુગતરામભાઈ સમર્થ અને સફળ કેળવણીકાર તરીકે દીપ્યા છે એ શિક્ષણની શૈલીનો પરિપાક પણ એમની આ ચોપડીમા દેખાઈ આવે છે

સાહિત્ય અને શિક્ષણ સાથે સેવા અને ત્યાગનો એમને રસ લાગ્યો એ રસ પણ એમની આ આશ્રમી કેળવણીની ચોપડીમા છલોછલ ભરેલો દેખાય છે ત્યાગ અને સેવામા જ જુગતરામભાઈ જીવનની સમૃદ્ધિ, એની પરિપૂર્તિ અને જીવનરસની તૃપ્તિ અનુભવે છે, અને તેથી જ કષ્ટમય ગણાતા, કઈક અ શે રુક્ષ ગણાતા, આશ્રમજીવનનું આટલું રસભર્યું માહાત્મ્ય કે સ્તોત્ર તેઓ ગાઈ શક્યા છે

જુગતરામભાઈને માણસ તરીકે ઊંચે ચઢાવનાર મુખ્ય ગુણ એમની લોકસંગ્રહ શક્તિ છે. એમનો મનુષ્યપ્રેમ એમનામાં પહેલેથી પ્રગટ થયેલો છે. અકૃત્રિમ સહાનુભૂતિથી તેઓ અનેક લોકોને જીતી લે છે. સહાનુભૂતિ સ્વાભાવિક હોય છે ત્યારે જ એની સુંદર અને આબાદ અસર થાય છે. સહાનુભૂતિ કેળવી કેળવાતી નથી. કેળવેલી સહાનુભૂતિ જબરદસ્તીથી પચાવેલા ખોરાક જેવી હોય છે. એમાંથી શુદ્ધ અને શુભ જીવનરસ ખીલતો નથી. જુગતરામભાઈએ પોતાની ઉપજત સહાનુભૂતિને કારણે નાના મોટા અનેક લોકોને પોતાની આસપાસ ભેગા કર્યા છે. અનેક લોકોની પાસેથી તેમણે ઉત્તમમાં ઉત્તમ સેવા કરાવી છે; અનેક લોકોની ભક્તિના તેઓ ભાજન થયા છે. પણ પ્રેમ સાથે અનાસક્તિનો યોગ સાધેલો હોવાથી તેઓ કોઈના મોહમાં કેદ થતા નથી, અલિપ્તના અલિપ્ત રહે છે. અને તેથી જ પોતાના સહવાસમાં આવેલા લોકોને તેઓ ચઢાવી શકે છે.

બધી જાતની સંસ્કારિતા મેળવવાની અને કેળવવાની એમને તક મળ્યા છતાં અને એનો પૂરો લાભ લીધા છતાં જુગતરામભાઈ 'સંસ્કારિતા'ના પાશબંધમાં સપડાયા નથી. હૃદયની કોમળતા એમનામાં છે, પણ 'સંસ્કારિતા'નું પોચાપણું અને હાવકાઈ એમણે પોતાની પાસે આવવા દીધાં નથી. અને તેથી જ તેઓ લોકજીવનથી અળગા થયા નથી. એમની ભાષાશૈલી, એમની કાર્યપદ્ધતિ અને એમની જીવનદૃષ્ટિ — ત્રણે લોકજીવનને અનુકૂળ જ રહી છે. પરિણામે ગામડાંના લોકો પૂરેપૂરી આત્મીયતાથી એમની આસપાસ વીંટળાઈ વળે છે. ખરેખર, જુગતરામભાઈ આપણી ભોળી જનતાના દરબારમાં પહોંચી ગયેલા સંસ્કારી દુનિયાના એલચી છે. બંને દરબારમાં તેઓ આબાદ રીતે પોતાનું સામર્થ્ય પ્રગટ કરે છે અને તે તે દરબારનો વિવેક સાચવે છે.

ગામડાનું જીવન, તેના તમામ સવાલો, સમગ્ર ગ્રામસેવા, ખાદીની કેળવણી, બાલશિક્ષણ, પ્રૌઢશિક્ષણ, સત્યાગ્રહની પૂર્વતૈયારી, જેલજીવનનું શાસ્ત્ર — આમ સમાજશાસ્ત્રનાં બધાં જ અંગોનું એમને અનુભવમૂલક પ્રત્યક્ષ જ્ઞાન છે. એ જ્ઞાનમાંથી આશ્રમજીવનને માટે જેટલી સૂચનાઓ એમને જરૂરી લાગી તે બધી વિસ્તારપૂર્વક, શબ્દોની જરા સરખી કંજૂસાઈ કર્યા વગર એમણે આ ચોપડીમાં વણી કાઢી છે.

એક શાસ્ત્રી જોડે આપણા ધર્મગ્રંથો વાંચતાં, શાસ્ત્રોમાં થતો કેટલોક વધારે પડતો વિસ્તાર જોઈ મેં શાસ્ત્રીને પૂછ્યું હતું કે, "એક એક માત્રાની કંજૂસાઈ કરી અઘરાંમાં અઘરાં અને ટૂંકાંમાં ટૂંકાં સૂત્રો લખનાર આપણા આ પૂર્વજોએ અહીં આટલો વિસ્તાર કેમ કર્યો હશે?" ત્યારે આપણા ધર્મશાસ્ત્રોને પી ગયેલા એ શાસ્ત્રીએ અભિમાનપૂર્વક કહ્યું હતું કે, "શ્રુતિને આળસ નથી.

માતા જેમ બાળકોને એક જ વસ્તુ અનેક રીતે ખંતપૂર્વક સમજાવે છે તેમ જ શ્રુતિમાતા માણસની બાળબુદ્ધિને ઓળખીને દરેક વસ્તુ ક્યાંય સંશય ન રહે એ રીતે વિસ્તારપૂર્વક સમજાવે છે." શ્રી જુગતરામભાઈએ એ માતાની વૃત્તિ અને શૈલી બરાબર કેળવેલી છે. 'આત્મરચના' એ એમની ચોપડી એમના એ માતૃહૃદયની પૂરેપૂરી સાક્ષી પૂરે છે.

સમર્થ લેખકો અનેક જાતનું સાહિત્ય પેદા કરે છે, અનેક વિષયો ખેડે છે, અને સમાજની વિવિધરંગી સેવા કરે છે. પણ એમની કોઈ એક વિશેષ ચોપડીમાં જ તેઓ પોતાનું જીવનસર્વસ્વ ઠાલવી દે છે. શ્રી જુગતરામભાઈ વિષે એમ કહી શકાય કે, આ ચોપડીમાં એમણે પોતાની જાતને જ રેડી દીધી છે. આમાં એમનો જિંદગીભર કેળવેલો સ્વભાવ ચિત્રિત થયો છે, જીવનનો આદર્શ પ્રતિબિંબિત થયો છે. આશા અને નિરાશામાં એમને ટકાવી રાખનાર એમની જીવનપ્રેરણા આમાં સંઘરેલી છે. આ ચોપડી વાંચીને લોકો કહી શકે કે જુગતરામભાઈનો અહીં પૂરેપૂરો પરિચય અમને થયો.

*　　　　*　　　　*

કુનેહપૂર્વક સાધેલો ઇંદ્રિયજય, નિરપેક્ષભાવે ચલાવેલી લોકસેવા અને એ સાધનામાંથી ઉત્પન્ન થતી મુમુક્ષુની વિશ્વાત્મૈક્ય દૃષ્ટિ, આ ત્રણ તત્ત્વો આશ્રમજીવનના પાયામાં હોય છે. આખું માનવી જીવન જો આ ત્રણ તત્ત્વોના પાયા પર રચવામાં આવે તો માણસનું જીવન શુદ્ધ, સમર્થ, સમૃદ્ધ અને કૃતાર્થ થયા વગર રહે જ કેમ?

એ રીતે જોતાં આવું આશ્રમજીવન એ ખરેખર તો સમગ્ર માનવી જીવનની પરિપૂર્તિ છે. પણ માણસને હજી એનો પૂરતો સ્વાદ લાગ્યો નથી.

માનવજીવન લાખો વરસની પ્રયોગપરંપરા છે. એમાં માણસે નર્યો અને નાગો સ્વાર્થ અજમાવી જોયો. એમાં એને સંતોષ ન થયો. અન્તે એણે પરસ્પર સહયોગવાળું સામાજિક જીવન કેળવ્યું. કુટુંબની અંદર ગૃહસ્થાશ્રમ અને કુટુંબ બહાર સામાજિક પ્રજાજીવન કેળવીને માણસ જાત જેમતેમ પ્રગતિ કરી રહી છે. આવા જીવનથી માણસ હવે એવો તો ટેવાઈ ગયો છે કે આથી ઉચ્ચ કે ઊજળું જીવન કોઈ રજૂ કરે ત્યારે સામાન્ય માણસ કાંઈક અકળાય છે. પોતાની અકળામણ વ્યક્ત કરવાના માણસે બે રસ્તા શોધી કાઢ્યા છે: જે વસ્તુ આપણને ફાવતી નથી તેની કાં તો સારી પેઠે પૂજા કરો અને એને સિંદૂર લગાડી કોરે મૂકો, અથવા સારી પેઠે એની નિંદા કરી એને ઉતારી પાડો અને એને અવ્યવહારુ

કેળવી દો. આશ્રમજીવન વિષે આપણા સમાજે બંને પ્રકાર અજમાવી જોયા છે એ આપણે ક્યાં નથી જાણતા?

કેટલાક સાધુ પુરુષોએ ગૃહસ્થાશ્રમ અને સામાજિક જીવન બન્નેથી અકળાઈ એક જાતનો નિવૃત્તિમાર્ગ સ્વીકાર્યો. ખરેખર એમાં જીવનથી નાસી છૂટવાની જ વાત હતી. પ્રવૃત્તિ ચલાવો તો મોહમાં સપડાઈ જવાય છે. નિવૃત્તિ કેળવો તો જીવન શૂન્ય બને છે. આ બે સંકટમાંથી બચી જવા માટે ગીતાજીએ જે અનાસક્તિયોગ શીખવ્યો તેના જ જીવનભાષ્ય તરીકે ગાંધીજીએ આશ્રમ ધર્મ ચલાવ્યો 'આદર્શ રીતે દેશસેવા કરતાં શીખવું અને દેશ સેવા કરવી' એ આદર્શથી પ્રેરાઈ ને એમણે સત્યાગ્રહ-આશ્રમ ચલાવ્યો. અન્યાયનો પ્રતિકાર કરવા માટે સત્યાગ્રહ અને રાષ્ટ્રની સાત્ત્વિક શક્તિ ખીલવવા માટે રચનાત્મક કાર્યક્રમ, આ બે વસ્તુઓ ગાધીજીએ સૌથી પહેલવહેલી પોતાના આશ્રમમા વાવી. કટોકટીનો પ્રસંગ આવે ત્યારે આશ્રમની 'મારી આ ખડી ફોજ લઈને લડીશ' એવા આત્મવિશ્વાસના સંકલ્પ સાથે એમણે આશ્રમની સ્થાપના કરી. એ કસોટીમાં આશ્રમવાસીઓ કેટલે દરજ્જે પાર ઊતર્યા એ તો સમાજ જાણે અને દરેક આશ્રમવાસી પોતાના અંતરમાં જાણે. પણ ગાધીજીથી માંડીને લગભગ બધા જ આશ્રમવાસીઓ અધિકારના રાજકારણ ('પાવર પોલિટિક્સ')થી અલગ રહ્યા છે એ બીના સામાન્ય માણસના પણ ધ્યાનમાં આવ્યા વગર રહેતી નથી. મગનલાલભાઈ અને નારણદાસભાઈ, મહાદેવભાઈ અને નરહરિભાઈ, વિનોબા અને જુગતરામભાઈ, કિશોરલાલ મશરૂવાળા અને આપ્પા સાહેબ પટવર્ધન, પરીક્ષિતલાલ અને બબનભાઈ, મામાસાહેબ અને સુરેન્દ્રજી એકેએ કોઈ પણ ઠેકાણે અધિકારની લાલસા રાખી નથી.

સેવા માટે જ અધિકાર હાથમા લઈએ છીએ એમ કહેનાર અને તે પ્રમાણે ખરેખર ચાલનારા લોકો આપણે ત્યાં ઓછા નથી. પણ આશ્રમવાસીઓનો એક એવો વર્ગ છે જે

धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता ।
प्रक्षालनाद् हि पङ्कस्य दूरात् अस्पर्शनं वरम् ॥

[ધર્મને ખાતર જ જેને ધન મેળવવાનુ મન થયુ હોય તેણે તો એનુ મન ન કરવું એ જ સારું છે કાદવમા હાથ ઘાલીને પછી ધોવા તેના કરતા દૂર રહી તેને અડવુ નહી એ જ સારુ]

એવા જૂના આદર્શને વળગે છે.

અધિકાર હાથમા લઈને અમુક સેવા કરી શકાય છે તેની ના નથી. પણ અધિકાર લીધા વગર જે સેવા થાય છે તેની ખૂબી કંઈ ઓર જ છે. અધિકારનો અને સત્યુગનો મેળ બેસે નહી. અને આપણે તો સત્યુગની

સ્થાપના કરવા માગીએ છીએ તેથી આજનો જમાનો અધિકારમાં માનતો હોય તોયે અધિકાર વગર ચલાવનાર લોકોનો એક વર્ગ કાયમનો રાખવો જોઈએ એ વર્ગ દેશના જાહેરજીવનને શુદ્ધ અને તેજસ્વી રાખવામાં ખીમની મદદ કરી શકે છે

*　　　　*　　　　*

આશ્રમજીવનનો જેમને ઉત્તમમાં ઉત્તમ પાસો લાગ્યો છે એવા બે જણને હાથે આશ્રમજીવનની આધુનિક પદ્ધતિની સ્મૃતિ લખાઈ ગઈ એ બધી રીતે ઉચિત છે એક જ આશ્રમજીવન વિશે એક જ આદર્શથી વિચાર કરનાર સમર્થ વિચારકો ને લેખકો પોતાની વૃત્તિ પ્રમાણે એકબીજાથી તદ્દન જુદી અને છતાં પરસ્પરપોષક એવી કૃતિઓ કેમ નિર્માણ કરી શકે છે એ જોવાની તક આજના જમાનાએ આપણને આપી છે

એક રીતે, બધી જાતની સામાજિક અનુકૂળતા વચ્ચે ખડતલ જીવન ગાળનારા જુગતરામભાઈ, અને ખડતલ પરિસ્થિતિમાં ચિકિત્સાખોર લોકો વચ્ચે તપસ્યામધુર જીવન ગાળનારા આપ્પાસાહેબ પટવર્ધન — એ આ જમાનાની આશ્રમપ્રવૃત્તિની બે સમર્થ બ્રહ્મચારી વિભૂતિઓ છે બન્નેના જીવનમાં પોતાપૂરતું નત કાર્કશ્ય અને સમાજ પ્રત્યે પ્રેમ ભીની મધુરતા અને નમ્ર ક્ષમાવૃત્તિ પૂરેપૂરા દેખાય છે

શ્રી આપ્પાસાહેબે મરાઠીમાં 'સેવાધર્મ' નામની ચોપડી લખી આપ્પાસાહેબ પોતાના પૂર્વજીવનમાં તત્ત્વજ્ઞાનના પ્રોફેસર હતા એટલે તેમના ગ્રંથમાં તત્ત્વજ્ઞાનની સુગંધ આપણને મળે એમાં આશ્ચર્ય નથી જ્યારે શ્રી જુગતરામભાઈ કર્મવીર ગાંધીજીના સાહિત્ય ઉપર ઊછરેલા હોવાથી એમના ગ્રંથમાં વ્યવહારની છણાવટ અને એમાંથી ઉત્પન્ન થતા તાત્ત્વિક પ્રશ્નોની મીમાંસા પ્રગટ થયા વગર રહેતી નથી બન્ને ગ્રંથ સરખી જ રીતે વિચાર પ્રેરક અને કાર્યપ્રેરક છે, છતાં બન્નેનું પોતપોતાનું સ્થાન જુદું છે

હિંદુસ્તાનની જનતા જ્યારે સામાજિક વિકાસની દૃષ્ટિએ આશ્રમજીવનનું માહાત્મ્ય ઓળખશે ત્યારે રાષ્ટ્રની સર્વાંગીણ કેળવણીમાં આશ્રમજીવનના પ્રયોગોનું અને એના સાહિત્યનું અધ્યયન એક ફરજિયાત વિષય ગણાશે તે દિવસે આપ્પાસાહેબની 'સેવાધર્મ' અને જુગતરામભાઈની 'આત્મરચના' એ બન્ને ચોપડીઓ મૂળ ભાષામાં અથવા હિંદુસ્તાની અનુવાદમાં પાઠ્યપુસ્તક તરીકે વપરાશે સમાજશાસ્ત્રના અધ્યયનમાં અને સમાજવાદી અર્થશાસ્ત્રની મીમાંસામાં જેમ 'અમેરિકન કૉમ્યુનિટીઝ' એ ચોપડીમાં આપેલા ખ્રિસ્તી આશ્રમોનો ઇતિહાસ મહત્ત્વનું સ્થાન લે છે તેમ જ આપણા દેશમાં

આપ્પાસાહેબની અને જુગતરામભાઈની ચોપડીઓ આશ્રમજીવનની મીમાંસામાં આધારની ચોપડીઓ ગણાશે.*

*　　　　*　　　　*

જેમ આપણા સમાજે ચાર વર્ણની કલ્પના કરી, તેમ ચાર આશ્રમની પણ કલ્પના કરી હતી. જવાબદારી વગરનું કુદરતી બાળપણ વટાવ્યા પછી અધ્યયનકાળનો સંયમી બ્રહ્મચર્યાશ્રમ, અધ્યયન અને પર્યટન પૂરું કર્યા પછી સ્વીકારાતો ધર્મપરાયણ ગૃહસ્થાશ્રમ, એ દ્વારા દુન્યવી મહત્ત્વાકાંક્ષા તૃપ્ત કર્યા પછી સ્વીકારાતો નિવૃત્તિપરાયણ ખડતલ વાનપ્રસ્થાશ્રમ, અને છેવટે સર્વ ભૂતોને અભય આપનારો અને સર્વત્ર આત્મીયતા જોનારો મોક્ષધર્મી શાન્ત સંન્યાસાશ્રમ. એ ચારે પ્રકારના આશ્રમો આપણા લોકોએ અજમાવ્યા છે. અર્જુને ભિક્ષા ઉપર નભનાર નિર્વૈર વૃત્તિના સંન્યાસાશ્રમનો સવાલ છેડ્યા છતાં શ્રી ભગવાને ગીતામાં આશ્રમધર્મનું ક્યાંય વિવેચન કર્યું નથી! *ચાતુર્વર્ણ્યની ચર્ચા શરૂમાં ને અંતમાં એમ બે વાર ચલાવ્યા છતાં શ્રી ભગવાને* ચાર આશ્રમોના આદર્શની ચર્ચા ગીતામાં ક્યાંય છેડી નથી એ મોટામાં મોટું આશ્ચર્ય છે. એનું કારણ શોધવા અહીં આપણે નહીં બેસીએ. પણ એ બીના નોંધવી ઘટે છે, જરૂર.

---

* આ જ ઠેકાણે બીજી એક ચોપડીની હસ્તી નોંધી રાખવી ઘટે છે ગાંધીજી જ્યારે એક વાર જેલમાં ગયા ત્યારે મેં એમને સત્યાગ્રહ આશ્રમનો ઇતિહાસ લખવાનો આગ્રહ કરેલો "અમે આશ્રમવાસીઓ આપના ભવ્ય આદર્શને અમલમાં મૂકવાને સમર્થ ન નીવડ્યા એનું મને ભાન છે અમારી ઊણપો અને અમારી સંકુચિતતાઓને કારણે આશ્રમનો આદર્શ કેટલો ઘવાયો છે તે પણ હું જાણું છું. અમનોકોની કશી દયા ખાધા વગર અમારી ભૂલોનો પણ તાદૃશ ચિતાર એ ઇતિહાસમાં આવવો જોઈએ" એમ મારા આગ્રહ સાથે મેં ઉમેર્યું હતું ગાંધીજીએ આશ્રમનો એક અત્યંત સંક્ષિપ્ત ઇતિહાસ લખી આપ્યો પણ તેમાં આશ્રમવાસીઓનો કે આશ્રમની ઘટનાઓનો કશો ઉલ્લેખ આણ્યા વગર આશ્રમના આદર્શોમાં અનુભવ પરથી કેવા કેવા ફેરફારો કરવા પડ્યા એની જ ટૂંકી નોંધ એમણે લખી છે ગાંધીજીની આ ચોપડી હજી છપાઈ નથી, પણ એની હસ્તલિખિત બે ત્રણ નકલો બે ત્રણ જણ પાસે સુરક્ષિત રાખેલી છે

વિગતોના અભાવ વિષે મારો અસંતોષ જ્યારે મેં પ્રગટ કર્યો ત્યારે ગાંધીજીએ કહ્યું કે, 'વિગતો પૂરી પાડવાનું કામ તમારા જેવાઓનું છે"

ગાંધીજીના આદર્શોનો ઉત્કટ રીતે પ્રયોગ કરનાર સત્યાગ્રહ આશ્રમ કે વિદ્યાપીઠ જેવી સંસ્થાઓના દફતરમાંથી જો વિગતવાર ઘટનાક્રમ અને તે તે વખતના ઠરાવો, પત્રવ્યવહાર અને દસ્તાવેજોમાંથી જોઈતો મસાલો તારવી કાઢવામાં આવે, તો તેને આધારે પોતાની સ્મૃતિ તાજી કરી કેટલાક જૂના આશ્રમવાસીઓ જોઈતો ઇતિહાસ પૂરો પાડી શકશે શ્રી મગનલાલભાઈ, શ્રી મહાદેવભાઈ, શ્રી ગિદવાણી અને શ્રી જમનાલાલજી જેવા ઉચ્ચ કોટિના સેવકો આવો ઇતિહાસ પૂરો પાડ્યા વગર ચાલ્યા

આજના જમાનામાં બ્રહ્મચર્ય-પાલનની જરૂર નિ:સંશય છે. પણ એને માટે બ્રહ્મચર્યાશ્રમ ચલાવવો જોઈએ કે કેમ, એ સવાલનો ઉકેલ હજી આવ્યો નથી.

ગૃહસ્થાશ્રમ તો સમાજજીવનનો પાયો જ છે. એ ગૃહસ્થાશ્રમ સૃષ્ટિ છે ત્યાં સુધી ચાલવાનો. પણ આપણા જીવનમાં એ ગૃહસ્થાશ્રમ પૂર્ણપણે ખીલેલો છે કે ખંડિત છે? સંસ્કૃત છે કે વિકૃત છે? એ તપાસવાના દિવસો આવ્યા છે, ખચિત.

વાનપ્રસ્થાશ્રમ આપણે ત્યાં કેટલે દરજ્જે ખીલ્યો હતો અને એનું સામાજિક મહત્ત્વ કેટલું હતું તે એક સંશોધનનો વિષય છે.

સંન્યાસાશ્રમ સર્વકાળે એક સરખો લોકપ્રિય રહ્યા છે એમ ન કહેવાય. પૂર્વમીમાંસાવાળા યાજ્ઞિકો સંન્યાસાશ્રમની યોગ્યતા જ સ્વીકારતા નથી. સ્મૃતિકારોએ એ આશ્રમને એક વાર કલિવર્જ્યની યાદીમાં નાખી સમાજમાંથી એનો એંડો જ કાઢી નાખ્યો હતો. બુદ્ધ ભગવાન અને શંકરાચાર્ય જેવા મહાપુરુષોએ એનો ફરી વાર ઉદ્ધાર ન કર્યો હોત, તો એ આશ્રમ સ્મૃતિશેષ જ થાત. આપણા જમાનામાં સ્વામી વિવેકાનંદ અને દયાનંદ જેવાઓએ એ આશ્રમને સેવાપરાયણ અને નિસ્વાર્થ પ્રવૃત્તિપરાયણ બનાવી એને નવું જ રૂપ આપ્યું છે.

એ બધી ઇતિહાસપરંપરામાં ગાંધીજીએ સ્થાપેલો નવો આશ્રમી આદર્શ ક્યાં બેસે છે એ ખાસ જોવા જેવું છે.

યોગશાસ્ત્રમાં વર્ણવેલા સત્ય અહિંસાદિ યમો અને તપ સ્વાધ્યાય આદિ નિયમોને આધારે ગાંધીજીએ અગિયાર વ્રતવાળું આશ્રમજીવન ખીલવ્યું. સ્મૃતિઓમાં વર્ણવેલા સંન્યાસ આશ્રમ પ્રત્યે આદર બતાવતા છતાં એનો સ્વીકાર ન કરતાં ગીતામાં વર્ણવેલા અને જનક જેવા રાજાઓએ પાળેલા સંન્યાસ આદર્શનો ગાંધીજીએ સ્વીકાર કર્યો, અને જિંદગીનો છેલ્લો કે અમુક હિસ્સો નહીં, પણ આખું જીવન એ આદર્શ પ્રમાણે યથાશક્તિ ખીલવવું જોઈએ અને સમાજજીવન શુદ્ધ, સમર્થ અને સમૃદ્ધ બનાવવું જોઈએ, એ વિચારે પ્રયોગો ચલાવ્યા.

માનવી સંસ્કૃતિના વિકાસમાં ગૃહસ્થજીવન અને આશ્રમજીવન એ બે પ્રકાર પરસ્પર પોષક કેમ છે, એ વસ્તુ દુનિયાના સમાજશાસ્ત્રીઓએ વિચારવા જેવી છે.

---

ઝ્યા ઇતિહાસ લખવા વિષેની આપણા પૂર્વજોની ઉદાસીનતા વિષે ખરખરો કરનારા આપણે લોકો આપણા આજના રાષ્ટ્રીય જીવનનો ઇતિહાસ નોંધી રાખવા વિષે આપણા પૂર્વજોના જેવા જ ઉદાસીન છીએ એ બીના અહીં ધ્યાનમાં આવ્યા વગર રહેતી નથી.

- ગાંધીજીએ હિંદુસ્તાનના જીવન ઉપર — રાજકીય, સામાજિક, ધાર્મિક, આર્થિક, ઔદ્યોગિક અને કેળવણીવિષયક જીવન ઉપર જે અસર પાડી છે, તેમાં એમના આશ્રમ-આદર્શે એક વાર ભારેમાં ભારે છાપ પાડેલી. ગાંધીજીની આગેવાની ફેલાતાં એમના નવા નવા વહેવારકુશળ અનુયાયીઓએ આશ્રમજીવન અને આશ્રમવાસીઓ વિષેના પોતાના અનાદરનો પ્રચાર પણ ઠીક ઠીક કર્યો. આશ્રમજીવન એ ગાંધીજી જેવા રાષ્ટ્રપુરુષના જીવનનું એક વિનોદનું અંગ છે, 'હોબી' છે, એમ પણ અનેક લોકો માને છે. દેશના રાજનૈતિક તેમ જ આર્થિક જીવનમાં એ આશ્રમી આદર્શ ઘૂસવા ન પામે એની ચોકી રાખનારા પણ કેટલાક છે. કેટલાક આશ્રમવાસીઓ કહે છે કે, આશ્રમવાસીઓ ભલે એ ઉચ્ચ આદર્શને યોગ્ય ન હોય, પણ એ આશ્રમ-આદર્શ જ દુનિયાનો અંતિમ તારણહાર છે. આજની દુનિયાને ગાંધીજીની શક્તિ જોઈએ છે, પણ જે આદર્શની સાધનાથી એમણે એ શક્તિ કેળવી છે, તે આશ્રમી આદર્શ લોકોને જોઈતો નથી. એમાં આશ્ચર્ય શું?

पुण्यस्य फलमिच्छन्ति पुण्यं नेच्छन्ति मानवाः ।
न पापफलमिच्छन्ति पापं कुर्वन्ति यत्नतः ॥

[માણસો પુણ્યનું ફળ ઇચ્છે છે, પણ પુણ્ય કર્મો કરવા ઇચ્છતા નથી તેઓ પાપનું ફળ ઇચ્છતા નથી, પણ પાપના કામ તો યત્નપૂર્વક કરે છે ]

માણસજાત સાચે રસ્તે આવતા પહેલા, સડેલા દેખાતા બધા જ ખોટા રસ્તા અજમાવી જોવાની. એની આડે કોણ આવી શકે?

ખેર, આવી ટીકાથી કોઈ સમાજ કોઈ કાળે જાગ્યો છે? મનુષ્યનો સ્વભાવ જ પ્રયોગપરાયણ છે. એની સામે તકરાર કરવા કરતા આશ્રમવાસીઓએ આશ્રમના આદર્શમાં પણ અનેક પ્રયોગો કરવા જોઈએ. દુનિયાના બીજા દેશના લોકોએ જે પ્રયોગો કર્યા છે તેમનો અભ્યાસ કરવો જોઈએ અને જીવનપરાયણ થઈ, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, ત્રણે ખીલવતા ખીલવતા શુદ્ધમા શુદ્ધ જીવનશાસ્ત્ર ને જીવનકલા રચવા જોઈએ.

આશ્રમી આદર્શ અને આશ્રમી જીવન રૂઢિવાદીઓ માટે નથી, એક જ ચીલે ચાલનાર ઘાંચીના બળદો માટે નથી; જીવનપરાયણ પ્રયોગવીરો માટે છે. શ્રી જુગતરામભાઈની ચોપડી વાંચી એમની નિષ્ઠા અને એમનો ઉત્સાહ ધારણ કરી, આદર્શ જીવનનાં, સમાજસેવાના અને માનવી ઉત્કર્ષનાં કાર્યોમા પ્રયોગ કરનારા લોકો આપણા જમાનામાં પાકો એ જ આ 'આત્મરચના'ની ખરી ફલશ્રુતિ છે.

મુંબઈ, ૨૫-૫-'૪૬

काका कालेलकर

# કેળવણીની આશ્રમી પદ્ધતિ

**મારા આશ્રમબંધુઓ પ્રત્યે —**

સાબરમતીના 'સ્વરાજ્ય મંદિર'માં આપણા આશ્રમનું અને તમારું સૌનું ચિન્તવન રોજ બ્રાહ્મમુહૂર્તમાં કર્યું તેનું ફળ આ પ્રવચનો છે. જેલ મારે માટે કદી જેલ રહી જ નથી. ઘણી વાર તો તમે — વેડછી આશ્રમના મારા આશ્રમબંધુઓમાંથી કોઈ ને કોઈ જેલમાં પણ સાથે થઈ ગયા છો. તમારી યાદ સદા આપ્યા કરે એવા શ્રદ્ધાળુ વિદ્યાર્થીઓ અને સમાનધર્મી મિત્રોના મંડળો વચ્ચે જ મારો મોટા ભાગનો જેલવાસ પસાર થયો છે. તેઓની વચ્ચે જેલમાં પણ વેડછી આશ્રમ જ મારે માટે ચાલુ રહ્યો છે. એ જ સવારસાંજની પ્રાર્થનાઓ, એ જ ભજનો ને ધૂનો, એ જ ગીતાપાઠ, એ જ સહકાંતણ અને એ જ સહનાવવતુપૂર્વકનાં સહભોજન. જેને લીધે જેલમા જે ખંડમા મારી પથારી રહેતી તે ખંડ સદા 'વેડછી આશ્રમ'ને નામે જ ઓળખાતો.

દીવાલ બહારના તેમ જ દીવાલની અંદરના મારા આશ્રમબંધુઓને એવા અનેક પ્રસંગો યાદ આવશે કે જ્યારે આ પ્રવચનોમાના વિષયો આપણી વચ્ચે નીકળ્યા હતા. કોઈ વાર પ્રાર્થના પછી ખરેખર આ જ શૈલીનું એકાદ પ્રવચન ચાલેલું તમને યાદ આવશે. પણ મોટે ભાગે આમાં લખ્યાં છે તેના તે જ રૂપમા પ્રવચનો આપવામા આવ્યાં નથી. ચોવીસે કલાકના આપણા સહવાસમા જ્યારે જેવો પ્રસંગ ત્યારે તેવા રૂપમા આપણે આ પ્રવચનોમાના વિચારો અને સિદ્ધાંતોનું રટણ કર્યું છે કોઈ વાર કાતતા કાતતા, કોઈ વાર ફરતા ફરતા આપણે ચર્ચા અને વાદવિવાદને રૂપે તેમ કર્યું છે ઘણી વાર તો આખા પ્રવચનનું વસ્તુ એકાદ નાની સૂચનાને રૂપે, એકાદ રમૂજી વક્રોક્તિને રૂપે, એકાદ પ્રેમભર્યા આગ્રહને રૂપે આપણે સૌ સાનમા સમજી ગયા છીએ.

કેળવણીની જેને હું 'આશ્રમી પદ્ધતિ' કહું છું તેની ખૂબી જ આ છે. સતત સહવાસ અને સહજીવન, અને પરસ્પરના પ્રેમ શ્રદ્ધા — એને લીધે આપણી બુદ્ધિરૂપી ધરતી સદા વરાપની સ્થિતિમા જ રહ્યા કરે છે ક્યાક હવામાથી બી ઊડીને આવ્યું કે તે ઊગ્યું જ છે. જો નિશાળ માંડીને અને વર્ગોમા બેસીને જ આ બધી વસ્તુઓ ભણવા ભણાવવાની હોય તો આવા લાખા

પ્રવચનોથી તો શું પણ ગ્રંથોથી પણ તેમ કરવું દુઃસાધ્ય છે. તમને આશ્ચર્ય સાથે યાદ આવશે કે આ પ્રવચનોમાં ગંભીર રૂપ ધારણ કરીને આવેલી ઘણી બાબતો આપણી પાસે તો સહભોજન કે સહસ્નાન કે સહસફાઈ વખતે હાસ્ય-વિનોદના રૂપમાં આવી હતી. કેટલીક વાતો તો ક્યારે આપણી અંદર પેસી ગઈ અને ક્યારે આપણી પોતાની અંદર આત્મસાત્ થઈ ગઈ એનો કોઈ પ્રસંગ પણ તમને યાદ આવશે નહીં. માત્ર પ્રવચન વાંચીને તમે ડોકું ધુણાવશો કે આ વાત આ રીતે અમે કોઈના મુખે કે કોઈ ગ્રંથના પાનામાં જોઈ નહોતી, પણ બરાબર આ જ અમારા વિચારો છે, બરાબર આ જ રીતે અમે વર્તવું પસંદ કરીએ છીએ.

જીવનમાં શીખવાનું તે માત્ર અમુક ઉદ્યોગો કે અમુક કળાકારીગરી કે અમુક તર્ક જ નથી. પણ જન્મની સાથે જડ ઘાલીને બેઠેલી જૂની સૂગો અને જૂના હઠીલા પૂર્વગ્રહોથી મુક્ત થવાનું છે, કદી ન કરેલ નવા વિચારો લોહીમાં ઉતારી દેવાના છે, નવી શ્રદ્ધાઓ હૃદયમાં સ્થાપવાની છે, અને તે પ્રમાણે આચરતાં માથું આપવાનું શૌર્ય કમાવાનું છે. એ સામાન્ય શાળા કે ઉદ્યોગશાળા આપી શકે નહીં. તે માટે આશ્રમજીવનની જરૂર છે.

- રેંટિયો, પીંજણ અને શાળની કળાકારીગરી તો ઉદ્યોગશાળામાં શીખી શકાય. પરંતુ નાહકની જરૂરિયાતો ઉપર અને શોખીનવેડા ઉપર કાપ મૂકી પોતાને જોઈતી વસ્ત્રાદિ જરૂરિયાતો ઘરમાં જ બનાવી લેવાની તૈયારી—તૈયારી જ નહીં પણ તેવા જીવનમાં અંતરનો રસ લાગવો એ તો આશ્રમમાં જ બનવું શક્ય છે.

મળમૂત્રનો નિકાલ કેમ કરવો એની શાસ્ત્રીય પદ્ધતિ તો કોઈ વિદ્યાલયમાં પાઠો ભણીને જાણી શકાય. પણ જે સૂગ આપણી પ્રજાના હાડમાં પેઠેલી છે, અને તેમાંથી સૂગ કરતાં પણ વધારે ઝેરી અસ્પૃશ્યતા પેઠેલી છે તે તો કોઈ આશ્રમમાં 'મહાકાર્ય' કરતાં કરતાં જ જિતાવી શકય છે. હરિજન બાળક કે બાળાને પોતાનાં પુત્ર કે પુત્રી કરી લેવાં, અને પોતાને પુત્રી હોય તો હરિજન યુવકને તે પરણાવવાનો ઉમળકો આવવો એ આશ્રમી કેળવણી વિના ન જ બને.

માંદાને શું દવા આપવી વગેરે શિક્ષણ કોઈ વૈદ્યશાળામાં મળી શકે, પણ આત્મજનની કે પોતાની માંદગી વખતે ઘાંઘા ન થઈ જવું, ખોટી દોડધામ ન કરવી, મૃત્યુ સામે બેબાકળા ન થઈ જવું—એવી કેળવણી તો આશ્રમજીવનમાં જ મળી શકે.

બનવા જોગ છે કે આશ્રમમાં રહેવા છતાં આવી કેળવણી કોઈને નયે મળે. તો એમાંથી એક હશે: કાં તો તે નામનો જ આશ્રમ હશે, આ

પ્રવચનોમાં જેનું ચિત્ર છે અને જેનું ચિત્ર આપણાં હૃદયમાં અંકાયેલું છે તેવો આશ્રમ તે નહીં હોય; અથવા એ આશ્રમમાં વસનાર પોતાનાં દ્વાર વાસીને ત્યાં વસ્યો હશે, આશ્રમી કેળવણીને તેણે પોતાની અંદર દાખલ થવા જ દીધી નહીં હોય.

તમે ને અમે સારી રીતે જાણીએ છીએ કે આપણામાં આશ્રમવાસ પહેલાં જે શ્રદ્ધાઓ નહોતી તેવી ઘણી નવી નવી શ્રદ્ધાઓ આશ્રમવાસને લીધે ઊગી છે અને પાકી છે. તે ક્યારે ઊગી અને ક્યારે પાકી, તે આપણને કોણે ને ક્યારે ભણાવી એની આપણને ખબર પણ નથી. પણ આપણે જોઈએ છીએ કે આશ્રમજીવને આપણા સૌના ઉપર સરખી અસર કરી છે, અને સરખા સંજોગોમાં આપણા સૌના હૃદયમાં અમુક ભાવો એક સરખા જ રૂપમાં પ્રગટ થાય છે, અને સરખા સંજોગોમાં આપણે સૌ જ્યાં હોઈએ ત્યાં એક જ પ્રકારે આચરણ કરવા તૈયાર થઈએ છીએ.

આપણે આપણાં બાળકો સાથે કેમ વર્તવું, પતિ સાથે કે પત્ની સાથે કેમ વર્તવું, જ્ઞાતિજનો સાથે કેવો વ્યવહાર રાખવો, આપણા આહારવિહાર કેવા રાખવા, દેશનાં કામોમાં કેવા સિદ્ધાંતોથી કામ લેવું એ બધું આપણે ક્યાં અને ક્યારે અને કોની પાસે ભણ્યા? આપણને તે બધું આપણા આશ્રમમાં અને એકબીજાની પાસેથી કોઈ અકળ રીતે મળી ગયું છે.

આપણને આપણા આશ્રમની કેળવણી લેતાં લેતાં ખાતરી થઈ છે કે જો કોઈને ખરેખર આત્મરચના કરવી હોય, અંદરની ઊંડામાં ઊંડી જડ સુધી કેળવણીને પહોંચાડવી હોય તો તેને માટે આશ્રમ એ જ સાચી શાળા છે.

ખરું છે કે જે આત્મરચના માટે આપણે આશ્રમવાસ સ્વીકાર્યો છે તેમાં હજી આપણે ઘણા પાછળ છીએ. કેટલીક બાબતોમાં તો આપણે હજુ એટલા કાચા અને પાછળ છીએ કે દુનિયાને આશ્રમી કેળવણી માટેના આપણા દાવા ઉપર વિશ્વાસ બેસતો નથી. તે આપણી નબળાઈઓ ઉપરથી આશ્રમની કિંમત આંકે છે, અને આશ્રમને માત્ર બાહ્યાચારો ઉપર ભાર મૂકનાર અને અબુદ્ધિ ઉપર રચાયેલ એક નકામી સંસ્થા ગણી કાઢે છે.

પણ આપણે આપણાં પોતાનાં દિલ તપાસીએ છીએ ત્યારે જોઈએ છીએ કે આપણે ક્યાં હતા અને આશ્રમવાસ પછી આજે ક્યાં છીએ. અને તે જોઈ આપણને આશ્રમ અને આશ્રમી જીવનમાં છુપાયેલી આત્મરચનાની અદ્‌ભુત અકળ અવર્ણનીય કેળવણીની ખાતરી થાય છે. આપણે જાણીએ છીએ કે આપણે જે આત્મરચના કરવી છે તેનાથી આપણે હજુ જોજનો દૂર છીએ, પણ આપણને એ પણ ખાતરી થઈ છે કે જો

આપણને આશ્રમી કેળવણીનો લાભ મળ્યો ન હોત તો આપણે આપણા ધ્યેયથી જોજનો નહીં પણ ખગોળશાસ્ત્રીનાં 'પ્રકાશ વર્ષો' દૂર હોત.

આત્મરચના કોની કેટલી થઈ, આશ્રમી કેળવણી કોનામાં કેટલી ઊગી એનું ક્ષણે ક્ષણે માપ લઈ શકાય એવી પારાશીશી આપણે માટે મોજૂદ છે. આપણે કેટલાં વર્ષ આશ્રમમાં ગાળ્યાં એના ઉપરથી એ માપ લેવાનું નથી. પણ આપણે સ્વરાજ્યરચના કેટલી અને કેવી કરી શકીએ છીએ એ જ આપણે માટેની પારાશીશી છે. જેમ જેમ આપણામાં આશ્રમી કેળવણી પચતી જાય છે, જેમ જેમ આપણી આત્મરચનાની લાલ રેખા ઊંચે ચડતી જાય છે, તેમ તેમ આપણે સ્વરાજ્યરચના વધારે ઊંડી, વધારે વિશાળ, વધારે સાચી કરી શકીએ છીએ. આપણા ઘરમાં, આપણા ધંધામાં, આપણી દેશસેવામાં—આપણા રચનાત્મક કામોમાં આપણે સત્યાગ્રહ કેટલો લાવી શકીએ છીએ તે પરથી આપણે આપણી પોતાની આત્મરચનાનું અચૂક માપ લઈ શકીએ છીએ. નાનું કે મોટું—જે કોઈ ક્ષેત્ર આપણું જન્મસિદ્ધ છે તેમાં આપણે સ્વરાજ્ય અને સત્યાગ્રહનાં તેજસ્વી તત્ત્વો કેટલાં પ્રગટાવી શકીએ છીએ તે ઉપરથી આપણે તેમ જ જગત આપણી આત્મરચનાને તંતોતંત—અંશ અંશ માપી શકીએ છીએ.

આપણે ખાદી, ગ્રામઉદ્યોગ, રાષ્ટ્રીય કેળવણી જેવાં રચનાત્મક કામો કેટલાંક વર્ષોથી કરતા આવ્યા છીએ; આપણે અસહકાર, કાયદાભંગ, સત્યાગ્રહો આદિ રાજદ્વારી લડતોમાં પણ કેટલાંક વર્ષોથી ભાગ લેતા આવ્યા છીએ; આપણે આપણાં સ્ત્રીપુત્રો અને જ્ઞાતિજનો સાથે વ્યવહાર રાખી રહ્યા છીએ. એ બધું બહારથી સરખું દેખાતું હોય તો પણ આશ્રમી કેળવણી પહેલાં અને આશ્રમી કેળવણી પછીના આપણા વ્યવહારોમાં શું તત્ત્વતઃ ફેર પડી ગયો નથી? વસ્તુ એક, પણ ગુણ જુદા જ થઈ ગયા નથી શું? શું એક પ્રકારનું રાસાયણિક પરિવર્તન થયું નથી? વળી આશ્રમી કેળવણીના કાળ દરમ્યાન વર્ષે વર્ષે અને મજલે મજલે આપણાં તેનાં તે કામો શું ગુણમાં જુદાં પડતાં રહ્યા નથી? આપણે બારડોલી—અસહકાર વખતે જેવી લડત કરી કે જેવું રચનાત્મક કામ કર્યું તેના કરતાં દાંડીકૂચ વખતના આપણાં તે જ કામો ગુણમાં ફરી ગયાં હતાં, અને 'કરેંગે યા મરેંગે'ના યુગમાં વળી તેમાંયે કંઈ કંઈ અદ્ભુત રાસાયણિક વિકાસ થયો છે.

આપણે સૌ આશ્રમબંધુઓ જ્યાં અને જે સ્થિતિમાં હોઈએ ત્યાં આપણા પરમ ઉપકારી આશ્રમ અને તેની કેળવણી માટેની આવી શ્રદ્ધા પોતામાં જાગતી રાખવામાં આપણને મદદ મળે તે હેતુથી આ પ્રવચનો મેં જેલવાસની તકનો લાભ લઈને લખી કાઢ્યાં છે. વળી આ વાંચીને સર્વ

સ્વરાજ્ય-સૈનિકોમાં આશ્રમી કેળવણી માટે પ્રેમ જન્મે, તે વગર આત્મરચના શક્ય નથી અને આત્મરચના વગર સાચા સ્વરાજ્યની રચના શક્ય નથી એ સત્ય તેઓનાં હૃદયોમાં સ્ફુરે એ પણ આ લખવાનો બીજો હેતુ છે. પહેલો હેતુ તો સાર્થક થશે જ, કારણ કે આપણ સર્વ આશ્રમબંધુઓની વચ્ચે પ્રેમની ગાંઠ છે અને એ પ્રેમને લીધે એકબીજાનાં વચનો કે પ્રવચનો આપણને હમેશાં મધુર લાગતાં આવ્યાં છે. બીજો હેતુ સિદ્ધ કરવા જેટલી મધુરતા આ પ્રવચનોની ભાષામાં હશે?

સ્વરાજ્ય આશ્રમ
વેડછી

જુગતરામ દવે

# વિષયસૂચિ

મ.

### પ્રવચન ૧ લું

## પહેલા દિવસનો ગભરાટ

તમે સૌ હોંશભર્યા આજે આ આશ્રમમાં રહેવા આવ્યા છો. અમે જૂના આશ્રમવાસીઓ નવા આશ્રમવાસીઓનું પ્રેમપૂર્વક સ્વાગત કરીએ છીએ. આશ્રમવાસથી અમને નિત્ય નવો આનંદ, નિત્ય નવી પ્રેરણા મળતાં રહ્યાં છે. આશ્રમમાં આવીને અમારામાં નવું જ જીવન આવ્યું છે. તમને નવા આવનારાઓને પણ તેવો જ અનુભવ થશે એમાં શંકા નથી.

નવા નવા આવનારાઓનાં મનમાં આજે પહેલે દિવસે કેવી ગડમથલો ચાલતી હશે એની અમે કલ્પના કરી શકીએ છીએ. અમે પોતે જે દિવસે નવા આવેલા તે દિવસે એ અનુભવમાંથી પસાર થયા છીએ. તમે આશ્રમ વિષે જાતજાતની વાતો સાંભળી હશે અને તમારા મનમાં તમે આશ્રમની કંઈક મૂર્તિ ઘડી કાઢી હશે. તમારા મનમાં તેને માટે ખૂબ પ્રેમ છે એ તો દેખાઈ જ આવે છે, કારણ કે પ્રેમ ન હોય તો તમે હરખભર્યાં અહીં દોડી આવો નહીં. તમારામાંથી કોઈ માબાપને નારાજ કરીને આવ્યા હશો, કોઈ અંગ્રેજી ભણવા જવાનો મોહ હઠાવીને આવ્યા હશો, કોઈ નોકરી ધંધાનું કહેણ તરછોડીને આવ્યા હશો, અને કોઈ તો લગ્નનું મુહૂર્ત ઠેલીને પણ અહીં આવ્યા હશો. આશ્રમ વિષે તમારા મનમાં પ્રેમ ન હોય તો આવું આકર્ષણ કેમ હોઈ શકે?

પણ તે સાથે આજે પહેલે દિવસે તમારાં મનમાં એક જાતનો ઊંડો ઊંડો ગભરાટ પણ હશે. આશ્રમ એટલે અત્યંત પવિત્ર સ્થાન. આપણા દેશમાં નાનાં બાળકોએ પણ ઋષિમુનિઓનાં આશ્રમોની વાર્તાઓ સાંભળી હોય છે. શ્રીકૃષ્ણ અને સુદામા સાંદીપનિ મુનિના આશ્રમમાં રહી કેળવણી લેતા. ત્યાં તેઓને ગાયો ચારવા અને લાકડાં વીણવા વનમાં જવું પડતું. રામચંદ્ર અને લક્ષ્મણ વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં રહ્યા હતા. વિશ્વામિત્ર તેમને તેડવા આવ્યા ત્યારે પ્રથમ દશરથ રાજાનું મન દુખાયું હતું. 'મારા સુકુમાર કુમારો વનમાં કેમ રહી શકશે? આશ્રમજીવનનાં કષ્ટ કેમ સહન કરી શકશે?' એમ એમના જેવા જ્ઞાની રાજાને પણ ઘડીભર મોહ થઈ ગયો હતો. તમે દિલીપ રાજાની કથા પણ સાંભળી હશે. તેઓ વસિષ્ઠ મુનિના આશ્રમમાં રહેવા ગયા હતા. મુનિએ તેમને ઘણા આદરથી

આશ્રમમાં સ્થાન આપ્યુ, પણ તે ભારતવર્ષના મોટા મહારાજા હતા એ કારણે તેમને આશ્રમના નિયમોથી મુક્ત રાખ્યા નહીં. આશ્રમની ભૂમિમાં ભેદ હોય નહીં. રાજા અને નિર્ધન બ્રાહ્મણ બન્ને માટે આશ્રમમાં તો એક જ નિયમ, સરખું જ જીવન. મુનિના આશ્રમમાં કામધેનુની પુત્રી નન્દિની નામની ગાય હતી, તે ચારવા જવાનું કામ દિલીપ રાજાને ભાગે આવ્યુ, અને રાજાએ એ કામ પોતાને સોંપવામાં આવ્યું એ પોતાનું ધન્યભાગ્ય માન્યું.

આવી આપણી આશ્રમની જૂની કલ્પના છે. એટલે તમારા હૃદય આજે ધડકે એ સમજી શકાય એવું છે. આશ્રમ એટલે બ્રહ્મવેત્તા ઋષિઓનાં સ્થાન. તે કોઈ નદીના તટે કે ગિરિતળેટીમાં આવેલાં હોઈ રમણીય તો હોય જ, પણ તે સાથે એ ઘોર વનમાં હોય. ત્યાં તો જેઓ બ્રહ્મચારીનું તપોમય જીવન ગુજારવા ઇચ્છતા હોય તેઓ જ જાય અને તેમનાથી જ ત્યાંનો તાપ જીરવાય. બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવું, ગમે તેવી ટાઢમાં પણ ગંગાજીમાં જઈને ડૂબકી મારવી, નદીમાંથી પાણી ભરી લાવવું, વનમાંથી લાકડાં કાપી લાવવાં, ગાયો ચારવા જવું, આવું કષ્ટમય જીવન. ગુરુની સેવા, ભિક્ષાનું ભોજન અને તેમાં પણ ખૂબ સંયમ. આ બધુ આપણા આત્માને અંદરથી બહુ જ પ્રિય છે, તેવું જીવન ગુજારનાર આશ્રમવાસી બ્રહ્મચારીઓ માટે આપણને માન પણ ઊપજે છે. પણ તેવું જીવન ગાળવા માટે આપણને પોતાને કોઈ આશ્રમમાં જવાનો પ્રસંગ આવે તો આપણને મનમાં ગભરાટ થયા વિના નહી રહે. આપણને થાય છે: "શું આપણે એવા કષ્ટમાં ટકી શકશું? હારીને નાસી તો નહી જઈએ? આપણે તો સામાન્ય વિદ્યાર્થીઓ, માબાપની છાયામાં નિશ્ચિંતપણે ઊછરેલાં. આશ્રમમાં તો ત્યાગી, પવિત્ર, પ્રાણવાન બ્રહ્મચારીઓ જ રહી શકે."

તમારા મનમાં આશ્રમમા આવતાં ગભરાટ થાય એવું બીજુ પણ એક કારણ છે. આશ્રમ સાથે મહાત્મા ગાધીજીની મૂર્તિ તમારી આંખ સામે ખડી થાય છે. એઓનું જીવન કેવું કઠિન, તપોમય છે એ આપણા દેશમાં કોણ નથી જાણતું? તમારામાથી કોઈ કોઈએ એમને પ્રવાસમા ક્યાંક જેયા પણ હશે, અને એમની સભામાં કે પ્રાર્થનામા હાજરી આપી હશે. કોઈએ સાબરમતીને તટે આવેલો એમનો આશ્રમ પણ જેયો હશે, અથવા બીજાઓ પાસેથી તેનું વર્ણન સાંભળ્યુ હશે. પૂ. ગાધીજી પોતાના જીવનમાં એક ક્ષણનો પણ આરામ ભોગવે નહી, ચોવીસે ચોવીસ કલાક અને મિનિટ મિનિટ દેશને અર્પણ કરીને તેઓ વર્તે. રેંટિયાની તેમની ઉપાસના કેવી કડક? પ્રવાસના થાકમાં અને માંદગીની પીડામા પણ

તેમાથી પોતાની જાતને મારી આપે નહીં. એમના વચનમાત્રથી લોકો લાખો રૂપિયાનો ઢગનો કરી દે, છતા પૂ. ગાધીજી તો માત્ર ખાદીના કચ્છથી જ નભાવે એટલો પણ લેવાનો પોતાનો હક છે એમ ન માને, પણ દેશે કૃપાભાવે આપેલી ભેટ-માને

વળી ગાધીજીના આશ્રમમાં રહેણીકરણી કેવી હોય છે એની વાતો પણ તમાર કાને આવી હશે. એ બધીએ તમારો ગભરાટ વધારી મૂક્યો હોય તો આશ્ચર્ય નથી મસાના વગરનો ખોરાક તે કેમ ભાવે? હરિજનો, મુસલમાનો, ખ્રિસ્તીઓ એ સૌની સાથે એક પગતે બેસીને તે કેમ ખવાય? ગધવુ, દળવુ, ખાડવુ,—બધા જ કામો જાતે કરવા એ કેમ બને? અને જાજરૂઓ પણ જાતે જ સાફ કરવાનાં[1] આ તો હદ જ આવી ગઈ ને? વળી તમને એ પણ ગભરાટ રહેતો હશે કે જો ઊગ્યાથી આથમતા સુધી બધુ આવુ આવું જ કર્યા કરવાનું તો પછી અભ્યાસ ક્યારે કરવો? સારા સારા પુસ્તકો ક્યાર વાચવા?

તમારા પહેલા દિવસના ગભરાટનુ ચિત્ર મે આબેહૂબ ચીતર્યું છે ને? તમારા મનમા રમતી ભડકનુ આ પ્રતિબિંબ હુ કેમ રજૂ કરી શક્યો એનુ કોઈને આશ્ચર્ય થવાની જરૂર નથી અમે પણ એક દિવસ તમારી જ જેમ અહીં નવા આવેલા હતા અમારા પ્રથમ દિવસે અમે પણ તમારા જેવો જ ગભરાટ અનુભવ્યો હતો આજે પણ એ ગભરાટમાથી અમે છેક મુક્ત થયા છીએ એમ સમજશો નહી, જો કે અમારામાથી કોઈ અહી આવીને બે વર્ષના, કોઈ ચાર અને કોઈ એથી પણ વધારે વર્ષના જૂના થઈ ચૂક્યા છીએ

ઋષિમુનિઓના જૂના આશ્રમોની, તેમ જ પૂ ગાધીજીના આશ્રમની, આપણી કલ્પના એટલી ઊચી છે કે આપણે પૂર્ણ આશ્રમવાસી ક્યારે થઈ શકીશુ એવો ગભરાટ આપણને નિરતર રહ્યા જ કરે છે

તમારા પ્રથમ દિનના ગભરાટમા અમારી અતરની સહાનુભૂતિ સદા તમારી સાથે જ છે એમ માનજો. આશ્રમવાસી થવાની બાબતમા આપણે જૂના નવાઓ સરખી જ સપાટી ઉપર છીએ સાચા આશ્રમવાસીના પદ પર ચઢવાનુ સૌને બાકી જ છે આપણે સૌ પ્રયત્નવાન છીએ, પૂર્ણ કોઈ નથી તેથી તમે જોશો કે અહી કોઈ કોઈના દોષ કાઢશે નહી, કોઈ કોઈની ટીકા કરશે નહી. હિમાલયના શિખરે ચઢવાની તમને અમને સૌને હોશ છે પણ આપણે કોઈએ હજુ તળેટીનો રસ્તો પણ પૂરો કાપ્યો નથી. કોઈ બે ડગલા આગળ છીએ તો કોઈ બે ડગલા પાછળ, એથી વધારે ફેર નથી તેથી નવાને ગભરાવાનુ કારણ નથી, તેમ જૂનાઓને અભિમાન

કરવાનુંયે કારણ નથી. બન્નેને ખુશી થવાનું કારણ જરૂર છે. અમે જૂના આશ્રમવાસીઓ આજે ખુશી થઈએ છીએ કે તમારા જેવા તાજા, નવા ઉત્સાહથી ભરેલા સાથીઓ અમારી સાથે જોડાયા. કઠણ રસ્તે ચાલતાં અમને જે કંઈ થાક ચડ્યો હશે તે નવલોહિયાઓનો સંઘાત મળતાં ઊડી જશે. તમને પણ આજે આનંદ થશે કે અઘરી યાત્રાએ નીકળતાં તમને અનુભવી યાત્રાળુઓનો સંઘ મળી ગયો.

આશ્રમવાસી થવું એ કઠણ છે એ છુપાવવાની જરૂર નથી, પરંતુ તેમાં ગભરાવા જેવું કશું જ નથી. આપણને ઉત્તમ દેશસેવક થવાની ધગશ છે, તેથી તે માટેની કેળવણી ગમે તેટલી કઠણ હશે તો પણ તે આપણને ફૂલ જેવી હલકી જ લાગવાની છે. આવો, આપણે જૂના અને નવા મિત્રો એકબીજાના હાથ ઝાલીને, લહેર કરતા અને એકબીજાને ટેકો આપતા, આશ્રમી કેળવણીનો પહાડ ચડવા મંડીએ. આવો, આપણે દેશરચનાના કામે લાગીએ તે પહેલાં આત્મરચના કરી એ મહાન કાર્ય કરવાની લાયકાત પ્રાપ્ત કરી લઈએ.

## પ્રવચન ૨જું
# સ્વચ્છતાની ઇન્દ્રિય

આપણા આશ્રમના એક નાના સરખા નિયમ તરફ આજે તમારું સૌનું ધ્યાન ખેંચું છું. તે એ છે કે આશ્રમની ભૂમિમાં મહેરબાની કરીને કોઈએ થૂંકવું નહીં. "કેવી નાની અને નજીવી બાબત!" તમે કહેશો, "આને તે નિયમ કહેવાય?" નાની અને નજીવી બાબત તો ખરી, પણ, આશ્રમના સ્વચ્છતા–વ્યવહારની તે ચાવી છે. કારણ કે જેઓ થૂંકવા જેવી નજીવી બાબતમાં આશ્રમભૂમિ ઉપર મહેરબાની કરશે તેઓ નાકની લીંટ કે ગળફો ગમે ત્યાં ફેંકી આપણી ભૂમિને બગાડશે નહીં જ, તો પછી પેશાબ અને મળવિસર્જન માટે ફાવે ત્યાં ઓઠું જોઈ બેસી જાય એ તો બને જ કેમ?

આશ્રમના આચારવિચારની ઘણી ઘણી બાબતો મારે તમારી પાસે મૂકવાની છે, પણ આ બાબત આજે પહેલામાં પહેલી તકે જ કહી દેવી સારી છે. તમે જોયું કે બપોરે તમારા બિસ્તરા, કપડાં, પુસ્તકો એ તમામ સામાન આપણે તડકામાં નાખ્યો હતો. તમે અમે સર્વ જણે મળીને તેની ખૂબ ઝીણવટથી તપાસ કરી હતી. એ કેમ કર્યું તે તમે જાણી ગયા છો. આપણાં ઘરોમાં માંકડ, ચાંચડ અને જૂ જેવાં મનુષ્યજીવી જન્તુઓની

સામાન્ય રીતે છત હોય છે, અને તમારો સંઘાત સાધીને તેઓ આશ્રમમાં દાખલ થઈ જાય એ આપણે જરા પણ ઇચ્છતા નથી!

તેવાં જ કેટલાંક શરીર વગરનાં જન્તુઓ પણ આપણા સમાજમાં હોય છે, એની તમને ખબર નહીં હોય. આ અશરીરી જન્તુઓ તે આપણી ગંદી ટેવો. ઘરમાં, રસ્તામાં ગમે ત્યાં થૂંકવું, નાક છીંકવું. રસ્તા ઉપર પેશાબ કરવા અને શૌચ કરવા પણ બેસી જવું, આ આપણા ટેવજન્તુઓની એક જાત છે. મોંમાંથી હાલતાં ચાલતાં ગાળો બોલવી એ બીજી જાત. આળસમાં કીમતી વખત બરબાદ કરવો એ ત્રીજી. એવી તો આ ટેવ-જન્તુઓની ઘણી જાતો છે, અને તે એક કરતાં એક ઝેરી છે. પણ આજે તો આપણે પહેલી જાતની જ વાત કરવાની છે. પેલા માકણ ચાંચડની જેમ આ જન્તુઓ પણ આપણે સહેલાઈથી વીણી કાઢી શકીએ એવાં છે, એક વાર તમને તે આંખે ઓળખતાં આવડી જવાં જોઈએ.

થૂંકવા સંબંધમાં ક્યાં થૂંકવું અને ક્યાં નહીં એનો સામાન્ય રીતે સમાજમાં થોડા જ લોકો વિચાર કરતા જણાય છે. થૂંકમાં કઈ મોટી ગંદકી આવી ગઈ, એમ જ લોકો માનતા લાગે છે. ઘણે કરીને એનું કારણ એ હશે કે થૂંક બહુ ચીકણું હોતું નથી, થોડી મિનિટમાં તેનાં ફીણ બેસી જઈ તે જમીનમાં ભળી જાય છે અને અદૃશ્ય થઈ જાય છે. આથી લોકોને તે પાણી જેવું નિર્દોષ લાગતું હશે. પણ ખરી રીતે તે એવું નિર્દોષ હોતું નથી. તે ચીકાશવાળું અને ગંદું હોય જ છે. તે દેખાતુ બંધ થયા પછી પણ માખીઓ તેને પારખી કાઢી તે પર બેસે છે. વળી માણસ રોગી હોય — અને ઘણાખરા માણસો કંઈ ને કંઈ રોગના ભોગ હોય જ છે — તો તે હવામાં ઝેર પણ ફેલાવે છે.

થૂંકેલી જગ્યા પર પગ પડે તો આપણને પગમાં કાંટો વાગવા જેવું થવુ જોઈએ, તો પછી તેવી જમીનમાં બેસવું કે સૂવું એ તો સદન જ કેમ થાય? આપણે આશ્રમમાં આપણી 'સ્વચ્છતાની ઇન્દ્રિય' ખૂબ ખૂબ તીવ્ર બનાવવા ઇચ્છીએ છીએ. આ એક નવો શબ્દપ્રયોગ છે, ખરું ને? તમે પંચ જ્ઞાનેંદ્રિયો અને પંચ કર્મેન્દ્રિયો સાંભળી છે, પણ આ સ્વચ્છતાની ઇન્દ્રિય આજે જ સાંભળો છો. આંખ કાન જેવું તેનુ કોઈ ચોક્કસ અંગ બતાવી શકાશે નહીં, છતાં આપણી અંદર સૂક્ષ્મરૂપે એક વૃત્તિ રહેલી લાગે છે, કે જે સ્વચ્છતા હોય ત્યારે રાજી ગજી થાય છે અને અસ્વચ્છતા લાગતાં દુઃખ અનુભવે છે. આપણે આશ્રમમાં આ સ્વચ્છતાની ઇન્દ્રિયને કેળવીને ખૂબ ખૂબ તીવ્ર કરવા ઇચ્છીએ છીએ. તેમાં અમે ઠીક ઠીક સફળતા મેળવી છે, અને તમે પણ જોતજોતામાં મેળવી લેશો.

સ્વચ્છતાની ઇન્દ્રિય કેળવીએ નહીં તો ઊતરવા મંડે છે અને દિવસે દિવસે એટલી હદે જાય છે કે, આપણને પશુ જ બનાવી દે છે. સામાન્ય રીતે ટાપટીપથી રહેનારા લોકો પણ રસ્તામાં થૂ દઈને થૂંકે છે એ તમે જોયું હશે. એ જ લોકો જો ચેતીને આ ટેવ પર કાબૂ ન રાખે તો ઘરના ખૂણાઓમાં થૂંકની પિચકારીઓ મારતા થઈ જાય છે. એમ કરતાં કરતાં સ્વચ્છતાની લાગણી એવી તો બહેર મારી જાય છે કે ઘરમાં ગળફો નાખતાં પણ એમને સંકોચ થતો નથી.

ભંગીનો ધંધો કરનાર આપણાં કમનસીબ ભાઈબહેનોને જોશો તો તેમની સ્વચ્છતાની લાગણી છેક જ મરી ગયેલી જોવામાં આવશે. શહેરોનાં પાયખાનાં કેટલાં બધાં ગંદાં હોય છે? તેમાંથી તેઓ મેલું કાઢે છે. તે માટે સારાં સાધનો પણ તેમને કોઈ આપતું નથી. લગભગ હાથે ઉસરડીને તેઓને મેલું તાણવું પડે છે. કંગાલ હોવાથી તેમ જ દબાયેલા અને નાહિંમત હોવાથી તેઓને આ સ્થિતિ સહન કરવાની ટેવ પડી ગઈ છે, એમાં માણસજાતના મોભાને ન છાજે એવું કંઈક છે એ લાગણી જ ઊડી ગઈ છે. એ ઢબનું કામ કર્યા પછી 'બહોળું' સ્નાન લેવાની તલબ લાગવી જોઈએ, એને બદલે તેઓને તો હાથ ધોવાની પણ ઇચ્છા રહેતી નથી. ઘણા ભંગીઓ પોતાનું કામ કર્યા પછી પૂરા હાથ પણ ધોયા વિના રોટલો ખાવા બેસી જાય છે, અને તે પણ ગંદાં જાજરૂઓની છાયામાં બેસીને.

આ ચિત્ર ભંગીઓ પ્રત્યે તિરસ્કાર ઉપજાવવા ખેંચ્યું નથી. તેમને તો આપણા સમાજે જ આટલે નીચે ગબડાવી દીધા છે. અને તેથી એની શરમ સમાજને છે. તેમને ઊંચે ચડાવી મનુષ્યની પ્રતિષ્ઠા ઉપર આરૂઢ કરાવવા એ સમાજની ફરજ છે.

ભંગીઓનો દાખલો તો સ્વચ્છતાની લાગણી આખર જતાં કેટલી હદ સુધી બૂઠી થઈ જાય છે એ બતાવવા જ લીધેલો છે. પરંતુ ઉચ્ચ કહેવાતા લોકોની એ લાગણી પણ ઓછી બૂઠી ક્યાં છે? એ જ ગંદાં અને પૃથ્વી ઉપર નરકવાસ સમાં પાયખાનાંમાં તેઓ પોતે રોજ બેસે જ છે ને? પાયખાનાંમાંથી રેલા ચાલ્યા હોય એવી સાંકડી શેરીઓમાં બેસી જ્ઞાતિભોજન લેતી પંગતોના દેખાવ કોણે જોયા નથી? ઘરનાં બારણાં સામે શેરીઓમાં એઠવાડ નાંખવો, પેશાબ કરવો, છોકરાંને દિશાએ બેસાડવાં એ દેખાવો પણ સમાજમાં રોજના છે. એવી શેરીઓની મળમૂત્ર મિશ્રિત જમીનમાં બાળકો રમે, આળોટે એથી લોકોને આઘાત ક્યાં થાય છે? એ શેરીઓની ગંદી માટી વતી હાથ ધોતાં કે વાસણ માંજતાં પણ કોને આઘાત થાય છે? સમાજની સ્વચ્છતાની ઇન્દ્રિય છેક જ ક્ષીણ બની ગઈ છે. તેથી જ આપણને

નદીનાં પાત્ર અને તળાવોને અને ગામનાં રમણીય પાદરોને મળવિસર્જન સ્થાનો બનાવી દેતાં જરા પણ શરમ આવતી નથી.

અહીં આશ્રમમાં બે દિવસ રહેશો એટલામાં તમારી સ્વચ્છતાની આંખ ખૂલવા માંડશે. પક્ષીઓનાં બચ્ચાંની આંખો જન્મતાં બિડાયેલી હોય છે અને થોડા દિવસ પછી ખૂલે છે, એ જાણો છો ને? તેવો અનુભવ તમને થશે. તે આંખ ખૂલતાં પહેલવહેલું તમે શું જોશો? આશ્રમનાં લોકોનાં ફુલફુલાં કપડાં સૌથી પહેલાં તમારી આંખે ચડશે. કારણ કે અહીં અમે ગામડાંના લોકો કરતાં અમારાં કપડાં વગેરે વધારે ઊજળાં રાખીએ છીએ. તરત તમે સાબુ ઉપર જોર મારતા થઈ જવાના! નાહવામાં પણ વધારે પાણી ઢોળતા અને વધારે સાબુ ઘસતા થવાના! આમાં અતિશયતા થાય અને તમે સાબુનો ખર્ચ વધારી મૂકો એ આપણને પોષાય નહીં, છતાં તમને એકદમ વારવા એ પણ ઠીક નથી. સ્વચ્છતાની આંખ માંડમાંડ ઊઘડે છે તે મિચાઈ જાય એ પણ કેમ પોષાય?

આજ આ બધુ તમને કહું છું તેનો હેતુ સમજી જજો. તમારી નવી ઇન્દ્રિય ઊઘડવા માંડે તેથી છકી રખે જતા, પણ તેને સારી રીતે સમજીને કેળવજો. જે જમીનમાં આપણે ચાલવું છે, ફરવું છે, રમવું છે, સૂવું છે ને પ્રાર્થના કરવા તથા કામકાજ કરવા બેસવું છે તે જમીનને થૂંક ઇત્યાદિથી બગાડવી એ તમે તમારા પોતાના મનથી અસહ્ય બનાવી મૂકજો. દાતણ કરીને તેની ચીરીઓ ફેંકવા હાથ ઊપડે કે તરત તેને રોકજો. તેને કહેજો: "અરે હાથ! તુ આ શુ કરે છે? શું તું અમારી પ્રિય ભૂમિને ચીરીઓ વેરીને ભૂંડી બનાવવા માગે છે?" મળ કે મૂત્રત્યાગ વખતે સામાન્ય લોકો એટલો જ વિચાર કરે છે કે પોતાને કોઈ દેખે નહીં. તમે હવેથી એમ આગ્રહ રાખજો કે કોઈ દેખે કે ન દેખે, અમે અમારી ભૂમિને મેલી ને ગંધાતી નહીં જ કરીએ. આપણે અહીં તો તે માટે ખાસ પાયખાનાંની વ્યવસ્થા કરેલી છે, પણ તે ન હોય ત્યાં પણ એટલો ખ્યાલ રાખજો જ કે માણસની અવરજવર ન હોય ત્યાં જઈને બેસવું, અને બેઠા પછી મળ ઉપર માટી ઢાંકી દેવી.

આ બધુ વિવેચન કર્યા પછી એઠવાડ, કાગળિયા, સૂતરના કૂચા વગેરે વગેરે ન વેરવા સંબંધમા વિશેષ કહેવાની જરૂર રહે છે ખરી?

## પ્રવચન ૩જું

# આશ્રમ પ્રીત્યર્થે

જેમ આપણને શરીર છે તેમ આપણા આશ્રમને પણ શરીર છે જુદા જુદા મંદિરો, ઉદ્યોગાનયો, રસ્તાઓ, ચોક, કૂવો, ટાંકું, પાયખાના, વાડી એ સર્વ તેના શરીરના અવયવો છે આપણને પોતાનું શરીર સ્વચ્છ રાખવું કેવું ગમે છે? તેમ આશ્રમને પણ પોતાનું શરીર સ્વચ્છ રાખવું ગમે જ ને? વળી તેને કેવળ સ્વચ્છતાથી સંતોષ નથી તે કંઈક શણગાર પણ ઈચ્છે છે તમને આવી ભાષાની નવાઈ લાગે છે! તમે કહેશો, "આશ્રમ ક્યાં વિચાર કરે છે? આશ્રમને ક્યાં જીવ છે? તેને ક્યાં હાથપગ છે?' અરે, તેને એ બધું છે આપણે સર્વ આશ્રમવાસીઓનો સંઘ તે એનો આત્મા આપણા હાથપગ તે તેના હાથપગ કેવો સુંદર તેનો આત્મા? કદી આળસ કરે નહીં એવો, સેવા માટે નિરંતર થનગનાટ કરતો, સ્વચ્છતા અને સુંદરતા માટે પરસેવો ઉતારવા સદાય તત્પર આવો જેનો આત્મા હોય, અને જેને ફૂટીમંધ હાથ પગ હોય એવો આશ્રમ શા માટે સહેજ પણ અસ્વચ્છતા કે ગંદકી સહન કરે? શા માટે તે સુંદર સુશોભિત અને રમ્ય ન રહે? શા માટે તે પોતાના સુંદર ક્રીડાગણોમાં ગામના બાળકોને રમવા માટે ન આકર્ષે? શા માટે તે પોતાની મનોહર ફૂલવાડીમાં ગામની બાળાઓને ગરબા રમવા ન નોતરે? શા માટે તે પોતાના પવિત્ર ચોકમાં ગામના આબાલવૃદ્ધ સર્વને પ્રાર્થના કરવા ન બોલાવે?

પરન્તુ આશ્રમના મનની આ ઉંડી અભિલાષા પાર ક્યારે પડે? જો તેના હાથપગ સાજા અને તાજા હોય, ઉત્સાહથી ભરેલા તેમ જ બળવાન હોય તમે સૌ સંમત હો તો આપણે આશા રાખીએ કે આપણે — તેના હાથપગો — ઢીલા, પોચા, નિર્બળ અને આળસુ નહીં નીવડીએ

આશ્રમની સ્વચ્છ અને સુંદર રહેવાની મુરાદ, આપણે તેનો હુકમ માથે ચડાવનારા બનીએ તો જ સિદ્ધ થાય તેમ છે આશ્રમ કંઈ રાજાનો મહેલ કે શ્રીમંતનો બંગલો નથી શોખીન શ્રીમંતો નોકર ચાકર રાખીને પોતાના ગૃહો શણગારતા જોવામાં આવે છે પણ આશ્રમ એ રસ્તે જઈ શકે નહીં જવા જાય તો તે આશ્રમ જ મટી જાય આશ્રમને ઉપમા આપવી હોય તો રાજામહારાજા કે શેઠશ્રીમંતની ન જ આપી શકાય, પણ કોઈ ઋષિ મુનિ કે યોગીની જ આપવી જોઈએ તેઓની સુંદરતા અને સ્વચ્છતા

પારખવાની આંખ અત્યંત તીણી હોય, છતાં એ વસ્તુઓ તેઓ પૈસા સાટે ખરીદ કરે નહીં, પણ જાતમહેનતથી .ઉપજાવે અને સંભાળે.

આપણે એ યોગીઓની પદ્ધતિએ જ આપણા માનીતા આશ્રમને સ્વચ્છ, સુંદર અને આકર્ષક રાખવા માગીએ છીએ. નોકરો રાખીને તેમ કરવું આપણને પોસાય પણ નહીં અને આપણને છાજે પણ નહીં. આપણે પોતે જ સેવકો થવા ઝંખનારા, તે બીજા કોની પાસે સેવા કરાવવા જઈશું? આપણે જે કરવાની આવડત અને તાકાત ન ધરાવતા હોઈએ તેમાં બીજાઓની સેવા લઈએ એ તો સમજી શકાય. ઘર ચણવાનું હોય કે કૂવો બાંધવાનો હોય તેમાં બીજાઓની સેવા લઈએ, પણ આપણો આશ્રમ ચોખ્ખો રાખવો એ તો આપણું પોતાનું જ કામ. આપણે પોતાને હાથે, આપણી પોતાની કલાદૃષ્ટિ પ્રમાણે તે કરીએ નહીં ત્યાં સુધી આપણા આત્માને સંતોષ જ વળે નહીં.

આપણો આશ્રમ ઘણો વિશાળ છે. ઓછામાં ઓછાં ચાર વીઘાં જમીનમાં તે પથરાયેલો છે. તેની સફાઈ કરવી અને તે આપણી સૂક્ષ્મ કલ્પના પ્રમાણે, એ કાંઈ નાનુ સૂનું કામ નથી. પરંતુ આપણે શા માટે ગભરાઈએ? જો કામ વિશાળ છે તો આપણી પાસે કામ કરનાર હાથ પગની પણ ક્યાં ખોટ છે? વળી હવે તો અમારા મંડળમાં તમે આટલા બધા નવા મિત્રો ભરતી થયા છો. સફાઈનાં કામો વહેંચવા બેસીશુ ત્યારે ભાગે પણ નહીં આવે, અને કદાચ તમારામાંથી કેટલાકને નિરાશ થવુ પડશે. મુદ્દલ ભાગ મળ્યા વિનાના તો કોઈને રહેવા નહીં દઈએ એની ખાતરી રાખજો! પણ કદાચ કોઈને મનપસંદ કામ પહેલે જ દિવસે મળે નહીં એવો સંભવ ખરો. તેમણે મહેરબાની કરી નારાજ ન થવું. આપણે દર અઠવાડિયે ટુકડીઓ અદલબદલ કરીએ છીએ. આ અઠવાડિયે મનપસંદ કામ ભાગમાં નહીં આવે તો પછીના એકાદ અઠવાડિયે તો જરૂર આવશે.

આપણી પાસે આશ્રમ સફાઈ અંગે ક્યાં ક્યાં કામો કરવા જેવાં છે તેની હવે તમને કલ્પના આપીશ —

૧. આશ્રમનાં ૧૦ પાયખાનાં તથા ૬ પેશાબખાનાંઓની સફાઈ કરવી.

૨. રસ્તાઓ તથા ચોક વાળવા.

૩. કુંડ, કૂવો, તથા તેને લગતી પાણીની નીકો સાફ કરવી.

૪. એઠવાડના ખાડાઓ પૂરવા અને નવા ખોદવા.

૫. આશ્રમની ગૌશાળાનુ વાસીદુ કાઢવુ, તથા ઉકરડાઓની હેરવફેરવ કરવી.

૬. છાત્રાલયો, વિદ્યાલય, ઉદ્યોગાલયો, ઔષધાલય, વાચનાલય, સંગ્રહાલય વગેરે સાર્વજનિક મકાનોની સફાઈ કરવી.

તે ઉપરાંત કેટલાંક કામો એવાં છે કે જેને સફાઈમાં ગણી શકાય નહીં, પણ આશ્રમની સગવડ અને સુંદરતા વધારનારાં હોઈ આપણે તે આવશ્યક ગણીએ છીએ. તે આ છે —

૭. રહેંટ ચલાવી નાહવા ધોવા માટેનો કુંડ ભરવો.

૮. વાડીનાં ફૂલઝાડો તથા કલમોને પાણી પાવું, તથા ચોક વગેરેમાં છંટકાવ કરવો.

૯. છબીઓ, નકશાઓ, સૂત્રપાટિયાં વગેરે સાફસૂફ કરવાં, ફેરબદલ કરવાં.

૧૦. કલામંડપની નિત્ય નવી સજાવટ કરવી.

તમે જુઓ છો કે આશ્રમ સારો ને શોભીતો રાખવો હોય તો કામો ઓછાં નથી. આટલાં તો અમે આજસુધીના અમારા અનુભવ પ્રમાણે અને અમારામાં જેટલી રસિકતા અને કલાપ્રિયતા છે તે પ્રમાણે કરતા આવ્યા છીએ. તમે નવી આંખે કંઈ નવા કામો શોધી સૂચવશો તો તે આપણે ખુશીથી આપણા કાર્યક્રમમા સ્વીકારી લઈશું.

સ્વચ્છતા અને સુંદરતા માટે આશ્રમે નોકર ન રાખવાની એક મર્યાદા બાંધી છે એ હું કહી ગયો. તે અંગે એક બીજી મર્યાદા પણ છે. તે એ કે આ કાર્યમાં દૈનિક ૪૫ મિનિટથી વધારે વખત કોઈને આપવો પડવો ન જોઈએ. એટલા વખતની હદમાં રહીને અમે સુખેથી પોતપોતાનું ભાગે આવતુ કામ કરીને પરવારી શકીએ છીએ. અલબત્ત તે માટે પહેલાં તો દરેક કામમાં પૂરતી સંખ્યામાં ટુકડી હોવી જરૂરની છે. બીજું, ટુકડીઓ ઠીક ચપળતા અને કુશળતાથી કામનો ઉકેલ કરે એ પણ જરૂરનું છે. ત્રીજું, દરેક ટુકડી પાસે ઝાડુ, પાવડા, કોદાળા, ડોલ, ટોપલા વગેરે સાધનો પૂરતા પ્રમાણમાં હોય એ પણ જરૂરનું છે. આ બધાં પ્રમાણો આપણે અનુભવથી નિશ્ચિત કરેલાં છે. તમે કામે લાગશો ત્યારે તે જોશો જ.

આપણી દિનચર્યામાં આ રોજના ૪૫ મિનિટના સમયને આપણે 'આશ્રમપ્રીત્યર્થે' અપાતો સમય કહીએ છીએ. દરેકે દરેક આશ્રમવાસી એટલો સમય રોજ આપે જ એવી આશ્રમ તેમની પાસે અપેક્ષા રાખે છે. શિક્ષકો, વિદ્યાર્થીઓ, ખાદીકાર્યકરો, ખાદીવિદ્યાર્થીઓ, કાર્યકરોનાં ઘરનાં સ્ત્રીઓ તથા બાળકો એ સર્વ પોતાની ૪૫ મિનિટ આશ્રમપ્રીત્યર્થે પ્રેમથી આપે છે. આશ્રમમાં વસનાં વણકર કુટુંબોને આશ્રમના સર્વ નિયમો લાગુ ન પડે, છતાં તેઓ પણ પ્રેમથી આશ્રમપ્રીત્યર્થે પોતાનો વખત આપે છે. કોઈ કોઈ કાર્યકર્તાઓને પોતાની ફરજ અંગે બાગરે

ફરવા જવાનું હોય છે, પરન્તુ તેઓ પણ આશ્રમમાં હાજર હોય ત્યારે આશ્રમપ્રીત્યર્થેના કામમાં ભાગ ભરવાનું ચૂકતા નથી.

સ્વચ્છતા અને શોભાનાં દસ કામો ઉપર ગણાવ્યાં તેમાંથી સૌથી શ્રેષ્ઠ અને માનનું કામ અમે કયું ગણીએ છીએ તે કહું? તે છે પાયખાનાં સફાઈનું કામ. આપણે ત્યાં તેને 'મહાકાર્ય' એવું ગૌરવભર્યું નામ આપવામાં આવેલું છે. આશ્રમના મુખ્ય કાર્યકર્તાઓમાંથી કોઈ ને કોઈ તો એ કામમાં રોજ હોય જ, એવો અમે અમારે માટે નિયમ રાખ્યો છે. ઉત્સાહી અને સેવાભાવી વિદ્યાર્થીઓ તે કામ ભાગે આવે એમ હંમેશાં ઇચ્છે છે, અને બીજાઓની દયા ખાઈ તેમને તેમાથી દૂર રાખવા પ્રયત્ન કરે છે. તમને પણ દૂર ગમે એવો ડર છે. નવા મિત્રોને હુ સાવચેત કરવા ઇચ્છુ છું.

આશ્રમપ્રીત્યર્થે ફક્ત ૪૫ મિનિટ ખર્ચી અને દેવોને પણ દુર્લભ એવી સ્વચ્છતા અને સુંદરતા અને ઠંડક માણો. એ સુખ એક વાર જેની દાઢે લાગે છે તેને તેનું વ્યસન લાગે છે. પછી તો અસ્વચ્છ જગ્યામા તે હવા વિનાની જગ્યામાં પુરાયેલા પ્રાણી જેવો ગૂંગળાય છે. સ્વચ્છતાનો પ્રેમ આપણા સૌની રગેરગમાં એવો ઊતરી જાય તો આશ્રમનાં ઘણાં શિક્ષણોમાંનું એક શિક્ષણ આપણને ફળ્યું એમ હુ સમજીશ.

પ્રવચન ૪ થું

## આપણું યજ્ઞકર્મ

જેમ આપણે દરેક આશ્રમવાસી રોજ ૪૫ મિનિટ આશ્રમ પ્રીત્યર્થે આપીએ છીએ, તે જ રીતે દરેકે માતૃભૂમિ પ્રીત્યર્થે યજ્ઞકર્મ કરવામાં એક કલાક આપવો એવો પણ આપણા આશ્રમમાં નિયમ છે. રોજ બપોરે એક કલાક સર્વ આશ્રમવાસીઓ ભેગા મળી આપણે સમૂહકાંતણ કરીએ છીએ એ તમે રોજ જુઓ છો અને તેમા તમે રોજ ભળવા પણ લાગ્યા જ છો. આ જ આપણું યજ્ઞકર્મ.

સામાન્ય ભાષામા અગ્નિમા ઘી આદિ હોમવા એને યજ્ઞ કહેવામા આવે છે. તેવો યજ્ઞ કરવા આપણી પાસે ઘી નથી. આપણા દરિદ્ર દેશમાં કુમળા બાળકોને પણ ઘી દૂધ ખાવા મળતા નથી પણ આપણી પાસે એક બીજું ઘી છે. તે ઘીની હિંદમાતાના દૂબળા પડી ગયેના દેહને ઘણી જ જરૂર છે. તે ઘી છે આપણા પોતાનો પરસેવો. યજ્ઞનુ પુણ્ય કમાવુ આપણે, અને બારોબાર ગામને દોહી તેનું ઘી હોમવુ, એ આપણને પસંદ નથી.

આપણે તો માનીએ છીએ કે આપણા પોતાના હાડમાંથી લોહીને વલોવીને જે ઘી ઉત્પન્ન કરીએ તે જ સાચું ઘી અને તે ઘી હોમીએ તે જ સાચો યજ્ઞ. મારા કહેવાની મતલબ તમે સમજી ગયા હશો જ. દિવસમાં એક કલાક હિંદમાતાને ખાતર શરીરશ્રમ કરવો — સૂતર કાંતવું — એને જ આપણે યજ્ઞ માનીએ છીએ.

દેશને ખાતર સર્વ દેશસેવકો ઓછામાં ઓછો અરધા કલાકનો શરીરશ્રમ આપે — કાંતે એ પૂ ગાંધીજીની મૂળ કલ્પના છે. આ કેટલી ભવ્ય અને સુંદર કલ્પના છે? આપણા વિશાળ દેશમાં મેંકડો શહેરો અને લાખો ગામડાંઓ છે. તેમાં આપણા જેવા કેટલાયે આશ્રમો હશે અને નવા નીકળશે. કેટલાંયે ખાદી અને ગ્રામઉદ્યોગોનાં કેન્દ્રો હશે. કેટલાંયે મેવાદળો અને સમિતિઓ હશે. કેટલીયે શાળાઓ અને મહાશાળાઓ અને ઉદ્યોગશાળાઓ હશે. કેટલાંયે ઉત્સાહી દેશભક્તોનાં કુટુંબો હશે. એ સર્વેમાં આ યજ્ઞનો નિયમ પાળવામાં આવે તો કેટલું ભવ્ય!

આપણા આશ્રમ જેવી નાની સંસ્થામાં આપણે આશ્રમ પ્રીત્યર્થે રોજ થોડો સમય અર્પણ કરીએ છીએ, તેટલાથી તેની સૂરત કેવી સુંદર થઈ જાય છે? આપણે એટલો યજ્ઞ ન કરતા હોઈએ તો આશ્રમ ગંદો, ગંધાતો, રોગનું ઘર બની જાય અને તેમાં રહેતાં આપણા મનને કોઈ જાતનો ઉલ્લાસ લાગે નહીં. આપણાં ગામડાંઓમાં દરેક ગ્રામવાસી એકજીવ બની રોજ પોતાના વહાલા ગામને ખાતર થોડો પણ વખત આપતાં નથી તેનું ખરાબ પરિણામ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. ગામડાંઓ કેટલાં મેલાં, રોગિષ્ટ, ભૂખ્યાં, બેકાર અને અજ્ઞાન જોવામાં આવે છે? હિંદુસ્તાન દેશની સ્થિતિ પણ એવી જ નૂર વિનાની થઈ છે, કારણ કે તેનાં સંતાનો પોતાની માતૃભૂમિને અર્થે રોજ થોડો પણ યજ્ઞ કરતાં નથી

"દેશને ખાતર સૌએ કાંઈક યજ્ઞ કરવો જોઈએ એ કલ્પના તો સરસ છે. પણ એ માટે શરીરશ્રમ જ કરવાની શી જરૂર?" કોઈ કહેશે. "એ કરતાં દરેક હિંદી થોડા પૈસા આપે — ધારો કે દર વર્ષે ચાર આના આપે તો વધારે સારું નહીં? ચાલીસ કરોડ હિંદીઓ વાર્ષિક ચચ્ચાર આના આપે તોયે દસ કરોડ રૂપિયાનો ફગવો થાય. તેમાંથી દેશહિતનાં જે કામો કરવાં હોય તે કરી શકીએ."

આમ ત્રિરાશિનો દાખલો ગણી કાઢવો સહેલ છે પણ વરસે દસ કરોડ રૂપિયા ભેગા કરવા તેટલા સહેલા નથી રાષ્ટ્રીય મહાસભા જેવી સમર્થ સંસ્થા આપણા દેશમાં સ્વરાજ્ય માટે કેટલી લડતો કરી રહી છે? લોકોમાં તે કેટલી માનીતી છે? તેણે પોતાનું લવાજમ ચાર આના જેવું

બહુ જ જૂજ રાખેલું છે. છતાં તેના દફતરે દસ લાખ સભ્યો પણ માંડ માંડ નોંધાય છે. તેનાં કારણોમાં મોટામાં મોટું કારણ લોકોની અસંત કંગાલ દશા છે. તમે કહેશો, "એટલું બધું દારિદ્ર દેશમાં છે જ ક્યાં? લોકો તો જરા જરામાં ચાર આનાની બીડીઓ ફૂંકી નાખે છે, બે ચાર માઈલ ચાલવાનો શ્રમ બચાવવા મોટરખટારાવાળાને ચાર આના આપી દે છે." આ તો તમે ઉપલા થરના લોકોનું ચિત્ર દોર્યું, જેઓને દેશની ઓછી જ પડી હોય છે. તેઓમાંથી દેશની ભાવનાવાળા હજારે એક પણ ભાગ્યે જ નીકળશે. વળી જેઓ દેશને અર્થે ચાર આના આપવાની તૈયારી બતાવશે તેઓ પણ ઘરના નાના મોટા દરેક જણ દીઠ થોડા જ ચાર ચાર આના આપે છે? ઘરનો મુખ્ય માણસ હશે તે જ આપશે. એટલે આખરે તો ઉપલા થરમાંથી દર હજાર ઘરે એટલે કે દર ચાર કે પાંચ હજાર માણસે ચાર આના આપનારો એક માણસ તમને મળશે.

આ તો આપણે ઉપલા વર્ગની વાત કરી. પરંતુ આપણા દેશની મોટી વસ્તી તો અત્યંત ગરીબ, બેકાર, અજ્ઞાનમાં ડૂબેલા લોકોની છે. શહેરી લોકો પોતાનાં શહેરોમાં અને બજારોમાં અને રેલગાડીઓમાં જ ફર્યા કરે. એમને આ જનતાનાં દર્શન પણ બહુ થતાં નથી. આપણે તો ગ્રામસેવકો છીએ, અને સાચા ગ્રામસેવકો થવાની ઇચ્છા ધરાવનારા છીએ. આપણે આ દરિદ્ર પ્રજાને રોજ જોઈએ છીએ, તેમની વચ્ચે જ વસીએ છીએ. એમ સમજો કે તમે આપણા આશ્રમની આજુબાજુ આવેલી ઝૂંપડીઓમાં ફરી વળો છો. તમે દેશ માટે ચાર આના ઉઘરાવવા માગો છો. તમને ખાતરી છે કે આપણા ગામનાં ૨૦૦ ઘરોમાંથી ૧૫૦ ઘરોમાં તો તમને આ કામ માટે પગ મૂકવાની પણ હિંમત નહીં થાય. તરત તમારું મન તમને અંદરથી ડંખશે. ગરીબ લોકો હંમેશાં પ્રમાણમાં ઉદાર હોય છે, એટલે શહેરીઓની જેમ તેઓ તમારું મો તોડી લેશે નહીં. કેટલાક તમને રાજી કરવા ખાતર પાવલી કાઢી આપશે, અને પોતે અને બાળકોએ ખાધું છે કે ભૂખ્યા છે એની તમને ખબર પણ પડવા નહીં દે. પણ જો તમે છેક અવિચારી અને લાગણી વિનાના નહીં હો તો તમને જ એમ થશે કે આ ચાર આના ઉપર પહેલો અધિકાર એ ઝૂંપડીનાં બાળકોનો જ હોવો જોઈએ. જ્યાં સુધી તેમને ટીપું દૂધ મળ્યું નથી, જ્યાં સુધી તેમના પેટનો ખાડો પૂરો ભરાયો નથી ત્યાં સુધી દેશના નામે કે ઈશ્વરના નામે કે કોઈના પણ નામે તેમના ચાર આના લેવાનો આપણને હક નથી. ખરી રીતે એ બાળકો અને એમનાં માબાપો એ જ સાચો હિંદુસ્તાન છે. એમની પાસેથી વળી બીજા કયા દેશને માટે આપણે ચાર આના ઉઘરાવવા? આપણે તો તેમની

પાસેથી પૈસા લેવાને બદલે તેમને વધારે પૈસા મળે એમ કરવાનુ છે, તે માટે તેમને પૂરતું કામ મળે અને તેમની કમાણીમા વધારો થાય એ. પ્રયત્ન કરવાનો છે. હવે તમે સમજી શકશો કે ચાર આના જેવી નજીવી રકમનો યજ્ઞ પણ દેશની ગરીબાઈ જોતા કેટલો ભારે બની ગયો

આપણી સ્થિતિ આવી હોવા છતા દેશની આખી જનતામા માતૃભૂમિ માટે કંઈ પણ યજ્ઞ કરવાની ભાવના તો જગાડવી જોઈએ જ. જો આપણને કોઈક દિવસ સ્વરાજ્ય જોવાની ઇચ્છા હોય તો આપણે આ દીન દરિદ્ર ઝૂંપડીવાસી હિંદીઓ પણ પોતાના વહાના દેશને ખાતર શું આપી શકે તેની શોધ કરી જોઈએ તે એવી વસ્તુ હોવી જોઈએ કે જે આપતા તેમની ભાવના પોષાય, પણ તેમનાં બાળકોના ખોરાકમાથી પળી દૂધ ઓછુ થાય નહીં હા, તેઓ થોડો વખત, થોડા વખતની જાતમહેનત જરૂર આપી શકે જો કે દરિદ્રતાને લીધે તેઓની શક્તિ ક્ષીણ થઈ ગયેલી છે, તેમ છતા તેઓ કલાક અરધા કલાકનું કામ પોતાના દેશને ઘણી જ ખુશીથી અર્પણ કરશે.

દેશના લોક-આત્માને સાચેસાચો પિછાણનાર ગાધીજીએ આ શોધ કરી છે. પણ શહેરીઓ, ભણેલા ગણેલાઓ, ઉપલા થરના લોકોમા આ કલ્પના લોકપ્રિય થઈ નથી તેના કારણો છે. એક તો તેમને જાતમહેનતનો કંટાળો હોય છે. વળી શરીરશ્રમ કરવો એ હલકુ અને મજૂરોનું કામ છે એવા સંસ્કારમા તેઓ ઊછર્યા હોય છે માંદા પ્રિયજનોની માવજત, વહાનાં મહેમાનોનુ આતિથ્ય, એવા એવા કામો તો સામાન્ય રીતે માણસને જાતે જ કરવાનુ ગમવુ જોઈએ પણ ઉપલા થરના સમાજમા જોઈએ તો આ કામો પણ નોકરો મારફત લોકો કરાવતા જોવામા આવે છે આવા લોકોમાથી દેશને અર્થે કંઈક શરીરશ્રમ કરવા તૈયાર થાય એવા ઘણા નીકળે એ આશા વધારે પડતી છે એ કલ્પનાને તેઓમાના ઘણાખરા હસી કાઢે છે એમા નવાઈ પામવા જેવુ નથી પણ મહેનતુ ગામવાસીઓને આ કલ્પના તદ્દન સ્વાભાવિક લાગશે. જો સેવકો તેમની પાસે યોગ્ય રીતે રજૂ કરશે તો તેઓ બહુ જ આનંદથી તે ઝીલી લેશે નાના બાળકો તેમ જ બહેનો સહિત તેઓ સર્વ પોતાની માતૃભૂમિ માટે ઘણા જ પ્રેમથી અરધો કલાક અર્પણ કરશે.

પણ અરેરે! તેમની પાસે તે કલ્પના લઈ જાય એવા સેવકો જ કયા છે? થોડા ઘણા છૂટાછવાયા જોવામા આવે છે તેમને પોતાને જ એમા રસ પડતો નથી તેઓ પણ શહેરી અને ઉપલા થરમાંથી આવેલા ખરા ને? બાળપણથી બધાયેલી પ્રકૃતિમાથી છૂટવુ ઘણું જ મુશ્કેલ છે આપણે આ

આશ્રમમાં એવી કેળવણી લેવા ઇચ્છીએ છીએ કે આપણે સાચા દેશસેવકો બનીએ, આપણી દરિદ્ર જનતાને જેવા સેવકો જોઈએ છે તેવા જ આપણે બનીએ.

મહેનતુ લોકોને મહેનતુ સેવકો જ ગમે. આપણે સેવકો તેમના જેવા મહેનતુ હોઈએ તો જ તેમને આપણા ઉપર વિશ્વાસ બેસે. આપણે પોતે દેશ માટે યજ્ઞ કરતા હોઈએ તો તેઓ પણ ખુશીથી તેવો યજ્ઞ કરતા થાય. તેઓને પેટને ખાતર કાળી મહેનત કરવી પડે છે, છતાં જો તેમને આપણે સમજણ પાડીએ, દેશપ્રેમની ભાવના તેમનામાં જાગ્રત કરીએ તો તેઓ જરા પણ કચવાટ વિના દેશને ખાતર અરધા કલાકનો શરીરશ્રમ આપવા તૈયાર થશે. લક્ષાધિપતિ પોતાની ભરી તિજોરીમાંથી કોઈને પૈસો આપે છે તો પણ ઘણી વાર મોં બગાડીને તે ફેંકે છે. આપણા દરિદ્ર લોકોની તિજોરીમાં તો હાથપગ સિવાય બીજું કાંઈ નથી. તે પણ પેટને ખાતર થાકતાં સુધી વાપરેલાં હોય છે. છતાં તેઓ દેશને ખાતર અરધા કલાકનું કામ આપશે તે વખતે તેમનું મોં આનંદથી હસતું હશે. તેઓ એટલી દેશસેવા કરવાની તેમને તક મળી તે માટે પરમેશ્વરનો આભાર માનશે. તેમનું આનંદિત મુખ જોઈ આપણને સેવકોને પણ ઉત્સાહ ચડશે અને આપણામાં મહેનત કરવાનો કંટાળો હજુ રહી ગયો હશે તો તે ઊડી જશે. તેઓના આત્માની સાથે શરીરશ્રમ મારફત આપણા આત્માનું અનુસંધાન થશે.

આવી ભાવનાથી આપણે આપણા આશ્રમમા રોજ એક કલાકનું યજ્ઞકર્મ નિયમપૂર્વક કરીએ છીએ. હજુ આપણે પણ તેના પાલનમા પૂરો રસ બતાવી શકયા નથી. સર્વ કાર્યકર્તાઓ વખત સાચવી શકતા નથી. કામ પ્રસંગે બહાર જઈએ ત્યા યજ્ઞનો સમય આપણે ડૂબવા દઈએ છીએ. આશ્રમવાસીઓની જ આવી સ્થિતિ છે ત્યા ગામવાસીઓમા રસ પેદા ક્યાંથી થાય? પણ કલ્પના હજુ નવી છે. જ્યારે તે પાકશે, ત્યારે આપણે આશ્રમવાસીઓ આ નિયમ એક વ્રતરૂપે પાળીશું ત્યારે કોઈક દિવસ ગામની પ્રજામા પણ તેને લોકપ્રિય કરી શકશું. આપણી આશા તો એટલે સુધી છે કે તમે સર્વે યજ્ઞકર્મ કરવાના આગ્રહી થશો એટલે ભવિષ્યમા તમારા કુટુંબોમાં, તમારાં સગાવહાલાંઓ તથા મિત્રોના ઘરોમાં તમે તે દાખલ કરશો. તમે ભવિષ્યમાં નવા આશ્રમો ચલાવશો તો ત્યા પણ તમે તેને લઈ જશો. એમ આખાયે દેશમા યજ્ઞકર્મના નિયમનો ફેલાવો કરવાની આપણને અભિલાષા છે.

પ્રવચન ૫ મુ

## સૂત્રયજ્ઞ જ કેમ?

ગઈ માનની વાતચીતની જ આજે મારે જરા પુરવણી કરવી છે દેશને અર્થે રોજ મતનાનો નિયમ રાખવો એને યજ્ઞ એવુ પવિત્ર નામ કેમ આપવામા આવ્યુ છે એનો મુખ્ય ખુલાસો તો ગઈ માને આવી ગયો તે ઉપરાત એ નિયમ પાળવામા આપણા દિલમા બીજી પણ અનેક પવિત્ર અને ભક્તિભરી ભાવનાઓ ભરેલી છે તે બધી મેળવવાથી આપણને આપણા સૂત્રયજ્ઞમા ઓર આનદ પ્રગટે છે, અને તે માટેનો આગ્રહ હાડમા ઊતરી જાય છે

પ્રથમ તો યજ્ઞનુ વ્રત સ્વીકાર્યું એટલે તેનુ પાલન અખડ–અતૂટ થવુ જોઈએ સગવડ હોય ત્યારે યજ્ઞ આચરીએ અને જરા અગવડ પડતા તે ભૂલી જઈએ તો તેવા કામને યજ્ઞનુ પવિત્ર નામ નહીં શોભે

બીજી દેશાથે ચાલતો યજ્ઞ આખા દેશમા ઠરાવેલા વખતે શરૂ થવો જોઈએ અને ઠરાવેલા વખતે પૂરો થવો જોઈએ તેનો પ્રચાર હજુ દેશમા બહુ થયો નથી પણ થોડી સસ્થાઓમા થયો છે ત્યા મધ્યાહ્નનો વખત તે માટે રાખવામા આવ્યો છે આપણા આશ્રમમા પણ એ જ સમય રાખીને આપણે સમાનધર્મી અન્ય યાજ્ઞિકોની સાથે આપણું અનુસધાન કરીએ છીએ

યજ્ઞ માટે ત્રીજુ જરૂરનુ તત્ત્વ એ છે કે આખા દેશમા યજ્ઞ માટે કરવાનો કોઈ ચોક્કસ સર્વસામાન્ય શરીરશ્રમ હોવો જોઈએ પૂ ગાધીજીએ તેવા શ્રમ તરીકે સૂતર કાતવાનો રાષ્ટ્રીય ઉદ્યોગ પસદ કરેલો છે

યજ્ઞમા ચોથુ તત્ત્વ એ હોવુ જોઈએ કે તેનુ ફળ આપણે જાતે ખાઈ જવાનુ ન હોય પણ પરોપકાર અર્થે અર્પણ કરવાનુ હોય તેથી આ આપણા સૂત્રયજ્ઞમા આપણે જે સૂતર કાતીએ તે આપણે દેશને અર્પણ કરીએ છીએ

યજ્ઞનુ પાચમુ તત્ત્વ એ છે કે આપણા સામાન્ય સ્વાર્થના કામો કરતા યજ્ઞકર્મ કરવામા પ્રેમનો ઊભરો ઘણો વધારે હોવો જોઈએ તેમા શ્રમચોરી તો હોય જ કેમ? આપણી વધારેમા વધારે ઝડપ આપણી વધારેમા વધારે આવડત અને કળા આપણો આખો આત્મા તેમા રેડીએ ત્યારે જ તે યજ્ઞના નામને પાત્ર થાય હિંદમાતાને અને સ્વરાજ્યને નામે જે કામ કરીએ તેમા આપણે આત્મા નહીં રેડીએ તો બીજા શેમા રેડીશુ?

આશા છે કે આપણા યજ્ઞની પાછળ રહેલી આ સઘળી ભાવનાઓ તમને ગમી જશે, અને તમે પૂર્ણ દેશભક્તિ સાથે આ યજ્ઞમાં ભળશો.

સૂત્રયજ્ઞની પસંદગી વિષે એક બીજો પણ ખુલાસો કરી લઈએ. દેશ અર્થે સૌએ કંઈક શરીરશ્રમ કરવો જોઈએ એ સિદ્ધાંત તમે સ્વીકારી લેશો, છતાં તે માટે સૂત્રયજ્ઞ જ કેમ પસંદ કર્યો એ શંકા રહી જશે. તમે કહેશો : "કાંતવું એ શરીરશ્રમ કેમ કહેવાય? એ તો બેઠાડુ કામ છે. એમાં શ્રમ જ ક્યાં છે? ખેડૂતો જે ભારે મહેનત કરે છે તેના પ્રમાણમાં તો આ કામ રમત સમાન છે. દેશને માટે કરવાનું કામ તો કંઈક ભારે મહેનતનું પસંદ કરવું ન જોઈએ — જે કરતાં માણસના મનને 'મેં આજે કંઈક કર્યું' એવો ધરાયાનો ઓડકાર આવે?"

સૂત્રયજ્ઞની પસંદગી પાછળ કેટલીક દૃષ્ટિઓ રહેલી છે. તેમાં મુખ્ય દૃષ્ટિ એ છે કે તે કામ રાષ્ટ્રીય મહત્ત્વનું હોવું જોઈએ. રેંટિયો જ તેવું મહત્ત્વ ધરાવે છે. આ મુદ્દાનો વિસ્તાર આગળ ઉપર એક દિવસ કરવા ઇચ્છું છું. આજે એટલું જ ચીંધી દેવું બસ છે કે રેંટિયાનું કેટલું રાષ્ટ્રીય મહત્ત્વ છે તે તેને આપણા રાષ્ટ્રધ્વજમાં સ્થાન આપવામાં આવ્યું છે તે પરથી પુરવાર થાય છે.

આ ઉપરાંત યજ્ઞકર્મમાં સૌ ભળી શકે એમ આપણે ઇચ્છીએ છીએ. તેથી તે હળવું કામ હોય તો સારું. કાંતવાનું કામ એવું છે કે બાળકો, બહેનો, બુઢ્ઢાઓ, બીમારો — જેમની ઇચ્છા હોય તેઓ સર્વ સહેલાઈથી તેમાં ભળી શકે છે. નાજુક બાંધાના શહેરીઓને દેશભક્તિ ઊભરાય તો તેઓ કાંતવાનો યજ્ઞ સહેજે કરી શકે. કોદાળી ચલાવવાની હોય તો તેમનો ઉત્સાહ નબળી તબિયતને કારણે કદાચ ઓસરી જાય. ગામડાંની મહેનતુ જનતા માટે પણ આ કામ હળવું છે તે સારુ જ છે. તેઓ ભારે મજૂરી કરીને થાકેલા હોય એટલે વધારાના ભારે કામની તેમની પાસેથી આશા રાખવી યોગ્ય નથી. રેંટિયો તો એવો છે કે મહેનતુ માણસોને તે કામ ન લાગતાં આરામ લીધા જેવું જ લાગે છે.

રેંટિયો કાંતતાં શીખવું એ પ્રમાણમાં સહેલું કામ છે, કોઈ પણ માણસ શીખવા ધારે તો તેને વહેલું વહેલું આવડી જાય તેવું છે. સુતારી, લુહારી જેવાં કામો યજ્ઞ માટે રાખ્યાં હોય તો તેમાં ભળવાની આવડત મેળવતાં જ લોકો ધીરજ ખોઈ બેસે.

કાંતવાનો યજ્ઞ પસંદ કરવામાં બીજી પણ એક દૃષ્ટિ છે. કાંતવામાં વપરાતું ઓજાર સસ્તું અને સુલભ છે, અને કાંતવામાં વપરાતું સાધન — રૂ

તે પણ દેશમાં લગભગ બધી જગ્યાએ સહેજે મળી શકે છે. ખેતીકામ ઘણું ઉમદા છે, પણ યજ્ઞ તરીકે તે રાખવામાં કેટલી મુશ્કેલી છે? ખેતીવાડીમાં હળ બળદ વગેરે વસાવવાં પડે અને પહેલી વાત તો એ કે જમીન જોઈએ. બીજા ઉદ્યોગો લઈએ તો પણ કીમતી ઓજારો અને કામ કરવાની વિશાળ જગ્યા જોઈએ. કુંભારકામ જેવા કેટલાક ઉદ્યોગોમાં ઓજાર બહુ જૂજ જોઈએ છે એ ખરુ, છતાં તેને માટે જગ્યા કેટલી બહોળી જોઈએ?

૬ રેંટિયો પણ આમ જોતાં ગરીબ દેશવાસીઓ માટે સોંઘો તો ન ગણાય એ ખરું છે. પણ તે તો આપણે ખાદી ભંડારમાં ખરીદવા જઈએ છીએ તેથી. તે લોકપ્રિય થશે ત્યારે તો આપણું ઘરનું લાકડું આપી ગામના સુતાર પાસે આપણે તે ઘડાવી લેતા હોઈશું. વળી હવે તો ધનુષ તકલીની શોધ થઈ છે. તે વાંસ કે લાકડાંના નકામા ટુકડાઓમાંથી બનાવી શકાય છે. ને બનાવવા કોઈ કારીગર પાસે પણ જવાની જરૂર નથી. આપણે પોતાને હાથે સાધારણ ચપ્પુની મદદથી તે બનાવી શકીએ છીએ. અથવા ધનુષ તકલી સુધી જવાની યે ક્યાં જરૂર છે?

"તકલી મારી વાહ મજાની  
ગાંધી બાપુએ વખાણી,  
એ તો કેવી આનંદ કેરી વાત છે!"

આપણી સાદી, સુંદર, નાની, નમણી તકલીથી પણ આપણું કામ સારી રીતે સરી જાય છે.

આમ જેટલી રીતે જુઓ તેટલી રીતે કાંતવાનું કામ યજ્ઞકર્મ માટે અનુકૂળ અને યોગ્ય છે. 'મારા દેશને માટે મારે રોજ યજ્ઞ કરવો છે, શરીરશ્રમ કરવો છે' એટલી ભાવના હૃદયમાં જાગવી જોઈએ. તે જાગી હશે તો સૂત્રયજ્ઞમાં કોઈ વાતની નડતર આવશે નહીં, અથવા એટલી ઓછી આવશે કે તેનું બહાનું કાઢતાં આપણને શરમ લાગશે.

પ્રવચન ૬ ઠ્ઠું

# આશ્રમી ભોજન ભાવ્યું ?

આજે મારો વિચાર રેંટિયા ખાદી વિષે વાત કરવાનો હતો. જેને આપણે આપણું પવિત્ર યજ્ઞકર્મ બનાવ્યું છે, જેને દેશે પોતાના રાષ્ટ્રધ્વજમાં સ્થાન આપ્યું છે, જેને સેવીને આપણે આપણી પ્રજામાં સ્વતંત્રતાના પ્રાણ પૂરવાની આશા રાખીએ છીએ તેની વાત તો પહેલે દિવસે જ કરવી જોઈએ. પણ આજ કહું — કાલ કહું કરતાં પાંચ દિવસ તો બીજી વાતોમાં ચાલ્યા ગયા. આ છઠ્ઠો દિવસ પણ એક બીજો વિષય જ પચાવી પાડે છે, અને હજુ કોણ જાણે બીજા કયા કયા વિષયો પોતાનું માથું વચ્ચે ભરાવશે. આવું જીવનમાં ઘણી વાર બને છે. ખરી મહત્ત્વની બાબત પાછળ પડી જાય છે અને પ્રમાણમાં નાની એવી બાબતો જ વચ્ચે આવી પડે છે. ડુંગર દૂર આવેલા હોઈ નાના દેખાય છે અને પગ આગળનો પથરો મોટો થઈને આપણી સામે માથું ઊંચું કરે છે. પણ એવા પથરાઓને માન આપીએ અને તેનાથી સંભાળી સંભાળીને ચાલીએ તો જ દૂરના ડુંગરે પહોંચી શકીએ ને?

આજે જેની વાત કર્યા વિના ચાલે તેમ નથી તે છે આપણો આશ્રમનો આહાર. તે તમને કેવો લાગ્યો હશે? ઘણી વાર એવું બને છે કે જે માણસને સરખું ખાવાનું ન મળે તો તેનો આખો દિવસ બગડે છે અને પછી તેનું ચિત્ત એકે કામમાં ચોંટતું નથી. તમને આવતાં વેંત જ જો આશ્રમના આહાર ઉપર અભાવ થઈ જાય તો આખા આશ્રમ ઉપર પણ અભાવ થઈ જાય એવો ડર છે. તમે વિનયી હશો તો આંખ મીંચીને જે મળ્યું તે ખાઈ લેશો અને તમારો અભાવ જાહેર કરશો નહીં, પણ અંદરથી પણ અભાવ થયો હશે તો તે ઊંડાણમાં રહીને કામ કરશે, અને તેના પરિણામે તમને આશ્રમના માણસો, આશ્રમનાં કામો અને આશ્રમના સિદ્ધાંતો એ બધું ધીમે ધીમે અળખામણું લાગવા માંડશે, અને કદાચ તમે રાતના અંધારાનો આશ્રય લઈ આશ્રમમાંથી ગચ્છતિ પણ કરી જાઓ!

તેથી આશ્રમના આહાર ઉપર તમને અભાવ થતો રોકવો એટલું જ નહીં પણ ભાવ કરાવવો, અને એ શરૂ શરૂમાં જ, એ માટે હું બહુ જ આતુર છું. આ વાત તો ખુલ્લી જ છે કે આશ્રમના ખોરાકમાં તમે ઘણું

નવું જોશો. તેમાં કેટલુંક તમને ગમશે, કેટલુંક નહીં ગમે. કેટલુક તમને વિચિત્ર લાગશે અને સમાજના પ્રચલિત વિચારથી જોતાં તેમાંની કેટલીક વસ્તુઓ શરીર માટે સારી નહીં એમ પણ કદાચ તમને વહેમ જશે.

સૌથી પહેલાં તો તમને મરચાં અને વઘારસુગાર વિનાનુ ખાવાનું ફીકું લાગશે. આપણાં રોટલા રોટલી તમને બરછટ લાગશે, ભાત ચીકણો લોંદા જેવો લાગશે, દાળમાં છોડાનો કચરો જોઈ તમને કદાચ રસોઈ કરનાર ઉપર ગુસ્સો ચડશે. વળી ભાણામા વગર રાંધેલી કાચી ભાજી આવી પડશે ત્યારે તમારા મનમાં તમે હસવા મડશો અને કહેશો કે અમને તે આ આશ્રમવાળાઓએ બકરા ધાર્યા કે શુ?

આ તો મે પહેલી નજરે દેખાઈ આવે એવી નવીનતાઓ ગણાવી. બીજી તમને ધીમે ધીમે દેખાવા લાગશે. હુ તમને આજે એ સમજાવવા માગુ છુ કે આમાનુ કંઈ પણ રાંધનારના વાંકથી કે ખરીદ કરનારની અણઆવડતથી થયુ નથી. અથવા આપણે કજૂસાઈ કરી હલકી વસ્તુઓ વાપરીએ છીએ એમ પણ નથી. જેટલા ફેરફારો તમે જુઓ છો તે બધા આપણા ખોરાકના ગુણો વધારવા માટે જાણી વિચારીને દાખલ કરેલા છે. આ ફેરફારોથી આપણો ખોરાક વધારે પૌષ્ટિક, વધારે રુચિકર, વધારે સુંદર, વધારે ભાવનાયુક્ત બન્યો છે.

સાધારણ રીતે સજ્જન લોકો ખોરાક વિષે બહુ વિચાર કરતા નથી. શુ ખાવુ ને શુ પીવુ એનો વળી વિચાર શો કરવાનો? જે ભાણામા આવી પડ્યુ તે ઈશ્વરનુ નામ લઈ ખાઈ લેવુ અને પોતાના કામધંધામા મચ્યા રહેવું એમ તેઓ કહે છે, અને એક રીતે તે ઠીક જ છે. ગામડાના ગરીબ લોકોને ખાવાપીવાનો વિચાર કરવાની ફુરસદ જ ક્યા હોય છે? રોટલો ને મરચું અથવા આછી પાતળી રાબડી—જે મળ્યુ તે ખાધુ ન ખાધુ ને કામે વળગી જવુ એ એમનુ જીવન છે. તેમ ન કરે તો એમનો વખત બગડે, કામે મોડા પડે અને દાડિયુ ખોઈ બેસે, અને પરિણામે પાતળી રાબડીનાં પણ સાંસા પડે. વળી વિચાર કરે તો પણ તેઓ શેનો વિચાર કરે? ખાવાની વાની જ જ્યા એક હોય, અને તેમા દિવસના દિવસ અને મહિનાના મહિના ફેરફાર કરવાની સ્થિતિ જ ન હોય, એ એક વાની પણ પૂરી પેટપૂર ન હોય, ત્યા ખોરાકની વિવિધતાનો વિચાર શો કરવાનો હોય? વિચાર કરવાનો હોય તો એક જ વિચાર તેમને સૂઝી શકે, અને તે એ કે જરા વધારે ખાવાનું કેમ મેળવવુ.

માત્ર ઉપરના વર્ગના લોકોની રસોડીકરણી જોઈએ તો આ સ્થિતિ તદ્દન ઊલટી જોવામાં આવે છે. ત્યા તો ખાવાપીવાના વિચારો આડે

કામધંધાના વિચાર કરવાની જ જાણે કોઈને ફુરસદ ન મળે! ઘરમાં સ્ત્રીઓ જેટલી હોય તે બધીનું તો મુખ્ય કાર્યક્ષેત્ર તેમનું રસોડું જ. ભોજનની વાનીઓમાં નિત્ય નવી વિવિધતાઓ કેમ ઉપજાવવી, નિત્ય નવા સ્વાદો કેમ સજાવવા એનું જ ચિંતન અને એની જ ખટપટો! પુરુષો એને લગતાં કામકાજોમાં ભાગ લેશે નહીં, પણ સલાહ સૂચનાઓ અને ઠપકાઓ સતત વરસાવીને પૂરો સહકાર આપતા રહેશે! એવાં ઘરોમાં આપણે કેવો દેખાવ જોઈશું? બહેનો ચૂલા પાસેથી ખસી જ શકતી નથી. ચૂલાની આસપાસ તેઓએ કેટલી કેટલી કળા ખીલવી છે? રોટલી તો કાગળથી પણ પાતળી. ભાત તો ઘોઈ ઘોઈ ઓસાવીને એવો છૂટો ને રૂપાળો બનાવે કે મોગરાની કળીઓ જ જોઈ લો. જાતજાતની દાળો પણ છડીને એવી કરી રાખી હોય કે છોડાનો કચરો શોધ્યો જડે નહીં. દાળ શાક કઢી માટે દસ વીસ જાતના મસાલા સદા તૈયાર હોય; કઈ વાનીમાં ક્યા મસાલા ભળે, કયા પકવાન્ન સાથે કયાં દાળશાક જોઈએ, એ બધુ રસોડાની મનુસ્મૃતિ પ્રમાણે જ થવાનું! ચટણીઓ, ભજિયાં વગેરે પણ સ્વાદના સૂરમાં તાલ પૂરે તે રીતનાં જ હોવાનાં. અવારનવાર મિષ્ટાન્ન જોઈએ જ. તેનાં સ્વાદ રૂપ રંગ, કયા પ્રસંગે કયુ કરવુ એ બધી વિગતો કેટલી ઝીણવટથી:પાળવામાં આવે છે! આ સાથે દિવસમાં બે ચાર છ વખત ચાપાણી નાસ્તાના કાર્યક્રમો ચાલતા હોય. આ તો સામાન્ય રોજિંદા જીવનનુ ચિત્ર થયુ. પણ ખોરાક પાછળ આ કરતાં તો ઘણાય વધારે વિચાર, વખત અને પરિશ્રમ ખર્ચવામાં આવે છે. વર્ષમાં અનેક વખતે પાપડ, વડી, સેવ, અથાણાં વગેરેના નૈમિત્તિક સત્રો ખોલવામા આવે છે. તે સત્રો નીકળે ત્યારે પાંચ પાંચ સાત સાત દિવસ આખા ઘરમા એની જ ધમાલ અને એનુ જ વાતાવરણ જામેલું રહે છે.

પહેલાંના જમાનામા ખોરાકને અંગે બહેનોને કેટલાક બીજા કામો કરવાના રહેતાં, જેવા કે ખાંડવુ, દળવું, ભરડવું, વલોણુ કરવુ ઇત્યાદિ. એ મહેનતના કામોમાંથી, અને સાથે સાથે શરીરની તંદુરસ્તીમાંથી પણ હવે બહેનોને મુક્તિ મળી છે! લોટ મિલમા દળાઈ આવે છે, દાળ ચોખા પણ મિલમાં પિલાઈને આવે છે, ઘી દૂધ બજારમાંથી મળી શકે છે. બહેનોએ બચેલો વખત નકામો જવા દીધો નથી. રસોઈની કળાને વધારે સૂક્ષ્મ, વધારે વૈવિધ્યવાળી બનાવવામા તે વાપર્યો છે!

આવુ કુટુમ્બજીવન ચાલતુ હોય તેમા સ્ત્રીવર્ગ ધધામાં મદદ કરી શકે એવી અપેક્ષા જ કેમ રાખી શકાય? આવુ ગરીબ ગ્રામવાસીઓને તો પોસાય જ નહીં. તેઓ તો ઘરના સર્વ સશક્ત જણ—પુરુષ હોય કે સ્ત્રી—

ધધો કરે તો પણ પૂરતુ કમાઈ શકતા નથી. પણ જે વર્ગનું અહીં ચિત્ર દોર્યું છે તેમને સ્ત્રીવર્ગની મદદની તમા નથી. તેઓમાંથી કેટલાકને થોડી મહેનતે ઢગલા કમાણી થાય એવી યુક્તિ પ્રયુક્તિઓ આવડતી હોય છે. કેટલાકે કરજ કરીને ઘરખટલો ચલાવવાની હિંમત કેળવી હોય છે. પણ મોટા ભાગના લોકો એક બીજો જ રસ્તો લે છે. તેઓ ખોરાકમાથી ઘી દૂધ જેવી જરૂરી છતા મોઘી વસ્તુઓ ઉપર કાપ મૂકીને અને છોકરા છોકરી વચ્ચે, દીકરી વહુ વચ્ચે, કમાઉ બિનકમાઉ વચ્ચે વહેરાવચો કરીને ખર્ચ કમી કરે છે. સ્ત્રીઓ ખોરાકની અદર સ્વાદનો ચટકો વધારી એ પોષક તત્ત્વોની ખોટને ભુલાવે છે.

આપણે આશ્રમમા આ એમાથી એક પણ પદ્ધતિ સ્વીકારી શકીએ તેમ નથી. આપણે માનીએ છીએ કે ગરીબ ગ્રામવાસીઓ આહાર સબધમા સાચો વિચાર કરતા શીખે તો આવી ગરીબીમા પણ તેઓ વધારે પોષણ મેળવી વધારે નીરોગી અને સશક્ત થઈ શકે. ઉપલા વર્ગના લોકોમાં આહાર બાબત વિચાર બહુ થયો છે ખરો, પણ તે બધો આપણે જોઈ ગયા તેમ ઊલટી દિશામા જ થયો છે. તેમણે હવે જુદી જ દિશામા વિચાર કરવાની જરૂર છે.

આપણે સેવકો છીએ, દરિદ્ર ગ્રામવાસીઓના સેવકો થવાની આશા સેવીએ છીએ. આપણે આપણું ખોરાકી ખર્ચ હૉવેલના છાત્રાલયોની જેમ ફાવે તેમ વધારી શકીએ નહી. આપણા માબાપ આપણાં તેવાં લાડ પૂરી શકે તેવી તેમની સ્થિતિ નથી, અને સ્થિતિ હોય તો પણ ગરીબોના સેવકે પોતાના માલિકથી વધારે ખર્ચાળ જીવન રાખવુ તેને શોભતુ નથી. તે સાથે આપણે નિસત્ત્વ ખોરાક ખાઈને, શરીરશક્તિ ખોવી પણ નથી. તેથી આપણે એવો ખોરાક આપણે માટે વિચારી કાઢવો જોઈએ કે જે બહુ ખર્ચાળ ન હોય, છતા શરીરને જોઈતુ પોષણ મળે તેવો હોય.

આ સંબધમા પહેલો વિચાર ખોરાકમા એવી ઘણી વસ્તુઓ માલૂમ પડશે કે જે બજારમા લેવા જતા ઘણી ખર્ચાળ થાય, પણ આપણે આશ્રમમાં તેની પાછળ જાતમહેનત કરીએ તો સહેજે મેળવી શકીએ. તો આપણે મહેનત કરીને તેવી ચીજો જરૂર મેળવીશુ, અને મેળવીએ છીએ

બીજો વિચાર તમે જુઓ છો કે અહી આશ્રમમાં આપણે સ્વયપાકી છીએ બહેનો તથા રસોઇયા ઉપર આપણે આપણો ભાર નાખવા માગતા નથી. પારકે હાથે કામ લેનાર સામાની મહેનતનો વિચાર ઓછો કરે, પણ જાતે કામ કરનારને વખત તથા મહેનતની કરકસર શીખવી જ પડે છે નળ

નીચે નહાનાર પાણી કેટલું વપરાય છે તેનો વિચાર ભૂલી જાય છે. ખેંચીને નહાનારને ખેંચવાની મહેનત ગણતરી કરવાની ફરજ પાડે છે. આપણે હાથે રસોઈ કરવાની રહી, એટલે આપણને ફરજિયાત વિચાર કરવો જ પડે છે કે રસોઈમાં ઓછામાં ઓછો વખત જાય અને છતાં ખોરાક રુચિકર, સુંદર, સ્વચ્છ, તાજો મળે એ કેમ શક્ય બને.

ઉપલા થરના લોકોના રસોડાનુ અનુકરણ કરવા જઈએ તો આપણે એમાં ડૂબી જ જઈએ. બીજી તરફથી કેટલાક હાથે રાંધનારાઓ એક સામટી બે ચાર દિવસની ભાખરી વગેરે કરી વાસી ખોરાક ખાય છે, શાક વગેરેમાં આળસ કરે છે સદા કંટાળાથી કામ કરતા હોઈ હમેશાં ખોરાક દઝાડી, દુણાવી, અરુચિકર બનાવીને જ ખાય છે. આપણે તેવા એદી પણ થવા ઇચ્છતા નથી. આપણે જેટલો વખત અને જેટલી મહેનત અને જેટલી કળા તેમાં આપવી જરૂરની હોય તેટલાં તો પ્રસન્નતાથી આપવાં જ છે. આપણે વખત બચાવવો છે, પરંતુ તે આળસ અને કંટાળાને કારણે નહીં. પણ આપણે આપણા દિવસનો મોટો ભાગ આપણું જે મુખ્ય કામ — સેવા, ઉદ્યોગ, શિક્ષણ વગેરે — તેને આપવા ઇચ્છીએ છીએ. તે કારણે આપણે ખાઈ પી સાજાતાજા, સશક્ત અને સુદૃઢ રહેવું છે, કે જેથી આપણું મુખ્ય કામ બરાબર કરી શકીએ. તેથી ખોરાકની પાછળ વખત અને શ્રમ અને વિચાર આપવામા આપણે કંજૂસાઈ જરા પણ કરવી નથી. પણ આપણે પ્રમાણ ચૂકીશુ નહી આહારને આપણે આપણી દિનચર્યામા રાજાને સ્થાને ચઢી જવા નહી દઈએ.

આજે તો ત્યારે તમને આટલી ચેતવણી આપીને જ બસ કરીએ. આશ્રમનો ખોરાક કઈ સારો નથી એમ વગરવિચારે કહી રખે તમે કોઈ તેની પ્રત્યે અભાવ કરી લેતા પણ વિચાર કરીને આપણા અમૃતભોજનમા શી શી ખૂબીઓ છે તે જોતા શીખજો

પ્રવચન ૭મું

# આશ્રમી આહારની દૃષ્ટિએ

## ૧. સ્વદેશીની દૃષ્ટિ

આપણા આહારમાં સૌથી પહેલી તો આપણે સ્વદેશીની દૃષ્ટિ સાચવવાનો આગ્રહ રાખીએ છીએ. એટલે આપણી ખાવાની વસ્તુઓ—અનાજ વગેરે બધું આપણા આશ્રમમાં પકવી લેવું આપણે પસંદ કરીએ છીએ. આપણી આશ્રમવાસીઓની સંખ્યા મોટી છે અને આપણી પાસે જમીન પ્રમાણમાં ઓછી છે, તેથી આપણને જોઈતું બધું ધાન્ય આપણે આશ્રમમાં ઉગાડી શકતા નથી. ખૂટતું અનાજ આપણે આપણા ગામમાં કે નજીકનાં ગામોમાં ઊગેલું એવું જ મેળવીએ છીએ.

આ તરફનાં ગામોમાં મોટે ભાગે જુવાર પાકે છે, તેમ જ જાડી જાતની ડાંગર પાકે છે. ખોરાકમાં ઘઉં એ જુવાર કરતાં તત્ત્વમાં ચડી જાય એ ખરું છે, છતાં ઘરની જુવાર છોડી બહારપ્રાન્તોના ઘઉં જ ખાવા એ આપણે સ્વદેશી સિદ્ધાંતની વિરુદ્ધ માનીએ છીએ. જુવાર બાજરીમાં તત્ત્વ કંઈક ઓછું હોય તો પણ તે જ્યાં ત્યાંનું પ્રચલિત ધાન્ય છે, અને પૂરતા પ્રમાણમાં પોષક તત્ત્વ ધરાવે છે. એટલું ખરું કે ઘઉંમાં મીઠાશ તરત છૂટે છે અને જુવારમાં સારી પેઠે ચાવીએ ત્યારે જ મીઠાશ છૂટે છે. કંઈ ફિકર નહીં. આપણને ચાવવાની આળસ નથી. આપણે ખૂબ ચાવીશું અને જુવારને ઘઉં બનાવીને ખાઈશું, પણ આપણું ગામનું અનાજ જ ખાઈશું.

અહીંના જાડા અને રાતા ચોખા જોઈને સુંવાળા લોકો મોં બગાડે છે અને તેને ખીલાની ઉપમા આપે છે. આપણે તો 'કડા સખ્ખે બડા' માન્યા છે. ખરું પૂછો તો અમને તો આ જાડા ચોખા ખૂબ ગમી ગયા છે. કેટલી મીઠાશ તેમાં છે! તેનો લાલ રંગ પણ અમારી આંખને ગમી ગયો છે. તે અમને ઘઉંની યાદ આપે છે. આ ચોખા ખાઈને ગામતરે નીકળ્યા હોઈએ તો તે ઘઉંની માફક જ આપણને ઠેઠ પહોંચાડે છે. વળી ધોળું તેટલું રૂપાળું એ શું વહેમ નથી? દરેક વસ્તુ તેના કુદરતી રંગમાં રૂપાળી જ હોય છે. આપણા ચોખાનું રૂપ અમને એવું ગમી ગયું છે કે અમને તો તેને તપેલામાં જોઈએ કે તરત મોંમાં પાણી છૂટવા લાગે છે. તમે રૂઢ વહેમને વળગી નહીં રહો તો તમને પણ તેવો અનુભવ થયા વિના રહેશે નહીં.

આટલી સ્વદેશી દૃષ્ટિ રાખવાથી આપણે સહેજે ખોરાકમા મર્યાદા સાચવી શકીએ છીએ અને આસપાસની પ્રજા સાથે કઈક સમાનતા જાળવી શકીએ છીએ જેને સેવક થવુ છે એને માટે આ જરૂરનુ છે.

## ૨ પોષક તત્ત્વોની દૃષ્ટિ

પ્રજા સાથેની સમાનતા જાળવવાને ખાતર આપણે ઘઉને બદલે મોટે ભાગે જુવાર બાજરીના રોટલા ખાઈએ એ યોગ્ય છે, પરન્તુ તે સાથે આપણે ખોરાકમા પોષક તત્ત્વો ઓછા ન પડે એ માટે પણ કાળજીપૂર્વક પ્રયત્ન કરવો જ જોઈએ. સારે નસીબે બહુ ખર્ચમા ઊતર્યા વિના આપણે આપણો આહાર વધારે પૌષ્ટિક બનાવી શકીએ છીએ, જો આપણે સમાજમા ચાલતા વહેમોમા ઘસડાઈએ નહી, તેમ જ જો આપણે થોડી જાતમહેનત કરવા તૈયાર હોઈએ.

લોકો સુવાળા અને સફેદ રોટલા રોટલી પસદ કરે છે અને તે માટે લોટ ખૂબ ઝીણો દળાવી તેમાથી ભૂસુ કાઢી નાખે છે. આહારશાસ્ત્રીઓ કહે છે કે આ ભૂસુ એ કચરો નથી, પણ તેમા તો કીમતી પોષક અને પાચક તત્ત્વો રહેલા છે લોકોએ એ સુદર ચૂનાનુ નામ ભૂસુ પાડયુ અને તેઓ આપણા બરછટ અને શામળા રોટલા જોઈને હસે, તેથી શુ આપણે એ કીમતી વસ્તુને ફેકી દઈએ? નહી જ ચોખામાથી પણ લોકો તેને રૂપાળા અને છૂટા બનાવવા ખાતર ઘણુ પોષક તત્ત્વ ફેકી દે છે. મિલમા ડાગરને એવી દબાવીને ખરડવામા આવે છે કે ઉપરના છોડાની સાથે અદરનુ મીઠાશ અને ચીકાશવાળુ કીમતી અસ્તર તદ્દન છોલી નાખવામા આવે છે એ કુશકીની ચપટી મોમા નાખીએ તોપણ આપણને ખાત્રી થાય કે તેમા કેટલી મીઠાશ રહેલી છે. તેમા થોડા જ દિવસમા જીવાત પડી જાય છે એ પણ તેમા રહેલી મીઠાશની–પોષક તત્ત્વની સાબિતી છે આપણે એ તત્ત્વ શા માટે ગુમાવીએ? ભાત ભિજ્જો ફૂલ જેવો નહી દેખાય, પણ જરા રતુમડો દેખાશે, દાણેદાણો છૂટો નહી થાય, પણ જરા લોદા જેવો થશે પણ જેમ જેમ આપણે તેના ગુણના પૂજારી થઈશુ તેમ તેમ એ જ રૂપ રગ આપણી આખને ગમતા થશે. અમને તો ગમવા લાગ્યા પણ છે ભાતને છૂટા ને રૂપાળા કરવા ખાતર લોકો તેને ઓસાવીને રાધે છે, અને ઓસામણ નકામુ ગણી ફેકી દે છે આપણે આવુ કેમ કરીએ? વળી નવા ચોખામા ચીકાશ હોય તેથી લોકો ત્રણ ચાર વર્ષના જૂના કરીને, એટલે કે તેમાનુ તત્ત્વ ઊડી ગયા પછી તે ઉપયોગમા લે છે આ તો કોઈ ધોળા રગનો શોખીન ધોળા કેશવાળુ ઘડપણ પસદ કરે એના જેવુ જ ગણાય ને?

ચોખા, આગ વગેરેમાથી ભૂસુ કાઢી નાખવામા એક સગવડ સચવાય છે ખરી મીઠાશવાળુ ભૂસુ ન હોય તો વેપારીઓના માનમા જીવાત પડતી નથી વરમા સ્ત્રીઓને પણ જીવાત સાફ કરવાની મહેનતમાથી છુટકારો મળે છે પણ આપણે કેવળ સગવડની દૃષ્ટિ રાખીશુ કે પોષણની? જો પોષણ તરીકેની કીમત ઊડી જતી હોય તો સગવડને આપણે શુ કરવી છે? લોટ અને ચોખાના રૂપમા મોટા જથ્થા સાચવવાની જરૂર જ રહી છે? આપણે તો અનાજ અને ગોળ જ સઘરીએ છીએ અને જોઈતા પ્રમાણમા જ તેના લોટ ચોખા કરી લઈએ છીએ આપણા દેશમા દળવા ખાડવાની મિલો નીકળી તે પહેલા આવો જ રિવાજ હતો

આ તો મુખ્ય અનાજોની વાત થઈ ખોરાકમા ફળફળાદિ, તાજા શાક અને લીલો ભાજીપાલો ઘણો જ જરૂરી છે એ ઉપર આહારશાસ્ત્રીઓ ખૂબ ભાર મૂકવા લાગ્યા છે એ બજારમાથી વેચાતા આણવાના હોય તો ખર્ચ ઘણુ વધી જાય અને કોઈ પણ સેવક અથવા સેવકસસ્થાની શક્તિબહારની બહાર ચાલ્યુ જાય પરતુ જમીન અને પાણીની જરા પણ સગવડ હોય તેણે ગમે તેટલી મહેનત કરવી પડે તો પણ આ વસ્તુઓ ખપ પૂરતી ઉપજાવવી જ જોઈએ, એમ અમે માનીએ છીએ

શરૂઆતમા અમે આશ્રમમા વાડી કરી શકયા નહોતા તે વખતે અમારો એક માત્ર આધાર ડુગળી હતી ડુગળી માટે હિંદુસ્તાનમા તામસી ખોરાક તરીકેનો અણગમો ચાલ્યો આવે છે એમા કેટલીક વખત અમે પણ ઘેરાયેલા હતા, અને લોકોની જેમ માત્ર કઠોળને શાક ગણી ચલાવી લેતા હતા શાક એ રોટલાને ચાવવામા મદદ કરવા માટેની એક વસ્તુ છે એમ લોકો માનતા હોય છે ખરી રીતે તે ખાસ જરૂરી તત્ત્વો ધરાવનાર ખોરાકનુ એક અગત્યનુ અગ છે, તેના વિના ખોરાક અપૂર્ણ રહે અને આરોગ્યમા ખામી આવે આ વાત અમારી સમજમા ઊતરી ત્યારથી અમે ડુગળીનો તો તરત જ સ્વીકાર કરી લીધો તેને ગરીબોની કસ્તૂરી કહી છે તે ખોટુ નથી

ત્યાર પછી સગવડ મળતા હવે તો આપણે આશ્રમમા વાડી કરવા માડી છે આજે હવે તમે જુઓ છો કે આપણે શાક અને ભાજીપાલો સારા પ્રમાણમા લઈ શકીએ એવી સ્થિતિમા આવતા જઈએ છીએ આ નવા વધારાથી આપણુ ભાણુ સામાન્ય ગ્રામનિવાસીના ભાણા કરતા ઘણુ સમૃદ્ધ થઈ જાય છે, એ ખરુ છે લોકો કરતા સારુ ખાતા આપણને સામાન્ય રીતે શરમ આવે, પણ આ ઉમેરો આપણે પોતાની મહેનતથી કર્યો છે એટલે આપણને તેવી શરમ માનવાનુ બહુ કારણ નથી આપણે

એવી પણ આશા રાખીએ છીએ કે આપણું જોઈને અને ખરો ખોરાક કેવો હોવો જોઈએ તે સમજીને ગ્રામવાસીઓ પણ આપણે રસ્તે આવતા જશે.

### ૩. દૂધમાં ગોસેવાની દૃષ્ટિ

શાકભાજી અને ફળ બહુ જરૂરનાં નથી, અને તે લેવાથી માંદા પડાય છે એવો તેને વિશે લોકોમાં વહેમ હોય છે. પણ સારું છે કે દૂધ છાશ ઘી વિશે કોઈને એવો કશો વહેમ નથી. તે શક્તિ અને આયુવર્ધક વસ્તુઓ છે એમ સૌ માને છે. નવા યુગના આહારશાસ્ત્રીઓ પણ આ ખોરાકો ઉપર ખૂબ જ ભાર મૂકે છે. ખાસ કરીને નિરામિષાહારીઓને તો એ વસ્તુઓ વિના ન જ ચાલી શકે એમ તેઓનો અભિપ્રાય છે.

છતાં આપણા સમાજમાં તો નાનાં બાળકોને પણ દૂધઘીના સાંસા પડે છે. આપણી ગરીબાઈને લીધે તે આવશ્યક વસ્તુ મટી કંઈક મોજ-શોખની વસ્તુ હોય નહીં એવી થઈ પડી છે. દૂધ વગેરે લોકો પામે નહીં અને આપણે સેવકોએ ખાવાં એમાં આપણાં હૃદયમાં એક પ્રકારનો સંકોચ તો રહે જ, પણ આરોગ્ય અને શક્તિ સાથેનો તેનો સંબંધ જોતાં આ સંકોચ દબાવીને પણ આપણે તે મેળવવા એ આપણી ફરજ ગણાય.

પણ દરિદ્રતાનો દરિયો આખા દેશ ઉપર ફરી વળ્યો છે તેનાથી આપણે પણ મુક્ત કેમ હોઈ શકીએ? આપણે ગમે તેટલું ઇચ્છીએ, સંકોચને ગમે તેટલો દબાવીએ તો પણ દૂધ આદિનું પૂરતું પ્રમાણ મેળવવું અશક્ય થઈ પડ્યું છે. દરેક જણને ઓછામાં ઓછા ત્રણથી પાંચ રતલ દૂધ અથવા તેટલામાંથી થતાં છાશ માખણ વગેરે મળે ત્યારે પૂરતું પ્રમાણ મળ્યું ગણાય. આ પ્રમાણથી આપણો આશ્રમ ખૂબ દૂર છે, અને તેને ક્યારે પહોંચી શકશે એ કહી શકાય તેમ નથી. આજે તો આપણે સાંડ અડધોથી પોણો શેર દૂધ પામીએ છીએ. તેમાંથી જ દહીં છાશ ને તેમાંથી જ જરૂર હોય તો માખણ બનાવી લઈએ છીએ. આટલું પણ આપણે આશ્રમમાં ખાસ ગોશાળા રાખી છે, ગાયોને દોહવા, ચારવા આદિનું બધું કામ જાતે કરીએ છીએ ત્યારે શક્ય બન્યું છે. પણ જેમ જેમ આપણને એ કામનો વધારે અનુભવ થતો જશે, આપણી ગાયોને પણ જેમ જેમ અહીંનાં હવા પાણી માફક આવતાં થઈ જશે, તેમને માટે લીલા ચારાની પેદાશ આપણે જેમ જેમ વધારતા જઈશું તેમ તેમ આપણે આદર્શ પ્રમાણ તરફ પ્રગતિ કરતા જઈશું.

પરંતુ આપણા સમાજમાં તો લોકો ગાયને છોડી ભેંસો પાળતા થયા છે. ઘણા મિત્રો આપણને પણ આશ્રમમાં ભેંસો પાળવાની સલાહ આપે છે.

ગાયો પૂરતુ દૂધ નહીં આપે તેમાથી બીજુ પ્રમાણ બ્હુ ઓછુ નીકળશે એમ તેઓ આપણને ચેતવે છે પણ આપણે તો નિશ્ચય કર્યો છે કે ખાવુ તો ગાયનુ જ દૂધ ઘી ખાવુ

ગાય પ્રત્યે આપણી પ્રજાએ એટલી બેદરકારી રાખી છે કે તેનો વશ ઊતરી ગયો છે તેનુ આયુષ્ય અને દૂધ પણ ઘટી ગયુ છે પણ જેને આપણે ઋષિમુનિઓના જમાનાથી પાળતા આવ્યા છીએ, જેને માતા કહી તેનુ દૂધ આપણે ખાતા આવ્યા છીએ, જેના વાછરડાઓ વિના આજે પણ આપણી ખેતી શક્ય નથી, તે ગાયને આપણે ફરીથી પહેલા જેવી કુબેરસ્તતી બનાવવી જ છે આપણે જાણીએ છીએ કે આપણે એકલા એ મહાન રાષ્ટ્રીય કામ કરી શકીએ નહીં, પણ રાષ્ટ્રીય પ્રયત્ન ચાલુ થયો છે તેમા આપણે આપણો અલ્પ ફાળો જરૂર આપી શકીએ એથી જ આપણે ગોશાળા ચલાવીએ છીએ, ગાયોની સેવા કરીએ છીએ તેના પાલનની કળા શીખીએ છીએ અને કેળવીએ છીએ આજ ને આજ ગાયમાતા આપણે ધારીએ તેટલુ દૂધ ન આપે તથી નિરાશ થઈ આપણે ભેસને શરણે કેમ જઈએ? ગાયનો વશ આપણે જ બગાડ્યો છે તો હવે એ સુધરતા સુધી દૂધ ઘીના સાસા ભોગવવા પડે તો ત ભોગવી લેવાનો આપણો ધર્મ થઈ પડ્યો છે

આમ આહારમા ધર્મબુદ્ધિ પણ રાખવી જ જોઈએ શરીરના પોષણનો વિચાર કરવો જોઈએ એ તો ખરુ અથવા એ જ સમજાવવાને આ બે દિવસથી હુ બોલી રહ્યો છુ પણ એકના શરીરનો જ વિચાર કરવો અને ધર્મવિચાર તજીને પણ શરીરનુ જ પોષણ કરવુ એ આપણે યોગ્ય માનતા નથી આશ્રમની આ વિચારસરણી તમે સૌ ઝીલી લેશો અને ગાયના દૂધનો આશ્રમનો આગ્રહ—તેને તમે સૌ પોતાનો કરી લેશો એવી આશા રાખુ છુ

આમા કઈ આપણ બાર બોલ કરી નાખીએ છીએ એમ નથી એવા કેટલાયે આગ્રહો આપણે અત્યારે પાળીએ છીએ માસાહારમા ગમે તેવો ફાયદો કોઈ સિદ્ધ કરે તો પણ આપણે તે ગ્રહણ કરવા તૈયાર નહીં થઈએ બકરુ ખાઈને જીવવુ પડે તો પણ ચારીનુ ન ખાઈએ એવો આગ્રહ પણ આપણે પાળીએ જ છીએ ને? તેવો જ આ ગોરસનો આગ્રહ આપણા માટે છે એ આગ્રહ જ આપણને હમેશા યાદ આપ્યા કરશે કે હજુ આપણે આપણા પાત્ર ધર્મથી દૂર છીએ, હજુ આપણે ગોસેવાનો પ્રયત્ન વધારવાની જરૂર છે

પ્રવચન ૮ મું

# સાચો સ્વાદ

આશ્રમોમાં અસ્વાદ વ્રત ઉપર ભાર મૂકવામા આવે છે, અને તે મૂકવો જ જોઈએ એ તમે સૌ કબૂલ કરશો. આપણે સેવકો તરીકેની તાલીમ લેવા ઇચ્છીએ છીએ. જીભના હૂકમ પ્રમાણે જાતજાતના સ્વાદો મેળવવા અને તેને ખાતર આખો દિવસ રસોડામાંથી બહાર જ ન નીકળવું એ આપણને કેમ પોષાય અને કેમ શોભે? જીભને વશ થવાથી અમૂલ્ય વખતનો નાશ થાય છે, અને ખોરાકનું ખર્ચ પણ વધી પડે છે. એટલું જ નહીં, અમૂલ્ય આરોગ્યનો પણ તેનાથી નાશ થાય છે. ખોરાક બનાવવામાંથી આરોગ્યની દૃષ્ટિ ઊડી જાય છે, અને જીભની જ દૃષ્ટિ પ્રધાનપદે ચડી બેસે છે. ન પચે એટલુ ગળપણ જીભના સ્વાદને ખાતર આપણે પેટમા જવા દઈએ છીએ અને જીભને ખાતર આપણે તળવા વગેરેના પ્રકારો શોધી કાઢીએ છીએ અને તેનાથી અન્નને પાચનને અયોગ્ય બનાવીએ છીએ.

ખરી રીતે ઈશ્વરે તો જીભને મોંમા ચોકીદાર તરીકે મૂકી છે. પેટમાં કેવો આહાર જવા દેવો અને કેવો જતો અટકાવવો એની ચોકી કરવાનુ તેનું મુખ્ય કર્તવ્ય છે. તે સારી રીતે બજાવી શકે તે ખાતર જ તેને ઈશ્વરે સ્વાદશક્તિ બક્ષેલી છે. પણ આપણે તો સ્વાદોની લાંચરૂશ્વત આપી જીભ ચોકીદારને ફોડીએ છીએ અને ફાવે તેવી વસ્તુ ફાવે તેટલા પ્રમાણમા શરીરમાં દાખલ કરીએ છીએ. અથવા કહો કે સ્વાદની લાલચુ થયેલી આપણી જીભ ચોકીદાર મટી શેઠ બની જાય છે અને સ્વાદને ખાતર ફાવે તેવુ અને ફાવે તેટલુ માગે છે અને આપણા શરીરને રોગનું ઘર બનાવી મૂકે છે.

જીભને વશ થવામા આ બધા નાશોથી પણ ચડી જાય એવો મોટામાં મોટો નાશ તો મનનો નાશ છે. એટલે કે આપણુ મન સાવ નબળુ બની જાય છે વ્યસનીની જેમ આપણુ ચિત્ત ચોવીસે કલાક સ્વાદ કરવામા જ ભમતુ થઈ જાય છે સેવાજીવન માટે જરૂરી તપસ્યા અને બ્રહ્મચર્ય આપણે માટે અશક્ય બની જાય છે. અરે, નબળુ મન અવળી ગતિએ ચાલી એવા જીવન માટેની આપણી શ્રદ્ધા જ મૂળમાથી ઉડાડી દે છે, અને મોજશોખ, શરીરસુખ એને જ આપણે જીવનનો સાર માનતા થઈ જઈએ છીએ.

આશ્રમમાથી બીજુ બહુ આપણે ન મેળવી શકીએ, પણ એક આ અસ્વાદની ટેવ જો સિદ્ધ કરી શકીએ તો પણ આપણે એક મોટી વસ્તુ કમાયા, એ હવે તમે સમજી શકશો એવી આશા છે આશ્રમજીવનના

અસ્વાદને સમાજમા લોકો મજાકના ઉડાવે તે સાભળી તમે ભ્રમમા નહીં પડો એવી પણ આશા છે

પણ હવે હું તમને એ સમજાવવા ઇચ્છુ છુ કે આપણા અસ્વાદમા ખરુ જોતા મજાક કરવા જેવુ કઈ જ નથી અસ્વાદની મશ્કરી ઉડાવતી વખતે લોકો તેનો અર્થ કુસ્વાદ કરતા જણાય છે આપણે તીખા તમતમતા મસાલા નાખતા નથી, તળતા બાળતા નથી, તેથી અન્ન બેસ્વાદ થાય છે એ કબૂલ કરવા આપણે તૈયાર નથી આપણે મરચા, હીંગ જેવા ઉગ્ર સ્વાદો આપણી વાનીઓમા નાખતા નથી, તેથી તેની ટેવવાળાઓ ભલે આપણા અન્નને ફીકુ કહે, પણ તેને સ્વાદ વિનાનુ કે બેસ્વાદ માનવા આપણે તૈયાર નથી.

અતિસ્વાદ એ કઈ સાચો સ્વાદ નથી ખાવાના દરેક પદાર્થમા કુદરતે તેનો પોતાનો સ્વાદ મૂકેલો હોય છે જ મીઠાશ, ખારાશ, તીખાશ, ખટાશ, તુરાશ, કડવાશ એ છયે રસો તે તે પદાર્થોમા રહેલા જ છે પણ કુદરતે આપણી માફક દોથા ભરી ભરીને સ્વાદો નાખ્યા નથી તેની કૃતિમા કરકસર છે, એટલુ જ નહી પણ ઊચી જાતની સૂક્ષ્મ રસદૃષ્ટિ છે, એમ કોઈ પણ રસજ્ઞ માણસને કબૂલ કરવુ પડશે કુદરતે રગ અને સુગધથી મડિત કરેલા ફૂલમા કોઈ જાડો આકાર કૃત્રિમ રગો ચડાવે અને અત્તરો છાટે તો સાચા કળાકારો તેની કળાને જાડી ગણશે તેમ કુદરતે મૂકેલા સ્વાદોને કૃત્રિમ રીતે અતિસ્વાદવાળા કરવા એમા સ્વાદની સાચી રસિકતા રહેલી નથી કુદરતના કરેલા સૂક્ષ્મ ઉમદા રસમિશ્રણોની લહેજત જે જીભ સમજતી થાય છે તેને કૃત્રિમ જાડા મિશ્રણો બેસ્વાદ અને વિરસ લાગ્યા વિના રહેતા નથી

જીભની શકિત અત્યત સૂક્ષ્મ થવા દઈએ, અતિ સ્વાદથી જાડી ન બનાવી મૂકીએ તો જ તે પોતાનુ મૂળ કાર્ય કુશળતાથી બજાવી શકે, એટલે કે સ્વાદ ઉપરથી તે આપણને કહી શકે, કે અમુક વસ્તુ શરીરમા મોકલવા જેવી છે અને અમુક નથી વસ્તુ ખાવા જેવી સ્વાદિષ્ટ હોય તો પણ આપણુ શરીર તે ઇચ્છે છે કે નહી તેનું સ્વાગત કરવાની સ્થિતિમા છે કે નહી, અર્થાત્ ભૂખ ઊઘડી છે કે નહી એ પણ કહેવાનુ કામ જીભનુ જ છે જીભની એ શકિતઓને લોકો અતિસ્વાદોથી મારી નાખે છે આપણે તે શક્તિઓ કેળવી સાચો સ્વાદ લેવા માગીએ છીએ. તેમ જ સાચુ અન્ન ઓળખીને ગ્રહણ કરવા માગીએ છીએ

આપણે આપણુ અન્ન જીભને રુચિકર કરવા માગીએ છીએ એટલુ જ નહી, તેના રૂપ રગ પણ આપણે આખને પ્રિય એવા ઇચ્છીએ છીએ અને સોડમ પણ નાકને પ્રિય એવી ઇચ્છીએ છીએ પણ એ આપણા કેળવેલા આખ નાકને પ્રિય એવા જ ઇચ્છીએ છીએ

એક તરફ ઊનો ઊનો રોટલો અને તાજું માખણ હોય અને બીજી તરફ તળેલી પૂરી હોય; જીભ કેળવાયેલી હશે તો તે આપણને પહેલા તરફ જ દોરશે, નાક પણ તે તરફ જ પક્ષપાત બતાવશે. એક તરફ ફળોની છાબડી હોય, બીજી તરફ મીઠાઈઓની રકાબીઓ હોય; આપણી જીભ કેળવાયેલી હશે તો છાબડી તરફ જ આપણે વળશું. આંખ અને નાક તો એના મોહક રંગ ને સુવાસ પરથી ખસવું પસંદ જ કરશે નહીં. એક તરફ પડિયામાં તાજા તાજા મૂળા, ટુંગળી, લાલ લાલ ટમેટાં છે; બીજી તરફ ભજિયાં, મૂઠિયાં વગેરે છે. જીભ કેળવાયેલી હશે તો પહેલો પડિયો જ માગશે. આંખો ને નાક તો બહુ કેળવાયેલાં નહીં હોય તો પણ એ તરફ જ દોડશે. આ નવી દૃષ્ટિ છે, અને તે કેળવવા જેવી છે.

ચાલુ આદતને છોડવી મુશ્કેલ તો છે જ. પ્રચલિત લોકરૂઢથી જુદી રીતે વર્તતાં એક જાતની લોકલાજ માણસને નડે છે. તેથી સુધારો સારો લાગતો હોય તો પણ અમલ કરવાની હિંમત થતી નથી. એવી નાહિંમત સામે આપણે લડવું પડશે. આશ્રમના અનુકૂળ વાતાવરણમાં તે આપણે સહેજે કરી શકીએ તેમ છીએ.

આહારની બાબતમાં જૂની ટેવો કેવી પ્રબળ હોય છે અને નવા વિચારો કેળવતાં કેટલી મુશ્કેલી પડે છે એનો અનુભવ તમને શરૂઆતના દિવસોમાં સારી પેઠે થશે. તમારાં મનમાં એ બે વચ્ચે રીતસરનું યુદ્ધ જ ચાલશે. અમે એ અનુભવમાંથી સારી પેઠે પસાર થયા છીએ. ખટમધુરાં અને લાલ લાલ ટમેટા આજે અમને સૌને ખૂબ જ આકર્ષક લાગે છે, અને જે દિવસે તે ભાણામાં ન હોય તે દિવસ કંઈક ખૂટતુ લાગે છે. પણ અહીં તમારા જૂના મિત્રોને પૂછશો તો તેઓ કબૂલ કરશે કે શરૂઆતના દિવસોમાં તેઓ તેને જોઈ કેવા નાક મરડતા! તેનો સ્વાદ એમને ભાવતો નહીં અને આનો રૂપાળો રંગ તેય કોણ જાણે કેમ, તેમની આંખને ગમતો નહીં. તમારી જેમ તેઓ પણ ઘેર તેલમાં સડસડાવેલાં શાક ખાઈ ખાઈને આવ્યા હતા. અહીં આશ્રમમાં શાક માત્ર બાફવામાં આવે છે અને તેલ ઉપરથી લેવામાં આવે છે. ઘેર વઘારેલી અને હળદરના રંગથી પીળી કરેલી દાળ ખાઈને આવેલા. અહીં આશ્રમમાં આપણે દાળ સારી પેઠે ઉકાળીએ છીએ, તે છોડાં વાળી જ હોય છે, તેમાં તેલ ઉપરથી લઈએ છીએ, અને પીળો રંગ નાખવાની જરૂર માનતા નથી. એક દિવસ અમને એ બધુ મોળું, ફીકું, કરૂપુ લાગતું. આજે દરેક વસ્તુના સૂક્ષ્મ રસો અમારી જીભને ગમી ગયા છે. તે તીવ્ર મસાલાઓમાં દબાવી દેવા એ હવે અત્યાચાર કરવા જેવું માનીએ છીએ. હળદરના રંગ કરતાં કુદરતી રંગો અમારી આંખને હવે ખરેખરા

મોહક લાગતા થયા છે. અરે, કેટલાંક શાકભાજી તો અમને હવે રાંધ્યા વગરનાં હોય ત્યારે જ સ્વાદિષ્ટ, સુંદર અને સુગંધયુક્ત લાગે છે. તેને બાફવાં એ સુંદર ફૂલોને ચોળી નાખવા જેવું અરસિક કૃત્ય લાગે છે. એ તો કેળવણીનો સવાલ છે. નવી દૃષ્ટિ સમજી લેશો એટલે તમને પણ તેવો જ અનુભવ થયા વિના નહીં રહે.

આશા છે કે તમે કોઈ આપણો આશ્રમી આહાર જોઈ તથા તેને વિષેની ટીકાઓ સાંભળી ગભરાટમાં પડશો નહીં. આપણે આહારની પદ્ધતિમાં ફેરફારો કર્યા તે કાંઈ આળસને લીધે નથી, આવડત નથી તેથી પણ નથી, આપણે કંજૂસાઈ કરવી છે તેથી પણ નથી; પણ સાચી રુચિ, સાચાં રૂપરંગ, સાચી સુગંધ, અને તે બધાં સાથે સાચી પુષ્ટિ સચવાય એટલા માટે જ કરેલા છે. આજકાલ તમારાં મનમાં નવી જૂની રુચિ વચ્ચે યુદ્ધ ચાલવા માંડયુ હશે. તેમાં તમને મદદ કરવા ખાતર આપણી નવી દૃષ્ટિ આટલા લંબાણથી તમને સમજાવી છે. મારી ખાતરી છે કે તમારી રુચિ જરૂર કેળવાશે અને તમે પણ આ સુંદર અન્નના ભોક્તા બની જશો, અને ખાતરી રાખજો કે તમે ધારતા હશો એના કરતાં બહુ જ ટૂંક મુદતમાં તમારા મનમા એ ફેરફાર થઈ જવાનો છે.

### પ્રવચન ૯ મું

## સાત્ત્વિક આહાર

આહાર વિષેનો મારો મારો આજે પણ ચાલુ રાખવાનો છે. ગઢ જેટલો મજબૂત તેટલો જ તોપમારો પણ સખત કરવો જોઈએ ને ?

ગીતાજીમાં ભોજનના સાત્ત્વિક, રાજસી અને તામસી એવા ત્રણ પ્રકારો બતાવ્યા છે. એ શ્લોકો ગીતાધ્વનિના ૧૭મા અધ્યાયમાં આ પ્રમાણે આવ્યા છે —

આયુ, સત્ત્વ, બળ, સ્વાસ્થ્ય, સુખ પ્રીતિ વધારતા,
રસાળ, રોચક, સ્નિગ્ધ, સ્થિર તે સાત્ત્વિક–પ્રિય.
કડુ, ખાટા, ઘણા ઊના, ખારા, લૂખા તથા બળે,
દે દુઃખ, શોક કે વ્યાધિ, આહારો રાજસ–પ્રિય.
પ્હોર ટાઢો, થયો વાસી, ગંધાયો, સ્વાદ ઊતર્યો,
એંઠો, નિષિદ્ધ આહાર, તામસી જનનો પ્રિય.

આપણે મનકાનું સાત્વિક જીવન કેળવવા ઇચ્છીએ છીએ, તેથી આપણે આપણો આહાર સાત્વિક રાખવાની દૃષ્ટિ રાખવી રહી જેવું અન્ન એવો ઓડકાર આવે એ તો આપણે જાણીએ છીએ પણ જેવું અન્ન તેવું માણસનું મન પણ બને છે એ એટલું જાણતા નથી મન ઘણું સૂક્ષ્મ છે પણ તે શરીરનો જ ભાગ છે, અને શરીર જો શુદ્ધ ન હોય તો મનની શુદ્ધતા જાળવવી સહેલ નથી આપણું શરીર જો રોગથી ઢીલું પડી ગયું હશે તો મન પણ ઢીલું, ઉત્સાહ વિનાનું થઈ જવાનું તીખા તમતમતા ખોરાકથી જેમ જીભ દાઝે, આંખ નાકમાં પાણી આવે, હોજરીની નાજુક ચામડી દાઝે, ચામડીમાં કાંઈ વિકાર પણ ફૂટી આવે, તેમ તેવા ખોરાકથી મન પણ અસ્થિર અને ઉશ્કેરાયેલું રહે એકાગ્રતા રાખવી મુશ્કેલ પડે, શાંતિથી વિચાર કરવામાં હરકત આવે જાતજાતના તેજાનાઓ નાખેલો ખોરાક લેવાથી શરીરમાં એક જાતની ઉત્તેજના બળતરા પેદા થાય છે, લોહીનો વેગ વધેલો લાગે છે, માથામાં જાણે ધૂંધવાટ લાગે છે એને જ મળતી અસર મન ઉપર થતી હોય તો કાંઈ નવાઈ છે? અને થાય જ છે એવો ખોરાક લીધો હોય તે દિવસે આપણી ઊંઘ અસ્વસ્થ અને અશાંત થઈ જાય છે, ઘણું ખરું આપણને સ્વપ્નાં આવે છે, પરિણામે કોઈ વાર ધાતુસ્રાવ પણ થાય. આવું પરિણામ લાવે એવો મસાલાનો સ્વાદ કરવો કોઈને પણ પોસાય નહીં તો આપણને સેવકોને તો તે કેમ જ પોસાય?

એ વાત ખરી છે કે તેજાનાઓ અને રસોઈમાં વપરાતા ઇતર મસાલાઓ સારી ઔષધિઓ છે વૈદો તે માંદાઓને આપે છે અને યુરોપી દવાઓમાં પણ તેના અર્કો વપરાય છે એના દવા તરીકેના ગુણો નાકબૂલ કરીએ એવા આપણે જડ નથી પણ દવાઓ માંદગીમાં જ લેવી ઘટે અને તે યોગ્ય માત્રામાં જ રોજ લેવાથી તો શરીરને તેની ટેવ પડી જાય જેથી રોગ ઉપર તે કશી અસર કરે નહીં

મજાક ઉડાવનારા મિત્રો દલીલ કરે છે કે, અમે મરચાં અને મસાલા ખાઈએ છીએ તેથી અમારાં મગજ તેજ રહે છે, જ્યારે તમારા ખોરાકમાં તે ઉત્તેજક વસ્તુ ન હોવાથી તમે આશ્રમવાસીઓ ટાઢા રહો છો' દલીલ કરતી વખતે તેઓ ઊકળી ઊકળીને ઘાંટા પાડે છે અને પોતાની અંદર મસાલાથી આવેલું તેજ બતાવવા પ્રયત્ન કરે છે' સેવકોમાંયે ઘણા એવા મળી આવે છે કે જે એમના ઘાંટાને દબાવે એટલો સાદ ચડાવીને દલીલ કરે છે, અને મરચાં ખાધા વગર જ આંખ રાતી કરી શકે છે અને નાકનાં ફોરણાં ફુલાવી જાણે છે' પણ એ કબૂલ કરવું જોઈએ કે મોટા

ભાગના સેવકો, જો તેઓ ખરા સેવકો હશે તો પોતાની દલીલ અને ધાટામાં મરચાં વાપરવા પસદ નહી કરે તેથી મરચાવાળા મિત્રોને ચર્ચા પૂરતો તો પ્રત્યક્ષ વિજય મળી જ જવાનો ! સેવક જો કાચો હોય છે તો બિચારો પોતાની હારથી ઝખવાણો પડે છે તમે કબૂલ કરશો કે ઝાખા પડવાની આપણને જરાયે જરૂર નથી આપણે તેજદાર થવા જરૂર ઇચ્છીએ છીએ, પણ આપણે બુદ્ધિનું તેજ માગીએ છીએ, મરચાનું તેજ નહી ! અને બુદ્ધિનુ આવુ તેજ ધાટાધાટ અને વિતડાવાદને રૂપે કેમ પ્રગટ થાય ?

આહારની બાબતમા કેટલીક લૌકિક કલ્પનાઓ આપણા સમાજમા બહુ જ ભૂલભરેલી અને અવળી ચાલતી આવે છે તે આપણે સુધારી લેવી જોઈશે મરચા મસાના વિષે તો હું કહી ગયો તેનાથી ઊધી જાતનો ભ્રમ વળી ડુગળી વિષે છે તે તામસી અને ધાર્મિક માણસોએ ન ખાવા યોગ્ય ગણાઈ ગઈ છે તે કેમ ન ખાવી એના જાતજાતના પુરાણો પણ લોકોએ જોડયા છે ! પણ મૂળમા જોઈએ તો એના ઉગ્ર સ્વાદ અને ગધ જ એની નિંદા માટે જવાબદાર હોય એમ લાગે છે એમા મસાના જેવો અવગુણ છે એમ નહી કહી શકાય એના ગુણો તો આહારશાસ્ત્રીઓ એટલા ગણાવે છે કે આપણા ગરીબ દેશમા આ સસ્તી સુલભ વસ્તુનો ત્યાગ કરવો એ રાષ્ટ્રીય આફત થઈ પડશે

બીજો વહેમ લોકોમા એવો છે કે શાકભાજીથી પિત્ત થાય, તાવ આવે જે ઋતુમા શાકભાજી વધારે પ્રમાણમા પાકે છે તે જ ઋતુમા વરસાદના પાણીના ખાડાઓ જ્યા ત્યા ભરાયેના હોય છે, વનસ્પતિ જ્યા ત્યા કોહાતી હોય છે અને મચ્છરો વગેરેની ઉત્પત્તિ વધી રોગચાળો ચાલતો હોય છે લોકોએ અને વૈદ્યોએ પણ આ રોગચાળાનો સબધ કુદરતે આપેલી તેની સમકાલીન શાકભાજી સાથે જોડી દીધો !

વળી લીલોતરી અને કદમૂળ ખાવામા ધાર્મિક વર્ણના લોકોને આપણા દેશમા હિંસાની પણ શકા રહે છે ! આપણી અહિંસાની ભાવના ઠેઠ વનસ્પતિસૃષ્ટિ સુધી પહોચાડી શકીએ એ તો ભારે ઉન્નત સ્થિતિ ગણાય. પણ શાકભાજી સુધી જેની દયા પહોચતી હોય તેનુ તો આખુ જીવન જ જુદી જાતનુ હોય તે ખાતા જ નહી, પણ ચાલતા, બેસતા, ઊઠતા, વાત કરતા, શ્વાસોચ્છ્વાસ લેતા દયાવૃત્તિથી એટલો ઊભરાતો હોય કે તેને તેમાની એકે ક્રિયા કરવાની ગમે નહી, તેમા અનેક અદસ્ય અને દસ્ય જીવો પ્રત્યે કઠોરતા, ક્રરતા દેખાય. અર્થાત્ તેવા માણસને શરીર ધારણ કરવુ જ અશક્ય થઈ પડે શાકભાજી છોડીને પુણ્ય કમાવાનો પ્રયત્ન કરનારાઓનુ જીવન આટલી હદની દયાએ પહોચેલુ હોય છે શુ ? તેઓ જીવનના બીજા

બધાં કામોમાં બીજાઓ કરતાં વધારે વિચારીપણું ભાગ્યે જ બતાવતા હોય છે. ખાવામાં પણ તેઓ શાકભાજી છોડવા સિવાય કશો સૂક્ષ્મ વિચાર બતાવતા જોવામાં આવતા નથી, અને તેથી તેમના વ્રતમાં નથી હોતું ઊંડાણ, નથી હોતી ધાર્મિકતા, નથી હોતી તપસ્યા. ખોરાકનાં કીમતી તત્ત્વો નાહકનાં ગુમાવવા ઉપરાંત તેઓ કશું પુણ્ય કમાતા નથી.

એ જ પ્રમાણે ટામેટાં, ગાજર, તરબૂચ જેવી મહાગુણકારી, સુંદર, સ્વાદિષ્ટ અને સુલભ વસ્તુઓને પણ લોકોએ અધાર્મિક ગણી કાઢી છે. અને તેમ ગણવાનાં કારણોમાં ઊતરીશું તો કશું જ સ્પષ્ટ કારણ જણાશે નહીં. કારણો બતાવવામાં આવે છે તે સાવ ઢંગધડા વગરનાં અને હાસ્યાપદ છે. ટામેટાં અને તરબૂચ કેમ ન ખાવાં? તો કહેશે, તે રાતાં છે અને માંસ જેવા દેખાય છે! અને ગાજર? કોને ખબર એ અત્યંત સસ્તો અને ઢગલાબંધ પેદા થતો કંદ અધાર્મિક કેમ ગણાઈ ગયો? શું ગાજર શબ્દનો ગા અક્ષર એમને ગાયના માંસની યાદ આપતો હશે!

શાકભાજીની જેમ ફળો ઉપર આપણી પ્રજાની બહુ જ ખફામરજી છે. અમને નાનપણમાં શીખવવામાં આવતું કે લીંબુથી તાવ આવે, કેળાંથી પણ તાવ આવે. આજે આપણે સૌ જાણીએ છીએ કે એ ફળો તો તાવ હઠાવવામાં પણ ફાળો આપનારાં છે. હજુયે જામફળ, સીતાફળ, બોર જેવાં ગામની સીમમાં પાકતાં ફળો વિષેનો વહેમ ક્યાં દૂર થયો છે? હજુયે પપૈયાં ગરમ પડતાં કહેવાય છે. ખરેખર આ આપણી મોટામાં મોટી કમનસીબી નહી તો શું? ફળ એ તો ખરું જોઈએ તો મનુષ્ય માટે જ ઈશ્વરે પેદા કરેલો હોય એવો આહાર છે. કેવો મધુર તેમનો સ્વાદ! કેવાં મોહક તેનાં રૂપરંગ! કેવો સુપચ્ય તેમનો માવો! ન બાફવાં પડે, ન શેકવાં પડે. કુદરત માતા પોતે જ પોતાની અલૌકિક કળા વડે તેમને પકવીને તૈયાર—મોમા મૂકવા લાયક સ્થિતિમા આપણને આપે છે. તે ઝાડ પાસેથી લેતાં ઝાડોને ઈજા કરવાની કશી જરૂર પડતી નથી ઝાડ તો ઊલટાં ઇચ્છે છે કે પશુ પંખી મનુષ્ય એમના ફળો લે અને ભક્ષણ કરે. તેઓ તો આપણી આગળ આગ્રહ કરી કરીને ફળો ધરે છે. મિષ્ટ રસ અને સુંદર રંગ એ એમની *ભાષામા આગ્રહ નહીં તો બીજુ શું છે? તેઓ આપણે ફળ ભક્ષણ કરીએ* તો આપણો ઉપકાર પણ માનતા હશે, કારણ કે આપણે ફળ ખાઈને ઠળિયા ક્યાક વેરીએ અને એમના વંશનો પૃથ્વીમા વિસ્તાર કરીએ એવી એમના મનમા આશા રહેલી છે!

ફળો માટે તો વહેમો છોડી દઈએ તો પણ આપણા દેશમાં ફળો છે જ ક્યા? આપણી ખેતીવાડી અસત અધોગતિમાં હોવાથી ફળોની ઉત્પત્તિ

જ ઓછી થાય છે તાત્કાલિક ફાયદો જોનારા જમીનદારો કપાસ વગેરેની ખેતી કરવી પસંદ કરે છે, એમા મહેનત અને સાચવણુ ઓછી કરવાની, બજારમા પૈસા સારા ઊપજે, અને તાત્કાલિક હાથમા આવે ફળઝાડો તો મહેનત માગે, ઉછેર માગે બે પાચ કે તેથીયે વધારે વરસની ધીરજ માગે અને ફળો પાકે ત્યારે વેચીને પૈસા કરવાની પણ મોટી ચિંતા કારણ કે તે તો 'અમને ભક્ષણ કરો, ભક્ષણ કરો' એવી બૂમ પાડતા જ ઝાડ પરથી ઊતરવાના અને મોડુ કરવામા આવે તો સડી જવાની ધમકી આપી ખેડૂતને હેરાન કરવાના ! આ ચિન્તામા ખેડૂત ધાર્યો ભાવ ઉપજાવી શકે નહી આવી ફળવાડી કરવામા એને શો રસ રહે ? અને પોતાના ઘર માટે થોડા ફળઝાડ ઉગાડવાની પણ એને જરૂર નથી લાગતી ફળ ખાઈને છોકરા માદા પડે એવી એને બીક છે આવા કારણોથી ફળો દેશમા દુર્લભ ગણ્યા છે તેના વિરુદ્ધનો દુર્ગુણ એ પણ ઘણુખરુ તેના સેવનનો અનુભવ આપણને ઓછો છે તેથી જ બધાયો લાગે છે

આહારશાસ્ત્રીઓ ફળફળાદિના ગુણ ગણાવતા ધરાતા જ નથી ગીતાના શ્લોકો મે શરૂઆતમા કહ્યા તેમા સાત્ત્વિક આહારના જેટલા લક્ષણો બતાવ્યા છે તે સર્વ ફળોમા સમાયેલા છે રસાળ, રોચક, સ્નિગ્ધ સુખ પ્રીતિ વધારતા — આ બધા વિશેષણો જોતા હુ તો એવુ અનુમાન કરુ છુ કે એ ફળોનુ જ વર્ણન છે સાત્ત્વિક આહારનુ વર્ણન કરતા વ્યાસજીની આખ સામે ફળ જ હોવા જોઈએ એના બીજા વિશેષણો છે — આયુ, સત્ત્વ, બળ, સ્વાસ્થ્ય, વધારતા અને સ્થિર આ ગુણો ધરાવનારા તત્ત્વો ફળોમા ઘણા જ સારા પ્રમાણમા છે એની આજના આહારવેત્તાઓ મુક્તકંઠે સાક્ષી પૂરે છે

આવા ફળોને આહારમા પ્રમુખ સ્થાન ન આપતા આપણે શા માટે જાતજાતની મીઠાઈઓ, લોટ, ઘી, ખાડ, માવો ઇત્યાદિના મિશ્રણોમાથી રચીએ છીએ એ મોટુ આશ્ચર્ય છે ખરુ જોશો તો મીઠાઈઓ એ બીજુ કાઈ નહી, પણ ફળોની જ ભોડામા બનાવેલી નકલો લાગશે આપણે મનુષ્યો વિચિત્ર પ્રાણીઓ છીએ આપણને અસલ કરતા તેની નકલ તરફ વધારે આકર્ષણ રહે છે તેને આપણે કળાનુ નામ આપીએ છીએ રમણીય સૂર્યોદયનુ સાચુ દૃશ્ય સામે વિસ્તર્યું હશે તે તરફ આપણુ ધ્યાન નહી જાય, પણ તેનું ચિત્ર આપણે વખાણ્યા કરીશુ સનાટ પથ્થરનો થાભનો ઘડશે ત્યારે લાકડાનો હોય તેવો ભાસ મૂકશે અને સુતાર લાકડાનો ઘડશે ત્યારે પથ્થરનો હોય તેવો ભાસ આપશે ! મીઠાઈ રૂપી નકલી ફળો ગમે તેવા રૂપાળા કરો તો પણ સાચા ફળોની તોલે તે કેમ આવે ? એમા ગળપણ

આમ ગમે તે દૂધ સાત્ત્વિક છે એમ માની લેવું ન જોઈએ. પ્રયત્નપૂર્વક સાત્ત્વિક બનાવીએ તો જ તે સાત્ત્વિક બનશે, અને યોગ્ય રૂપમાં ને પ્રમાણમાં ગ્રહણ કરીએ તો જ સાત્ત્વિક ગુણ આપશે.

સાત્ત્વિક આહારમાં કેવી કેવી વસ્તુઓ આવે એ આપણે વિચાર્યું. આશ્રમનો આપણો ખોરાક આપણે યથાસાધ્ય તે પ્રકારનો રાખવા પ્રયત્ન કરીએ છીએ. પરંતુ ગમે તેવી સાત્ત્વિક ચીજો ખાઈએ, તેટલા માત્રથી આપણો સ્વભાવ, આપણા આચાર વિચાર સાત્ત્વિક થઈ જવાના એવું માની લેવાની ભૂલ કોઈ ન કરશો, અને તેનાથી જુદી જાતના પદાર્થો ખાનારને રજોગુણી કે તમોગુણી પણ રખે માની બેસતા. સાત્ત્વિક ચીજો ખાવાથી જીવનને સાત્ત્વિક કરવાનો પ્રયત્ન કરનારને કંઈક મદદ થાય ખરી, પણ એટલા માત્રથી જીવન ખરું સાત્ત્વિક થઈ જતું હોય તો તો શું જોઈએ ? એટલે સાત્ત્વિકતાની દૃષ્ટિથી આહારનો વિચાર કરીએ તેમાં માત્ર કયા પદાર્થો ખાવા અને કયા નહીં એટલો જ વિચાર કરવાનો હોતો નથી, વધારે ઊંડા ઊતરીને વિચાર કરવાની જરૂર છે.

ગમે તેટલી સાત્ત્વિક વસ્તુઓ ખાઈએ, પણ તેમાંયે સ્વાદો તો હોવાના જ. જો આપણે જીભને વશ થઈને ખાઈએ, ખાવામાં પ્રમાણ ન જાળવીએ તો ગમે તેવી સાત્ત્વિક વસ્તુ દુઃખ, શોક, અને વ્યાધિ પેદા કરનારી અને તેથી જ રાજસી નીવડ્યા વિના રહેશે નહીં. લાડુ એ મીઠાઈ હોવાથી તેના ઉપર હાથ મારનારને હેરાન કરશે, તેમ કેરી એ પણ સાત્ત્વિક ફળ હોવા છતાં જો તેના ઉપર હાથ મારીએ તો આપણને તેટલા જ દુઃખી કરે, માંદા, મંદ અને આળસુ બનાવી દે.

એઠું અને ઊતરેલું અન્ન—એને તામસી કહ્યું છે. ગરીબાઈ અને અપમાનથી પતિત થયેલા લોકોને એઠી પતરાવળી ચાટતા જોઈએ છીએ ત્યારે આપણને સૂગ લાગે છે. પણ એક રીતે આપણે પણ સ્વાદલંપટ થઈને વધારો પડતું ખાઈએ છીએ ત્યારે બીજું શું કરીએ છીએ ? અમૃત જેવું અન્ન—તેને આપણે આપણા પેટમાં ગંધવીએ છીએ, કોહવડાવીએ છીએ, તામસી બનાવી દઈએ છીએ.

સાત્ત્વિક ફળો ઉપર ગુજારો કરીએ, પણ આપણો ધંધો પાપનો હોય તો આપણે ફળની સાથે પાપ ખાધું હોવાથી તેની દુર્ગંધ આપણા જીવનમાંથી છૂટયા વિના કેમ રહેશે? સર્પ શુદ્ધ દૂધ પીએ તો પણ તેમાંથી ઝેર વિના બીજું શું નીપજે?

એ જ પ્રમાણે ખોરાકની વસ્તુઓ આપણે ક્યાંથી લાવીએ છીએ, તેના ઉત્પાદનમાં સ્વદેશી સિદ્ધાંતનું પાલન કરીએ છીએ કે નહીં, એ પણ જોવું પડશે. શું તે મેળવતાં આપણે સ્વાશ્રયનો ત્યાગ કરી બજારની જાળમાં પડ્યા છીએ? શું તેની બનાવટમાં ગામના લોકોને તેમનો હકનો ભાગ મળવા દઈએ છીએ કે તેમના પેટ ઉપર પાટુ મૂકી સંચાઓને શરણે જઈએ છીએ આ વિચાર ન કરીએ તો પણ સાત્ત્વિક અન્ન અસાત્ત્વિક બની જાય.

અને છેલ્લી દૃષ્ટિ રહી યજ્ઞની. એટલે કે આપણે માત્ર ખાવામાં જ સમજીએ છીએ કે આપવાની ઉદારતા પણ બતાવીએ છીએ? ઈશ્વરની કૃપાથી આપણે અન્ન પામ્યા તો તે ગ્રહણ કરતી વખતે આસપાસ કોઈ ભૂખ્યું હોય તેને આપણે યાદ કરવું ન જોઈએ કે? જમતી વખતે અતિથિ-અભ્યાગત આવી ચડે તો આપણાં મનમાં શો વિચાર આવે છે? આપણું હૃદય અંદરથી પ્રસન્ન થાય છે કે માંડ ખાવા બેઠા ત્યાં આ સાલ ક્યાંથી આવ્યું એવી ચોરી-મનમાં ઊઠે છે? નાનાને ભાગ આપવો પડશે એવી ચોરીથી મોટાંઓ છાનું છાનું ખાઈ લે છે કે તેમને આપી પોતે ખાવાનો સૂક્ષ્મ આનંદ ભોગવે છે? ગીતાજીમાં આવી રીતે મનચોરીથી ખાધેલા અન્નને ચોરીનું અન્ન કહ્યું છે, અને બોધ દીધો છે કે "તમારા એકલા માટે કદી ન પકાવશો, અન્ન પકાવો તેમાંથી પહેલાં યજ્ઞ કરજો, આપવું ઘટે તેને આપજો, અને પછી વધે તેનો અમૃત માની આહાર કરજો. યજ્ઞ કરતા બચ્યું તે જ અમૃત, તે જ સાત્ત્વિક અન્ન."

પોતાનું જીવન સાત્ત્વિક અને સેવકને યોગ્ય ઘડવા ઇચ્છીએ તો આપણે આહારમાં આ બધા સિદ્ધાંતો આચારમાં ઉતારવા જોઈએ. માત્ર સાત્ત્વિક ગણાતી વસ્તુઓ ખાધી એટલે આપણું જીવન એકાએક ઉન્નત થઈ જશે એવી આશા રાખી ન શકાય. આશ્રમી ખોરાક ખાઈએ એટલે આપણે બાપે સિદ્ધ થઈ ગયા એવો ડોળ કરીએ તો તો આપણે ખાવામાં જ પડ્યા સમજવા.

આ બધું જાણ્યા વિચાર્યા પછીયે ક્યા પદાર્થો ખાઈએ છીએ એની પસંદગીમાં અવિચારી થવું એ તો યોગ્ય નથી જ. સાત્ત્વિક પ્રકારનો આહાર પસંદ કરી તે જ ખાવાનો આગ્રહ રાખવો એમાં ખૂબ લાભ છે, અને ન રાખવામાં ઘણી હાનિ છે.

પ્રવચન ૧૦ મું

## કેવી રીતે ખાવું ?

આજે કેવી રીતે ખાવું એના ઉપર આપણે વિચાર કરીશું. ખાવાની રીતમાં આશ્રમ તરીકેની કોઈ વિશેષતા છે એમ નથી. જે રીતે આપણે ચાવવા ઇચ્છીએ છીએ તે રીત બધા જ આરોગ્ય ઇચ્છનારાઓની હોય છે, હોવી જોઈએ.

તેમાં પહેલામાં પહેલી વાત એ છે કે આપણે ખૂબ ચાવીને ખાવામાં માનીએ છીએ. આપણને ઈશ્વરે સુંદર મજબૂત દાંત આપ્યા છે તે વાઘ વરુની જેમ બહાર નીકળેલા અને બતાવવા લાયક નથી, પણ મોંની જામળીમાં વ્યવસ્થિત રચીને રાખેલા છે, એટલે એ તો દેખીતું જ છે કે તે કાંઈને કરડવા માટે નથી, પણ ખોરાક ચાવવા માટે જ છે.

શરીરશાસ્ત્રીઓ કહે છે કે આપણી હોજરીની બનાવટ એવી છે કે તે આખોપાખો ખોરાક પચાવી શકે નહીં, પણ સારી રીતે ચવાઈને આવે તેના ઉપર જ કામ કરી શકે. તેઓ આપણને એમ પણ શીખવે છે કે કોળિયો ચાવીએ તેમ તેમ આપણા મોઢાનો રસ તેમાં ભળે છે, અને પચી ન શકે એવો મેંદો મીઠી સુપચ્ય શર્કરાના રૂપમાં ફેરવાય છે. જેમ જેમ ચાવીએ તેમ તેમ ગળપણ છૂટે છે એનો કોને અનુભવ નથી? આનો અર્થ એ થયો કે પચવાની ક્રિયાની શરૂઆત મોમાંથી જ શરૂ થઈ ગઈ ચાવવામાં મહેનત તો છે પણ તે આમ જરૂરી મહેનત હોવાથી કુદરતે તેની સાથે મીઠાશ જોડી આપી છે.

છતાં લોકો ચાવવામાં કંટાળો કરે છે. ખરેખર માણસો બીજી બધી અગમહેનતોથી કંટાળે તે કંઈક પણ સમજી શકાય, પણ ચાવવાનો કંટાળો એ તો જરા પણ ન સમજી શકાય તેવો છે. માણસ અસ્વાદના સિદ્ધાંતની મશ્કરી કરનારો અને સ્વાદિયો હોય તો તેણે તો કોળિયાનો સ્વાદ જેમ મળે તેમ લાંબો વખત ભોગવવાની ઇચ્છા રાખવી જોઈએ. કોળિયો આખો પાખો કચરી પેટમાં ઉતારી દેવામાં તેને શી મજા પડે? એમ કરીને તો તે હાથે કરીને પોતાની લહેજત ગુમાવે છે. છતાં માણસને સ્વાદ ભોગવવા કરતાં આળસનો રસ વધારે મીઠો લાગતો જણાય છે.

રસોઈની આપણી આખી કળા કમ જાણે ચાવવાની ભયંકર મહેનતમાંથી બચવા ખાતર જ ખિલવવામાં આવી ન હોય એવી નથી લાગતી

શું ? પાકકળાકુશળ બહેનોએ દિવસે દિવસે પોતાની રોટલીઓ પાતળી, પોચી અને સુંવાળી બનાવી દીધી છે. તેવી પોચી રોટલીને પણ ખાતાં પહેલાં દાળમાં બોળી વધારે પોચી કરી દેવામાં આવે છે. આથી ચાવવાની મહેનતનો છેદ જ ઊડી ગયો છે, લોટમાંનો મેંદો શર્કરા બન્યા વિના — પચ્યા વિના જ હોજરીમાં પહોંચી જાય છે. બિચારી જીભ પણ તેના હકની મીઠાશ ખોઈ બેસે છે. પછી જીભ તકરાર ન ઉઠાવે તે ખાતર રાંધનારાંઓ કેટલી કરામતો કરે છે ! તેને ખાંડ ખવડાવે છે, મુરબ્બા અને અથાણાં ચટાડે છે, દાળ શાકને તો છયે રસનાં મિશ્રણો અને ઉપમિશ્રણોનો કાવો બનાવી મૂકે છે ! તેથી પણ જીભ રાજી ન થાય ત્યારે તેને ખાંડ ઘીથી થબથબતાં મિષ્ટાન્નો ચારે છે ! ખુશામતથી બગડેલી જીભ વધારે વધારે રિસાતી જાય છે, તેમ તેમ આપણે પણ ગળપણ અને તીખાશની લાલચ વધારતા જઈએ છીએ !

આ વાત તમે સૌ સમજો અને સંમતિ આપો તો આપણે આશ્રમના ખોરાકમાંનો મુખ્ય પદાર્થ ચાવી શકાય એવો જ રાખવા ઇચ્છીએ છીએ. તેથી આપણે રોટલા અને ભાખરીને વધારે પસંદ કરીશું; રોટલી કરશું પણ તે એવી કાગળ છાપની નહીં કરીએ. તે આપણે સારી પેઠે ચાવીશું અને તેમાંથી મીઠાશ છૂટશે તે આપણા હકની હોવાથી આનંદથી માણશું. દાળ શાકમાં પણ આપણે જીભને લલચાવવા જાત જાતનાં વસાણાં નાખશું નહીં. ધાન્ય અને કઠોળ પચવા માટે વધારાના મીઠાની જરૂર પડે છે એવો આહારશાસ્ત્રીઓનો અભિપ્રાય છે તે માન્ય રાખી આપણે જોઈતા પ્રમાણમાં મીઠું લેવાનું રાખીશું. વસાણાંઓ તો ઔષધિઓ છે, દવાઓ છે. તે રોગો મટાડવા વાપરવાનાં હોય. ભોગજોગે માંદા પડશું ત્યારે તેનો ઉપયોગ કરશું, પણ જીભને છેતરવા તે આપણે શા માટે વાપરીએ ?

રોજના આહારમાં ખાસ વિચાર કરવા જેવી બીજી બાબત તે ભાત છે. ભાત એ આપણા લોકોની પ્રિય અને માનીતી વાની છે. અતિ પ્રાચીન કાળથી ભાતનો આપણા લોકોને શોખ છે. કેટલાક પ્રાંતોમાં તો ભાત એ જ મુખ્ય ખોરાક છે. આપણા આ ભાગમાં પણ બપોરના ભોજનમાં તો લોકો ભાત જ જુએ છે. ભાત ન મળે તો તેમને જમ્યાનો સંતોષ થશે નહીં.

પણ આપણા આ જૂના અને પ્રિય ભાત સંબંધમાં આહારશાસ્ત્રીઓએ શંકા ઊભી કરી છે. તેમાં પોષક તત્ત્વો પ્રમાણમાં અલ્પ છે. અને મદ ઉત્પન્ન કરનાર મેંદો જ વધારે છે. જેઓ ભાતથી પેટ ભરે છે તેમને ઘેન ચડે છે અને જમ્યા પછી કેટલોક વખત કંઈ કામ સૂઝતું નથી. તેમને ઊંઘ અને આળસમાં આળોટવાં કરવું પડે છે. તેમાં પોષણનાં તત્ત્વો ઓછાં

હોવાથી ઘણા વધારે પ્રમાણમાં ખાઈએ ત્યારે જ હોજરી સંતોષ પામે છે, એટલે ભાત ખાનારાઓને પેટ તણાતાં સુધી ખાવાની ટેવ પડી જાય છે. પરિણામે જઠરની કોથળી તણાઈને મોટી થઈ જાય છે અને તે ભરાઈને તંગ થાય નહીં ત્યાં સુધી એમને ધરપત થતી જ નથી.' પછી તે લોકો રોટલો કે મિષ્ટાન્ન ખાય તો પણ તેમને જઠર તંગ થતાં સુધી ખાધા વિના સંતોષ થતો નથી. તે તેઓ પચાવી શકે નહીં એટલે રોગના ભોગ થાય છે.

અને વળી આ ભાત ખાવાની આપણી રીત પણ કેવી છે? આપણે તેને દાળ કઢી વગેરેમાં રગદોળીને મોંમાં મૂકીએ છીએ. સાદો ભાત હોય તો તો દાંતની પકડમાં થોડા દાણા પણ આવી જવાનો સંભવ રહે, પણ દાળમાં ચોળીને આપણે એકે એક દાણાને ચવાવાના જોખમમાંથી પૂર્ણ મુક્તિ આપી દઈએ છીએ! કદાચ ભાત આપણા લોકોને ભાવે છે તેનું કારણ ભાતનો સ્વાદ નથી. તેમાં જે કાંઈ સ્વાદ છે, તેને તો લોકો ખાંડી, છડી, ઓસાવી છેક મોળો કરી નાખે છે, અને તે મોળા સ્વાદને પણ દાળ વગેરેમાં ચોળી સંપૂર્ણપણે ડુબાવી દે છે. મને તો લાગે છે કે ભાતમાં ચાવવાની તસ્દી' લેવી પડતી નથી, તે ગટક દઈ ગળે ઉતારી શકાય છે, તેથી જ તે આપણા લોકોને ગમી ગયો છે. તે ગમવાનુ બીજુ કારણ ઘણુ કરી તેમાં રહેલું માદકપણુ હોય તો પણુ ના નહીં. ભાત ખાઈને પેટ તણાય છે અને આળોટવુ પડે છે, પણ એ સ્થિતિમાં માણસને એક જાતનું તામસી સુખ લાગે છે. વ્યસની લોકોને તેમના વ્યસનોમાં લહેજત આવે છે તેને મળતી જ આ લહેજત જણાય છે

ભાત વિષેના આ વિચારો સાંભળી તમને ઘણી નવાઈ તો લાગશે, પણ તમે હવે સમજી શકશો કે આપણે આશ્રમના ખોરાકમાં તેને પ્રધાનપદ પરથી ખસેડી દેવા કેમ ઇચ્છીએ છીએ. એને તમે છેક તો છોડવાના નથી, પણ હિંમત ચાલે તો તેને દાળમા ચોળવાનો રિવાજ બંધ કરજો અને તે લૂખો ખાઈ તેમાં રહેલો આછો સ્વાદ ઓળખવાનો પ્રયત્ન કરજો.

ભાતનું પ્રમાણ ઘટાડીએ તો શરૂઆતમા ચેતતા રહેવાની જરૂર છે. ભાત ભરી ભરીને પહોળી બનેલી પેટની કોથળી નક્કર ખોરાકથી તેટલી જ તંગ થતા સુધી ભરવા જશો તો અપચો થઈ હેરાન થશો! ભૂખ્યા ભૂખ્યા હોવાનો ભાસ થાય તો પણ થોડા દિવસ કાળજી રાખજો, અને નક્કર ખોરાકનુ પ્રમાણ વધી ન જાય તે જોજો. થોડા જ દિવસમા તમારી હોજરી નવા ખોરાકથી ટેવાઈ જશે અને પછી થોડા જથ્થાથી પણ તૃપ્તિ થવા લાગશે.

આહારશાસ્ત્રીઓની એક બીજી સલાહ પણ સ્વીકારવા જેવી છે. તેઓ કહે છે, અગ્નિથી તમારા ખોરાકમાં રહેલાં તત્ત્વોને મારી ન નાંખો. આપણને આ સલાહ માનતાં વાંધો આવે તેમ નથી. ખોરાકને પોચો બનાવી દાંતની તસ્દી બચાવવી નહીં એવો આપણો હવે નિશ્ચય હોવાથી જે ચીજો રાંધ્યા વિના ખાઈ શકાય તે આપણે મૂળ રૂપમાં ખાવાનું રાખીશું. અનેક જાતનાં શાકભાજી અને ફળ કુદરતી રીતે વગર રાંધ્યે ખવાય એવાં હોવા છતાં આપણે શા માટે તે રાંધીએ છીએ એ ખરેખર સમજાય નહીં એવું છે. માત્ર અનાજો એવાં છે કે તેને દળી બાફી ખાઈએ નહીં તો આપણી હોજરી પચાવી ન શકે. તેને પણ વધારે પડતાં ન રાંધી મારવાની આપણે કાળજી રાખશું.

તમે જુઓ છો કે આપણી આહારની વસ્તુઓ તો તેની તે જ છે. માત્ર આપણે તેને કેવા રૂપમાં લઈએ છીએ ત્યાં જ ફેર પડે છે. આપણે ઘણી ચીજો રાંધીને નિર્જીવ બનાવ્યા વિના લેવાનું પસંદ કરીએ છીએ, રાંધીએ તેને પણ અતિશય પોચી નથી બનાવી દેતા. જૂનવાણી મન આ ભાણું જોઈ ગભરાઈ ઊઠે છે. તેને બધું વિચિત્ર અને નવું નવું લાગે છે. તે તકરાર ઉઠાવે છે કે શા માટે તેની પાસે આ મોટો ત્યાગ કરાવવામાં આવે છે? શા માટે તેના સ્વાદો લૂંટી લેવામાં આવે છે? ખરી રીતે એની તકરાર વજૂદ વગરની છે. મૂળ વસ્તુઓ તે જ છે. સામાન્ય રીતે લોકોનાં ભાણામાં શાક, ફળ વગેરે ઓછાં હોય છે અથવા હોતાં જ નથી. તે ઊલટાં આપણે તો જાતમહેનત કરીને વધારાનાં દાખલ કર્યાં છે. સ્વાદમાં કે દેખાવમાં આપણું ભાણું જૂદું છે પણ ઊતરતું નથી, ઊલટું ચડિયાતું જ છે. પોષક તત્ત્વોની દૃષ્ટિએ તો તે શ્રેષ્ઠ છે જ. એટલું ખરું કે આ ભાણું આપણે લુસ લુસ ખાઈને ઊઠી શકશું નહીં. આપણે ઠીક ઠીક સમય અને ચાવવાની મહેનત તેના ઉપર આપવાં પડશે. પણ તે મહેનતનો બદલો તેમાંથી છૂટતા મધુર રસોથી આપણને મળી રહેશે.

પ્રવચન ૧૧ મું

# અમૃતભોજન

આહાર વિષે અનેક દૃષ્ટિએ આપણે વિચારો કરી ગયા. આપણે તેને અમૃતભોજન એવું સુંદર પવિત્ર નામ આપ્યું છે. તે આપણે એવા પવિત્ર નામને શોભે એવી પદ્ધતિએ ગ્રહણ કરવું જોઈએ.

હા, ભોજન લેવાની બે પદ્ધતિઓ છે — એક મનુષ્યની અને બીજી પશુની. પશુને પેટમાં ભૂખ હોય અને આંખ સામે ખાવાનું હોય એટલે પછી બીજો વિચાર કરવાપણું રહેશે નહીં. પરંતુ મનુષ્યને તો એ બે ભેગાં થયા પછી પણ કેટલુંક વિચારવાનું બાકી રહે છે. તેને ભોજનમાં અમૃતની ભાવના ઉત્પન્ન કરવી છે.

તમે વિચારમાં પડો છો — "એ વળી શું હશે? ભોજનના સમારંભો ગોઠવવામાં આવે ત્યારે લોકો ભોજનસ્થાનને રંગોળી ધૂપ આદિથી ખુશનુમા બનાવે છે, એમ કરવાનું હશે?"

ના, એવા સમારંભ તો કોઈક દિવસ શોભે. આપણે તો રોજના ભોજનને અમૃત બનાવવા માગીએ છીએ. આપણે સૌ ભોજન કરવા સાથે મળીને બેસીએ, એ સાથે બેસવામાંથી જે આનંદ જન્મે છે તે આપણા સાદા સ્વચ્છ અન્નને અમૃત બનાવી દે છે.

તમે ઉતાવળા થઈને કહેશો, "બરાબર છે. ખાતાં ખાતાં આપણે ખૂબ વાર્તાવિનોદ કરીએ, અને પ્રેમથી એક બીજાને આગ્રહ કરીએ, તો જ ખાવામાં ખરો આનંદ આવે."

તમારું અનુમાન બરાબર નથી. આગ્રહને લોકો હેતપ્રીતની નિશાની ગણે છે, પણ આપણે તો તેને ઘણી હલકી વસ્તુ માનીએ છીએ. ઘણી વાર તો તેને પ્રેમને બદલે ખોટી મોટાઈ બતાવવાનું જ સાધન બનાવવામાં આવે છે. અસંસ્કારી માણસો સામસામા તોફાન કરીને, એકબીજાને તાણાતાણ કે મારામારી કરીને હલકી જાતની મઝા લે છે — તેવી જ ભોજનમાં આગ્રહ કરવાની મઝા ગણી શકાય. એથી સાચી મઝા કશી આવતી નથી, માત્ર અન્ન બગડે છે અને આગ્રહને વશ થનારનું પેટ બગડે છે. અહીં આશ્રમમાં આપણે કોઈ કોઈને આગ્રહ કરતા નથી. તેથી કોઈ આગ્રહની વાટ જોતું નથી. સૌ પોતાની ભૂખ પ્રમાણે વગર સંકોચે માગી લે છે.

ત્યારે મનુષ્યને શોભે એવી ભોજનપદ્ધતિ તે કેવી? આશ્રમની આપણી પદ્ધતિમાં એવું શું વિશેષ છે?

તમે જુઓ છો કે અહીં આપણે આપણી આખી મંડળી સાથે બેસીને ભોજન લઈએ છીએ. જેને ફાવ્યું તે રસોડામાં પેઠો અને ખેંચાખેંચ કરી ખાઈ લીધું એ પદ્ધતિ તો પશુની છે. એમ તો તમે એકલા ખૂણામાં ભરાઈને ખાઈ લો તોયે પેટ તો ભરાય, પણ માત્ર પેટ ભરવાથી આપણને ખરી તૃપ્તિ કેમ થાય?

આપણે ત્યાં ભોજનનો સમય મુકરર કરાવેલો છે, ઘંટ વગાડી તે વખતની સર્વ આશ્રમવાસીઓને જાણ કરવામાં આવે છે. તે સાંભળી સૌ પોતપોતાનાં કામોથી પરવારી વહેલા વહેલા ભોજનાલયમાં આવી પહોંચે છે. કકડીને ભૂખ લાગી હોય તેથી ભોજનાલય તરફ આવતાં આનંદ હોય જ, પણ સર્વ મિત્રો સાથે મળીને અમૃતભોજન લેવા બેસશું એ વિચારથી તો ત્યાં આવતાં મન ઓર જ પ્રસન્નતા અનુભવે છે. મોડું કરીશું તો બીજા સર્વ મિત્રોને તકલીફ થશે એ વિચારે આપણને કોઈને મોડું કરવું ગમતું નથી. ભોજન વખતે કોઈ હાજર ન દેખાય તો સર્વ મિત્રો તેને યાદ કરશે, તેની રાહ જોશે, તેની ચિંતા કરશે.

ભોજનાલયમાં ગોઠવાઈ ગયા પછી આપણે માટે મહા કસોટીની થોડી મિનિટો પસાર થાય છે. પીરસનારાઓ ચપળતાથી પીરસે છે. છતાં બધી વાનીઓ પીરસાઈ રહેતાં કંઈક વખત તો જશે જ. એક તો ઘરમાં આમ ટિંગાઈને બેસી રહેવાની આદત નહીં, અને વળી પેટમાં ભૂખ. ભૂખ પામે આપણે લાચાર થઈ જઈએ તો તે તો કંઈ કંઈ અણછાજતી દલીલો આપણા મગજમાં ઊભી કરે છે: 'આમ બેસી રહેવાથી અમારો વખત બગડે છે, અમારું ખાવાનું ઠરી જાય છે, વગેરે.' કોઈને થશે, અહીંનો નવો અને વિચિત્ર ખોરાક જેમ તેમ સહન કરી લઈએ, પણ આ ટિંગાઈ રહેવાનું કેમ ખમાય? પણ નહીં, આપણે એમ ધીરજ ખોઈશું નહીં. સૌ આશ્રમવાસીઓ આપણા ભોજનનો એક સાથે આરંભ કરી શકીએ એ આનંદ ખાતર આપણે ધીરજ રાખીશું. વખત તો જશે, પણ જ્યારે બધું પીરસાઈ રહેતાં સૌ સાથે મળીને પરમેશ્વરની પ્રાર્થના કરીશું, અને સાથે ભોજનની શરૂઆત કરીશું ત્યારે કેટલો આનંદ થશે? ખરેખર, તે ક્ષણે આપણી બધી ધીરજનો બદલો વળી જશે.

"જમતાં પણ વળી પ્રાર્થના કરવાની?"—કોઈને શંકા થશે. "કોઈ મોટું મહત્ત્વનું અને ગંભીર કાર્ય કરવાનું હોય તેનો આરંભ પ્રાર્થનાથી કરવામાં આવે એ સમજી શકાય; ભોજન જેવું એક સામાન્ય કામ, એમાં

વળી પ્રાર્થના શી ?" પણ નહીં. ભોજનને આપણે એક તુચ્છ, નજીવું; માથે આવી પડેલી ઉપાધિરૂપ, જ્યાં ત્યાંથી ઉકેલી નાખવા જેવું કામ બનાવવા માગતા નથી. આપણે સૌ સાથે મળીને અભ્યાસ કરીએ છીએ, સાથે મળીને સેવા કરીએ છીએ, સાથે મળીને યજ્ઞકર્મ કરીએ છીએ, તે જ પ્રમાણે સાથે મળીને અમૃતભોજન ગ્રહણ કરીએ છીએ. તે આપણું એક ગંભીર અને મહત્ત્વનું કામ જ છે. તેમાંથી આપણે શરીરનું પોષણ લઈએ છીએ, એટલું જ નહીં; સાથે મળીને ભોજન કરવાથી આપણાં પરસ્પરનાં પ્રેમ મૈત્રીને પણ પોષણ મળે છે. આપણા આત્મામાં એવું બળ મળે છે કે "અમે એકલા નથી, અમે સમાન ભોજનથી, સમાન વિચારોથી પોષાયેલું એક મંડળ છીએ, અમે અમારા દેશને માટે ભારે ભારે પરાક્રમો કરીશું." આપણો પ્રાર્થનાનો મંત્ર આપણી આ ભાવનાઓને પોષે તેવો જ છે.

આપણું ભોજન-સાદું અને સસ્તું છે, પણ તે આપણું અમૃતભોજન છે. તે આપણે માટે કેવળ ભોજન નથી, તે તો આપણી કેળવણી છે. વળી તેમાંથી જ આપણા દેશની જનતા માટેનો સર્વસામાન્ય રાષ્ટ્રીય આહાર શોધાશે, એવી આપણી આશા છે.

પ્રવચન ૧૨મું

## આકાશનું અમૃત

અમૃતભોજનની વાત કરતો હતો ત્યારે જ મને મન થયું કે તમારું ધ્યાન આકાશના અમૃત તરફ વહેલામાં વહેલી તકે દોરું. જેને અમૃત કહીને વર્ણવી શકાય એવું ભોજન દેશમાં સર્વને મળતું થાય એમ આપણે સૌ ઇચ્છીએ છીએ, પણ તે દિવસ ક્યારે આવશે? તે માટેનો આપણો મહાપ્રયત્ન ક્યારે સફળ થશે? પરંતુ આકાશનું અમૃત તો રોજ રાત્રે વરસી જ રહ્યું છે. અજવાળી રાત્રિએ ચંદ્રમા અમૃત વરસાવે છે અને અંધારી રાત્રિએ કોટિ કોટિ તારાઓ. તે અમૃતથી પેટ તો ન ભરાય, પણ આપણો થાક ઉતારી તે આપણને તાજગી અને આનંદ બક્ષે છે. તે લૂંટવાની કોઈને મનાઈ નથી. જેઓ લૂંટતા નથી તેઓ પોતાની બેદરકારીથી—પોતાની જ ભૂલથી લાભ ગુમાવે છે.

તમે રોજ જુઓ છો કે આશ્રમમાં અમે સૌ રાત્રે અમૃત વરસાવતા આકાશ નીચે ખુલ્લા ચોકમાં સૂઈએ છીએ. શરીરમાં કાંઈક અસુખ હોય

અથવા વરસાદ જેવી કંઈક કુદરતની હરકત હોય તે સિવાય ખુલ્લામાં સૂવાનો આનંદ ગુમાવવા અહીં કોઈ જ તૈયાર નથી.

હું જોયા કરું છું કે નવા આવેલા મિત્રોમાંથી પણ રોજ થોડા અમારી અમૃતવૃંદમાં ભળવા મંડ્યા છે. શરૂઆતમાં તો તમે ઘરમાં અથવા ઓટલા પર પથારી કરો છો. પથારી કરતી વખતે તમારા મનમાં કેવા વિચારો ચાલતા હશે તે કહું? "અરર! તદ્દન ખુલ્લામાં તો કેમ સુવાય? અંગો રહી જ જાય ને? આશ્રમવાળા બધા ચક્રમ હોય છે એમ લોકો કહે છે તે ખોટું જણાતું નથી! આ લોકો તો બધા ટેવાઈ ગયા છે તેથી એમને કંઈ ન થાય. હું એમનો વાદ કરવા જાઉં તો માંદો જ પડી જાઉં. મને શરદી થઈ જાય, મને તાવ આવે, મારા સાંધેસાંધા રહી જાય." પછી પથારી કરીને તમે બે ઘડી વાર્તાવિનોદ કરવા ખુલ્લામાં પડેલી મંડળીમાં ફરવા નીકળો છો. ફરફર વાતી હવા તમારા અંગેઅંગમાં ગલગલિયાં કરે છે. તમને ખબર પડતી નથી, પણ આકાશના અમૃતનો તમને કેફ ચડે છે. વાતો કરીને પથારીમાં સૂવા જાઓ છો ત્યારે તમને પથારી કરડવા લાગે છે. ઘરની બંધ હવા જાણે તમને દઝાડતી ન હોય એમ લાગે છે. માથા પરનું છાપરું તમને આંખના પાટા સમું લાગવા માંડે છે, અને છેવટે કોઈની છાતીમાં હિંમત એકઠી થાય છે. તે છાનો છાનો પથારી વીંટાળીને ઊઠે છે અને ચોકમાં સારી જગ્યા જોઈ ત્યાં જમાવે છે.

વહેલી મોડી સૌને એ હિંમત આવ્યા વિના રહેવાની નથી. થોડા દિવસમાં જ એવી સ્થિતિ આવશે કે ઘરમાં તમને કોઈ બાંધી રાખે તોપણ બંધાઈ રહેવા તમે કોઈ તૈયાર થવાના નથી. તમે અનુભવે જોશો કે ખુલ્લામાં સૂવાથી માંદા પડાય એ વહેમ જ હતો. ઊલટા ખુલ્લામાં — આકાશના અમૃતમાં આખી રાત નહાવાથી તમે પહેલાં કદી નહીં અનુભવેલી એવી મીઠી નિંદરનો અનુભવ કરશો. તમને લાગવા માંડશે કે આજ સુધી જાણે તમે કદી સાચી નિદ્રા જાણી જ નહોતી.

આહાર ગમે તેટલો વિચારપૂર્વક લઈએ છતાં એકલા આહારમાંથી જ આપણું આરોગ્ય બંધાય છે એમ નથી. સૂર્યનો તાપ, ખુલ્લી હવા, આકાશમાંથી વરસતું અમૃત — એ બધાં તત્ત્વો પણ આપણને ભારે તાજગી અને ચેતન આપનારાં છે. એ તત્ત્વો માણસને માંદો પાડે છે એ વહેમ છે. આપણા જૂના લોકો માંદા માણસને અંધારા અને બંધ હવાવાળા ઘરમાં રાખવો એ સારું સમજે છે, પણ ખરી વાત એથી ઊલટી છે. તાજી હવા તો માંદગી મટાડવામાં મદદ કરે છે અને માણસ માંદગીથી પીડાતો હોય ત્યારે પણ તેને આરામ આપે છે. કેટલાક ક્ષય જેવા રોગીઓને તો

ખુલ્લામા સૂવાની અને સૂર્યસ્નાન કરવાની ખાસ ભલામણ કરવામા આવે છે એટલે અમૃતમા સૂવાથી માદા પડાય એ વહેમ તો મનમાથી ઉડાડી જ મૂકજો

સારુ છે કે હમણા ઉનાળો ચાલે છે આ મોસમમા કોઈને શીતળ જળથી સ્નાન કરવાની ભલામણ કરવી ન પડે, અને રાત્રે આકાશના મધુર અમૃતમા સૂવાની પણ ભલામણ કરવી ન પડે પરતુ આપણે માણસો વિચિત્ર પ્રાણીઓ છીએ આપણા લોકોમા ઘણા એવા સુવાળા થઈ બેઠીએ છીએ કે ઉનાળામા પણ ઠડા પાણીનુ સ્નાન સહન ન થઈ શકે અને ઉનાળાની મદ મધુર હવામા પણ ગોદડુ ઓઢવાનું જોઈએ એવી ટેવો વાળા ભાઈ બહેનો તમારામા હશો તો તેમને શરૂઆતના બે દિવસ જરા અઘરુ પડશે કદાચ શરદીની અસર પણ જણાશે પણ તેથી ગભરાશો નહી ટેવ વડે જેમ ચામડી આવી નમણી કરી શકાય છે તે જ નિયમથી ટેવ વડે જ તેને સખત પણ બનાવી શકાશે અને બનાવવી જોઈએ આજે ઉનાળાની અનુકૂળ હવામા શરૂઆત કરશો તો શિયાળો આવતા સુધીમા ઠડીમા પણ આકાશ નીચે સૂવા જેટલી હિંમત અને શક્તિ તમારામા આવી જશે

આકાશી અમૃતના રસિયાઓને એક સૂચના શરૂઆતથી જ કરવાની જરૂર છે ખુલ્લામા સૂઓ ત્યા ઉપરાઉપરી ગોદડા ઓઢીને અને તે પણ મોઢેમાથે ઓઢીને તમારુ સૂવાનુ નકામુ ન કરશો સૂતી વખતે કેટલુ ઓઢવુ એનો ઠીક વિચાર લોકો કરતા નથી, અને ગોદડી ઉપર ગોદડી લેતા જ જાય છે શિયાળામા કઈક ઓઢવુ પડે એ ઠીક છે પણ આપણી ચામડીની સહનશક્તિ ઓછી ન થઈ જવા દેવી જોઈએ એ દૃષ્ટિ આપણે ભૂલી જઈએ છીએ

ચામડીને એવી કેળવવી જોઈએ કે સામાન્ય ઠડી આપણને ખરાબ ન લાગે *પણ મીઠી લાગે ઠડી પણ પ્રમાણ બહાર ન હોય ત્યારે ભારે આરોગ્યવર્ધક છે ઠડીના સ્પર્શથી ચામડી કેવી તગ થાય છે? શરીરની અદરની ગરમી કેવી વધી જાય છે? નાક મોઢામાથી કેવી ઊની વરાળ નીકળે છે? નસોમા ગરમાગરમ લોહી કેવુ દોડવા માડે છે? સાજા માણસને શુ આ દુઃખરૂપ હોય છે? નહી, તેને તો આ મધુર અનુભવ આનદ અને ઉત્સાહપ્રદ જ લાગે છે વધારે પડતું ઓઢવાની ટેવ પાડી આ મીઠો અનુભવ ખોઈ બેસવો એ કેટલુ મોટુ નુકસાન છે?

આશ્રમમા આકાશી અમૃતનો જે સ્વાદ આપણે ભોગવીએ છીએ તેની કદર આપણા સમાજમા કોઈને નથી એ કેટલી દુઃખની વાત છે?

હા, ભૂમિમાતાના પુત્રો — ખેડૂતો — તેમને કંઈક અંશે એનો લાભ મળે છે ખરો. પણ તે કંઈક અંશે જ. કારણ કે તેઓ એની કિંમત પિછાણતા નથી. તેઓને વર્ષમાં ઘણા દિવસ રાત્રે ખેતરોમાં સૂવા જવાનું આવે છે. પણ તે વખતે તેઓના મનમાં શું 'આજે તો આનંદની રાત્રિ માણવા જઈએ છીએ' એવો ઉલ્લાસ હોય છે કે? નહીં જ. ખેતીના ભૂંડા ધંધાને લીધે માથે આવી પડેલી આફત ભોગવી છૂટવી એમ માનીને જ તેઓ જાય છે, અને ઘરમાં ભરાઈને સૂનેલાઓની તેઓ પોતાના મનમાં ઈર્ષા કરે છે. સુખનું સૂવું એ તો બંધિયાર ઓરડાનું જ એવી તેઓની ચોક્સ સમજ હોય છે.

આથી તેઓ ખુલ્લા ખેતરમાં સૂએ છે ત્યાં પણ અમૃતને બને તેટલું બગાડી નાખે છે. ખેતરમાં પણ હવા ન લાગી જાય એવો કોઈ બંધિયાર ખૂણો કે ઝૂંપડું તેઓ શોધી કાઢશે. વળી એ તો વનનો મુકામ, એને સાફસૂફ રાખવાની શી જરૂર? તેમાં કચરા ઉપરાંત ચાંચડ જૂવા પણ ખદબદતા હશે. અહીં ક્યાં રોજ સૂવાનું છે કે તે બધું સ્વચ્છ કરવાની પંચાત કરવી? ખાટલો રાખ્યો હશે તોયે તૂટેલો હશે, અને માકણથી ભરેલો હશે. અને સૂતી વખતે ગંધાતી ગોદડી મોઢેમાથે ઓઢી લેશે; ખેતરમાં સૂવા છતાં આકાશના અમૃતને બદલે ગોદડીની ગંધમાં જ આળોટશે! રાત્રે માથું ભૂલમાં ઊઘડી જાય તો આસપાસથી દુર્ગંધી હવા આવશે, કારણ કે મુકામની નજીકમાં જ ઝાડો પેશાબ કર્યાં હશે. ગામમાં પણ દૂર જવાની જરૂરિયાત સમજાઈ ન હોય તો અહીં વગડાના મુકામમાં દૂર જવાનું તો સૂઝે જ ક્યાંથી? આમ આકાશી અમૃતનું રસાયણ જે જે શુભ તત્ત્વોનું બનેલું છે, તે તમામને ખેતરમાં સૂવા છતાં તેઓ ખુએ છે.

હા, એ રસાયણ છે. આકાશી અમૃતમાં અનેક જીવનદાયી તત્ત્વોનું મિશ્રણ થયું છે, તેથી જ આપણે તેને અમૃત કહીએ છીએ. ઉપરથી આકાશ ચાંદની વરસાવતું હોય કે તારાઓ ઝગમગતા હોય, નીચેથી ધરતીમાતા હૂંફ આપી રહી હોય. ખુલ્લી હવા કોઈ જાતની રોકટોક વિના આપણાં અંગોને ગલગલિયાં કરી જતી હોય. મધુર શીતળતા આપણા રોમરોમમાં ગરમીનો સંચાર કરતી હોય. વળી સ્વચ્છતા એ પણ આ અમૃતમાંનું અત્યંત અગત્યનું તત્ત્વ છે. હવા સ્વચ્છ હોવી જોઈએ. આકાશ તો સ્વચ્છ હોય જ. નીચેની જમીન પણ આકાશ જેવી જ સ્વચ્છ આપણે મહેનત કરીને રાખવી જોઈએ. અને આપણા અમૃતનું સૌથી મોટું તત્ત્વ – તે છે વિશાળ, વિશાળ, વિશાળ આકાશ. આપણને તે કેટલો આનંદ આપે છે! આપણને કેટલી હૂંફ આપે છે! વિશાળ આકાશ નીચે સૂતા હોઈએ ત્યારે આપણા

હૃદયમા જાણે એવો ભાવ રહે છે કે આપણે સૌથી જુદા પડી એક નાનકડી કોટડીમા પુરાયા નથી, પરન્તુ આપણે વિશાળ પૃથ્વીના પટ ઉપર આપણા પ્રિયજનોની સાથે આનદથી પોઢયા છીએ એ જ પટ ઉપર ક્યાક આપણા જેવા માણસોના ઝૂમખાઓ સૂતા છે, ક્યાક પશુઓ સૂતા છે, ઝાડ ઉપર માળાઓમા પખીડા સૂતા છે આપણે સૌ ભાડુઓ ધરતીમાતાના ખોળામા આનદથી મીઠી નિંદર લઈએ છીએ, અને આકાશપિતા આપણુ સઘળાને માથે છત્રરૂપે જાગી રહ્યા છે. ઉપરના સર્વ તત્ત્વો ભળે ત્યારે જ આકાશનુ અમૃત તેમાથી ઉદ્ભવે છે

આશ્રમમા આવા આકાશી અમૃતના ભોગી બનેના આપણે આપણા ગામોમા ને આપણા ઘરોમા જઈએ છીએ ત્યારે ખરેખર ગૂગળાઈ જઈએ છીએ એ ઘરો તેમ જ ગામો જાણે જુદા જ સિદ્ધાંતોથી બધાયા છે એમ આપણે જોઈએ છીએ આકાશ દેખાય નહીં, હવા અડે નહીં, પ્રકાશ નડે નહી એ જ ઘર સારુ, એ જ ગામ સારુ એવા સિદ્ધાન્તો ઉપર કેમ જાણે તે બાધવામા આવ્યા હોય એમ જ લાગે છે ગામને પહોળા રસ્તા ને ફળિયાની જરૂર માનવામા આવતી જોવામા આવતી નથી બાગણા હોય તે પણ રાત્રે અકબધ વાસી દેવામા આવે છે ' બકા સો નકા 'નો સિદ્ધાન્ત ત્યા પ્રવર્તે છે આકાશી અમૃતના ભોગીઓને ત્યા ગૂગળામણ થાય એ સ્વાભાવિક છે

પણ એ ગૂગળામણથી ગભરાવાની જરૂર નથી ગમે તેવા તોયે તે આપણા ઘર છે, તે જ આપણા ગામ છે આપણે ગૂગળાઈશુ તો પણ, તેનાથી કટાળીને નાસશુ નહી આપણે સેવા તો છેવટે એ ગામોની જ કરવાની છે ને? આપણો ગૂગળાતો આત્મા આપણી આખ ઉઘાડશે, આપણી બુદ્ધિને તેજ કરશે અને આપણા ઘરોની રચનામા હવા અને આકાશને કેમ દાખલ કરવા તેની આપણને સૂઝ પાડશે ગામની સાકડમા વધારો કરવાનો મૂકી બહાર ખેતરમા નીકળી પડવાની આપણને ચટપટી લગાડશે

ખુલ્લામા સૂવાથી માદા પડાય એ વહેમ જ્યારે લોકોના મનમાથી છૂટી જશે અને તેમને પણ આપણી જેમ આકાશના અમૃતનો શોખ લાગશે ત્યારે તેઓ સાકડા ગામો છોડી ખેતરામા જઈ ઘર બાધશે અને તે ઘરો આજના કરતા જુદી જ ઢબના બાધશે

માટે આશ્રમમાથી ઘેર જવાનો પ્રસગ આવે ત્યારે કોઈ જરાય કટાળો ખાશો નહી. આકાશી અમૃતનો શોખ તમને લાગ્યો છે તેનો ચેપ બીજાઓને લગાડવો છે, એ વિચારથી બેવડા ઉત્સાહ સહિત ત્યા જજો આજ ને

આજ ઘર પાડી નાખવાની કે ગામ ફૂંકી મૂકવાની જરૂર નથી, પણ આટલું તો આજે જ કરજો — બગલમાં પથારી લઈ ખેતરમાં સૂવા નીકળી પડજો અને તમારી સાથે ઘરનાં બાળકોને અને ફળિયાના મિત્રોને પણ સમજાવીને લઈ જજો.

પ્રવચન ૧૩ મું

## આશ્રમમાતાનું પ્રભાતિયું

આવતી કાલે વૈશાખી પૂર્ણિમા, એટલે બુદ્ધ ભગવાનની જયંતી છે. તમે સૌ સંમત થાઓ, તો કાલે સવારમાં આપણે હંમેશ કરતાં અરધો કલાક વહેલા જાગીશું. રોજ આપણે જાગીને તરત પ્રાર્થના કરીએ છીએ, પણ કાલે નહાઈ ધોઈ પવિત્ર થઈને પ્રાર્થના માટે મળીએ, અને તે વખતે બુદ્ધચરિત્ર ગાઈએ, તો આનંદ આવશે. રોજ આપણને આપણો સમયપાલક સાથી ઘંટ જગાડે છે, કાલે આપણે વધારે કાવ્યમય રીતે જાગીશું. આપણી ભજનમંડળી પોતાનાં તંબૂર અને મંજીરાઓ સાથે પ્રભાતફેરી ફરશે, અને એમનાં મનોહર ભજનોથી આપણી નિદ્રા ઉડાડશે. અલબત્ત, આપણે પણ કાલે તો ચેતતા જ રહેવાના, એટલે તેઓ આવીને જગાડે ત્યાં સુધી પથારીને વશ કેમ રહીશું? તેઓ આવતાં પહેલાં જ આપણે જાગી ગયા હોઈશું, અને ભજનમંડળીમાં ભળી બીજાઓને જગાડવાનો લહાવો લેતા હોઈશું.

ખરી રીતે કાલે ભજનમંડળી માટે કોઈની ઊંઘ ઉડાડવાનું કામ ભાગ્યે જ બાકી રહેવાનું છે. કારણ કે આપણે આખું મંડળ જ સવેળા ઊઠી જઈને ભજનમંડળી બની ગયા હોઈશું. આપણે સૌ મળીને આપણી આશ્રમભૂમિને જગાડશું, આપણાં આશ્રમવૃક્ષોને જગાડશું, તેમાં માળા બાંધી વસનાર પક્ષીઓને જગાડશું. રોજ તે પક્ષીઓ આપણને જગાડે છે, કાલે તેમના પહેલાં જાગી આપણે જ તેમને જગાડવા ઇચ્છીએ છીએ.

દૂર ગામની અંદર અને આસપાસનાં ખેતરોમાં લોકો સૂતા હશે, તેઓની મીઠી નિદ્રામાં આપણાં ભજનોના સૂર પહોંચશે. એ તેમને ઘડીક જગાડશે અને ઘડીક સૂવા લલચાવશે. દૂરના સંગીતમાં ખરેખર એક જાતનો કેફ હોય છે. તેનો રણકારો પથારીમાંથી ખેંચી પાડે તેટલો તીવ્ર નથી હોતો, છતાં સાંભળીને ડોલવાનું મન થાય એવો મોહક તો ખરો જ. એના

ઘેનમાં માણસ બે ઘડી સ્વપ્નાવસ્થાની મધુર લહેર અનુભવે છે. આપણા પડોશીઓને કાલે સવારે એ લહેરનો સ્વાદ આપણે ચખાડીશું.

રોજ વહેલા જાગનારા આપણે, પવિત્ર પર્વનો દિવસ જરા રોજ કરતાંયે વહેલા જાગીને જ શરૂ કરીશું. વહેલાં જાગવાનો પણ એક શોખ છે. બીજા શોખો જેવો તે ગળ્યો અને પોચો નથી, પણ કાંઇક કડવો અને કઠણ છે, પણ કેળવ્યે કેળવાય તેવો છે. આપણે આશ્રમમાં તે પ્રયત્નપૂર્વક કેળવી રહ્યા છીએ. ટેવ પડ્યા પછી જ બ્રાહ્મમુહૂર્તની જાગૃતિની મીઠાશ સમજાવા લાગે છે.

એ ગુલાબી વેળાની ઊંઘમાં પણ મીઠાશ તો લાગે, પણ ઊંઘની મીઠાશ વ્યસનીને વ્યસન ગમે તેના જેવી છે. તે આપણે માટે ત્યાજ્ય છે. તે આપણને પોષાય તેમ નથી. તેનો સ્વાદ લેવા જઈએ, તો આપણે આપણું અમૂલ્ય બ્રાહ્મમુહૂર્ત ગુમાવીએ, એટલું જ નહીં પણ આપણો આખો દિવસ શિથિલ અને સુસ્ત બની જાય. આપણે આનંદના ભોક્તા છીએ, પણ સુસ્તીમાંથી મળતા આનંદના નહીં. પરિશ્રમને પરિણામે મળતો આનંદ જ આપણને પ્રિય છે, જાગૃતિના ફળ રૂપે મળતા ચેતનના ફુવારા જ આપણને પ્રિય છે.

વહેલા જાગવાની સુંદર ટેવ પાડવી એ બળવર્ધક કસરતના જેવું છે. કસરત શરૂ કરનારને થોડા દિવસ હાડકાં દુખશે, કંટાળો આવશે, પણ ભવિષ્યમાં મળનાર બળનું ધ્યાન કરી તે વળગી રહેશે તો બળવાન શરીર કમાશે. ત્યાર પછી જ તે સાચું ઊંચી જાતનું સુખ ભોગવશે, કે જે બળનાં કામો કરીને બળવાન માણસ જ ભોગવી શકે છે.

વહેલા જાગનારને શરૂ શરૂમાં પથારી છોડવી માથાના ઘા જેવી લાગશે; થોડા દિવસ તો અધૂરી રહેલી ઊંઘ તેના દિવસને બગાડતી માલૂમ પડશે. તે વહેલો જાગીને પ્રાર્થનામાં બેસશે તો ત્યાં તેને ઝોકાં આવશે, દિવસે ઉદ્યોગ કરતાં કે અભ્યાસ કરતાં પણ આડા પડવાનું મન થયાં કરશે. તેને સમજાશે જ નહીં કે બીજાઓને મીઠી નિંદર છોડી વહેલા જાગવામાં એવો શો રસ પડતો હશે.

તમારી ઘણાની સ્થિતિ આજકાલ આ જાતની જ છે ને ? હું વહેલા જાગવાના શોખની વાત કરું છું, એ તમને અંતરની નહીં પણ હોઠની જ વાત લાગતી હશે. તમે ઝીણી નજરથી અવલોકન કરશો તો, આશ્રમમાં હજુ સૌને આ શોખ પૂર્ણપણે લાગ્યો નથી, એ તમે શોધી કાઢશો. જેને એનો શોખ લાગ્યો હોય, તેના ચહેરાની પ્રસન્નતા જ ઓર હોય. તે છાની રહે જ નહીં. તે તમને હજુ ઘણાના મોં ઉપર કદાચ જોવા નહીં મળે. આશ્રમનો આગ્રહ રહ્યો એટલા ખાતર જાગે તો ખરા, પણ ચહેરા ઉપર

પ્રસન્નતાને બન્ને એક જાતની છાયા પથરાયેલી તમે દેખશો બગાસા દાબવા બિચારાઓ બહુ મહેનત કરે છે, પણ દાબી શકતા નથી એ પણ જોશો કેટલાક પ્રાર્થના પતાવીને ઊંઘની બીજી આવૃત્તિ કરતા પણ તમે પકડી પાડશો આ વાત ખરી છે, કે વહેલા જાગવાનો શોખ આપણે સૌ સરખો કેળવી શક્યા નથી તે કેળવવો અતિ અઘરો છે છતા એ અઘરો શોખ કેળવવો જ, એવો આપણા આશ્રમનો આગ્રહ છે તમે સૌ તે કેળવવામા અમારી સાથે દિલથી જોડાઓ એવુ તમને આમંત્રણ આપુ છુ

એ ટેવ કેળવવી મુશ્કેલ લાગે છે, પણ ખરેખર મુશ્કેલ જેવુ તેમા કશુ નથી જો તેમા આપણુ દિલ દાખલ કરીએ, દિલથી ગાંઠ વાળી દઈએ કે આ ટેવ કેળવવી જ છે, દિલમા વસી જાય કે શિથિલ જીવન મારે નથી જ ગાળવુ, તો વહેલા જાગવાની ટેવ પાડતા કંઈ મહિનાઓ લાગતા નથી અરે, અઠવાડિયાઓની પણ તેમા ક્યા જરૂર છે? આંગળીએ ગણી શકાય એટલા દિવસોમા એ ટેવ કમાઈ શકાએ, અને જાણે વર્ષોથી પાળતા આવ્યા હોઈએ, એટલી સ્વાભાવિકતાથી અને એટલી પ્રસન્નતાથી વર્તી શકીએ પણ હા, દિલથી એનો શોખ બધાવો જોઈએ આશ્રમનો નિયમ છે તેથી પાળવો એવો જ ખ્યાલ તેને વિષે રાખીએ તો ભલેને વીસ વર્ષ સુધી આશ્રમમા રહીએ, તો પણ તેના તે જ બગાસા, તેના તે જ ઝોકા અને તેની તે જ ઊંઘની બીજી આવૃત્તિઓ કાયમ રહેવાની

તેથી કોઈ રખે એવુ માની લેતા કે જ્યા જૂના જૂના જોગીઓ પણ બગાસા ખાય છે, ત્યા અમારુ શુ ગજુ? એમના બગાસાઓ છતા આશ્રમનો આ આગ્રહ નવજીવનદાયક છે અને આપણે સૌએ અપનાવી લેવા જેવો છે

આપણે વહેલા જાગવાની ટેવ પાડવી છે, પણ શરીરને પૂરતી ઊંઘ આપવી નથી, એમ કોઈ માની ન લેતા તંદુરસ્ત માણસના શરીરને સાતથી આઠ કલાકની ઊંઘ મળવી જોઈએ અને તે આપણે આપણા શરીરને આપવી જ છે આપણો જેટલો વહેલા જાગવાનો આગ્રહ છે, તેટલો પૂરતી ઊંઘ લેવાનો પણ આગ્રહ છે જેમ આપણો સવારે વહેલા જાગવાનો આગ્રહ છે તેમ રાત્રે મોડે સુધી ન જાગવાનો પણ આગ્રહ છે, હોવો જ જોઈએ આપણા આશ્રમમા રાત્રે સૂવાનો ઘંટ થયા પછી અવાજ કરવો એ આપણો પોતાનો તેમ જ આપણા સર્વ આશ્રમવાસીઓનો દ્રોહ કરવા સમાન ગણાય છે

જીવનનો સાચો આનંદ કયો તેનો જેઓ વિચાર કરતા નથી, તેઓ રાત્રે મોડે સુધી જાગી ગપાટા હાંકે છે, અને તેમા આનંદ માને છે ઇષ્ટ મિત્રો સાથે આરામથી વાર્તાવિનોદ કરવો એમા આનંદ જરૂર છે અને તે

આપણને પણ જોઈએ છે, પણ આપણે તેનું પ્રમાણ જળવવા માગીએ છીએ. દૂધ જેવી સુપાચ્ય વસ્તુ પણ હદ બહાર પીઈએ તો બાધક નીવડે. વાર્તાવિનોદની માત્રા માપમાં રાખીએ તેમાં જ તેની મીઠાશ અને તુષ્ટિ રહેલી છે. તેની માત્રા માપમાં રાખીને આપણે વહેલા જાગવાનો આનંદ ભોગવવા માગીએ છીએ, કારણ કે એને આપણે વધારે ઊંચો આનંદ માનીએ છીએ.

આપણો આ બીજો આગ્રહ ન જાણવાથી લોકોને આશ્રમ વિષે કંઈ એવી જ કલ્પના છે કે, અહીંનું જીવન અત્યંત કઠણ અને કષ્ટમય હોય છે. તેઓને આપણી દયા આવે છે — 'અરેરે, બિચારાં આશ્રમવાસીઓ! એમને વહેલા જાગવું પડે! એવા જીવનમાં બિચારા જુવાનિયાઓનાં શરીર કેમ ગજું કરે? બિચારા માંદા પડ્યા વિના કેમ રહે?' દયાના ઊભરામાં તેઓ આપણને સુકાયેલા અને માંદલા કલ્પી લે છે, અને આપણે ખરેખર સાજાતાજા અને તરવરતા હોઈએ, તો પણ તેઓ તે જોવા તૈયાર થતા નથી!

'પણ વહેલા જાગવાથી ફાયદો શો?' કોઈ કહેશે, 'અમારી ઊંઘનો સરવાળો આઠ કલાકથી વધારે ન થવા દઈએ, પછી અમે વહેલા સૂઈને વહેલા જાગીએ કે મોડા સૂઈને મોડા જાગીએ એમાં શો ફેર પડી જવાનો છે? અથવા રાત્રે ખૂબ જાગીને દિવસે ઊંઘની ખોટ પૂરી લઈએ તો શો ફેર પડવાનો છે? અમારું જીવન આળસુ થવા દઈએ તો અમે તમારી ટીકાને પાત્ર ખરા, પણ તેમ ન થવા દઈએ ત્યાં સુધી વહેલા ઊઠવાનો જ આગ્રહ શા માટે?'

આમ દલીલ કરનારને આપણો આગ્રહ ગળે ઉતારવો સહેલો નથી, એ કબૂલ કરું છું. પોતાનું જીવન આળસમાં ન ગાળવાની અને જાગે તેટલો બધો સમય વિચારપૂર્વક ગાળવાની ખાતરી આપે તો આપણું મોઢું બંધ થઈ જાય ખરું. પણ સામાન્ય અનુભવ તો એવો છે કે, એવી જે ખાતરી આપવામાં આવે છે, તે ઘણા ઓછા પાળી શકે છે. જેઓ મોડી રાત સુધી જાગે છે, તેઓ એ રાતનો વખત વિચારપૂર્વક ગાળતા હોય એવું ઘણે ભાગે જોવામાં આવતું નથી. મોટે ભાગે તો એ વખત ખાણીપીણીમાં, બાજીઓ રમવામાં, અર્થ વિનાના ગામગપાટામાં, અને નાટકચેટકમાં વહી જાય છે.

કોઈને માથે ફિકર આવી પડી હોય છે — જેમ કે, વિદ્યાર્થીઓને માથે પરીક્ષાની તૈયારી કરવાની, ત્યારે તેઓ મોડી રાત સુધી ચોપડીઓ લઈને મંડી પડે છે ખરા. પણ આખા દિવસના થાક પછીનો પહેલી રાતનો વખત કોઈ પણ ગંભીર ઉદ્યોગ માટે ઠીક ન જ પડે. આખી રાત મીઠી નિદ્રા લઈ વહેલી સવારે જાગીએ, તે વખતની તાજગી ઓર જ હોય છે. એ વખતે કરેલો ઉદ્યોગ વધારે સફળ થાય, ઉદ્યોગમાં આપણને આનંદ

પણ વધારે આવે. પ્રાતઃકાળના તાજગીભર્યા સમય સાથે સાંજના થાકભર્યા સમયની સરખામણી જ થઈ શકે તેમ નથી.

વળી રાત્રે મોડે સુધી જાગનારાઓ કેટલા વાગ્યા સુધી જાગવું, એનું ભાન રાખતા જોવામાં આવતા નથી. તે વખતે તેઓ ભાન રાખવા જેટલા ગંભીર હોય ત્યારે ભાન રાખે ને? પરિણામે તેઓ સવારનો કીમતી વખત સુઈ ગુમાવે છે, એટલું જ નહીં પણ દિવસે પણ ઊંઘ અને આળસમાં તેમને ઘણો વખત ગાળવો પડે છે. વહેલા જાગનારાઓને તો પ્રાતઃકાળનો વખત આળસમાં ગાળવો શક્ય જ નથી. એ વખત જ એવો મધુર અને ગંભીર હોય છે કે, ગામગપાટામાં તે ગાળી શકાય જ નહીં. આપણાં શરીર અને મન તે વખતે એટલાં તાજાં હોય છે કે, તેઓ આપણી પાસે ઉદ્યોગ માગી જ લે છે. આપણે ચાહીને જાગ્યા હોઈએ છીએ, હેતુપૂર્વક જાગ્યા હોઈએ છીએ, એટલે તે વખત માટેનું કામ આપણા હાથ ઉપર તૈયાર જ હોય છે. આપણે આગલા દિવસે તેનો વિચાર કરી મૂકેલો હોય છે. પ્રાતઃકાળના કલાકો વેરી નાખવા લગભગ અશક્ય છે, અને રાતના કલાકો ગંભીર કામમાં ગાળવા એ પણ લગભગ અશક્ય છે. મોડે સુધી જાગનારાઓનાં તથા પ્રાતઃકાળે જાગી જનારાઓના અનુભવોનો સરવાળો કરીશું તો આ જ સાર તેમાંથી નીકળશે.

આપણે સેવકો થવા ઇચ્છીએ છીએ. આપણે માટે વહેલા જાગનારાઓનો માર્ગ જ કલ્યાણકારી છે. જેઓ સૂર્યનારાયણના ઉદય પહેલાં જાગ્રત થઈ તેનું સ્વાગત કરવા તૈયાર થઈ રહે છે, તેમના મંડળમાં જ ભળવું આપણને પ્રિય છે. આથમતા સૂર્યની પાછળ હુરિયો હુરિયો કરતા અને દેખાળા ફેંકતા લોકોની ટોળામાં ભળીએ, એ આપણને ન શોભે.

આપણો દેશ મૂળે વહેલો જાગનારો છે. આપણી આબોહવા જ એવી છે કે ન ઇચ્છા હોય, તેને પણ વહેલાં ઊઠવાનો શોખ થાય. પરોઢિયાની હવા દુનિયાના સર્વ દેશોમાં રમ્ય હોય છે, પણ આપણે ત્યાં તો તેની રમ્યતા ઓર જ છે. આપણું શરીર, આપણું મન, આપણો આત્મા તે ખુશનુમા હવામાં જાણે નાચી ઊઠે છે. કામ કરનારાઓને જાણે કામ કરતાં તે વેળાએ શ્રમ જ પડતો નથી, કેવળ આનંદ જ આવે છે. પાઠ કરનારાઓને પાઠો જાણે દૂધમાં સાકર ભળે તેમ તેમની સ્મૃતિમાં એકરસ થઈ જાય છે. તે જ કામો અને તે જ પાઠો બપોરનો તડકો ચડતાં ત્રણગણાં ભારે બની જતાં આપણને જણાય છે.

આજકાલ આપણા દેશબંધુઓના આચારમાં ખૂબ જ શિથિલતા આવેલી જણાય છે. સુધરેલા કહેવાતા લોકો 'સૂર્યવંશી' થઈ ગયા છે. તેઓનું

વર્તન આપણી આબોહવાની વિરુદ્ધનુ છે, એમ શુ નથી લાગતુ ? તે આપણી આમપ્રજાના સ્વભાવથી પણ વિરુદ્ધ છે આજે પણ આપણા મહેનતુ લોકો અને સ્ત્રીઓના જીવન જોઈએ, તો તેઓ આપણી પ્રજાનો સાચો સ્વભાવ બતાવી રહ્યા છે આપણા ખેડૂતોના ઘરો અને સામાન્ય રીતે ગામડાની સર્વ પ્રજાના ઘરો આજે પણ વહેલી સવારથી કેવા ગુજી ઊઠે છે ! ઘટી, વલોણુ, પાણીના બેડા, હળ, ગાડા, ગાયના ધણ વગેરે પ્રવૃત્તિઓ ત્યા કેવી ચાલતી હોય છે, અને નરસિંહ મહેતાના પ્રભાતિયા જોડે તાન પુરાવતી હોય છે !

બ્રાહ્મમુહૂર્તમા જાગી આત્મવિદ્યાની ઉપાસના કરનાર આપણા પ્રાચીન કાળના ઋષિમુનિઓએ આ પ્રણાલી પાડી છે, અને સર્વ યુગના મહાપુરુષોએ તે પ્રણાલી પોતાના જીવનમા ઉતારી છે આજે જોઈએ તો પૂ ગાધીજી બ્રાહ્મમુહૂર્તમા પ્રાર્થના કરવાના ટેવના આગ્રહી છે, તે આપણે સૌ જાણીએ છીએ પણ ગુરુદેવ રવીન્દ્રનાથ જેવા રસિક કવિવર બ્રાહ્મમુહૂર્તના રસિયા હતા, અને તેમના ઘણાખરા ગાન એ પવિત્ર વેળાની પ્રસાદીરૂપ હતા, એની ઘણાને ખબર નહીં હોય આ પ્રણાલી આપણી પ્રજાનો સ્વભાવ જ બની ગઈ છે વહેલા જાગવા વિષે આપણને જન્મસિદ્ધ આદર બધાઈ ગયો છે તેની તરફેણમા તર્કો શોધવાની આપણને ઇચ્છા જ થતી નથી ગાળ દેવી કે સ્ત્રીને મારવી, એ જેમ સમાજમા હલકુ ગણાય છે, તેમ આપણા દેશમા મોડે સુધી ઊઘવુ એ પણ અનાદરને પાત્ર ગણાતુ આવ્યુ છે

તમે જાણો છો કે, આપણા આશ્રમના જીવનને દૂરથી જોઈ લોકો ભડકે છે અને તેને કઠણ, શુષ્ક, નીરસ કહી ટીકા કરે છે, છતા હુ તમને ખાતરી આપુ છુ કે, તે જ લોકોને આપણા આવા તગ જીવન માટે આદર હોય છે જો અહી આપણે સૌ વહેલા જાગતા ન હોઈએ, મોડે સુધી સૂઈ રહેતા હોઈએ, આળસ અને ગપ્પામા અને બાજીઓ રમવામા દિવસ અને મોડે સુધીની રાત પણ ગાળતા હોઈએ, અને મોજશોખ ઉડાવતા હોઈએ, તો તે જ લોકો આપણને નાલાયક કહી નિંદ્યા વિના નહીં રહે, કદાચ આપણને કાકરા પણ મારે, અને આશ્રમમાથી કાન ઝાલી કાઢી મૂકે ! આપણી સેવક તરીકેની કિંમત કોડીની થઈ જાય

વહેલા બ્રાહ્મમુહૂર્તમા જાગવા માટેની આશ્રમની ભાવના આજે મે તમારી પાસે મૂકી દીધી છે કૌશલ્યા માતા રઘુનાથ કુવરને જગાડવા પ્રભાતિયુ ગાતા, તે આપણે પ્રાર્થનામા કોઈ કોઈ વાર ગાઈએ છીએ

"જાગિયે રઘુનાથ કુવર, પછી વન બોલે
ચદ્રકિરણ શીતલ ભઈ, ચકઈ પિયમિલન ગઈ,
ત્રિવિધ મદ ચલત પવન, પલ્લવ દ્રુમ ડોલે — જાગિયે"

યશોદા માતા પણ સુંદર શ્યામને મીઠા પ્રભાત ગાનથી ગાઈ કરીને કેવા જગાડતાં ?

"તુમ જાગો મોહન પ્યારે,
સાંવરી સુરત તેરી મનહી ભાવે,
સુંદર સ્યામ હમારે."

એ દૈવી માતાઓને પોતાના દિવ્ય બાળકોને દુખી કરવા હતા શુ ? નહીં જ. તેઓ એમ માનતી જ નહોતી, કે, બાળકો વહેલા જાગવાથી દુખી થાય છે પોતાના બાળકો વહેલા જાગી આનંદ ક્રિયોલ કરે, સારા સારા કામો કરે, ગાયો સાથે વનવગડા ખૂદીને સાહસિક અને પ્રેમાળ થાય, મોટા થઈ પરાક્રમો કરે, જગતનો ઉદ્ધાર કરે, એવી કેળવણી તેમને આપવાની તેમને હોશ હતી આપણી આશ્રમમાતા પણ આપણે ઊંઘી રહી એદી ને શિથિલ જીવન ગાળીએ તેથી રાજી નથી આપણે વહેલા જાગનારા, તપોમય જીવન ગાળનારા, સેવા માટે સદા સજ્જ એવા સેવકો બનીએ, એવી જ તેની અભિલાષા છે.

આશ્રમમાતાનું આ પ્રભાતિયુ મે તમને આજે સભળાવ્યુ છે પ્રભાતિયુ તમને ગમી ગયુ હશે, તો સૂવાનો વખત થાય કે તરત હજાર ગમત મૂકીને તમે ઊંઘવાની ચીવટ રાખશો જ, અને પ્રભાતિયાની જેમ માતાને 'ઊંઘામણુ' ગાવાની જરૂર નહીં પડે !

### પ્રવચન ૧૪ મું

## પરમ ઉપકારી ઘંટ

લોકો દેવદેવીઓના સ્તોત્રો ગાય છે આપણે આજે આપણા ઘટનુ સ્તોત્ર ગાઈશુ તે દેવ નથી, પણ આપણો પરમ ઉપકારી મિત્ર છે તે હમેશા દરેક કામમા આપણા કરતા પાચ મિનિટ વહેલો તૈયાર થઈ જાય છે. આપણી આગળ થોડા ડગલા ચાલી આપણને હસતો હસતો પોતાની પાછળ બોલાવે છે. તે આપણો આખા દિવસનો સાથી છે બ્રાહ્મમુહૂર્તમા આપણને જગાડે છે ત્યારથી તે આપણી સાથે જોડાય છે, અને કામકાજમા, ઉદ્યોગોમા, વિદ્યાભ્યાસમા, રમતગમતમા, ભોજનમા, પ્રાર્થનાઓમા – આપણા બધા જ કાર્યક્રમોમા આપણી સાથે રહી, છેવટે આપણને મીઠી નિદ્રાને ખોળે સોંપીને પછી જ શાન્તિ લે છે

અને આ સાથી જેવો અચૂક અને વિશ્વાસપાત્ર સાથી આપણને બીજો કોણ મળવાનો? સૂર્ય જેટલો અચૂકપણે ઉદય અને અસ્તનો સમય સાચવે છે, તેટલા જ અચૂકપણે આપણો ઘંટ આપણો દરેકે દરેક સમય સાચવે છે. એ બાબતમાં એ સૂર્યનું બીજનું બચ્ચું જ છે. સૂર્ય તો આપણને મોટા મોટા વખતો જ સૂચવે — સૂર્યોદય, સંધ્યાકાળ, મધ્યાહ્ન, એવા એવા વખતો જ સૂચવે, પણ આ તેનું બચ્ચું તો આપણને આપણા છૂટા છૂટા સમયખંડો પણ સૂચવી શકે છે. અને આપણું સૂર્યનું બચ્ચું વળી બોલતું રહ્યું. તીણા રણકારથી તે ગાજી ઊઠે છે, અને આપણે આપણાં કામોમાં તલ્લીન હોઈએ તેમાંથી ટન દઈને આપણને જગાડે છે, અને પછીના કાર્યક્રમની યાદ આપે છે. તે સંપૂર્ણપણે વિશ્વાસપાત્ર છે. તેને સર્વ ચિન્તા સોંપીને આપણે નિશ્ચિતપણે આપણું ચાલુ કામ કર્યે જઈએ છીએ; આપણે દૈયે પાકો વિશ્વાસ છે કે, બીજા કામનો વખત થશે ત્યારે આપણો વિશ્વાસુ ઘંટ આપણને ચેતવશે જ. તેના વિશ્વાસે રહીને આપણે આપણી છેલ્લામાં છેલ્લી મિનિટ પણ કામે લગાડી શકીએ છીએ.

આ ઘંટનું સ્તોત્ર છે, પણ ખરી રીતે તે આપણા આશ્રમના સમયપાલનના આગ્રહનું, સમયપાલનના વ્રતનું જ સ્તોત્ર છે. હા, આપણે ત્યાં આપણે ચોવીસે કલાકનું સમયપત્રક બનાવીએ છીએ, અને વ્રત જેટલી ધાર્મિકતાથી તે સમયપત્રક પ્રમાણે વર્તીએ છીએ.

ઘંટ વગાડવાનો વારો જેને ભાગે હોય છે, તે આશ્રમનું આ વ્રત જાણે છે, અને જવાબદારીના ભાનથી સદા જાગ્રત રહે છે, જે તે વખતે તે તે કામના ઘંટ અચૂક વગાડે જ છે. ઘંટ પોતાનો વખત ચૂકે કે એક મિનિટ પણ મોડો પડે એ આપણે ત્યાં જવલ્લે જ બનવા પામે છે. નવા મિત્રોને ભાગે પણ આ જવાબદારીનું કામ ક્યારેક આવશે એ મહાચિન્તાનું કામ જરૂર છે, પણ આપણો આ આગ્રહ તમારા હાડમાં ઊતરી જશે એટલે પછી તમને ચિન્તાનો ભાર લાગશે નહીં. જો હુ ઘંટનો વખત ચૂકીશ તો સઘળા આશ્રમવાસીઓને અગવડ થશે, સઘળી પ્રવૃત્તિઓમાં ગરબડ થશે, એ વિચાર તમારા મનમાં જાગતો રાખજો, બસ, પછી ઘંટ ચૂકવો એ તમારે માટે અશક્ય થઈ જશે, અને તમારી ફરજ અચૂકપણે બજાવવાનો તમને ઉત્સાહ ચડશે. પણ જો આશ્રમનો આગ્રહ તમારા હાડમાં નહીં ઊતર્યો હોય, *'બે મિનિટ વહેલું મોડું થયું તો શું આટુંમોળું થવાનું છે? અહીં ક્યાં કોઈની ગાડી ચૂકવાની છે?'* એમ છેક હળવા મનથી વર્તશો તો એક પણ વખત ચોકસપણે સાચવવો તમારે માટે તેટલો જ અશક્ય

થઈ પડશે, અને આ કપરી ફરજની ચિંતાનો ભાર તમને એટલો લાગશે કે, એક અઠવાડિયામાં તો તમે સુકાઈ જશો!

આ સંબંધમાં તમને એક બીજી દિશાની ચેતવણી આપવાની જરૂર છે. અતિ ઉત્સાહી મિત્રો વખત ન ચૂકવાની ચટપટીમાં મિનિટ બે મિનિટ ઘંટ વહેલો વગાડી પાડે એવો સંભવ છે. ઘડિયાળનો કાંટો બે આંકા પાછળ હશે, તે તેમની આંખને દેખાશે જ નહીં. અથવા અતિ ઉત્સાહમાં પોતાના મનમાં ખોટો અંદાજ બાંધશે કે, ઘડિયાળ પાસેથી ઘંટ પાસે પહોંચીશ એટલામાં બે મિનિટ થઈ જ જશેને? પણ બે મિનિટ એ તો એક ફર્લાંગ ફરી વળાય એટલો લાંબો વખત છે, અને ઘડિયાળ અને ઘંટ વચ્ચે તો પૂરું પાંચ સેકંડનું પણ અંતર નથી. આવી રીતે ઘંટ વહેલો વાગી જાય — ભલે તે બહુ જ થોડો, મિનિટ અડધી મિનિટ જ વહેલો હોય — તો પણ તેમાં આપણા વ્રતનો ભંગ થશે, કારણ કે, આપણા હાથનાં ચાલુ કામો પોતાની મિનિટ છીનવી લેવામાં આવી તે સામે પોકાર ઉઠાવ્યા વિના કેમ રહેશે? આપણે સૌ - ગ્રામસેવકો થવા ઇચ્છીએ છીએ અને ગામડાંની જનતા માટે પ્રેમ ધરાવીએ છીએ, પણ તેઓ જેમ ગાડીના વખત પહેલાં કલાક કલાક વહેલા સ્ટેશને જઈને બેસે છે, તેમ કરવા આપણે તૈયાર નથી! આપણે દરેક કામને તેનો ઠરાવેલો વખત બરાબર આપવો છે, કોઈની મિનિટ ખૂંચવવી નથી, કે કોઈને વધારે પણ દેવી નથી. આશ્રમમાં આપણે સર્વ કામો બરાબર ઠરાવેલી મિનિટે શરૂ કરવાનો આગ્રહ કેમ રાખીએ છીએ, તે હવે તમને સમજાયું હશે. આપણી પ્રાર્થનાઓ ચોક્કસ ઠરાવેલે વખતે જ શરૂ થશે, ગાડી વહેલી મોડી ઊપડવાની નથી, એની આપણને સૌને ખાત્રી છે, તેથી આપણે વહેલા આવીને બેસતા નથી, તેમ મોડા પણ પડતા નથી. આપણે વખતને સાચવીએ છીએ અને વખત આપણને સાચવે છે.

આશ્રમનો ઘંટ તો પોતાના વખતે બરાબર અને અચૂકપણે રણકે છે. પણ આપણે આશ્રમવાસીઓ તે તે ટકોરાઓથી સૂચવાતી પ્રવૃત્તિઓમાં બરાબર અને અચૂકપણે લાગી જઈએ છીએ? ખરી મહત્ત્વની વાત આ જ છે. ઘંટનું મહત્ત્વ એમાં જ છે કે આપણે તેનું માન રાખીએ. તે ટકોરા કર્યા કરે અને આપણે વખતસર જે તે કાર્ય પર હાજર ન થઈ જઈએ તો શા ખપનું? બહારથી સાંભળનાર પાસે એથી આશ્રમની શોભા વધે ખરી. 'વાહ, આશ્રમના ઘંટ કેવા અચૂક વાગે છે'' એમ તેઓ આપણાં વખાણ કરશે. તેના ટકોરા પર આધાર રાખી ગામના ખેડૂતો જાગશે અને ખેતરથી પાછા ફરશે, ગોવાળો ગાયનું ધણ હાંકશે અને પાછું વાળશે. પણ

આપણે તો જ્યાંના ત્યાં રહીશું. ઘંટ પ્રાર્થનાનો વખત વફાદારીથી સૂચવશે, પણ પ્રાર્થનાનો ચોક તો ખાલી જ રહેશે. કેટલાક શ્લોકાની અધવચમાં આવશે, કેટલાક ભજનની અધવચમાં અને કોઈ તો છેવટ ધૂન વેળાએ. ભોજનનો વખત ઘંટ તો બરાબર સૂચવશે, પણ આપણી છાતીમાં રહેલો ઘંટ તે સાંભળીને વાગી ઊઠ્યો નહીં હોય, અને દરેક જણ પોતાની ઇચ્છા પ્રમાણે બે ચાર કે દસ મિનિટ વહેલા મોડા ભોજનશાળામાં હાજર થઈશું તો સૌનો વખત બગડશે, ભોજનશાળા અવ્યવસ્થિત થશે, અને તેના કાર્યકર્તાઓને કેટલી બધી હેરાનગતિ થશે?

સમયના પાલન ઉપર આશ્રમમાં આપણે શા સારુ આટલો આગ્રહ રાખીએ છીએ? સમય એ આપણું કીમતી ધન છે. ધનિક બાપનો મૂર્ખ બેટો વ્યસન, દુરાચાર અને કુસંગતિમાં પોતાનું ધન ઉડાડી મૂકે, તેમ આપણે આપણું સમયધન ઉડાડી દેવા ઇચ્છતા નથી. બુદ્ધિમાન ધનિકની જેમ આપણે આપણા સમયધનને લેખે લગાડવું છે, તેનો હિસાબ રાખવો છે. સાચો ધનિક પાઈને તુચ્છ માની અલેખે કદી નહીં ખર્ચે. પાઈ ભલે નાની છે, પણ પાઈ પાઈ ભેગી થઈને જ રૂપિયો થાય છે ને? પાઈની બેદરકારી રાખનાર આગળ જતાં રૂપિયા તરફ પણ બેદરકાર બની જાય છે. આપણું અમૂલ્ય આયુષ્યધન પણ ક્ષણ ક્ષણનું બનેલું છે. ક્ષણને સાચવશું તો આપણા કલાકો અને દિવસો સચવાશે. ક્ષણને તુચ્છ માની બગાડશું, તો આપણને ઉડાઉપણાની, બેદરકારીની ખરાબ ટેવ પડશે અને સરવાળે આપણા મહિનાઓ અને વર્ષો પાણીમાં જશે. આ વિચાર આપણે આપણા લોહીમાં ઉતારવા માગીએ છીએ. તે ખાતર જ આપણે આપણું ઘંટનું ચોવીસ કલાકનું તંત્ર ગોઠવ્યું છે.

હું જાણું છું કે આપણા સમાજમાં સમયપાલનનો આગ્રહ બહુ જ ઓછો છે. નકામી વાતોમાં, નકામું રખડવામાં કલાકના કલાક ગાળવા એમાં કંઈ ભારે ખોટ ગઈ એવું લોકોને લાગતું નથી. સવારથી સાંજ સુધીમાં શું શું કરવાનું છે, એનું સમયપત્રક તેઓ રાખતા નથી. રૂનું પૂમડું હવામાં ગમે તેમ ઊડે તે રીતે તેઓ જે પ્રવૃત્તિ જ્યાં ખેંચે ત્યાં ખેંચાયા કરે છે.

તમે પણ અહીં ઉપરાઉપરી વાગતા ઘંટના ધક્કાઓથી થોડા દિવસ તો કદાચ હેરાન હેરાન થઈ જશો. તમને સમયપાલનનો વિચાર ગમ્યો હશે, તો પણ તમારા શરીરને તે ઝીલવો ભારે લાગશે. તમને ભૂખ લાગી હશે છતાં ઘંટ સાંભળીને દોડી પહોંચવું જોઈએ એ ધ્યાન જ તમને દસ મણના બોજારૂપ લાગશે. તમને ઘડીક તો થઈ જશે કે આ કરતાં તો ભૂખ્યા રહેવું સારું! પણ જેમ જેમ સમયપાલનનો આશ્રમનો આગ્રહ તમારા લોહીમાં ભળતો જશે, તેમાં

તમને રસ પડતો જશે. તેમ એ સ્થિતિ બદલાઈ જશે. ઘંટનો ટકોરો સાંભળી અમારા ઉપર એવી ઊલટી અસર થતી નથી. અમારી તો એ અવાજથી ભૂખ જાગ્રત થાય છે, મોંમાં પાણી છૂટે છે અને પગ આનંદથી ભોજનશાળા તરફ દોડવા મંડે છે. તમને પણ થોડા દિવસમાં એવો જ અનુભવ થવા લાગશે. તમને પણ તમારી એક ક્ષણ પણ નકામી જાય એ અસહ્ય લાગશે; એટલું જ નહીં પણ તમારી ઢીલાશથી તમારા સાથીઓને ખોટી થવું પડે એમાં તમને ભારે શરમ લાગવા માંડશે. તમને પણ સમયપત્રક બાંધ્યા વિનાનો દિવસ રહેવા દેવો એ અસહ્ય લાગશે. તમને પણ વાતોના તડાકામાં કીમતી વખત ઢોળી નાખવો, એ અસહ્ય લાગશે.

## પ્રવચન ૧૫ મું

## સમયપત્રક

ગઈ કાલે મેં તમારી પાસે આપણા ઉપકારી ઘંટનું સ્તોત્ર ગાઈ સંભળાવ્યું હતું. એ પરથી તમે એટલો સાર સમજી લીધો હશે કે, દરેક સંસ્થાએ અને દરેક વ્યક્તિએ પોતાને માટે પોતાની જરૂરિયાત પ્રમાણેનું સમયપત્રક બનાવવું જોઈએ.

સમયપત્રક રચવું એ એક કળા છે. જો તે રચતાં આવડે તો આપણો દિવસ આનંદઉદ્યોગમાં ક્યારે પસાર થશે તેની આપણને ખબર પણ પડે નહીં. પણ એની કળા આવડે નહીં તો તે માથા ઉપર મોટા પથરો મૂક્યો હોય તેવો આપણો દિવસ ભારે બનાવી મૂકે.

આપણે ત્યાંનું સમયપત્રક તમે જોશો તો, તેમાં આપણે આપણી સર્વ જરૂરિયાતોને માનપૂર્વક સ્થાન આપ્યું છે. તમે જુઓ છો કે, જેમ તેમાં ઉદ્યોગ અને વિદ્યાભ્યાસને જગ્યા આપી છે, તેમ નહાવું, ધોવું, ખાવું એને પણ પૂરતી જગ્યા આપી છે. લોકોની કલ્પના હોય છે કે, આશ્રમમાં રમતગમત અને આનંદ કલ્લોલ ન હોય, પણ આપણો તો એ ખોરાક છે. તેનો સમય ગોઠવતાં આપણે જરા પણ કંજૂસાઈ રાખી નથી પ્રાર્થનાઓ, ભજનોને સામાન્ય લોકો પોતાનાં જીવનમાં સ્થાન આપતા નથી, પણ તે ખાતે ઉદારતાથી વખત રાખી આપણે હૃદયની ઊંડી શાંતિ મેળવીએ છીએ. આપણી એકે ભૂખ અતૃપ્ત રહી જાય એવી ખોડ આપણે આપણા સમયપત્રકમાં રહેવા દીધી નથી.

હા, એટલું ખરું કે તેમાં આળસ માટે કે નકામો વેરી નાખવા માટે આપણે વખત રાખ્યો નથી. એટલે ઊંઘ માટે વખત નથી રાખ્યો અથવા

સૂતા પ્હેના બે ઘડી વાર્તાવિનો માટે વખત નથી રાખ્યો, ભોજન પછી બે ઘડી હળવો વખત નથી રાખ્યો એમ નથી યોગ્ય વખતે અને પૂરતી માત્રામા એ બધી તજવીજ આપણા પત્રકમા છે જ, પણ અવ્યવસ્થિત જીવનની ટેવવાળાઓને એથી મતોષ કમ થાય? એમને ગમતગમત વાર્તાવિનોદ અને ઊંઘ જોઈએ છે એમ નથી, એમને તો જોઈએ છે અવ્યવસ્થા એમને કામને વખતે ઊંઘવાનુ અને ઊંઘવાને વખતે વાતો કરવાનુ મન થાય છે એમને રમવા વખતે જમવાનું અને જમવા વખતે કંઈક કામ કાઢવાનુ સૂઝી આવે છે એવાને આપણુ સમયપત્રક સંતોષ આપી ન જ શકે જીવનમાથી આવી અવ્યવસ્થા કાઢી નાખવી એ તો આપણા વ્રતનો હેતુ છે

પણ કોઈ એમ તો ન જ સમજશો કે અવ્યવસ્થિત જીવનવાળા સુખ અનુભવતા હોય છે તેઓ હમેશા અસતોષ અને બેચેની જ ભોગવે છે તેઓ હમેશા તરફડિયા મારતા હોય છે અને શુ કરીએ તો મજા આવે એ જ જોતા હોય છે ખાઈએ તો મજા આવશે? રમવા જઈએ તો મજા આવશે? ગાદી ઉપર લાબા ટાટિયા કરીને પડીએ તો મજા આવશે? એકાદ તીખી તમતમતી નવલકથા વાચીએ તો મજા આવશે? એમ તેઓ પતંગિયાની જેમ એક મજા પરથી બીજી મજા ઉપર કૂદ્યા જ કરે છે અને જેમ કૂદે છે તેમ મજા તેમનાથી આઘી જતી જાય છે કારણ કે, જે મજા આપણે ભોગવવા માગતા હોઈએ તેના ઉપર જરા વાર ઠરવુ તો જોઈએ ને? તેની પાછળ કંઈ તો શ્રમ ખરચવો જ જોઈએ ને? તેઓએ એ ગુણ કેળવ્યો ન હોવાથી એમને દરેક મજા જરા વારમા નીરસ લાગે છે, અને તેઓ નવી પાછળ દોડે છે અવ્યવસ્થિત અને સમયપત્રક વિનાના લોકો સદાય બેચેન અસ્વસ્થ અસતુષ્ટ, દુખિયા જ રહે છે આપણા સમાજમા મોટે ભાગે એવુ જ જીવન વર્તી રહ્યુ છે, એટલે આપણને સૌને આનો જાતિઅનુભવ છે તમે તમારા દિવસો યાદ કરી જુઓ જેટલા પ્રમાણમા તમે વ્યવસ્થિત જીવન ગુજાર્યુ હશે તેટલા જ પ્રમાણમા તમે આનદ અને સતોષ ભોગવ્યા હશે જેટલા પ્રમાણમા ઉપર વર્ણવ્યુ તેવુ અવ્યવસ્થિત જીવન ગાળ્યુ હશે તેટલા પ્રમાણમા તમને અસતોષ જ લાગ્યો હશે સમયપાલનનો અભ્યાસ વધતો જશે તેમ તેમ તમે જીવનનુ સાચુ સુખ અનુભવતા જશો

આ વાત મે કરી તે અવ્યવસ્થિત અને એદી લોકોની વાત થઈ હવે બીજા ધૂની લોકોના જીવન જોઈએ તેઓને આળસુમા ગણાવી શકાશે નહી જ્યારે તેમને કોઈ પણ બાબતની ધૂન ચડે છે ત્યારે તેઓ રાત કે દહાડો જોતા નથી તેમને ખાવાનુ પણ ભાન રહેતુ નથી જે કામ લીધુ તમા ગાડા થઈને મડી પડે છે, અને પૂરુ કરે ત્યારે જ છોડે છે

કોઈ વાર તેમને કાંતવાની ધૂન ચડે છે. ચરખાસંઘનું વાજસ ચડી ગયું હોવાથી, કે ઘરમાં કપડાં ફાટી જવાથી એમને ચાનક ચડે છે, અને કાંતવા મંડે છે. કલાકના કલાક કાંતે છે. થાક નથી જોતા, તબિયત નથી જોતા, બીજાં કામો રખડી પડે તેની પણ દરકાર કરતા નથી; અને કદાચ સાથે રહેનારા બીજાઓને ઠીક ઠીક હેરાન પણ કરી પાડે — જોશથી દોડનારા જેમ પોતાની હડફેટમાં નાનાં બાળકોને ચગદાવી પાડે તેમ ! તેઓ જરૂર સૂતરનો ઢગલો કરી પાડશે. તેમને એકતાનથી ઉદ્યોગ કરતા જોઈ કોઈને પણ આદર ઊપજ્યા વિના નહીં રહે. પણ ધૂન ઊતરી ગઈ એટલે ખલાસ ! રેંટિયો ક્યાં પડ્યો છે, તેની ત્રાકો અને માળો અને ફાળકો ક્યાં રખડે છે, એનો પત્તો રહેશે નહીં. એમ વાંચવાની ધૂન ચડે ત્યારે વાંચ, વાંચ ને વાંચ કરશે, પણ ધૂન ઊતરતાં બિચારી ચોપડીને પ્રભુ બચાવો ! ભક્તિની ધૂન ચડશે તો દિવસ રાત ભજનો ગાયાં કરશે, પ્રાર્થના કર્યા કરશે, ધ્યાન ધરશે, પણ ધૂન ઊતરી એટલે તો જાણે નાસ્તિક હોય એમ વર્તન કરશે. તે વખતે આપણો પ્રાર્થનાનો ઘંટ સાંભળી તેઓ જાગશે નહીં; કદાચ તેની મશ્કરી કરશે અને સોડ વધારે તાણશે. ઉપવાસની ધૂન ચડી તો શરીર લથડે ત્યાં સુધી લાંઘણ ખેંચશે, પણ ધૂન ઊતરતાં જીભડીને છૂટો દોર આપી દેશે.

માણસના આદર્શો ઊંચા હોય, દેશભક્તિ જેવા ઉન્નત ખ્યાલ પર તેનું જીવન રચાયું હોય, તો આવો ધૂની માણસ દુનિયામાં મોટા મોટા પરાક્રમો કરી જાય છે, એમાં શંકા નથી. પણ તેવી ઉન્નત ધૂન ચડવી એ તો નસીબવાન માણસના જ જીવનમાં બને, પરંતુ તેવું નસીબ કોઈ દિવસ આપણને પોતાની મહેરબાનીથી નવાજશે એવો આધાર રાખી કેમ બેસી રહેવાય ? આપણે ધૂન ઉપર જોઈને બેસી રહેવા માગતા નથી. આપણે તો જે ગુણોને એક સેવકના જીવનમાં જરૂરના માનીએ છીએ તે તાલીમ લઈને પોતાની અંદર કેળવવા માગીએ છીએ, અને તે જ ખાતર અહીં આશ્રમમાં ભેગા થયા છીએ. આપણે તો સમયપત્રક બાંધીને, એકેએક ક્ષણનો હિસાબ ગણીને જ તે ગુણો કેળવી શકીએ. અથવા ધૂન ચડાવવી હોય તો પણ આપણે તો સમયપાલનની જ ધૂન ચડાવીશું. હા, ખરેખર એ પણ એક મોટી ધૂન છે. રામચંદ્રજીને 'પ્રાણ જાય વરુ વચન ન જાઈ' એવી વચનપાલનની ધૂન હતી ને ? તેવી જ આપણી સમયપાલનની ધૂન ! ચારને ટકોરે જાગવું તો જાગવું જ. ક્ષણનો ફેર પડે તો માથું જાય. સવા ચારે પ્રાર્થના શરૂ કરવી તો ચાર ઉપર ૧૬મી મિનિટ થવા ન દેવી. કાંતવાના કે ઉદ્યોગના જેટલા કલાક ઠરાવ્યા હોય તેટલા તંતોતંત તેને આપવા જ. બે પાંચ મિનિટ આમ ગઈ તોયે શું અને તેમ ગઈ તોયે શું, એમ વિચારીએ

તો આપણું બિરુદ લાજે. પેલી અનિયમિત ધૂનોના કરતાં આ ધૂન શ્રેષ્ઠ છે. આપણા જેવા સેવકો માટે તો એ જ કલ્યાણકારી છે. એનાથી સામાન્ય માણસ પણ ઉત્તમ સેવકની પદવી પર ચડી શકે છે. રોજ નિયમિત થોડી થોડી મિનિટ એક વિષયના અભ્યાસને આપીએ તો લાંબે ગાળે આપણે તે વિષયના નિષ્ણાત થઈ શકીએ. નિયમિત થોડો વખત લખનાર લેખકોએ સરવાળે મોટા પુસ્તકો લખ્યાં છે. સામાન્ય શક્તિ વડે એ ચાણુ અનુભવ્યા વગર આ ટેવથી આપણે મોટા કામ કરી શકીએ છીએ.

સમયપત્રક ઉપર આટલો ભાર મૂકયા પછી હવે એક ચેતવણી પણ સાંભળી લો. ધારો કે આશ્રમમાં કોઈ બીમાર છે અને તેને માથે માટીના પાટા મૂકવા આપણે તેની પાસે બેસવાની જરૂર છે. અને એ જ વખત સમયપત્રક પ્રમાણે પ્રાર્થનાનો અથવા યજ્ઞકાંતણનો અથવા વિદ્યાભ્યાસનો છે. આના સંજોગોમાં આપણી ફરજ શી હોય તે વિષે તમારા કોઈના મનમા શંકા હશે એમ હું માનતો નથી પડોશમાં આગ લાગી હોય, અતિથિ આવી ચડયા હોય અને તેમના આતિથ્યની તૈયારી કરવાની ફરજ આવી પડી હોય, બીજા પણ જાતજાતના તાકીદના પ્રસંગો જીવનમાં આવી પડે. અલબત્ત તે કંઈ હમેશા ન આવે. તાકીદનો પ્રસંગ અને વગર તાકીદનો પ્રસંગ ઓળખતાં આપણને આવડવો જોઈએ. પણ જો પ્રસંગ સાચી તાકીદનો હોય તો સમયપત્રકની માનપૂર્વક રજા લઈને આપણે તાકીદની ફરજ બજાવવી જ ઘટે

પરંતુ આજે નિરાતે બેસીને આવો નિર્ણય કરવો સહેલો છે પ્રસંગ પ્રત્યક્ષ આવી પડે છે ત્યારે ઘણી વાર આપણે ખોટા નીવડીએ છીએ. 'પ્રાર્થના કેમ છોડાય? સૂત્રયજ્ઞ છોડવો એ તો અધર્મ જ થઈ જાય ને? સમયપત્રક પહેલું ને પછી બીજું બધું,' આવી આવી દલીલો આપણું મન તેવે વખતે આપણને છૂપું છૂપું સંભળાવવા લાગે છે. શું ખરેખર તે વખતે આપણને એટલી બધી ભક્તિ સ્ફુરી ગઈ હોય છે? શું કાંતવાનું રહસ્ય એટલું બધું વસી ગયું હોય છે કે, માંદાની સેવા ખાતર પણ આપણને ઊઠવા ન દે? ના, એમ નથી હોતું. સેવાની ફરજમાંથી આપણું ક્ષુદ્ર મનડું છટકવા માગે છે, અને તેથી પ્રાર્થનાનો અને સમયપત્રકનો આશરો લેવા જાય છે. એ કેટલું હલકું વર્તન ગણાય? સમયપાલનનો આગ્રહ, સમયનો વધારેમાં વધારે સદુપયોગ કરી શકીએ એટલા માટે છે, સેવામાથી છટકવામા મદદ કરવા માટે નથી જ. સમયપત્રક આપણને ઉત્તમ સેવકની કેળવણી આપવા માટે છે, જડ અને લાગણીશૂન્ય બનાવવા માટે નથી જ. આજે નિરાંતે બેસીને વાતો કરીએ છીએ, તે વખતે આ ચેતવણી વધારાપડતી અને બિનજરૂરી

લાગશે, પણ જીવનમાં એવા પ્રસંગો સૌને વખતોવખત આવવાના જ. તે વખતે આ ચેતવણી યાદ આવી જશે, તો તે આપણને હલકા પડતા બચાવી લેશે.

સમયપાલન વિષે આજે મેં ઘણું કહ્યું. આશ્રમનું વ્રત સૌ પોતાનું બનાવી લો ત્યારે જ ખરી મજા આવે. આશ્રમમાં અમે કેટલાક એવા છીએ, જેમને આ બાબતનો ભારે આગ્રહ છે. અમે છીએ ત્યાં સુધી તો સમયપત્રક અને તેને અનુસરીને ઘંટના ટકોરા થયાં કરશે. પણ એ અમે થોડા આશ્રમમાં નથી એમ કલ્પના કરો. ધારો કે, અમને સરકારે પકડી લીધા છે, અને આશ્રમને ચાલુ રહેવા દીધો છે. તો શું પત્રકના સમયો પત્રકમાં જ રહેશે? અને તે તે વખતની પ્રવૃત્તિઓ રગશિયાં ગાડાંની જેમ ચાલવા લાગશે? શું ઘંટના ટકોરા સમયપત્રકને છોડી, કોઈ બેદરકાર સમયચોરના તરંગ પ્રમાણે વાગશે? મને તો એવી આશા છે કે, એમ ન જ થાય; આશ્રમના આગ્રહનો ચેપ તમને ઘણાને લાગેલો છે, અને તમે અમારા કરતાં પણ વધારે ચીવટથી આપણું વ્રત પાળશો.

આ તો આશ્રમમાં કોઈએ એનો વિચાર થયો. પણ આ કેળવણી તો આપણે એટલા માટે લઈએ છીએ કે, આશ્રમ છોડીને આપણે જઈએ ત્યારે પણ તે આપણી સાથે જ આવે. અહીંથી ગયા પછી તમારામાંના કોઈ ખેતીવાડી કરશો, કોઈ વણાટ કરશો, કોઈ ખાદીકાર્યમાં જોડાશો, કોઈ આને મળતો આશ્રમ કાઢશો. તે વખતે અહીંનું તૈયાર સમયપત્રક તમને દોરવવા નહીં આવે. અહીંના ટકોરા તમને વારે વારે ચેતતા નહીં કરે. પણ સમયપાલનનો રસ તમારા લોહીમાં ભળ્યો હશે, અવ્યવસ્થિત જીવન સહન જ થાય નહીં એવો તમારો સ્વભાવ થઈ ગયો હશે, તો પછી બધું શુભ જ છે. તમે જાતે તો સમયધનનો સદુપયોગ કરશો જ, પણ તમે જ્યાં હશો ત્યાં આશ્રમ બનીને બીજાઓને પણ તેનો રંગ લગાડશો.

તમે આશ્રમમાં ન હો, એકલા હો, આસપાસનું વાતાવરણ પ્રતિકૂળ હોય, તેવે વખતે તમને તમારા વ્રતમાં ટકાવી રાખે તેવો એક વિચાર તમને આપું? હમેશાં એમ વિચારતા રહેજો કે, "હું દેશનો સેવક છું, અને મારો સર્વ સમય દેશનું ધન છે, એક ક્ષણ પણ મારી પોતાની માલીકીની નથી. મારું જીવન અવ્યવસ્થિત રાખીને હું દેશના સમયધનનો ચોર નહીં થાઉં, હું મને સોંપેલી ક્ષણેક્ષણનો હિસાબ મારા દેશને આપીશ, અને મારી પૂરેપૂરી શક્તિથી તેનો ઉપયોગ કરી તેના આશીર્વાદ મેળવીશ." હૃદયમાં આ ભાવના જાગતી રાખો તો પછી કશી ચિન્તા નથી. સમયપત્રક પોતાની મેળે ગોઠવાશે. કાગળ ઉપર નહીં તો આચારમાં તો ખરું જ.

પ્રવચન ૧૬ મું

## રોજનિશી

ગઈ કાલે આપણે સમયપત્રકની વાત કરી તેવી જ આજે રોજનિશીની વાત કરીશું. બન્ને એકબીજાના પૂરક જ છે. સમયપત્રક એ જે આપણું સમયધન જે રીતે આપણું ખર્ચવા ધારીએ છીએ તેનું અગાઉથી તૈયાર કરેલું અંદાજપત્ર છે, તો રોજનિશી એ તે ધન આપણે ખરેખર કેમ ખર્ચ્યું, તેનો રોજ સાંજે સૂતી વખતે લખેલો વિગતવાર રોજમેળ છે.

ભરવાડો જ્યારે બકરાઓનું મોટું વાડ લઈને ચારવા નીકળે છે ત્યારે એક જણ મોખરે ચાલે છે અને બીજો એક જણ છેવાડે ચાલે છે. એમ બે રક્ષકોની વચમાં તેઓ પોતાનું આખું વાઘ સાચવે છે અને એકે બકરું ગુમાવતા નથી. આપણે પણ ૮૬૪૦૦ સેકંડોનું જંગી ધણ લઈને રોજ ચારવા નીકળીએ છીએ, તેને મોખરે સમયપત્રકરૂપી રક્ષક મૂકીએ છીએ અને છેવાડે રોજનિશીરૂપી જોઈએ. તેમ નથી કરતા, નથી દિનની દિનચર્યાની અગાઉથી યોજના વિચારતા, તેમ નથી વીતેલા દિવસનો રાતે હિસાબ લેતા, તેઓ સેકન્ડોની સેકન્ડો અને કલાકના કલાક ખોઈ નાખે છે. ચોવીસમાંથી ચાર કલાક પણ પોતાના હતા એમ તેઓ ભાગ્યે જ ગણાવી શકે છે.

આમ વખતનું ઉડાઉપણું રાખવું એ કોઈને પણ પોસાવું ન જોઈએ. આપણને સેવકોને તો તે બિલકુલ પોસાઈ શકે નહીં. આપણે સેવક હોઈ આપણી સર્વ શક્તિ તેમ જ આપણો સર્વ સમય આપણે તો ભારતમાતાને ચરણે અર્પણ કરી બેઠા છીએ. પોતાની ખાનગી એવી એક પણ ક્ષણ આપણે રાખી નથી. જે દિવસો, કલાકો અને પળો આપણી પાસે છે તે આપણી સ્વામિની ભારતમાતાએ આપણને હસ્તક સોંપી મૂકી છે. તે તેણે આપણા ઉપર વિશ્વાસ મૂકી તેના હિતને અર્થે વેપારમાં લગાડવા આપણને સોંપી છે. આથી તો આપણી જોખમદારી અનેકગણી વધી પડે છે. આપણને સોંપાયેલા ધનનો આપણે કેવો વેપાર ખેડવા ધારીએ છીએ તેનું અંદાજપત્ર આપણે માતા પાસે અગાઉથી મંજૂર ન કરાવીએ અને વેપાર ખેડ્યા બાદ તેનું સરવૈયું રજૂ ન કરીએ તો આપણે કેવા અવિશ્વાસુ અને નિમકહરામ સેવકો? અને તે માતાનું

સમયધન આપણે આપણાં પોતાના મોજશોખ અને આળસમાં ખર્ચીએ તો તો આપણે તેના ચોર જ ઠરીએ ને?

હિસાબ રાખવાની ટેવ એ એક ઉમદા ટેવ છે. તેમાંથી જીવનમાં ઝીણવટ આવે છે. પાઈ કે પળ પણ તુચ્છ નથી, ફેંકી દેવા લાયક નથી, તે હિસાબમાં ધરવી જ જોઈએ એવો આગ્રહ જીવનમાં બંધાય છે. સેવક તરીકેના જીવનમાં આપણે ભાગે અનેક જવાબદારીનાં કામો આવે એવો સંભવ છે. જાહેરના પૈસા સાચવવાનું આવે, ખાદી કાર્ય વગેરે કરતા હોઈએ તો તેના હિસાબો રાખવાનુ આવે. કામગારો અને વિદ્યાર્થીઓની સંસ્થાઓ ચલાવતા હોઈએ ત્યારે ઘણાના સમયનો સાગમાં સારો ઉપયોગ કેમ થાય તે જોવાની જવાબદારી આપણા ઉપર આવી પડે. જો આજથી આપણે એવો સ્વભાવ પાડીએ નહીં કે પાઈએ પાઈનો હિસાબ મેળવ્યા વિના આપણને ચેન જ પડે નહીં તો આપણે વિશ્વાસપાત્ર કાર્યકર્તા કેમ બની શકશુ?

'એમાં શું થઈ ગયુ? આપણે કયા ખાઈ ગયા છીએ? થોડા પાઈ પૈસા કે આના હિસાબમાં વધઘટ થયા તેમાં નકામી શી ચિન્તા કરવી?' — આવો બેદરકારીભર્યો વિચાર જે કાર્યકર્તા કરે એ ગમે તેવો ભલો માણસ હોય તો પણ ભયંકર છે. જાહેરના પૈસાનો વહેવાર કરવાને તે લાયક નથી. તેજ પ્રમાણે ઘણાનો સમય જેના હાથમાં છે, તે જો સૌની નાનામાં નાની પળની કિંમત ન સમજે અને કોઈની પળ પણ બગડે નહી એ રીતે કાર્યક્રમો વિચારવાની ચીવટ રાખે નહી, તો તે બીજાઓને બહુજ અગવડરૂપ અને અળખામણો થઈ પડયા વિના રહેશે નહી. ધારો કે તેને કાંતણવર્ગ ચલાવવાનો આવ્યો છે. જો એને વખતની કિંમત નહી હોય તો તે ચીવટ નાખીને વર્ગ માટેના સર્વ સાધનો અગાઉથી વિચારી મૂકી તૈયાર રાખશે નહી. વર્ગનો વખત થયા પછી એકને કહેશે તેલ લઈ આવો, બીજાને કહેશે ચરખુ લઈ આવો, ત્રીજાને કહેશે ત્રાજવુ લાવો, અને પોતે વળી નોધવહી ઢૂંઢવા દોડશે. તેણે એક પળને જો કીમતી માની હોત તો પોતાની અને બીજા ઘણાની અનેક પળો બગડેલી જોઈ તેની છાતીએ ઘા વાગત. પણ ઉપર જણાવ્યુ એવો જેનો સ્વભાવ હોય, 'એમા શુ થઈ ગયુ?' એ જ જેણે જીવનનું સૂત્ર બનાવ્યુ હોય તેનો કાંતણવર્ગ કે બીજું કોઈપણ કામ જીવવાળુ કેમ બને? તે વર્ગના વિદ્યાર્થીઓનુ માન કેમ જીતી શકે? આવી બેદરકારી આપણામાં ઘર કરે નહીં, આપણને આપણા પોતાના તેમ જ આપણા

સાથીઓના સમરની પળેપળ કામે લગાડવાની ચીવટ બંધાય એ માટે રોજનિશી લખવાની ટેવ પાડવી એ બહુ જ ઉપયોગી છે.

વળી, રોજનિશીમાં વખતની નોંધ ગખવાનું જ માત્ર છે એમ નથી. તેમાં ઘણું વધારે છે. જ્યારે આપણે દિવસની ધમાલમાં હોઈએ છીએ ત્યારે આપણે પૂરતા જાગૃત ન પણ રહી શકીએ. કોઈવાર આળસમાં પડીને કે મોજમજામાં આપણે વખત ગુમાવ્યો હોય, કોઈવાર અગચોર થઈ આપણે આપણી ફરજમાંથી ચૂકયા હોઈએ અને સાથીઓનો બોજો વધારી દીધો હોય, કોઈવાર મિત્રોને મદદરૂપ થઈ શકીએ એમ હોવા છતાં છટકયા હોઈએ, કોઈવાર આપણા અયોગ્ય વચન કે કૃત્યથી બીજાઓના દિલ દુભવ્યાં હોય. કામની ધમાલમાં અને પ્રસંગના ઉશ્કેરાટમાં આપણે આવું આવું કેટલુંયે કરી બેસીએ છીએ. એમાં કંઈ ખોટું કર્યું છે એવું તે વખતે આપણને ભાન રહેતું નથી. આપણી બુદ્ધિ આખો દિવસ સચેત હોતી નથી, તેથી તે આપણને જે તે વખતે સાવધાન કરીને વાળતી નથી. એમ કરતાં કરતાં આપણને આમ વર્તવાનો સ્વભાવ જ પડી જાય છે. બેદરકાર ખેડૂતની ખેતીમાં નીંદામણ વધ્યાં કરે તેમ આપણાં જીવનમાં કુટેવો અને કુવર્તનો વધે છે, અને આપણે સેવકની લાયકાતથી દિવસે દિવસે પડતા જઈએ છીએ।

એમ પડતાં આપણને કોણ રોકે? કોઈ શ્રેયેચ્છુ વ્યક્તિઓ આપણા સદ્ભાગ્યે આસપાસ હોય અને આપણા પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈ તે આપણું ધ્યાન ખેંચે તો બચી જવાનો સંભવ ખરો. પણ જેનો સ્વભાવ ખોટો થઈ જાય તેની બુદ્ધિ ઘણી જ વક્ર બની જાય છે. શું આપણને તેવી વ્યક્તિઓની સલાહ લેવા જવાની સન્મતિ સૂઝશે? નહી જ, ઊલટું આપણું મન તેમને ટાળવાનો જ પ્રયત્ન સદા કરતું રહેશે કોઈ મિત્ર ટકોર કરવા જાય તો તેની સાથે તો આપણે ઘણું કરીને લડી જ પડવાના!

આ હું કોઈ મહા પાપી દુષ્ટ માણસોનું વર્ણન કરી રહ્યો છું એમ લાગે છે? નહી, નહી; તે આપણું પોતાનું જ વર્ણન છે. ઓછા વધારે અંશે આપણ સૌનું વર્તન આવું જ હોય છે. આપણામાંથી કોણ કહી શકે તેમ છે કે તે ચોવીસે કલાક જાગૃત રહી પોતાની જાત ઉપર ચોકી રાખે છે? પોતે ચોકી રાખી શકીએ નહીં અને બીજો ટકોર કરે તે સહેવાય નહી, આ તો દયાજનક આપણી સ્થિતિ હોય છે.

ધારીએ તો રોજનિશીને આપણે આપણો ચોકીદાર બનાવી શકીએ રાત્રે પથારી પર બેસી ગંભીરપણે દિવસની દિનચર્યાનું સિંહાવલોકન કરીએ ત્યારે મગજ શાંત હોવાનો સંભવ છે. તે વેળાએ ઉશ્કેરણીનું કારણ હોતુ

નથી, આપણે શું યોગ્ય કર્યું, શું અયોગ્ય કર્યું, કયો વખત બગાડયો, કયો સુધાર્યો, કયાં ચઢયા, કયાં પડયા, એનો હિસાબ શાંત ચિત્તથી કરવાનો તે ઘણો જ સારો વખત છે.

અને તે વખતે આપણે કયાં કોઈ પારકા પાસે હિસાબ આપવાનો છે? પારકા પાસે હોય તો આપણને શરમ લાગે અને સત્ય ચોરવાનું મન થાય, સત્ય પર ઓપ ચડાવવાનો લોભ થાય; પણ આ તો આપણે આપણી પાસેથી જ હિસાબ લેવા બેઠા છીએ. શરમ તો લાગશે, પણ તે શરમ આપણને સત્યચોર ન કરતાં જાગ્રત રહેવામાં મદદરૂપ થઈ પડશે.

રોજનિશીનું મોટામાં મોટું કામ કઈ હોય તો તે આ જ છે. આ દૃષ્ટિએ લખાતી રોજનિશી એ સામાન્ય નોંધણુક નહીં પણ આપણી પોતાની આધ્યાત્મિક છબી જેવી લાગે. અલબત્ત, જો આપણે રોજનિશી સાથે પ્રામાણિકપણે બધી વાતચીત કરતા હોઈશું તો જ. તેની સાથે પણ સત્યચોર થઈને વર્તીશું તો રોજનિશીનો હેતુ માર્યો જશે, એટલું જ નહીં પણ તે આપણને ઊંડાણમાં પાડવાનું એક નવું સાધન બની જશે. તે લખતી વખતે જો આપણા મનમાં પાપ હોય, આપણે આપણાં પોતાનાં વખાણ જ તેમાં લખતા હોઈએ, બીજાઓની નિંદાથી અને આપણાં પોતાનાં ખોટાં કામોના બચાવથી જ તેનાં પાનાં ચીતરતા હોઈએ તો એ આપણા હિતકારી ચોકીદાર નહીં રહે પણ આપણને કુછંદમાં ફસાવનાર કુમિત્રની જ ગરજ સારશે. સેવામય જીવનની અભિલાષા ધરાવનાર આપણે રોજનિશીને એ રીતે શા માટે છેતરીશું? પ્રભુ આપણને એટલે નીચે ઊતરતા બચાવો.

પ્રવચન ૧૭મું

# રોજનિશી લખવાની કળા

ગઈ કાલે રોજનિશીની સુંદર ટેવ પાડવાની આપણને કેમ જરૂર છે, તે વિષે હું બોલ્યો હતો. તમને ઘણાને તે લખવાનો નિયમ લેવાનું મન થયું હશે. કોઈ તો શુભ કામ શીઘ્ર કરવું એમ વિચારી લખવા બેઠા પણ હશો.

એમ જેઓ લખવા બેસશે તમને કેવો અનુભવ થશે? તેમનો હાથ વડકેવો વડકેવો ચાલશે નહીં. તેમને પ્રશ્ન થશે — 'શું લખવું અને શું ન લખવું?' ખરેખર, રોજનિશી લખવી એ એક સરસ કળા છે અને આપણા દેશમાં તે કળા હજુ જોઈએ તેટલી ખીલવા પામી નથી. આપણા મંડળમાં તો ખીલી નથી જ. અહીં અમે પણ રોજનિશીનું મહત્ત્વ સમજવા છતાં તેનો નિયમ પાળવા સુધી પહોંચ્યા નથી. તેથી આજે તમારી પાસે તેના વિધવિધ પ્રકારના નમૂનાઓ મૂકવાનું બનતું નથી.

ખરી મૂંઝવણ આપણને આપણી પોતાની ચોકી અથવા આત્મનિરીક્ષણ કેમ કરવું એની પડે છે. મૂંઝવણ લખાવટની નથી, પણ પોતે પોતાને ત્રાહિતની જેમ કેમ જોતાં આવડે એની જ છે. આમાં એક જ ટેક સાચવવાની જરૂર છે — આપણે સાચા રહેવું, પોતે પોતાની પાસે બનાવટ કરવી નહીં. કોઈ વાંચે તો આપણે માટે ઊંચો ખ્યાલ બાંધે, એવા વિચારથી એક આંકડો પણ પાડવો નહીં. મનના તરંગો લખવા નહીં, પણ જેટલું કરીએ તેટલું જ લખવું

દાખલા તરીકે, સમજો કે તમને બીડીનું છૂપું વ્યસન છે. રોજનિશીમાં તમે તે વ્યસનને હરગાવધ ગાજો દેશો, તેને છોડવા તમે કેવા પ્રયત્નો કરો છો તેનાં કરુણામય વર્ણનોથી પાનાં ભરશો, પણ બીજી તરફથી છૂપાઈને બીડી પીવાનું તો ચાલુ જ રાખશો આ રીતે તમારી હલકી વૃત્તિને એવડું સિંચન મળી જશે વ્યસન તો ચાલુ જ રહ્યું, અને સાથે રોજનિશી જે વાંચે તેની આગળ મોટા પ્રયત્નવાન તરીકેની પ્રતિષ્ઠા પણ મળી! તેથી રોજનિશીમાં તો ત્યારે જ આંકડો પાડવો ઠીક લેખાય, જ્યારે તમે કોઈ ધન્ય પળે બીડી ન જ પીવી એવી ટેક લો.

*રોજનિશીનું બીજું કામ છે આપણા રોજના કામકાજની નોંધ—* આપણે પસાર કરેલા સમયનો હિસાબ. આપણે કાંતેલું સૂતર, આપણે કરેલા બીજા ઉદ્યોગો અને કામકાજ એની ઝીણીઝીણી વિગતથી નોંધ રાખવી જોઈએ.

કાંતવાની નોંધમાં તારની સંખ્યા તો લખીએ જ, પણ એ પૂરતું નથી. જો આપણે સેવકો અને વિદ્યાર્થીઓ હોઈશું, તો કેવળ યાંત્રિક રીતે કાંતતા નહીં હોઈએ. આપણા મગજમાં રોજ રોજ કંઈ ને કંઈ વિચાર તે કામની સાથે જોડાયેલો હશે જ. કયારેક આપણે ગતિ વધારવાની દૃષ્ટિ રાખીને કાંતતા હોઈશું, કયારેક કસની દૃષ્ટિએ, કયારેક રેંટિયામાં કંઈક સુધારો કરી તેના ઉપર અખતરો કરતા હોઈશું. આપણી રોજનિશી તે તે વખતે ચાલતા અખતરાઓની ચોકસાઈભરી નોંધ પૂરી પાડે એવી રીતે લખવી જોઈએ. આપણે આગેવાન કાર્યકર્તા હોઈએ તો આપણા કામની ઠીક ઠીક વિગતથી નોંધ રાખવી જોઈએ. કયાં ગયા આવ્યા, કેટલું ખર્ચ થયું, કંતામણ વિ. ના પૈસા ચૂકવ્યા હોય તો કેટલા, કોને મળ્યા, કોને શું શીખવ્યું, આવી નોંધ આપણા કાર્યાલયને આપણે બરાબર કામ કર્યું છે કે નહીં, આપણને પૂરતું કામ છે કે નહીં વગેરેનો સાચો ખ્યાલ આપી શકશે.

આમ પોતાના કામનો હિસાબ રાખવો એ કોઈ કોઈને રુચતું નથી. "શું અમે કામચોર છીએ? શું અમે કામ કરવું એ જાણતા નથી કે અમારી પાસે હિસાબ માગવામાં આવે છે?" જાહેર સેવકે આવો સ્વભાવ રાખવો ઠીક નથી. તેને ઊલટું પોતાનો હિસાબ બીજાઓને આપવાનો ઉત્સાહ હોવો જોઈએ. બીજાઓની ટીકા ખુશમિજાજથી નોતરવી જોઈએ. પોતાની વાત ખરી હોય તો ધીરજથી સામાને સમજાવવી, નવી સૂચના મળે તે ઉપકાર સાથે સ્વીકારવી, એવો રસ કેળવવો જોઈએ.

તે ઉપરાંત આ નોંધ આપણને પોતાને પણ ઓછી ઉપયોગી નથી. દર મહિને, દર ત્રણ મહિને, દર વર્ષે આપણી નોંધ ઉપર નજર ફેરવી જઈશું ત્યારે આપણું આખું કામ ચિત્રપટની જેમ આપણી સમક્ષ થઈ ને પસાર થશે. તે ઉપરથી આપણે આપણી ખામીઓ જોઈ શકીશું, ભવિષ્યની દિશા પણ ઠરાવી શકશું.

રોજનિશીનાં આ તો આવશ્યક અંગો થયા. એ બાબતોની નોંધ એ જ રોજનિશીનો મૂળ હેતુ છે. પણ રસિક લેખકો પોતાની રોજનિશીમાં બીજી પણ સુંદર સુંદર સામગ્રીઓ ભરી શકશે. કામકાજ અંગે નવા સજ્જનોનો પરિચય થયો હોય ત્યારે તેમને વિષેની પોતાની છાપ તેઓ ટૂંકમાં નોંધશે. આસપાસ કંઈક આકર્ષક બનાવ બન્યો હશે તો તે વિષે એ શબ્દ ટપકાવશે. કોઈ નવું સ્થાન જોશે, કોઈ વૃદ્ધ ગૃહસ્થ પાસેથી જૂનો કિસ્સો સાંભળશે, કોઈ નવું લોકગીત કે કહેવત કે શબ્દ સાંભળશે તો તે પણ લખી લેશે. કોઈ પુસ્તક વાંચશે તો તેનો સાર કે સમાલોચના લખશે.

મે અગાઉ કહ્યું તેમ રોજનિશી એ તો એક કળા છે, અને કળા તો જેમ જેમ તેનો મહાવરો વધે તેમ તેમ ખીલતી જાય. લખતાં લખતાં લખવાની સુંદર રીત હાથે ચઢી જશે. ઉપર સૂચનાઓ આપી એથી વધારે તેનું ચોકઠું કરી આપવું યોગ્ય નથી.

કેટલાક અગાઉથી ચોકઠું બનાવી અમુક ખાનાંઓ પાડે છે અને રોજ તે ખાનાં ભરે છે. એ તો લુખ્ખુંસુકું પત્રક થયું. તે કંઈ રોજનિશી નહી કહેવાય. રોજનિશી તો નિત્ય નવી હોય, નિત્ય તાજી હોય. ચોકઠાં તો આપણે જેટલાં ભરીએ તે સૌનાં સરખાંજ હોય, પણ રોજનિશીઓ તો સૌની વિવિધ હશે. જેમ આપણા સૌના ચહેરા સરખા નથી, અક્ષર સરખા નથી, તેમ આપણી સૌની રોજનિશીઓ પણ એક ચોકઠાની ન હોઈ શકે. દરેક લેખક પોતાની કંઈક અનોખી જ પદ્ધતિ ખીલવશે. આપણે સૌ એક વિચારના અને એક કામના જીવો છીએ એ ખરું, છતાં આપણા સૌના જીવનમાં, આપણા સ્વભાવમાં, આપણા રસમાં વિવિધતા કંઈ ઓછી છે? એ વિવિધતાની છબી રોજનિશીમાં ઊઠ્યા વિના કેમ રહે?

✓ આ સાભળી રોજનિશી લખવાનો સુંદર નિયમ જેઓ સ્વીકારે તેમને માટે છેવટની સૂચનાઓ સૂત્રરૂપે આપવી હોય તો તે આ છે –

૧. રોજનિશી લખવાનો અમુક વખત નિશ્ચિત કરો. (જેમ કે સૂતાં પહેલાં), અને તે વખત ન ચૂકવાનો આગ્રહ રાખો.

૨. જે કંઈ લખો તે સાચું જ લખો. બીજાને વચાવવાની દૃષ્ટિએ કશું જ ન લખો.

૩. તારીખ, વખત, કામની મિનિટ આદિના આંકડા લખો તે ચોકસાઈ કરીને ખરા જ લખો.

૪. જે લખો તે બહુ સક્ષેપમાં લખો.

પ્રવચન ૧૮ મું

# સમય મારવાનાં સાધનો

તમને સમયધન વિષે બે દિવસમાં ઘણું કહ્યું છે. પોતાની મિનિટે-મિનિટનો સદુપયોગ કરવો અને તેનો હિસાબ રાખવો એના ઉપર ખૂબ જ ભાર મૂકયો છે. આજે જે કહેવાનો છું તે છે તો એને લગતું જ, એના ગર્ભમાં આવી જ ગયું છે; પણ આપણે એની સાચી સમજણ ન કરી લઈએ તો આપણાં સમયપત્રકો અને રોજનિશીઓ નિરર્થક નીવડે તેમ છે.

સમય ગુમાવવો નહીં, અને તેનો હિસાબ રાખવો, એટલું કબૂલ કર્યા પછી પણ તે ગુમાવ્યો ક્યારે કહેવાય એની સાચી સમજણ હોવાની જરૂર છે. સામાન્ય લોકો જેમાં વાંધો જોતા નથી તે બધી પ્રવૃત્તિઓ કંઈ આપણા સમયપત્રકમાં સ્થાન આપવા લાયક હોતી નથી. જેમ કે લોકો તો નવરા પડે ત્યારે બે ઘડી પાનાં રમતા હોય છે. શું આપણે તેને આપણા સમયપત્રકમાં સ્થાન આપીશું? "કેમ નહીં?" તમે પણ તમારા ઘરના જીવનમાં તેનો શોખ કેળવ્યો હશે તો પૂછશો. "લોકો તેમાં પૈસા મૂકીને રમે છે એવું અમે ન કરીએ, સામાન્ય રમત જ રમીને બે ઘડી નિર્દોષ મજા લઈએ તેમાં શું ખોટું? અને એમાં બ્રિજિક જેવી રમતો તો યાદ-શક્તિને પણ સતેજ કરે એવી હોય છે."

કોઈને સોગઠાંબાજી ને શેતરંજનો શોખ હશે ને એને સમયપત્રકમાં દાખલ કરવાની હિમાયત કરશે. એની તરફેણમાં તેઓ ઘણી સબળ દલીલો મૂકી શકે તેમ છે. "એ રમતો રાજાબાદશાહી છે. શેતરંજમાં એક સેનાપતિ જેવી બુદ્ધિ વાપરવી પડે છે અને તે રમતાં માણસ રણક્ષેત્રની કળા ખીલવી શકે છે. એનું બીજું નામ જ 'બુદ્ધિબળ' છે. તે હલકા માણસો જ રમે છે એમ નથી. ખાનદાન ઘરોમાં તે રમાય છે." અને શેતરંજના ખેલાડીઓમાં તો ગોખલેજી જેવા માન્ય નેતાઓના દાખલાઓ પણ ટાંકી શકાશે.

હું ધારું છું કે આપણે સેવકો આશ્રમમાં હોઈએ કે બહાર હોઈએ, આપણા સમયપત્રકમાં આવી રમતોને, તે ગમે તેવી બાદશાહી ગણાતી હોય તો પણ, સ્થાન ન જ હોઈ શકે. યાદશક્તિ વધારવા માટે પાનાં રમવા કરતાં ઘણી વધારે ઉમદા પ્રવૃત્તિઓ આપણી પાસે છે, અને રણક્ષેત્રની

તાલીમ માટે શેતરંજ કરતાં કંઈક સાચી લડાઈઓ જ આપણને લેતાં આવડવી જોઈએ. મહાપુરુષોના જીવનમાંથી આવી રમતોનો દાખલો લેવા કરતાં બીજા ઘણા વધારે કીંમતી ગુણોના દાખલા આપણે લઈ શકીએ એમ નથી શું? આવી રમતોને ગમે તેટલા ઓપ ચડાવો તો પણ છેવટે તે નવરાના ધંધા જ છે એમાં શંકા છે શું? જેમની પાસે વખત વધારાનો બેઠો થયો હોય, કેમ પસાર કરવો એની સૂઝ ન પડતી હોય, તેમણે વખતને મારવાની શોધી કાઢેલી આ યુક્તિઓ છે. અને આપણને તો દિવસના ચોવીસ કલાક જ ટૂંકા પડતા હોય, તે માટે આપણે રોજ પરમેશ્વર સાથે તકરાર કરતા હોઈએ, ત્યાં આવી રમતો માટે કલાક કે થોડી મિનિટ પણ ક્યાંથી ફાજલ પાડીએ?

"પરંતુ આખા દિવસના થાક પછી બે ઘડી ઘરમાં બેસીને સરખે-સરખા ગોઠિયાઓ પાનાં વગેરે રમીએ તેથી થાક ઊતરે છે, મગજનો કંટાળો મટે છે," રમતોના રસિયાઓ દલીલ કરે છે. ઘણુંખરું તો એવું જ જોવામાં આવે છે કે આખો દિવસ જે લોકોને થાકવા જેવું બહુ કામ કરવાનું હોતું નથી તેઓને જ આવી રમતો સૂઝે છે. તેથી તો રમતોના શોખીનો બે ઘડી ટાઢે પહોરે રમીને સંતોષ માનતા જોવામાં આવતા નથી; વ્યસનીઓની જેમ તેઓ જ્યારે જુઓ ત્યારે મંડ્યા જ હોય છે. અને થાક ઉતારવાનાં બીજાં આરોગ્યકારી સાધનો આપણને ન સૂઝે તેવી આપણી બુદ્ધિ બહેર મારી ગઈ છે શું? આપણે કાંતણ, વણાટ કે હિસાબી કામ જેવાં બેઠાડુ કામોમાં દિવસ ગાળ્યો હોય તો દોડવા કૂદવાની રમતો રમીએ, ખેતરોમાં કે ટેકરીઓમાં કે નદીકાંઠે ફરવા જઈએ. ખેતીવાડી જેવાં ભારે કામો દિવસના ભાગમાં કર્યાં હોય તો બે ઘડી જેવું આવડે તેવું ગાઈએ બજાવીએ, કંઈક વાંચીએ કે વાતો કરતા, ચર્ચા કરતા, અને આનંદ કરતા કાંતીએ, ફૂલપાનની કે સાથિયાની કંઈક શોભા ઘરમાં કરીએ, બાળકોને વાર્તા કહીએ. દિવસના ઉપયોગનું આ રીતે આપણે અનુપાન કેમ ન શોધી શકીએ?

"પાનાં વગેરે રમતોમાં એકબીજાની મિત્રાચારી સારી કેળવાય છે," એમ પણ કહેવામાં આવે છે. જો કે મેં તો સાગ સાગ મિત્રોને પણ એ રમતોના ઉશ્કેરાટમાં એકબીજા સાથે રિસાતા અને લડતા જ વધારે જોયા છે. છતાં ઉપર જણાવી તે પ્રવૃત્તિઓમાં આના કરતાં વધારે હળવામળવાનું અને પ્રેમગાંઠથી બંધાવાનું છે એ તમે સમજી શકો તેમ છે.

આ રમતો નિર્દોષ જેવી દેખાઈ આપણને છેતરે છે, અને ફસાવે છે. કોઈ ચોર ગરીબડું મોઢું કરીને આપણા ઘરમાં ઘૂસી જાય તેના જેવું તે

કરે છે. તેથી તો તેને વધારે ભયંકર સમજવી જોઈએ. એક પાનાના રસિયા મિત્ર ગંભીર મોં રાખીને એક વાર કહેતા હતા કે "આ નિર્દોષ રમતો તો આપણા ઉપર ભારે ઉપકાર કરે છે. તે રમવાના તાનમાં મન રોકાયેલું રહે ત્યાં સુધી ખરાબ વિચારો આવતા નથી, અને ઘણાં પાપથી બચી જવાય છે. વળી ટાઢે છાંયે પોતાના ઘરમાં બેસીને રમવાનું હોવાથી આમાં જીવજંતુની હિંસા પણ થતી નથી!" આવી હાસ્યાસ્પદ વાતનો રદિયો આપવાની જરૂર છે શું? કેટલાકને એ રમતો નિર્દોષ મોં રાખી કેવી ફસાવે છે એ જ આમાંથી પ્રગટ થાય છે. એ રમતોમાં બીજા કાંઈ દોષો ન હોય એમ માની લઈએ તો પણ તે આપણા આળસુપણાને પોષે છે, આપણો કિંમતી કાળ હરણ કરે છે, એ પોતે શું નાનો દોષ છે કે? આ ક્ષુદ્ર દેખાતા દોષમાં તો ભૂંડામાં ભૂંડા દોષોનાં મૂળ છે. જેણે એને ગાઢી જિંદગીમાં સ્થાન આપ્યું તે પ્રામાણિક ધંધાથી રીઝશે નહીં, સચ્ચાઈ પાળશે નહીં, જાતમહેનતને હલકી ગણશે, તેને કોઈની સેવા કરવાની નવરાશ પણ મળશે નહીં, અને વૃત્તિ પણ રહેશે નહીં. કામનો ચોર હોય તે લોકો પાસે પોતાની સેવા કરાવે કે લોકોની સેવા કરે?

નવરા લોકો બીજી પણ કેટલીક યુક્તિઓ વખતને મારવાની કાઢતા જોવામાં આવે છે. કોઈ પ્લાંચેટ લઈને પ્રેતોને બોલાવે છે અને તેમને જાતજાતના સવાલો પૂછે છે. કોઈ હસ્તરેખા જોઈને કે ગ્રહોની ગણતરીઓ કરી ભવિષ્યો ભાખે છે. તેઓ દલીલ કરશે: "અમે વખત બગાડીએ છીએ એમ તમે શા પરથી કહો છો? આ પ્રેતવિદ્યા અને ભવિષ્યવિદ્યા એ તો શાસ્ત્રો છે. એનાં તો મોટાં મોટાં પુસ્તકો લખાયેલાં છે. અમે તેના અભ્યાસમાં અમારા વખતનો સદુપયોગ કરીએ છીએ. શાસ્ત્રનો અભ્યાસ કરવો એને શું વખત નકામો ગુમાવ્યો એમ તમે કહી શકશો?" માણસ પોતે પોતાને છેતરવા બેસે છે ત્યારે કેટલે સુધી પહોંચે છે તેનો આ સચોટ નમૂનો નથી શું? 'શાસ્ત્રનો અભ્યાસ' એવા શબ્દો વાપરવાથી કાંઈ ફાવે તે વિચાર શાસ્ત્ર બની જતા નથી, અને ફાવે તે પ્રવૃત્તિ શાસ્ત્રાભ્યાસ બની જતી નથી. અને સાચો શાસ્ત્રાભ્યાસ તો જીવનમાં આપણને વધારે ઉન્નત બનાવવા માટે જ હોય, ત્યારે આવી પ્રવૃત્તિઓનો હેતુ શો છે? વખત ખસતો નથી તેને કેમ ધકેલવો, કામ વગર મન ખુશ નથી રહેતું તેને બે ઘડી વિનોદ કેમ આપવો, એટલો જ ને?

ભણેલા ગણેલા લોકો જ વખત મારવાનાં આવાં સાધનો ખોળી કાઢે છે. જેટલા ભણેગણે છે તે બધા જ્ઞાનનો સદુપયોગ જ કરે છે એમ જોવામાં આવતું નથી. એમને પણ મોજશોખ વહાલા છે, હળવું હળવું

જીવન વહાલું છે, ગંભીર કામનો કંટાળો છે. તેથી એમને પણ દિવસનો ઘણો ભાગ કામ વિનાનો મળી રહે છે. તેઓ પોતાના જેવા જ ભણેલાઓ પાસેથી આવો શાસ્ત્રાભ્યાસ કરવાની ફેશન જોઈ લાવે છે, પાસે પૈસા હોય એટલે તેને લગતાં ચોપડાં ખરીદી લાવે છે, અને પોતાનો વખત બગાડે છે. યુરોપ અમેરિકામાં આવા 'શાસ્ત્રો'નાં પુસ્તકો લખનારા ઘણા નીકળ્યા છે, અને નવરા ભણેલાઓની નબળાઈનો લાભ લેવા તેની કિંમત પણ સારી પેઠે મોટી રાખે છે.

નવલકથા વાંચ્યા કરવી એ પણ એક વખત મારવાની બીજી પ્રતિષ્ઠિત રીત છે. એમાં પણ આપણા મનને અનેક જૂઠી દલીલોથી આપણે ફસાવીએ છીએ. "નવલકથાઓ લખનારાઓમાં જગતના મોટા મોટા સાહિત્યકારો થઈ ગયા છે, અને આજે પણ છે. કોઈ ગંભીર નિબંધમાં લેખક જે સિદ્ધાંતો લખે તે વડેનો સમજાય નહીં અને સમજાય તો પણ તે જીવનમાં ઉતારવાનો આપણને ઉત્સાહ ચડે નહીં. તે જ સિદ્ધાંતો રસભરી વાર્તાના રૂપમાં વાચતાં એની મેળે આપણા લોહીમાં ભળી જઈ શકે છે. એમ હોવાથી જ મોટા મોટા કલાવરો નવલકથાઓ લખવા પ્રેરાય છે. તો આપણે એમની કલાનું પાન કરીએ તેમા શું ખોટું?" કલાનું પાન કરવામાં તો કાંઈ વાંધો ન હોય, પણ કલામાં ડૂબી મરવામાં મોટો વાંધો છે. જો આપણે આળસને જ માનીએ અને વખત કાઢવા ખાતર જ વાચ્યા કરીએ તો રવીન્દ્રનાથ કે ટોલ્સ્ટોય જેવાની નવલકથાઓ પણ આપણને કશો લાભ નહીં પહોંચાડે. આપણા હાથમાં આવતા તે વિષ બની જશે. પણ એવો અનુભવ છે કે, જેઓ આવા વાચનનું વ્યસન વધારતા જાય છે તેઓને ઉદાત્ત વિચારોની નવલકથાઓમાં રસ રહેતો નથી, કૃત્રિમ અને અનીતિભરેલા પ્રેમકિસ્સાઓની અને જાસૂસોનાં તરંગી પરાક્રમોની વાર્તાઓ સિવાય તેમને ચેન પડતું નથી.

આ બધા ભણેલા નવરાઓના વખત મારવાના રસ્તાઓ છે. તે પ્રતિષ્ઠિત જેવા લાગે છે. માણસ પડચો પડચો વાચતો હોય તો કોઈને લાગે, વાહ કેવો અભ્યાસી છે! પ્લાંચેટને પૂછયા કરતો હોય તો કોઈને લાગે, કેવો શ્રદ્ધાળુ છે! શેતરંજ રમતો હોય તો કહેશે, કેવો બુદ્ધિબળિયો છે! આમ આ માર્ગોની ભણેલાઓની દુનિયામાં પ્રતિષ્ઠા હોય છે. અને તેથી જ આ માર્ગો વધારે ભયંકર સમજવા જોઈએ, કારણ કે જૂઠી પ્રતિષ્ઠાથી તે આપણને છેતરે છે!

આવી નવરાની નિશાનીરૂપી પ્રવૃત્તિઓ વ્યસન જેવી ગણી તજવી એ જ આપણે માટે યોગ્ય છે. તેમાં ગમે તેવી પ્રતિષ્ઠા ગણાતી હોય, શાસ્ત્ર

ગણાતું હોય, બુદ્ધિ દેખાની હોય તો પણ તે ભયંકર છે, કારણ કે તે આપણને કેફ ચડાવે છે. વળી તે વધારે ભયંકર છે, કારણ કે તે આપણને વખતની કિંમતનુ ભાન ભુલાવે છે.

આપણા સેવકોના જીવનમાં તો લોકસંગ્રહની દૃષ્ટિએ પણ તે દૂર રાખવા જેવી છે. આપણી આ વખત મારવાની શકેરી બીનો ચેપ આપણે ગામડાઓમાં ફેલાવવાની જરૂર છે શું? ખરેખર, એક સેવક તરીકના તમામ જીવનને તદ્દન નકામુ કરી નાખવાની મોદકમાં મોદક, મીઠામાં મીઠી છતાં કાતિલમાં કાતિલ દવા તમારે જોઈતી હોય તો આજે આપણે ચર્ચી કરી તે વખત મારવાની બદીઓનું સેવન કરવુ.

## પ્રવચન ૧૯ મું

# ખોટા અલંકાર

આજે આપણે અલંકાર એટલે કે ઘરેણાં વિષે વાતચીત કરીશું. "કેવો વિચિત્ર અને અપ્રસ્તુત વિષય!" કોઈને થશે. "શું અમે નથી જાણતા કે અમે આશ્રમમાં આવ્યાં છીએ અને આશ્રમમાં ઘરેણાં પહેરવાની છૂટ ન હોય?" આવી આશ્રમની કલ્પના કરીને જેઓ આવ્યા હોય તેમને હું મુબારકબાદી આપીશ, અને અહીં તેઓ તેનું પાલન અધૂરું જુએ તો પણ આશ્રમની ખરી કલ્પના તો એમણે કરી તેજ કોઈ શકે એમાં શંકા નથી. નાકકાનનાં ઘરેણાં, હાથપગનાં ઘરેણાં, ડોકનાં ઘરેણાં એ બધાં હમારા આશ્રમવાસી સેવકસેવિકાને તો શું, પણ કોઈ સજ્જન કે સન્નારીને માટે પણ શોભારૂપ નથી.

રાનીપરજ બહેનો કાંસા પિત્તળનાં અને પાંચીકાનાં બેડોળ ઘરેણાં-ઓથી હાથપગ ભરી મૂકે છે, તેમને આપણે સમજાવીએ છીએ: "તમારાં ઘરેણાં શોભીનાં નથી, સાચાં એટલે સોનાનાં નથી. તેની નીચેની હાથપગની ચામડી ધોઈ શકાતી નથી, અને તેથી ચાંદાં પડે છે. અતિઘણાં ઘરેણાંના ભારથી તમને કામ કરવામાં અગવડ પડે છે, વગેરે." એ ભલી બહેનો આપણી વાત માની જાય છે, સમજી જાય છે, અને ઉજળિયાત બહેનો એમને ઉપદેશ આપવામાં ઉત્સાહથી ભાગ લે છે. પણ તેમનું પોતાનું કેમ છે? તેઓ કદાચ જવાબ દેશે: "અમે આમાંની કોઈ ટીકામાં આવી જતાં નથી. અમારાં ઘરેણાં બેડોળ નથી, જૂનાં નથી, અતિ ભારે નથી." તે બેડોળ, જૂનાં અને ભારે નહીં હોય, પણ નકામાં તો છે ને? તે પહેરનારની શોભા વધારે છે એમ તો કોઈ સંસ્કારી સ્ત્રી કહેશે જ નહીં. એમ કહે તો તે પોતાને મોઢે પોતાના ગુણોનું અપમાન કરે છે. શું ગુણોની શોભા અધૂરી છે કે તેમાં ઘરેણાંઓથી પૂર્તિ કરવાની જરૂર પડી?

સ્ત્રીઓ દલીલ કરશે, "અમે તો માત્ર સૌભાગ્યના ચિહ્નરૂપ ઘરેણાં જ પહેરીએ છીએ. હાથમાં બંગડી, નાક કાન ડોકમાં એકાદ નાની સરખી જણસ–બસ આટલું જ." જૂનાં રિવાજને લીધે આ વિચાર લોકોમાં ઉચિત ગણાય છે, પણ આપણે તો માનીએ છીએ કે તે સૌભાગ્યનાં નહીં પણ ગુલામીનાં ચિહ્નો છે. હાથપગનાં ઘરેણાં એ સૌભાગ્યનાં નહીં, પણ બેડીઓનાં ચિહ્નો છે. અને સૌભાગ્ય ખાતર પણ નાકકાન છેદાવવા તૈયાર

થવું એના કરતાં મોટું સ્વમાનખંડન બીજું કયું હોઈ શકે? સૌભાગ્ય તો પત્ની પોતાના પતિના ધર્મજીવનમાં ઓતપ્રોત થઈ જાય તે જ. એવું સૌભાગ્ય કંઈ એકલી સ્ત્રીઓએ જ ધારણ કરવાનું છે એમ નથી. પતિએ પણ ધારણ કરવાનું છે. તેણે પણ ધર્મપત્નીના ધર્મજીવનમાં એકરૂપ થવાનું છે.

આ બધા અલંકારો અથવા ઘરેણાંઓની વાતમાં મારે લાંબો વખત લેવાની જરૂર નથી. તે તો સામાન્ય સમાજમાં પણ અમુક અંશે ટીકાપાત્ર છે. આપણા દેશમાં ઘરેણાંઓનો શોખ લોકોને ભારે છે. છતાં બનીઠનીને ઘરેણાંના હાલતા ચાલતા પ્રદર્શનરૂપ થઈને નીકળવું એ બહુ ઊંચું તો નથી જ ગણાતું. દાસી ઘરેણાંથી લદાય તેટલી રાણી કે શેઠાણી લદાવું પસંદ કરતી નથી.

આપણે તો આજે સ્થૂળ ઘરેણાં કરતાં સૂક્ષ્મ અલંકારોની વાત કરવી છે — એટલે કે બનીઠનીને ફરવાની — નખરાં કરવાની હલકી વૃત્તિની. તેમાં એકલી છોકરીઓ ઉપર જ ટીકા કરવાની છે એમ નથી. એ બાબતમાં છોકરાઓ કંઈ છોકરીઓ કરતાં ઊતરે એમ નથી. આજે આપણા દેશની શાળા કૉલેજોમાં છોકરા છોકરીઓને આ બાબતમાં સાચી દોરવણી મળતી જ નથી. મળે છે તે અવળી મળે છે. સમાજમાં પણ ખરી દોરવણી કોઈ આપતું જ નથી. સમાજમાં નાનાં મોટાં સૌનું રસવૃત્તિનું ધોરણ જ ઊતરી ગયું છે. તેમાં પશ્ચિમના નકલી રીતરિવાજોએ ઉમેરો કરી દીધો છે. આવી બાબતમાં કોઈએ દોરવણી આપવી એ અંગત સ્વતંત્રતા ઉપર અત્યાચાર કર્યો માનવામાં આવે છે. '

ચાલો, ત્યારે હવે તમારા સૂક્ષ્મ અલંકારો તમને બતાવવા લાગું. સરળ રાનીપરજ બહેનોના જેવી તે તરત ઉતારી મૂકવાની હિંમત તમારામાં છે કે નહીં એની પણ પરીક્ષા થઈ જશે.

અહીં એક વાર ખાદીકાર્યાલયમાં કામ ઘણું વધી પડયું હતું અને હિસાબી કામ માટે એક હોશિયાર અને ઠીક ઠીક ભાવનાશાળી નવા ભાઈને રાખેલા. ભાવનાશાળી તો ખરા, પણ સાથે જરા શોખીન પણ ખરા. આપણાં ગામોમાં ઘણા હોય છે તેના પ્રમાણમાં તો એટલા બધા શોખીન ન ગણાય. એ આંગળીમાં સુંદર સોનાની હીરાજડિત વીંટી પહેરતા. ગામડાંઓમાંથી રાનીપરજ બહેનો સૂતરનાં પડીકાં કાંતી લાવે એ તે ભાઈ જોખે અને હિસાબ ગણીને તેમને મજૂરી ચૂકવે. વીંટી વાળે હાથે આ કામ એક આશ્રમનો કાર્યકર્તા એટલે કે ગરીબોનો સેવક કરે તે ન શોભે એવો ખ્યાલ પણ એમને શેનો આવે? પણ એમને એ વિચાર સુઝવવામાં આવ્યો કે તરત તે સમજી ગયા અને વીંટી ઉતારી મૂકી.

અમારી સૂચના સાભળી પેના કાર્યકર્તાએ પોતાની વીંગ જેટલા મન પૂર્વક ઉતારી તેટના મન પૂર્ણ કાઢ ખીન્ને કાર્યકર્તા પોતાનુ મગનુ ઘડિયાળ ઉતારશે કે કેમ એ શકા છે ઘડિયાળ બાબતમા તો સૂચના કરતા પણ માગ જેવાને જગ સંકોચ ગખવો પડે જે સાથી પૂરો પરિચિત હોય તે માગ અર્થમાજ સૂચના સાભળશે અને બુદ્ધિવાદ કરવા નહીં બેસે એવો વિશ્વાસ હોય તો જ સૂચના કરવાની હિમત ચાને.

તમારામાથી કેટનાક સુદર શોભીના ઘડિયાળો કાડે બાધના હશો તે આ વાત નીકળતા મનમા મૂઝાવા લાગ્યા છો એ હુ જાણુ છુ ઘરેણાની વાત ઉપરથી ઘડિયાળ ઉપર હુ કેમ ઊતરી પડ્યો છુ એમ તમારું મન ટીકા કરતુ હશે ' શુ ઘડિયાળ એ કાઈ પણ સુધરેના માણસ માટે પોતાની નાડીના ધબકારા જેટલુ જરૂરનું નથી? વળી અહી આશ્રમમા તો સમયના પાનન ઉપર કેટનો બધો ભાર મુકાય છે? તેનુ ચોકક પાનન ઘડિયાળની મદદ વિના માત્ર સૂર્ય અને તારાની ગતિ જોઈને કરવુ કઈ રીતે શક્ય છે? વગેરે જવાબો તમારા હોઠમા આવીને હાજર થઈ ગયા હશે

હવે આશ્રમમા તો આપણે દરેક જાહેર જગ્યાએ ભીતના ઘડિયાળ રાખ્યા છે અને આપણો ઘટ પણ જીવતા જાગતા ઘેન જેવો આખો દિવસ આપણને જગાડ્યા કરે છે એટને દરેક જણ સ્વતત્ર ઘડિયાળ ન રાખીએ તો ન ચાને એમ નથી છતા ઘડિયાળ વિના સુધરેના માણસનુ જીવન કાટોકાટ ચાને નહીં એ હુ કબૂલ કરવા તૈયાર છુ વળી હરતા ફરતા ઘડિયાળ પડી ન જાય અને કોઈ પણ ક્ષણે વખત જોવાની સગવડ પડે એ ખાતર તે કાડે બાધવુ અનુકૂળ છે એ વાત પણ જરૂર કબૂલ કરવા જેવી છે છતા તમારે પણ કબૂલ કરવુ જ પડશે કે તમારા કાડામા એક સુંદર આકર્ષક અને જેને માટે તમને ઠીક ઠીક મોહ છે એવી વસ્તુ બાધની છે એ વાતનું ભાન તમે ભૂલી શકતા નથી ઘરેણુ પહેરનારના મનમા પણ કઈક એવુ જ ભાન નથી હોતું શુ?

આપણે જ્યા સુધી પોતાને સદ્ગૃહસ્થ અથવા ઉજળિયાત માનીને જીવન ગાળતા હોઈએ આપણો આખો દિવસ જ્યા સુધી ગાદી તકિયા સાથે જડાયેનો હોય, ચોપડી અને કનમ એ જ આપણા કામના મુખ્ય ઓજારો હોય ત્યા સુધી આપણને ઘડિયાળની ટીકા સમજાવી સહેલી નથી પણ ખેતરમા મજૂરી કરનાર એક ખેડૂતનો વિચાર કરો ઢોર ચારવા જતા ગોવાળનો ખ્યાલ કરો તરત માલૂમ પડશે કે એ જીવન સાથે કાડાનું ઘડિયાળ મેળ નથી ખાતુ આપણા સેવકોનું જીવન દિવસે દિવસે ખેડૂત અને ગોવાળને મળતુ થાય એવી આપણી ઇચ્છા હોવી જોઈએ તે ગાદી

તકિયાનુ તો ન જ હોઈ શકે એ પણ દેખીતુ છે આપણા વાતાવરણમા પટદાર ઘડિયાળ એક ઘરેણુ જ બની જાય છે અને તે પ્રમાણે તે ટીકાપાત્ર થાય તો નવાઈ છે શુ?

તમારી માનીતી ઘડિયાળ અનકામ્મા ગણાઈ ગઈ, તો તમારી નાજૂક નમણી નોકદાર ઇન્ડીપેન પણ એ ગાળથી કેમ બચી શકે? પેન વિના આજકાનના જમાનામા કોઈ પણ કાર્યકર્તા કે વિદ્યાર્થી લગભગ ઠૂંઠો જ બની જાય છે આશ્રમમા રહીએ અને દેશના મજૂરનુ જીવન ગમે તેટલુ ગાળવા ઇચ્છીએ તો પણ લખવાનો છેદ જીવનમાથી ઉડાડવો શક્ય કેવી રીતે થાય? શુ રોજનિશી ન લખવી? હિસાબો ન લખવા? પોતાના કામકાજના નિવેદન ન લખવા? કે પત્રવ્યવહાર ન લખવો?

અને એક જ જગાએ બેસી રહીને કામ કરવાનુ હોય તો ખડિયા કલમથી કદાચ ચાલે, પણ આપણ ગ્રામસેવકોને તો ગામેગામ ભટકવાનુ રહ્યુ ભટકવાનુ ન હોય તો પણ સફાઈથી સરતી પેન છોડી વારે વારે ઠરડાતી અને ડમકા પાડતી ટાંકથી લખવુ અને લખવાનો અરધો રસ ગુમાવવો એમા શુ ડહાપણ છે?

આમ તમારી મનપસંદ પેનના બચાવમા ઘણુ ઘણુ કહી શકાય છે ઘડિયાળ અને પેન વાપરનાર મોટા મોટા દેશસેવકોના નામો પણ તમે પુરાવામા રજૂ કરી શકશો

પરન્તુ તે છતા તમારી માનીતી પેન માત્ર વતરણુ છે અને અલંકાર નથી એમ પ્રામાણિકપણે કહેવુ અને લોકોને મનાવવુ સહેલુ નથી. જે રાનીપરજ બહેનોની મજૂરી તમે તમારી સુંદર પેનથી ચોપડામા લખો છો તે તો સમજી જ જવાની કે તમારી પેનનો શોખ અને તેનો પગના ઝાંઝરનો શોખ એ બે જુદી જાતના નથી એને ક્ષણે ક્ષણે ભાન છે કે એણે સુંદર કીમતી ઝાંઝર પગમા પહેર્યા છે, અને તેની બહેનપણીઓ તે જુએ અને વખાણે તો તેને લોહી ચડે છે શુ તમે એમ કહી શકશો કે તમારા હાથમા એક સુંદર કીમતી વસ્તુ છે એનુ તમને પણ દરેક ક્ષણે ભાન નથી હોતુ? શુ તમે પણ તમારી પેન ઉપરથી તમારી રસજ્ઞતાની કોઈ તારીફ કરે તો મો મલકાવીને તે ગળી જવાના નથી?

જે નવી નજરે આપણે ઘડિયાળ અને પેનને પણ જોઈ તે જ નજરથી હવે આપણા કપડા તથા આપણી બીજી ઘણી અંગત વસ્તુઓને પણ જોઈશુ? આપણે શરીરરક્ષા માટે અને સભ્યતા માટે કપડા પહેર્યા છે કે શોભવા માટે એ કોઈથી છાનુ રાખવુ શક્ય નથી આપણી આંખ અને આપણુ અંગેઅંગ આપણો અંદરનો ભાવ બોલી બતાવે છે અને છતા

વધારે પુરાવો જોઈએ તો આપણે કપડાંનાં ભાત પોત પસંદ કરવામાં કેટલી કાળજી લીધી હતી અને દરજીની સાથે તેના કાપ વગેરે બાબતમાં કેટલી રસભરી વાટાઘાટ કરી હતી એમાંથી તે જોઈએ તેટલો મળી રહેશે.

આમ અલંકાર એ સોનાચાંદીના દાગીનામાં જ સમાયેલા છે એમ નથી. મૂળ વસ્તુ આપણા મનમાં જ છે. બની ઠનીને રૂપ કાઢવાની વૃત્તિ જેમાં જેમાં છુપાયેલી હોય તે બધામાં અલંકારનું તત્ત્વ આવ્યું જ. શરીર ઉપર દાગીના, કપડાં કે એવી કોઈ બહારની વસ્તુ લટકાવવાથી જ ઘરેણું બને છે એમ પણ નથી. કુદરતના આપેલા કેશ — એમાંથી પણ નટવૃત્તિનો માણસ અલંકાર ક્યાં નથી ઉપજાવતો? એના કાપમાં, એની ઓળવાની ભાતમાં, એમાં નાખવાના તેલની સુગંધમાં, એમ દરેકે દરેક વિગતમાં કેવી રસિકતાથી મન લગાડવામાં આવે છે!

કોઈ આ બધી વાતોથી એમ આશા રાખશો કે આશ્રમમાં આપણે કેવા અને કેવડા વાળ રાખવા જોઈએ એનો હું તમને નિર્ણય આપીશ. પણ એવું કશું હું કરવા માગતો નથી. એવો નિયમ કાયમને માટે બાંધવો શક્ય પણ નથી. એ તો ફેશનનો પ્રશ્ન છે, અને ફેશનને રોજ નવા નવા વેશ લેવાની ટેવ છે. આજે જે ફેશનેબલ ગણાય છે તે જરા જૂનું થયું કે અણગમતું બની જશે અને ફેશન કંઈક નવું જ રૂપ લેશે. આજે માથા ઉપર વચમાં મોટી ગુચ્છાદાર ચોટલી અને ફરતો મૂંડો રાખવો અથવા અરધા માથાની ધારી રાખી વિશાળ કપાળ ઘડાવવું એ વિચાર પણ તમારાથી સહન થશે નહીં, જ્યારે એક જમાનામાં તે ફેશનો હતી અને લહેરીમાં લહેરી લોકો તે રાખી પોતાને રૂપરૂપના અવતાર માનતા. આજે માથાના આગળના ભાગમાં બાબરી વધારવાની અને પાછળનો ભાગ કતરાવી નાખવાની ફેશન ચાલે છે, પણ એક જમાનામાં પાછળના ભાગમાં સુંદર વાંકડિયા જુલ્ફાં અને આગળ ટૂંકા વાળ રાખવામાં શોભા માનવામાં આવતી

સ્ત્રીઓમાં લાંબા ચોટલાનો રિવાજ બહુ જૂના વખતથી ચાલ્યો આવે છે. એક વખત તેમાં સ્ત્રીઓ રૂપનું અભિમાન લેતી હશે. પણ આજે તો જૂનો રિવાજ થઈ જવાથી તેમાંથી રૂપનો ભાવ લગભગ ઊડી ગયો છે સૌભાગ્યના ચિહ્ન રૂપે એક ફરજ તરીકે તે ધારણ કરવામાં આવે છે. રૂપનું ખાસ લક્ષ રાખનારી સ્ત્રીઓને હવે તેથી સંતોષ નથી. જુદી જુદી પદ્ધતિએ પોતાના ચોટલા કતરાવવાની નવી ફેશનો ચાલુ થઈ ચૂકી છે.

વાળના શોખીનોને મોટામાં મોટો શોખ સેંથો પાડવાનો હોય છે. એ સેંથાની રેખા કોઈ દસકો બાગ્યે જ સ્થિર રહેતી જોવામાં આવશે.

એક વખતે સ્ત્રીઓમાં સેંથાની રેખા મધ્યમાં અને પુરુષોમાં બાજુએ રાખવાની ફેશન હતી. પછી વળી ધીમે ધીમે પુરુષોની સેંથારેખા મધ્ય તરફ અને સ્ત્રીઓની બાજુ તરફ ખસવા લાગી. આજે તાજામાં તાજી તે રેખા ક્યા સ્થાને છે એ હું જાણતો નથી.

એટલે એમ ધારો કે આજે હું તમને માથે તોલો ઘડાવી સાદો દેખાવ રાખવાની સલાહ આપું, તો પણ તે ક્યારે ફેશન બની નહીં જાય એ કોણ કહી શકે? આપણે તો એટલું જ કહી શકીએ કે બની ઠનીને ફરવાની વૃત્તિ એ ઊંચી જાતની વૃત્તિ નથી. પોતે રૂપાળા છીએ એમ આપણને ભાન હોવું, વારે વારે આરસીમાં મોં જોઈને તે ભાન જાગતું રાખવું એ વૃત્તિ હલકી છે. એ વાત જેમને ખરી લાગશે તેઓને વાળ, કપડાં, અને બીજી અંગત વસ્તુઓની બાબતમાં કેમ વર્તવું એની પોતાની મેળે ખબર પડી જશે.

છેલ્લે છેલ્લે એક બીજી દિશાની ચેતવણી પણ આપવાની જરૂર છે. અલંકારવૃત્તિ ન રાખવી એનો અર્થ મેલાઘેલા, અવ્યવસ્થિત અને બેદરકાર રહેવું એવો પણ ન કરવો. કેટલાક એવા બની જવું એને આશ્રમજીવનનું લક્ષણ સમજતા હોય એવી રીતેય વર્તતા હોય છે. તેઓ બીજાનાં પટિયાંની ટીકા રસથી કરશે, પણ પોતાના વાળ જૂથરા જેવા મેલા, અવ્યવસ્થિત રાખશે. તેઓ બીજાની ઇન્ડીપેનની ટીકા કરશે ખરા, પણ પોતાને કલમ ઘડતાંયે નહીં આવડે ને વાપરતાંયે નહીં આવડે. એમનું હોલ્ડર ખોવાયું નહીં હોય ત્યારે કરડાયેલી ટાંકવાળું જ હશે, એમનું લખાણ ઢંગધડા વગરનું ને ડાઘાડૂઘીવાળું હશે, તેઓ શાહીથી સુંદર અક્ષરે લખવાનો સદા કંટાળો ખાશે, એ કંટાળાથી પેન્સીલથી ઝાંખું ને મેલું મેલું લખશે. વળી તેઓ બીજાઓના ઘડિયાળની ટીકા કરવામાં તો ચતુર હશે પણ પોતે એકે કામ નિયમસર કે વખતસર કરવાની કાળજી રાખતા નહીં હોય. ગાડીઓ ચૂકવી, સાથીઓને પોતાના વહેલા મોડા થવાથી સદા તકલીફ રૂપ થવું એ એમનો સ્વભાવ થઈ પડ્યો હશે. વળી તેઓ બીજાનાં વટદાર કપડાંની હાંસી ઉડાવશે, પણ પોતાના કપડા નહીં સાફ રાખે કે નહીં વ્યવસ્થિત ટોપી ફાવે તેમ માથા ઉપર મૂકી દેશે અને તેમાથી ચોટલી ડોકિયા કરતી હશે, પોતડીની કાછડી ઢીલી ને લબડતી રાખી હશે. બટન કાં તો તૂટી ગયા હશે, અથવા સાબૂત હશે તો બીડયાં નહીં હોય. એકંદરે તેમની બધી વસ્તુઓ જ્યાં ત્યાં રઝળતી અને સદા ખોવાયા કરતી હશે.

આશ્રમજીવનમાં અલંકારને સ્થાન નથી એ ઉપરથી લોકો આવી કલ્પના બાંધી બેસે છે અને તેથી આપણે ભોગે સારી પેઠે હસવાનો લાભ

લેતા હોય છે. કોઈ કોઈ આશ્રમવાસીઓએ પોતાના આવા વર્તનથી એવી કલ્પના બાંધવાનુ કારણ આપ્યુ હોય એ પણ અસભવિત તો નથી જ. પણ આજે મે અલકાર સબધમાં વાતો કરી તે પરથી હું આવા થવાની ભનામણ કરુ છુ એમ કોઈ સમજ્યા નહીં જ હો એવી આશા રાખુ છુ. આપણે વરણાગિયા થવુ નથી, પણ સ્વચ્છ અને વ્યવસ્થિત તો જરૂર થવુ છે. આશ્રમવાસી જૂઠા અલકારો પહેરે નહીં, પણ 'સાચા અલકારો' તો અવશ્ય ધારણ કરે.

જુઓ ત્યારે, હવે હુ તમને સાચા અલકારો કયા તે ગણાવુ

નીરોગી શરીર એ સૌથી પહેલો અલકાર નીરોગી બાળકના ગાલ ઉપર જે કુદરતી લાલીની શોભા હોય તે કદી રગ લગાડવાથી આવી શકે?

સ્વચ્છતા એ બીજો અલકાર આપણાં અગેઅગ, આપણા વાળ, નખ, આપણાં કપડાં, આપણી સર્વ વસ્તુઓ સ્વચ્છ નહીં હોય તો ગમે તેવી સુગધી છાટવાથી આપણે રૂપાળા કેમ લાગીશુ?

વ્યવસ્થિતપણુ એ ત્રીજો અલકાર. ઘરની ઘરવખરી વ્યવસ્થિત ન ન રાખીએ અને તોરણો અને છબીઓથી તેને ભરી દઈએ તેથી કઈ ઘરની શોભા વધે?

આ સાચા અલકારો છે, અને તેનો શોખ તો આપણે કેળવવો જ છે. આ અલકારોનો શોખ કેળવીશુ એટલે પેલા જૂઠા અલકારોની આપણને ઇચ્છા જ નહીં થાય, તે આપણને હલકા લાગશે, સેવક તરીકે — અરે મનુષ્ય તરીકે પણ આપણને હીણપત લગાડનારા લાગશે.

## પ્રવચન ૨૦ મું

## " મહાકાર્ય "

પોતાનું આશ્રમમાં આવવું સફળ બનાવવું જ એવો જેનો દૃઢ સંકલ્પ હોય તેને આજે સફળતાની એક ચાવી બતાવવા ઇચ્છું છું. એ ચાવી અમારામાંના કોઈ કોઈએ અજમાવી જોયેલી છે અને તેનાથી અમારું તાળું ઊઘડયું છે.

તમે કંઈ કંઈ આશાઓભર્યા આશ્રમની કેળવણી લેવા આવ્યા છો. ઉત્સાહ અને જોશથી ઊભરાઈ રહ્યા છો. આશ્રમી કેળવણીની કઠણાઈ વિષે તમે ઘણું ઘણું સાંભળ્યુ છે છતાં તમને સેવક થવાની હોંશ હોવાથી તમે તેની તમા કર્યા વિના આવ્યા છો. આ તમારું અંતરનું જોશ— તેને તમે આશ્રમજીવનની કઠણમાં કઠણ વસ્તુ સાથે અફાળો. આજે તમારા હૃદયની ખરેખરી તૈયારી છે; અઘરામાં અઘરું એ આજે તમને સહેલામાં સહેલું લાગશે. આશ્રમની કઠણાઈને જીતવાનો આજે તમારા માટે ખરો લાગ આવેલો છે. લોઢું તપીને લાલચોળ થયુ છે. તે ઠરી જાય તે પહેલાં ટીપીને મનગમતા ઘાટ ઘડી લો. નહેરમાં પાણી આવ્યુ છે. નહેરનુ દ્વાર બિડાઈ જાય તે પહેલાં તમારા ખેતરમાં પાણી વાળી લો. ભોંયને વરાપ આવી છે. તે સૂકાઈ જાય તે પહેલાં હળ ચલાવી લો.

જુઓ, આ યુક્તિ બરાબર સમજી લેજો. અઘરામા અઘરી વસ્તુ ઉપર સૌથી પહેલુ બળ અજમાવવુ એ આ ચાવી છે. યુદ્ધના તરેહ તરેહવાર વ્યૂહો હોય છે. સામાન્ય રીતે પ્રથમ કુંભકર્ણ, પછી ઇન્દ્રજિત અને છેલ્લે રાવણ એમ નાના દુશ્મનોના પરાજય કરતાં કરતાં છેવટે સૌથી બળવાનનો સામનો કરવામાં આવે છે, પણ મેદાનમા આવવાંવેંત મૂળમાં જ કુહાર મારવો, મોટામાં મોટા શત્રુને શરૂઆતમા જ ગબડાવી દેવો એ પણ યુદ્ધનો એક અદ્ભૂત વ્યૂહ છે. મૂળ છેદાતાં ડાળાંપાંખડા કાપ્યા કરવાની જરૂર જ રહેતી નથી. તેનો જીવનઝરો અટકતાં તે આપમેળે સૂકાઈ જાય છે. આ વ્યૂહમાં જોખમ છે, સાહસ છે, પણ તેથી જ શૂરવીર યોદ્ધાઓને એ જ વ્યૂહમાં મઝા લાગે છે.

જો આશ્રમની સર્વ કઠણાઈઓને એકે હુમલે ભૂમિશાયી કરી દેવા ઇચ્છતા હો તો આપણા " મહાકાર્ય " ઉપર જ સૌથી પ્રથમ દળ કટક ચઢાવો. પાયખાનાસફાઈનુ કામ — ભંગી કામ—એને અમે " મહાકાર્ય "નુ મોટુ નામ આપ્યુ છે. એ કરવાનો રસ જેને છૂટયો તેને પછી બીજા કયાં કામો, આશ્રમનુ બીજુ કયુ અંગ ગભરાવી શકશે?

લોકોમા એક અત્યંત અવળા વિચારનું મોજું ફરી વળેલું છે. કામ કરવુ એ દુખ મનાય છે, અને નવરાં પડવુ, આળસમાં રહેવું એ સુખ

મનાય છે. લોકો કહેશે : "ધનવાન કામ કરીને શરીર થકવે ત્યારે પછી તે ધન શાં સારુ કમાયો ? વિદ્વાન કામ કરવામાં વખત ગુમાવે ત્યારે તેની વિદ્વાની સાર્થકતા શી ? રાજા કામ કરીને મેલોઘેલો થાય ત્યારે લઢીલઢીને તેણે રાજ્ય શાને મેળવ્યું ? કામ કરે મજૂર, ધનવાન નહીં: કામ કરે અભણ વિદ્વાન નહીં; કામ કરે રૈયત, રાજા નહીં."

આજની દુનિયામાં આ ન્યાય મનાય છે. પણ તેથી તો દુનિયા દુ ખી છે. તેથી જ આપણે એ ન્યાયને માનતા નથી. ખરો ન્યાય એથી ઊલટો છે. કામ કરવું એને આપણે દુઃખ નહીં પણ સુખ માનીએ છીએ. નાનાં બાળકોને રમવું કૂદવું, તેવું તંદુરસ્ત માણસને કામ. કામ કરતાં થાક તો લાગે, પણ બાળકોને રમતાં કૂદતાં શું થાક નથી લાગતો ? થાકને વાંકે તેઓ શું કદી રમત મૂકવા તૈયાર થાય છે ? થાક એ તો મીઠામાં મીઠી ચીજ છે કામ કર્યા પછી આપણે થાક ખાઈએ છીએ, એના જેટલી મીઠાશ દુનિયાનાં કોઈ પકવાનો ખાવામાં કદી જાણી છે ? કામ કરવાનો રસ પોતે ન લેતા કોઈ મજૂર પાસે કામ કરાવવું એ તો પકવાન્નની પતરાવળી બીજાને ધરાવી પોતે પાછળથી એઠવાડ ચાટીએ તેના જેવું આપણે માનીએ છીએ.

વળી દુનિયામાં કામ સંબંધમાં એક બીજો વહેમ ચાલતો આવે છે. એ વહેમ કોણ જાણે ક્યાંથી ફેલાયો છે, પણ લોકો તો એમ જ માનતા જણાય છે કે કામ કરે તેની બુદ્ધિ બહેર મારી જાય છે, બુઠ્ઠી ને જડ થઈ જાય છે. કોદાળીથી ખોદનારના કે ઘંટીએ દળનારના હાથે આંટણ પડે એ તો આપણે સમજી શકીએ, પણ તેમની બુદ્ધિનેયે આંટણ પડતાં હશે, એ તો વિચિત્ર કલ્પના છે. અનુભવ તો એવો છે કે કામ કરવાથી બુદ્ધિ સતેજ થાય છે, નિશ્ચયબળવાળી થાય છે. ઘોડા ઉપર બેસીને જેમ આપણે વેગથી જ્યાં જવું હોય ત્યાં પહોંચીએ છીએ તેમ બુદ્ધિ પણ કામ ઉપર સવાર થાય ત્યારે જ વેગવતી થાય છે. એટલું ખરું કે સવાર જો ઘોડા ઉપર બેઠો હોય તો જ તેને ઘોડાના વેગનો લાભ મળે, તેમ બુદ્ધિ પણ ઉદ્યોગ સાથે જોડાયેલી હોય તો જ તેને ઉદ્યોગની ગતિનો લાભ પહોંચે.

કામ કરનારાઓની બુદ્ધિ ઘણી વાર જડ, નિસ્તેજ, બુઠ્ઠી જોવામાં આવે છે એ ખરું છે. તેઓ જો મન વગર જ કામ કરતા હોય તો એ સિવાય બીજું શું પરિણામ આવે ? એવાનું કામ તો જેમ તેમ થાય, પણ મન આળસુ અને બુઠ્ઠું રહી જાય. વાત એવી છે કે શરીરની આળસ માણસને ગળી લાગે છે તે કરતાં પણ બુદ્ધિની આળસ વધારે ગળી લાગતી જણાય છે. એટલે તેઓ શરીરની મહેનતથી છટકે છે, તેમ બુદ્ધિની મહેનતથી પણ દૂર રહે છે પણ શરીરમાં તો પેટ અને મો ઈશ્વરે મૂકયાં છે, એટલે તે

સોએ સો ટકા આળસુ રહે એ પોસાતું નથી. હાથપગ કંઈક તો હલાવવા પડે છે જ. પેટને ખાતર લોકો ખેતી, પશુપાલન, હુન્નરઉદ્યોગ, એમ જાત જાતનાં કામો કરે છે, પણ વેઠ માનીને કરે છે; રસ વિના, બુદ્ધિ વિના કરે છે. તેથી અમુક પ્રમાણમાં હાથપગમાં હોશિયારી આવે છે ખરી, છતાં બુદ્ધિ વણવિકસીજ રહી જાય છે. જો બુદ્ધિને સાથે રાખવામાં આવે તો એ જ કામો કેટલા જીવતાં જાગતાં અને જ્ઞાનનાં ઝરણાંરૂપ બની જાય!

આશ્રમમાં આપણે આ દુનિયાના પ્રચલિત વહેમમાં ફસાવા માગતા નથી. આપણે બુદ્ધિ અને કામની જોડીને સાથેસાથ હાંકવા માગીએ છીએ. એમ કરીને આપણે કામ મારફત બુદ્ધિ ખીલવવા અને સતેજ કરવા તથા બુદ્ધિ મારફત કામ સુકર અને સફળ બનાવવા માગીએ છીએ.

વળી લોકોએ તો ઊંચાં કામો અને હલકાં કામો એવા કામના વર્ગો પાડી દીધા છે. કેટલાંક કામોની તો જાતિ જ સ્ત્રીજાતિ છે! તે તો છોકરાઓ કે પુરુષોથી કરાય જ નહી! દળવું, રાંધવું, વાસણ માંજવાં વગેરે કામો 'સ્ત્રીઓ' છે. તેના સંગ માત્રથી છોકરાઓ બાયલા થઈ જાય છે! માણસ એકલો હોય તો ભૂખ્યો રહેશે અથવા બજારમાં જ્યાં ત્યાં ખાઈને શરીર બગાડશે, પણ જાતે રસોઈ તો તેનાથી કેમ જ થાય? મા માંદી હોય અને હેરાન થતી હોય તો પણ તેને વાસણ માંજવા વગેરેમાં કે દળવા ખાંડવામાં મદદ કેમ જ થાય? રેંટિયો કાંતવો એ કામની પણ સ્ત્રીજાતિ જ મનાતી હતી ને? એ માન્યતા દૂર કરતાં ગાંધીજીને કેટલી મહેનત પડી છે તે આપણે સૌ જાણીએ છીએ.

વળી જેમ સમાજમાં જ્ઞાતિભેદ ઊભા કર્યા છે અને બ્રાહ્મણથી ભંગી સુધીની ઊંચનીચ ભેદની નીસરણી રચી દીધી છે તેમ કામમાં પણ જ્ઞાતિભેદ કર્યો છે. એમાં મેલ દૂર કરવાને લગતાં કામો એ સૌથી હલકી જ્ઞાતિનાં છે. રસ્તો વાળવો, પાયખાનું સાફ કરવું એ ભંગીએ કરવાના કામો છે એટલું જ નહી પણ એ કામો પોતે જ ભંગી છે! એ કામ ગંદાં છે એટલું જ નહીં, તેમાં કંઈક અધર્મ છે — પાપ છે એમ પણ માનવામાં આવે છે! તેથી લોકો પોતાના ઘર સામેની શેરી ગમે તેટલી ગંદી હોય તો પણ તે વાળવા તૈયાર થશે નહી. પોતાના ઘરનું પાયખાનું નરકથી પણ નઠારુ થવા દેશે, પણ તે ધોશે નહીં. તેઓ મનમાં કહેશે, "આ ભવની ગંદકી સહન કરવી સારી, પણ અધર્મ કરી આવતા ભવે નરકમાં નથી પડવું."

આપણે આશ્રમમાં કામની બાબતમાં આવા જ્ઞાતિભેદ પણ રાખતા નથી કે વર્ગભેદ પણ રાખતા નથી. આપણે ત્યાં કોઈ કામ ઊંચું નથી ને કોઈ કામ નીચું નથી. કોઈ કામ પુરુષનું નથી ને કોઈ કામ સ્ત્રીનું

નથી. સર્વ ઉપયોગી કામો ઊંચાં છે, પવિત્ર છે, બળવર્ધક અને બુદ્ધિવર્ધક છે, મનુષ્યમાંથી આપણને દેવ બનાવનારાં છે.

હા, આપણે ત્યાં પણ કામમાં ઊંચાનીચાનો એક જુદા પ્રકારનો ભેદ છે ખરો. જે કામ ફક્ત આપણી જાતને માટેનું હોય તે પ્રમાણમાં નીચું, અને જે સૌની સેવા/માટેનું હોય તે ઊંચું. પોતે પોતાનું કાંતીને પહેરી લઈએ એ સારું ખરું, પણ આશ્રમને માટે કે દરિદ્રનારાયણને માટે કાંતીએ એ ઊંચું; પોતે રાંધીએ અને પોતે ખાઈએ એ ઠીક, પણ આશ્રમ માટે રાંધીએ એ ઊંચું. પોતે પાવડો લઈ શૌચ જઈએ અને પોતાનો મળ દાટીએ એ સારું ખરું, પણ આશ્રમનાં પાયખાનાં સાફ કરીએ એ ઊંચું, અને સૌ આશ્રમવાસીઓ મળીને ગામનાં સાર્વજનિક પાયખાનાં સ્વચ્છ સુંદર રાખી આનીએ તો એ તો એથી પણ ઊંચું.

આપણે માટે તો સૌથી ઊંચું કામ તે કે જેમાં સૌથી વધારે સેવા હોય. એ રીતે આપણે ભંગીકામને આશ્રમનાં સર્વ કામોના શિરોમણિ રૂપે માન્યું છે, તેને 'મહાકાર્ય'ની પદવી આપી છે. એ કામ કરવું એમાં પાપ નથી જ, પણ હરિજનની લાચાર દશાનો લાભ લઈ તેમની પાસે એ કામ કરાવવું એને જ આપણે મોટું પાપ માનીએ છીએ. તે જ કામ આપણે પોતે, આપણી સૂગ જીતીને, સેવાભાવે કરીએ એટલે આપણે માટે તો તે પવિત્ર બની જાય છે.

કામ કરવાં એને લોકો મોટા મોટા પહાડો ઉપર બાંધેલા ભારે જબ્બર અજિંક્ય કિલ્લાઓરૂપે દેખે છે. કેટલાંક કામોનો કિલ્લો 'જાત-મહેનત એ દુઃખ છે' એવી માન્યતાના ડુંગર પર બાંધેલો છે, તો કોઈનો કિલ્લો આળસ અને કંટાળાના ડુંગર ઉપર. કોઈ કામોનો કિલ્લો ઊંચનીચ ભેદના પહાડ ઉપર, તો કોઈનો તો વળી 'તે કરવાથી અધર્મ થઈ જાય' એવી અધાર્મિક માન્યતાના પહાડ ઉપર બાંધ્યો છે. તેમાંય જો કોઈ એક કામનો કિલ્લો અઘરામાં અઘરા પહાડ ઉપર આવેલો હોય તો તે આપણા 'મહાકાર્ય'નો — એટલે કે મળસફાઈનો કિલ્લો છે. વળી તેને ફરતી સૂગની ઊંડી ખાઈ હોવાથી તે વિશેષ દુર્ગમ બન્યો છે. તમે તાજા તાજા અને ઉત્સાહભર્યા આવ્યા છો ત્યાં ત્યાં જ તેના પર છાપો મારી તેને સર કરી લો એવી તમને મારી ભલામણ છે. આ કિલ્લા પર તમારી ધજા ફરકાવી શકશો તો પછી રાંધવું, દળવું, વાળવું, પાણી ભરવું વગેરે નાના નાના કિલ્લાઓ જીતવા માટે તમારે જુદી લડાઈઓ કરવી નહીં પડે. તમારી વિજયી ધજા ઊંચામાં ઊંચા કિલ્લા પર ફડફડતી જોઈને એ નાના કિલ્લાઓના કિલ્લેદારો રાંક બની જશે અને ધોળી ધજાઓ ફરકાવી તમારી પાસે સુલેહ માટે કરગરવા લાગશે.

પ્રવચન ૨૨મું

## સ્વચ્છતા-સૈનિકની તાલીમ

'મહાકાર્ય' સબંધમાં જ આજે આપણે થોડી વધુ વાતો કરીશું.

બહાર સમાજમાંથી અહીં કોઈ નવો માણસ આવી ચડે છે તેને સમજાતું નથી કે — આપણી જગ્યા ખેતરોની વચ્ચે આવેલી હોવા છતાં શા માટે આપણે પાયખાનાં રાખતા હોઈશું? ખુલ્લા ખેતરોમાં શૌચ જવાનું છોડી દઈ શા માટે નરકવાસ ઊભો કરતા હોઈશું? નજરૂરનાં પાયખાનાં ઊભાં કરવાં અને પછી તે વાળવા બેસવું એ તે કેવી રીત? આ તો પેટ ચોળીને શૂળ પેદા કરવા જેવું નહીં તો બીજું શું છે? ગંદકી નહોતી ત્યાં પોતે થઈને ગંદકી ઊભી કરી અને પછી તેની સફાઈ કરે છે! કાંટા નહોતા ત્યાં કાંટા વાવ્યા અને પછી તે વીણતા બેસે છે! આ આશ્રમવાળાઓને અવ્યવહારુ કહે છે તે ખોટું નથી, વગેરે'

મેં એવી કેટલીક સંસ્થાઓ જોઈ છે ખરી, કે જે આપણી જેમ જ ગામડાઓમાં હોય છે. કોઈ નદીકાંઠે કે સમુદ્રતટે રમણીય સ્થળ પર હોય છે, તો કોઈ આપણી જેમ ખુલ્લા ખેતરોમાં. ત્યાં તેઓ આપણી માફક પાયખાના રાખવાની જરૂર જોતા નથી. નદીતટવાળાઓ નદીનું પવિત્ર પાત્ર બગાડે છે અને સમુદ્રતટવાળાઓ સુંદર ચોપાટીઓ ગંદી કરી મેલે છે. આના જેવું અવિચારી અને સમાજદ્રોહી કૃત્ય બીજું કયું હોઈ શકે? પરંતુ સંસ્થાઓ જેમ વર્તે છે તે જ પ્રમાણે નજીકના ગામના લોકો પણ વર્તતા હોય, એટલે કોણ કોને કહે?

માત્ર ખુલ્લા ખેતરોવાળી સંસ્થાઓ જ્યારે આવું વર્તન કરવા જાય છે, અને પડોશીઓના ખેતરોનો ઉપયોગ કરે છે ત્યારે તેઓ પેલા નદીતટવાસીઓની જેમ છટકવા પામતા નથી. તેમને ખેતરોના માલીકોની ગાળોની પરસાદી સારા પ્રમાણમાં ચાખવી પડે છે.

આવે પ્રસંગે સંસ્થાવાસીઓ પોતાની મૂર્ખતા ન જોતા ખેડૂતોનો જ સામો વાંક કાઢે છે "કેવા જડ આપણા દેશના ખેડૂતો' ખાતરની કીમત જ તેઓ જાણતા નથી!" ખેડૂતો ખાતરની કીમત તમારા કરતાં કંઈક વધારે જાણે છે. પણ ખાતર નાખવાની આ તે કઈ રીત છે? જે ખેતરોમાં તેમને રાતદિવસ કામ કરવાનું છે, જે ખેતરોની માટી તેમને રોજ ચૂંથવાની

છે, તે ખેતરોને લોકો મળમૂત્રથી ગંદાં કરી જાય એ તેઓ સહન કેમ કરી શકે?

આપણા આશ્રમનાં જ ખેતરો, પડોશીઓનાં બાળકો બગાડે છે તે આપણાથી જ ક્યાં સહન થાય છે? એ ખેતરોમાં તો આપણે નીંદવા વગેરે કામો કરવા જઈએ છીએ, અને સંધ્યાકાળે તેમાં લટાર મારીએ છીએ અને આળોટીએ પણ છીએ. એ આરસી જેવાં સ્વચ્છ રહે એમ જ આપણે ઇચ્છીએ છીએ.

બીજી સંસ્થાઓની વાત શા માટે? આપણા આ આશ્રમમાં પણ બહુ શરૂઆતના દિવસોમાં પાયખાનાં ક્યાં હતાં? આપણા વિચાર પણ ઉપર જણાવ્યા તેવા જ હતા. ખેતરોમાં જઈ આવશું તેથી ખેતરવાળાઓને ખાતરનો લાભ મળશે, એમ અમે પણ માની લીધું હતું. પડોશીઓ ભલા હતા, પણ ભલાં ભાઈબહેનોયે ગંદકી ક્યાં સુધી સહન કરે? એમની ભલાઈ એટલી ખરી કે તેઓ લાકડી લઈને અમને મારવા ન આવ્યાં. પણ ધીમે ધીમે કચવાટ વધવા મંડયો. અમે સમજી ગયા.

છતાં હજુ આ પાયખાનાં કરવાં જોઈએ એ વિચાર ન આવ્યો. અમે પાવડા કે કોદાળી લઈને શૌચ જવાનો રિવાજ પાડયો. ખેતરમાં જ જઈએ, પણ દરેક જણ ખાડા ખોદીને બેસીએ અને ઊઠતી વખતે માટી વાળી દઈએ. પણ આ સુધારાથી પણ લોકોની નારાજી મટી નહીં. અમે સૌ ચોકસાઈથી મળ દાટતા હોઈશું એવી ખાત્રી એમને કેમ થાય? અને એમ દાટવાથી તેમની મુશ્કેલીઓનો અંત પણ આવતો નહોતો. ઊલટી તેમની ચિંતા વધી પડતી હતી. કામ કરતાં ક્યારે માટી સાથે મળ હાથમાં આવી જશે એ બીક તેમને રહ્યાં જ કરતી!

આથી કેટલોક વખત અમે કોતરડાંઓ અને બાવળીઓમાં જવાનું રાખ્યું. પણ તેથી મનને જરા પણ સંતોષ થતો નહોતો. ખાતર નકામું જાય છે એ ખટકો સદાય રહ્યા કરતો. અમારી ગંદકી અમને પોતાને અને સીમમાં ફરતા લોકોને અને ગોવાળિયાઓને ત્રાસરૂપ પણ થતી જ હતી. તે ઉપરાંત અમારું સમયપત્રક પણ ઠપકો આપ્યાં કરતું હતું. કારણ કે આવાં સ્થળો આશ્રમથી ઠીક ઠીક છેટાં હોય. શૌચ જઈને આવવું એ ઓછામાં ઓછું પોણા કલાક—કલાકનું કામ થઈ પડયું. આ તો અમારે માટે અસહ્ય હતું

છેવટે પાયખાનાં રાખવા જ જોઈએ એવા નિર્ણય ઉપર અમે આવ્યા બીજી કોઈ સંસ્થા હોત તો તેને હજુ મુશ્કેલી રહેત જ. કારણ કે પાયખાનાં કરે એટલે ભંગી મેળવવાનો પ્રશ્ન ઊભો થાય. આવા ખોબા જેવડા ગામમાં

તે સુલભ ન હોય. પણ અમારે માટે તે પ્રશ્ન હતો નહીં. અમે તો જાતે સફાઈ કામ કરવાને તૈયાર હતા. જાતે સફાઈ કરવી જોઈએ એવું સિદ્ધાંતથી તો માનતા જ હતા, અને ઊંડી ઊંડી કંઈક સૂગ હશે તે આટલા વખતના વહેવા સાથે ઊડી ગઈ હતી.

આમ અમે આશ્રમમાં પાયખાના શરૂ કર્યાં એ ઘણું જ સારું પગલું ભરાયુ એમ હવે લાગે છે, કારણ કે એના વિના આશ્રમી કેળવણીનુ એક મહત્ત્વનું અંગ અધૂરું રહી જતુ હતું.

પહેલી તો અમને એ સમજ પડી કે પાયખાનું જરા પણ બગડે નહી એવી ચીવટથી કેમ વાપરવું. બારોબાર કોઈ ભંગી વાળી જતો હોય છે ત્યારે લોકો પાયખાનાની ઓરડી કેટલી ભયંકર રીતે ભૂંડી કરી મૂકે છે એનો અનુભવ કોને નથી? માટી ઢાંકવાનો રિવાજ તેઓ રાખતા નથી; રાખે છે તો સારી રીતે ઢાંકવાની દરકાર રાખતા નથી. ખૂણા બધુ જ બગાડી મૂકવામા આવે છે. પાણી ઢોળવા કે થૂંકવામાં કશો જ વિચાર કરવામાં આવતો નથી. આપણા જ કોઈક બંધુને આ ગંદકી સાફ કરવાની છે, તેને તકલીફ પડે નહી એ રીતે વર્તવું, એવો ખ્યાલ સરખો કોઈને આવતો નથી.

શહેરોનાં પાયખાનાંમાં તો વળી બેવડી મુશ્કેલી. પોતાને ઓરડી ધોવાની સૂગ, અને ભંગીને અભડાવાની બીકથી ત્યાં પ્રવેશ કરવા ન દે. એમ ભંગીને બિનજરૂરી દુઃખ આપે; અને પોતે પણ સ્વચ્છતાનું સુખ ભોગવી ન જાણે. તેથી પાયખાનું એટલુ ગંદુ રહે છે કે તેનુ નામ સાંભળીને જ આપણને સૂગ ચડે છે.

આશ્રમમાં આપણે જાતે સફાઈ કરવાનુ રાખ્યુ તેથી હવે તેનુ રૂપ બદલાઈ જ ગયુ છે. કોઈ સ્વચ્છ, શાન્ત અને હવા અજવાળાવાળા એકાન્ત વાચનાલય જેવી આપણે પાયખાનાંની ઓરડીઓ ગણી શકીએ છીએ. સ્વચ્છ પાયખાનાંનો અનુભવ લીધા પછી હવે તો ક્યાંક શહેર કે ગામનાં પાયખાનામાં જવાનો પ્રસગ આવે છે તો માથાના ઘા સમુ લાગે છે. તમને નવા આશ્રમવાસીઓને પણ એવો જ અનુભવ થોડા વખતમા થવા પામશે એમાં શંકા નથી.

આપણે આશ્રમવાસીઓ બે મહાન સુખો સહેજે ભોગવીએ છીએ, જે બહાર વસનારા લોકોને લગભગ દુર્લભ છે. તેમાં એક છે આપણુ સ્વચ્છ પાયખાનુ, અને બીજું છે ખુલ્લા આકાશ નીચેનું સૂવાનું. એ બે સગવડો વિના આપણને, ક્યાંક જઈએ છીએ તો, પાણી બહાર માછલીના જેવી અસ્વસ્થતા લાગે છે.

આપણે પાયખાનાં જાતે સાફ કરતા થયા તેથી આપણા આચાર વિચારમાં કેટલાક ધરમૂળના ફેરફાર થઈ ગયા છે. પહેલાં ગંદકીની સૂગ ચડતી, ગંદકી દેખી કે ત્યાંથી ભાગવાનું મન થતું. પાયખાનાં જાતે સાફ કરવાનો અનુભવ લીધો ત્યારથી એમ ગંદકીથી ભાગવું એમાં નાનમ લાગે છે. તેની સાથે યુદ્ધ કરી લેવું એવું મન થાય છે. ક્યાંક ગંદાં પાયખાનાં જોઈએ છીએ તો ઝાડુ પાણી વગેરે સાધનોથી એ ગંદી કોટડીઓની કામચલાઉ સફાઈ કરી લેવાનું મન થાય છે.

જાતે સફાઈ કરતા થયા તેથી બીજો અને મોટામાં મોટો લાભ આપણને એ થયો છે કે ભંગીકામ કરતાં ભાઈ બહેનો તરફ સહાનુભૂતિ વધારે ઊંડી થઈ છે. આપણને હવે સમજાય છે કે કોઈએ કોઈની ગરીબાઈ અને લાચારીનો લાભ લઈ તેને પોતાનો ભંગી બનાવવો એ મહાપાપ છે.

આપણને હવે એ પણ સમજાય છે કે ભંગીકામ કોઈની પાસે લેવું જરૂરી હોય તો પણ સાધનો એવાં રાખવાં જોઈએ કે તેનું કામ જરા પણ ગંદું રહેવા પામે નહીં. તે કામ કરવા આવે ત્યારે ઘરધણીએ તેની સાથે રહીને ભાર ઉપાડવામાં, પાણી રેડી ધોવડાવવા વગેરેમાં મદદ કરવી જોઈએ.

આવા વિચાર થઈ જાય પછી આપણા હૃદયના ખૂણામાં પણ અસ્પૃશ્યતાની પાપી ભાવના તો ટકી જ કેમ શકે? પોતાના એક દેશબંધુને અસ્પૃશ્ય ગણવાનો રિવાજ આપણા દેશમાં કેમ પડયો હશે એનાં ઐતિહાસિક કારણો જે હોય તે ખરાં, પણ મને તો એની ઉત્પત્તિ લોકોની સૂગમાંથી જ દેખાય છે.

કેટલી ભયંકર આપણા લોકોની સૂગ છે! સૂગના માર્યા તેઓ કેટલા અવિચારી અને ગાંડા જેવા થઈ જાય છે! તેમને જાજરૂ બનાવી આપીએ અને પાસે માટીનો ઢગલો મૂકી આપીએ તો પણ તેઓ તે વાપરે નહીં. પાછા ફરીને મળ ઉપર માટી નાખવી એમાં એમને ચીતરી ચડશે! તેઓ તો ખુલ્લામાં જ શૌચ જવાના. તેમાં પણ દૂર જવાનું આળસ, અને ખેતરમાં બેસવા જાય તો ખેડૂતો બૂમ પાડે; તેથી તેઓ ગામ નજીકનાં તળાવો, નદીઓનાં પાત્રો કે રસ્તાઓ ઉપર બેસે છે. પરિણામ એ આવે છે કે પાણી બગડે છે, જતાં આવતાં ગામલોકોના પગ બગડે છે, ગામમાં પેસતાં જ ભાગોળ દુર્ગંધ મારે છે. આજે એકેએક ગામની સ્થિતિ આવી થઈ પડી છે.

સૂગને લીધે આપણી બુદ્ધિ છેક નઠોર થઈ ગઈ છે. ગંદકી ન થાય તે માટે કેવા નિયમો પાળવા જોઈએ તે આપણને સૂઝતું નથી. ગંદકી સાફ કરવાની સારામાં સારી પદ્ધતિ શોધવાની પણ આપણને ગમ પડતી નથી. આપણી સૂગાળવી બુદ્ધિએ તો આપણને સફાઈનું કામ કરનાર

ઉપકારી લોકોને છેટા રાખવા અને તેમનો સ્પર્શ ન કરવો એટલું જ સુઝાડ્યુ. 'કેવા ગંદા લોકો, કેવા મેલા લોકો', એમ કહી આપણે મોં બગાડીએ છીએ અને તેમનાથી દૂર નાસીએ છીએ. એમને સ્પર્શ કરતા નથી, પાસે આવવા દેતા નથી, ગામમાં રહેવા દેતા નથી. અરે, આપણી સૂગ તો હદ વટી ગઈ છે! આપણે તેને ધર્મ જ બનાવી દીધી છે! હરિજનને ગામકૂવે પાણી ભરવા દઈએ નહીં, એનાં બાળકોને ગ્રામશાળામાં ભણવા આવવા દઈએ નહીં, માંદાં હોય તો એમની ચાકરી કે દવા કરીએ નહીં, અરે! દેવના દેવાલયમાં પણ એને દર્શન કરવા આવવા ન દઈએ!

આવી અવિચારી સૂગથી આપણે હરિજનોનો દ્રોહ કર્યો, તે સાથે સૂગ કરતાં કરતાં આપણે પોતે પણ ગંદકીના નરકવાસમાં ઘેરાયાં છીએ. આપણા રસ્તા, આપણાં પાયખાનાં, આપણા કૂવા હવાડા, આપણા નદી તળાવના આરા, આપણા ગામ જેવાં ગંદાં થઈ ગયાં છે તેવાં દુનિયામાં ક્યાંય નહીં હોય. સૂગના પાપનુ જ આ ફળ આપણે પામ્યાં છીએ.

આમ ગંદકીની સૂગ સેવી ગાંડાની જેમ નાસવું એમાં શી માણસાઈ છે? આપણુ 'મહાકાર્ય' આપણને તે છતવાની સુંદર કેળવણી આપે છે. વળી આપણે તો જાત પૂરતા સૂગ છતીને અને સ્વચ્છતામા રહીને સતોષ માનવો નથી. આપણે સ્વચ્છતાના બહાદુર સૈનિક થવું છે. આપણે આપણા આખા દેશને ગંદકીના કર્દમમાંથી ઉગારવા ઇચ્છીએ છીએ. આપણી પ્રજા એક જમાનામા પવિત્રતાની પૂજારી તરીકે પંકાઈ ગઈ હતી તેવી જ તેને આપણે ફરીથી બનાવવી છે. એ ભાવનાથી જ આપણે આશ્રમમા પાયખાનાં રાખ્યાં છે, અને તે જાતે સાફ કરવાનો શોખ કેળવીએ છીએ.

પ્રવચન ૨૨મું

# અસ્પૃશ્યતા-નિવારણની ચાવી

ગઈ કાલે આપણે જોઈ ગયા કે આપણાં પાયખાનાંનો હેતુ આપણને સ્વચ્છતામાં રહેવાનું મળે તે તો છે જ, પણ તેટલો જ નથી. આપણે તો તે કામ મારફત સ્વચ્છતા-સૈનિક તરીકેની તાલીમ પણ લઈ રહ્યા છીએ. આપણે દેશમાંથી સુગ કાઢી સ્વચ્છતાનો શોખ, સફાઈકામનો શોખ ફેલાવવા માગીએ છીએ.

પણ તેનાથી યે મોટો એક ત્રીજો જ હેતુ છે એ જાણો છો? તે હેતુ સ્વચ્છતાનું કામ કરનાર પરમઉપકારી હરિજનોની પ્રતિષ્ઠા વધારવાનો; દેશમાંથી અસ્પૃશ્યતાનું પાપ મૂળમાંથી ઉખાડવાનો.

ભંગીઓ પોતાનો ધંધો દબાઈને, ડરીને, પેટ ભરવાનું બીજું સાધન નથી એની લાચારીથી કરે છે. તેઓ દુનિયા સામે માથું ઊંચું કરી શકતા નથી. આવી સ્થિતિમાં પાયખાનામાં હાથ વગેરે અંગો ન બગડે એવાં સાધનો રાખો અને માટી વાપરો એવી માગણી કરવાની હિંમત તેઓ ક્યાંથી લાવે? પાયખાનાં જો અમારી પાસે સાફ કરાવવાં હોય તો તેની ઓરડી મોટી રાખો અને તેની અંદર અમને આવવા દો એમ કહેવાની હિંમત પણ તેઓ ક્યાંથી લાવે? અમે કામ કરવા આવીએ ત્યારે ઘરવાળાઓ અમારી મદદમાં રહો એમ તો ક્યાંથી જ કહી શકે? અને મેલું અમે માથે ઉપાડવાને તૈયાર નથી, તે માટે અમે કહીએ તેવી ગાડીઓ આપો અને દાટવા માટે પૂરતા પ્રમાણમાં જમીન આપો એમ પણ તેઓ કઈ હિંમતથી માગણી કરી શકે? અને નહાવા ધોવા માટે સ્નાનાગારો બંધાવી આપો, તેમાં પાણીનો બહોળો પ્રવાહ પૂરો પાડો એવી માગણી કરવાની હિંમત પણ તેમની કેમ ચાલે?

આવી માગણી કોઈ હરિજનો કરે તો ગામલોકો કે સુધરાઈના સભ્યો મોટા મોટા ડોળા કાઢી તેમના ઉપર ઘૂરકશે. તેમને ધમકાવી ચૂપ કરી દેશે. એ માગણીઓમાં ન્યાય છે એવું તેમની બુદ્ધિમાં ઊતરશે જ નહીં. પણ આપણે, જેઓ પાયખાનાસફાઈનું કામ કરી રહ્યા છીએ તેઓ અનુભવથી તરત સમજીએ છીએ કે આ માગણીઓ તો હોવી જોઈએ તેનાથી છેક જ હળવી છે. કારણ કે આપણે અનુભવથી જાણીએ છીએ કે ઉપર ગણાવેલી સગવડોમાં એક પણ ઓછી હોય તો આપણે પોતે પાયખાનાસફાઈનું કામ કદી પણ કરવા તૈયાર થઈએ નહીં. એવાં સાધનો પૂરાં પાડ્યા વિના કોઈ

પણ માણસની પાસે તે કામ કરાવવું એ કેટલો ભયંકર જુલમ છે એ આપણે અનુભવીઓ સમજી શકીએ તેવું બીજા ન જ સમજી શકે. આપણે સમજી શકીએ એટલું જ નહી, પણ જો આપણે આપણા ગામમા કે શહેરમા કઈ પણ ચાલતુ હોય તો આપણે પોતે જ ઉપર રહીને હરિજનોને આવી સગવડો અપાવીએ.

જમાનાઓથી દલિત સ્થિતિમા રહેલા, અસ્પૃશ્ય ગણાઈ ગયેલા હરિજનો તો ગદકીના સહવાસથી ટેવાઈ ગયા હોય છે, તેથી તેઓ પોતે પોતાને ઊતરતા અને ગદકી ભોગવવાને સરજાયેલા માનતા હોય છે તેઓ છાતી કાઢીને ઉપરની માગણીઓ આજ ને આજ રજૂ કરે એ આશા કેમ રાખી શકાય? પણ આપણા જેવા એમના કામના અનુભવીઓ એમની જરૂરિયાતો એમના કરતા વધારે જાણી શકીએ એમની વતી તે માટે લડવાની આપણી પવિત્ર ફરજ થઈ પડે છે.

ખરેખર, પાયખાનાસફાઈ એ હરિજનો પ્રત્યેની આપણી વનણમા એકદમ ફેર પાડી દે છે તેમના ઉપકારની આપણે બરાબર કદર બૂઝી શકીએ છીએ તેમના દુખોથી આપણે દુખ અનુભવી શકીએ છીએ તેમના પ્રત્યે આપણને અતરમાથી લાગણી સ્ફુરે છે અસ્પૃશ્યતાનો ડાઘ આપણને અસહ્ય થઈ પડે છે, અને હરિજનોને ખાતર જેટલુ બલિદાન આપીએ તેટલુ ઓછુ છે એમ આપણને થઈ જાય છે હરિજનોને પણ માત્ર હોઠની વાત કરી સહાનુભૂતિ દર્શાવનારાઓ કરતા આપણા જેવા તેમનુ કામ કરનારાઓ પ્રત્યે વધારે પ્રેમ આદર બધાય એ સ્વાભાવિક છે

આપણા આશ્રમમા હરિજન સભ્યો શરૂઆતમા કોઈ નહોતા જ્યારથી પાયખાનાસફાઈ આપણે ત્યા દાખલ કરી છે ત્યારથી આશ્રમની આ મોટી ખામી માટે મન ડખ્યા જ કરતુ હતુ હરિજનો આશ્રમમા આપણી સૌની સાથે રહેતા હોય, ખાવાપીવામા, કામકાજમા, સેવામા આપણે સૌ ઓતપ્રોત થઈ ને રહેતા હોઈએ, આશ્રમનુ શિક્ષણ જેને આપણે સાચુ શિક્ષણ માનીએ છીએ, તેનુ પાન તેઓ પણ કરીને પોતાની લાયકાત વધારતા હોય તો કેવુ સારુ, એવી કલ્પના અંતરમા સદા રહ્યા જ કરવા લાગી

એમ તો આપણે ત્યા હમેશા થોડા હરિજન વણકરોના કુટુંબો હોય છે જ તેઓને નિયમિત ધંધો પૂરો પાડીને, તેમની સાથે સમાનતા અને પ્રેમનો સબધ રાખીને, આપણે તેમની કઈક સેવા સહેજે કરી શકીએ છીએ એ મોટો લાભ જ છે જોકે તેઓ તો માત્ર ધધાર્થે જ આપણી પાસે વસ્યા હોય છે, છતા આશ્રમજીવનની કઈ કઈ અસર તેઓ ઝીલી લે છે તેમના ઘરમા સ્વચ્છતાની ચીવટ વધે છે, બોલવા ચાલવામા પણ વિનય

વિવેક વધે છે, એમના કુટુંબજીવનમા મારઝૂડ ને ઝગડા ઠીક ઠીક ઓછા થાય છે, પ્રામાણિક વહેવાર, સત્ય વગેરે ગુણો પણ તેઓ ખીનવતા જોવામા આવે છે ગરીબાઈ ને લીધે પૈસાનુ આકર્ષણ તેઓ એકદમ જીતી શકે એ આશા રાખવી વધારે પડતી ગણાય. તેથી તેઓ બે પૈસા વધારે કમાવાની દૃષ્ટિએ મોડે મોડે સુધી સાળ ચનાવ્યા કરે છે, અને આશ્રમજીવનના પ્રાર્થના, યજ્ઞકાતણ વગેરે કાર્યોમા ભળતા નથી

છતા દૂર રહ્યા રહ્યા પણ તેઓ આશ્રમજીવનનો સાર તારવી કાઢી પોતાના જીવનમા તેને વણી લેતા હોય એમ તો લાગે છે જ તેના કેટલાક લક્ષણો હું બતાવી ગયો તે ઉપરાત તેઓ ધીમે ધીમે પોતાના કપડામા ખાદીનો ઉપયોગ વધારતા જાય છે, કાતવાનુ પણ ચાનુ કરતા જાય છે, દેશને ઓળખતા થાય છે, રાષ્ટ્રીય ઉત્સવો — સભાઓ વગેરેમા સૌની સાથે ઉત્સાહથી ભળે છે આશ્રમના સફાઈ જેવા જાહેર કામોમા એમને ખેચવા આપણે કઈ પ્રયત્ન કરતા નથી તો પણ વાતાવરણમાથી તેઓ પોતાની ફરજ સમજી જાય છે અને કામમા પોતાનો ભાગ આગ્રહ સાથે માગી લે છે

એવા એક વણકર કુટુબે પોતાના નાના દીકરાને આશ્રમનુ શિક્ષણ લેવા આપણને સોપ્યો હતો તેઓને માટે એ નાનુ સૂનુ કામ હુ માનતો નથી એમની સ્થિતિ જોતા છોકરાની પાસે કોકડા ભરાવવા એ જ એમને માટે સ્વાભાવિક ગણાય. વળી ભણાવવાની હિમત કરે તો પણ બજારમા ચાલતુ સરકારી નિશાળનુ શિક્ષણ લેવાની જ તેમને લાલચ થાય. એ બાળક કેટલાક વર્ષ અહીં રહ્યો હતો આશ્રમજીવનના બધા જ અગોમા તે સદા સૌની સાથે જ રહેતો પોતે ।તનો છે એ જ તે ભૂલી ગયો, અને પોતાને આશ્રમનો જ માનીને આનદ કરતો રહ્યો આજે પણ તે આશ્રમ ઉપર ખૂબ મમતા રાખે છે, અને પોતાના ખાનગી જીવનમા આશ્રમશિક્ષણને યથાશક્તિ સાચવી રહ્યો છે તમે સમજી શકશો કે સમાજમા ચાલતી અસ્પૃશ્યતાની ભૂડી રૂઢિનુ દર્દ તેના બીજા જ્ઞાતિબધુઓ કરતા તે કેટલુ વધારે અનુભવતો હશે એવા ઘણા યુવકો નીકળે તો અસ્પૃશ્યતા પોતાની મેળે ઊડી જાય, કોઈને અસ્પૃશ્ય કહેતા સવર્ણો પોતે જ શરમાતા થાય.

હરિજન સેવાનુ કાર્ય કરનારા મિત્રોને મારી તો હમેશની ખડી વિનતિ જ છે કે આશ્રમશિક્ષણનો જિજ્ઞાસુ કોઈ હરિજન મળી આવે તો તેને આશ્રમનું નામ જરૂર સૂચવવુ પણ કેળવાયેના સમાજમાથી પણ આ સિહણનું દૂધ જીરવવાની ઇચ્છા કરનારા કયા વધારે નીકળે છે, કે આપણે હરિજનો બહુ આવતા નથી, એનો ઓરતો કરી શકીએ ? છતા કોઈ હિમતવાન ભાઈઓ કયારેક આવી જાય છે તે વખતે મને તો એવો

સંતોષ થાય જ છે કે આપણી એક મોટી ખામી પૂર્ણ થઈ, આશ્રમના ચહેરામાં આંખ જ નહોતી તે જાણે નવી ફૂટી.

એવા હરિજન સભ્યો આવી મળે ત્યારે મને મનમાં એક મૂંઝવણ હમેશાં થાય છે. તેને બીજાં બધાં કામોમાં નોતરતાં હું ખુશી થાઉં છું, પણ 'મહાકાર્ય'માં નોતરવાનું દિલ થતું નથી. પણ તે સાથે જેને આપણે 'મહા કાર્ય'ની પદવી આપી તેનાથી એને ટાળી મેલવો એ પણ ગમતું નથી. એમ બે તરફથી મૂંઝવણ થાય છે. ઘડીમાં થાય છે કે જે ધંધાએ હરિજનને ગંદકી અને બેઇજ્જતમાં ધકેલીને અસ્પૃશ્ય કર્યો તેમાં તેને કેમ લઉં? અહીં આશ્રમમાં તો તેને ભાગે ઊજળામાં ઊજળું કામ જ મારે આપવું જોઈએ. પોતે અસ્પૃશ્ય જાતિનો હોવાનું સ્મરણ પણ તેને ન થાય એ રીતે મારે તેને માનપાન સાથે રાખવો જોઈએ. પણ બીજી ઘડીએ વળી વિચાર આવે છે કોઈ કામ કરવું હલકું નથી, કામ એ તો માણસને ઊંચે ચડાવનાર વસ્તુ જ છે એ આશ્રમવિદ્યા શું મારે તેને ન આપવી? સ્વચ્છતાની અને સ્વચ્છતાના સૈનિકની તાલીમ શું તેને ન આપવી? બીજા સૈનિકો દેશમાંથી ગંદકીને દેશનિકાલ કરવા ઉત્સાહ અનુભવે તે ઉત્સાહ શું આશ્રમવાસી હરિજન કદી જ નહીં અનુભવે? તેને એ અનુભવ ન થાય તો તો આશ્રમ-શિક્ષણ તેના પૂરતું નિષ્ફળ ગણવું જોઈએ.

આમ હું વિમાસણમાં પડું છું, પણ હરિજન મિત્રો તેને લાંબીવાર ટકવા દેતા નથી. તેઓ આમંત્રણની રાહ જોતા નથી. સૌ કરતાં સવાયા ઉત્સાહથી તેઓ આશ્રમનાં સર્વ અંગોમાં ઝુકાવે છે, અને મહાકાર્યમાં પણ કોઈની પાછળ રહેતા નથી. આશ્રમકેળવણીની ગંગા અસ્પૃશ્યતાને કેવી સુંદર રીતે ધોઈ નાખે છે એ દેખાવ જોઈને પરમ આનંદ થયા વિના રહેતો નથી.

આ આશ્રમી કેળવણી સાચું અને કાયમનું અસ્પૃશ્યતાનિવારણ કરે છે એવી શ્રદ્ધા બંધાય છે. એથી સવર્ણ પોતે ઊંચો છે એ ભૂલે છે અને હરિજન પોતે નીચો છે એ ભૂલે છે. એથી સવર્ણ ગંદકીની સૂગમાંથી બચે છે; અને હરિજન ગંદકીને સહન કરી લેવાની ટેવમાંથી ઊગરે છે. એથી સવર્ણ મહાકાર્ય કરીને પાવન થાય છે, અને હરિજન સ્વમાન સાચવીને મહાકાર્ય કેમ કરાય એની કળા શીખે છે. એથી સવર્ણ અને હરિજન બન્નેનાં હૃદય પ્રેમગ્રંથિથી બંધાય છે અને બન્ને કાંધેકાંધ મિલાવીને દેશના સ્વચ્છતાસૈનિકનો પવિત્ર ધર્મ બજાવે છે.

મહાકાર્ય કરતી વખતે આવા વિચારો તમારા મનમાં રમતા હશે તો તેમાં તમને અપૂર્વ રસ પડશે. એમાંથી તમે અલૌકિક શિક્ષણ મેળવશો. એમાંથી અસ્પૃશ્યતાનિવારણ ધર્મની ચાવી તમારા હાથમાં આવી જશે

પ્રવચન ૨૩ મું

## સ્વયંપાક

તમે આવ્યા તેવા જ તમને આપણા એક કે બીજા રસોડામાં દાખલ કરી દેવામાં આવ્યા છે, અથવા કહો કે રસોડાઓના જૂના સભ્યોએ તમને ઝડપી લીધા છે.

તમે ધારતા હશો કે આશ્રમના ભલા સજ્જનો અમારી કેટલી દરકાર રાખે છે; અમારા ભોજનની વ્યવસ્થા કરવા તેઓ ખાસ ભેગા મળ્યા છે અને આગ્રહ કરી કરીને દરેક ભોજનશાળા અમને કેવી ખેંચી રહી છે! પણ હવે આટલા દિવસના અનુભવે તમે સમજી ગયા હશો કે એમાં એ સજ્જનોની એકલી ભલાઈ જ નહોતી. એમને તમારાં ખાનપાનની વ્યવસ્થા કરવાની ચિન્તા તો હતી જ, પણ તે સાથે ખરી ચિન્તા તો તમને સ્વયંપાકના કામમાં જોડી દેવાની જ હતી! બધા સભ્યો તમારી તરફ એ નજરે જ જોતા હતા, કે રાંધનાર સાથી તરીકે તમે કેવા નીવડો. એવો સંભવ છે.

રસોઈના સુંદર કાર્યમાં આટલા દિવસોનો તમારો અનુભવ કેવો થયો હશે? તમારામાંથી હજુ જેને ચૂલા ઉપર બરાબર કાબૂ આવ્યો નહીં હોય તેને ધૂમાડાથી આંખો ચોળવાના પ્રસંગો આવતા જ હશે. ખાસ કરીને એવા પ્રસંગોએ શું તમારા મનમાં આ વિચાર નથી આવતો: "આશ્રમમાં રસોઈ હાથે કરવાનો રિવાજ આ લોકોએ શા માટે રાખ્યો હશે? એમાં કેટલો વખત બગડે છે? એટલો વખત કંઈક બીજી વધારે ઉપયોગી તાલીમ લેવામાં ગાળવા મળે તો કેટલો લાભ થાય?"

તમને તો ધૂમાડાના ત્રાસથી આ વિચાર સૂઝતો હશે, પણ ઘણા મિત્રો આશ્રમી કેળવણીનો કાર્યક્રમ છેટે રહ્યાં રહ્યાં જુએ છે અને તેનાં કષ્ટો કલ્પી કલ્પીને મનમાં ગભરાય છે તેમને આશ્રમનાં કષ્ટોમાં આ મોટામાં મોટું કષ્ટ લાગે છે.

હું તમને રોજ જુદી જુદી ઢબે આશ્રમી વિચારો સમજાવી રહ્યો છું, તે પરથી તમે સમજી ગયા હશો કે કષ્ટો સાથે કામ લેવાની આશ્રમી પદ્ધતિ જુદી જ છે. સામાન્ય રીતે લોકો કષ્ટથી નાસે છે; આપણે કષ્ટનો સામનો કરીએ છીએ. એટલે માની લઈએ કે સ્વયંપાક એ મોટું કષ્ટ છે, તો પણ આપણે જાણીએ છીએ કે તે જીવનની સાથે જડાયેલું એક

કષ્ટ છે. તેનાથી નાઠે આરો આવે તેમ નથી. તો પછી શા માટે ઉત્સાહથી હસતે મોઢે તેનો સામનો ન કરવો?

બીજું, વિચાર કરવાની આપણી આશ્રમી રીત એવી છે કે કોઈ પણ કામ કષ્ટમય હોય અને છતાં જીવવા ખાતર તે કરવું જ પડે તેમ હોય તો ન્યાય એ છે કે તે કામ આપણે જાતે જ કરવું, પણ આપણે ખાતર કષ્ટ ઉઠાવવાની ફરજ બીજાના ઉપર નાખવી નહીં. કુટુંબોમાં પુરુષો પોતાનો ભાર સ્ત્રીવર્ગ ઉપર નાખી પોતે સ્વયંપાકના કષ્ટથી બચ્યા છે. આપણા આશ્રમમાં આપણે એ ન્યાયે વર્તવા ઇચ્છતા નથી. આપણે અહીં સ્ત્રીનાં કામો અને પુરુષોનાં કામો એવા ભેદ પાડતા નથી ભેદ પાડીએ તો પણ મહેનતના ભારે કામો પુરુષ કરે અને પ્રમાણમાં હળવાં કામો સ્ત્રીઓ કરે, એ રીતે ભેદ પાડવા પસંદ કરીએ છીએ. પણ રાંધવું, દળવું, ખાંડવું, ધોવું એ કામો નીચાં છે, કષ્ટમય છે, માટે તે સ્ત્રીઓને માથે નાખો, એ ન્યાય આપણે હરગીજ પસંદ કરીશું નહીં.

જો સ્ત્રીઓ રસોઈ વગેરે કામોને પુરુષોની જેમ નીચા ગણવા લાગે તો કુટુંબોની શી સ્થિતિ થાય? તેઓ તે નીચાં ગણતી નથી એટલું જ નહીં, પણ પોતાનું સ્વાભાવિક જીવનકાર્ય ગણી પ્રેમથી કરે છે, તેમાં પોતાની પૂર્ણ કળા અને પોતાનો આખો આત્મા રેડીને કરે છે, અને તે કરતાં કરતાં સુખ અનુભવે છે. આમ જે કામ આપણી માતાઓ કરે છે તે હલકું કેમ હોઈ શકે? કાર્યવિભાગને ખાતર કુટુંબમાં એ કામ સ્ત્રીઓ કરે છે, પણ તેથી પુરુષ તેને હલકું માની જરૂર પડવા છતાં તે કરતાં શરમાય, એ કેવું વિચિત્ર? જીવનના કોઈ પણ જરૂરી કામો જેટલાં જ આ કામો પણ સારાં અને શુભ છે અને તે કરવામાં કોઈને શરમ નથી કે નાનમ નથી. તેમાં બીજા કોઈ પણ કામના જેવી જ જીવનની કેળવણી છે.

આ સમજ ઓછી હોવાથી કુટુંબોમાં સ્ત્રીઓનું જીવન ઘણી વખત ઘણું જ દુ:ખમય થઈ પડે છે. વસ્તારી ઘરોમાં તેમને માથે કામનો બોજો ગજા ઉપરાંત આવી પડે છે સ્ત્રીઓનાં કામો પુરુષોથી થાય જ નહીં એવા ખોટા ખ્યાલને લીધે ઘરનો પુરુષ વર્ગ નવરો બેસી રહેશે છતાં તેમને મદદ કરવા લાગશે નહીં! તેથી છેવટે બન્નેને હાનિ થાય છે. બહેનોનાં શરીર અતિમહેનતથી કતાઈ જાય છે અને પુરુષો આવડત વિનાના ઠોઠ રહી જાય છે

આશ્રમકુટુંબ એ કુટુંબ હોવા છતાં ઘર કરતાં તેની રચનામાં ફેર છે અહીં પણ આપણે સ્ત્રી, પુરુષો અને બાળકો રહીએ છીએ. પરંતુ આપણે સર્વે સેવકો અથવા વિદ્યાર્થીઓ તરીકે આવ્યાં છીએ માત્ર રસોઈ કરી

ખાઈ પીને જીવવું એટલું જ આપણુ કોઈનું જ ધ્યેય નથી. વળી આપણું કુટુંબ કોઈ પણ ઘર કરતાં સંખ્યામા વિશાળ છે, તેથી સ્વાભાવિક રીતે આપણે કામકાજના વિભાગો પાડીએ તે ઘર કરતાં કંઈક જુદી જ રીતે પાડવાના. ભારે કામો સશક્ત પુરુષોને ભાગે જાય અને હળવા કામો નાજુક સ્ત્રીઓને ભાગે જાય એ દષ્ટિએ જ આપણે તે વહેચીએ છીએ.

તે સાથે આપણે આશ્રમમા પુરુષોને શિક્ષણ અને સેવા માટે અવકાશ મળે તેટલો જ સ્ત્રીઓને પણ મળે એ દષ્ટિ પણ રાખવી આવશ્યક છે ઘરોમાં બહેનોના ઉપર સર્વના ખાનપાનની વ્યવસ્થા કરવી અને બાળકો ઉછેરવા એટલી જ જવાબદારી હોય; આપણે ત્યાં તો બહેનોએ કાતણ, પીંજણ, ખાદીશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કરવાનો છે. પુરુષસેવકોને ભાગે ખાદી કાર્યાલય, પ્રચાર, શિક્ષણ આદિ કામો હોય તે જ રીતે સ્ત્રીસેવકોને પણ તે કામોનો અનુભવ આપવાનો છે.

ખાદીમા નિષ્ણાત સ્ત્રીસેવકો આજે નથી તેથી આપણે ગામડાંની બહેનોનાં હૃદયોમાં પૂરો પ્રવેશ કરી શકતા નથી બાળશિક્ષણમાં પણ સ્ત્રી સેવકો નથી ત્યા સુધી તે પુરબહારમાં ખીલી શકતું નથી તેથી અહીં આપણે ઘરની રીતે વર્તી ન શકીએ, અને રાધવું, દળવું, ખાંડવું, પાણી ભરવું, વાળવું, ધોવું વગેરે બધા કામો એકલા બહેનોના ઉપર નાખી ન શકીએ, એ દેખીતું છે.

ખરી રીતે જોઈએ તો ઘરોની અંદર પણ સ્ત્રીઓનો બોજો વધી ન જાય તેમ જ તેમને અભ્યાસ માટે તેમ જ ઘર ચલાવવા ઉપરાંતની કાંઈક સાર્વજનિક સેવા માટે અવકાશ રહે એ ગણતરી રાખીને જ કાર્યવિભાગ પાડવો ઘટે છે. સરકારી ઘરોની બહેનો ગામની પછાત વર્ગની બહેનોમાં રેંટિયો, પીંજણ, સીવણ વગેરે શીખવવા જઈ શકતી હોય, માંદાઓની માવજત કરવા જઈ શકતી હોય, બાળકોને શિક્ષણ આપવા જઈ શકતી હોય તો ગામનું જીવન કેટલુ સરસ અને ઊંચું થાય!

કોઈ અહીં એમ કહી શકે છે કે આપણે રસોડાનાં કામો માટે રસોઇયો રાખીએ અને તેમાંથી ભાઈઓ તેમ જ બહેનો બન્નેને બચાવીએ અને તેમને શિક્ષણ માટે પુષ્કળ વખત મળવા દઈએ તો સારું નહીં? તમારામાથી તો કોઈ એ દલીલ ભાગ્યે જ કરશો. તમે આશ્રમની આટલી વાતો તો વગર કહે સમજી ગયા છો, કે અહીં આપણે દરિદ્રનારાયણના સેવકો છીએ, સાચા સેવક થવા ઇચ્છીએ છીએ એવા આપણા જીવનમાં રસોઇયા અગર બીજા કોઈ નોકર ચાકર માટે સ્થાન ક્યાંથી હોઈ શકે? સેવકોને વળી સેવકો જોઈએ ત્યારે તેઓ સેવા શી રીતે કરવાના?

પણ નોકર ન રાખવાનુ એટલું જ કારણ નથી. આપણે તો આશ્રમના શિક્ષણનો જે અભ્યાસક્રમ વિચાર્યો છે તેમા સ્વયંપાકને એક મહત્ત્વના વિષય તરીકે સ્થાન આપેલુ છે

તમે શુ તમારા હોઠમાં આ સાભળીને હસો છો? "આપણી સસ્થા ગરીબ છે. નોકર રાખવો પોસાય નહીં, તેથી આપણે બધા કામો હાથે કરવાનાં છે, એમ કહો ત્યા સુધી અમે સમજી શકીએ પણ આ તો તમે સ્વયંપાકને અભ્યાસક્રમમા દાખલ કરી સાતમે આસમાને ચડાવી દેવા માડ્યો!" આશા છે કે તમે એમ તો નહીં કહો કે તમને ચડાવી ચડાવીને ચૂનામા પેસાડવા ખાતર અમે એમ કર્યું છે! ખરેખર જ આ શિક્ષણ વિના આશ્રમશિક્ષણ અધૂરુ રહે તેમ છે

ઈશ્વરની મોટી કૃપા સમજવી જોઈએ કે જેટલા જેટલા કામકાજ આપણા જીવનને માટે સૌથી વધારે મહત્ત્વના છે તે બધા કામોમા કેળવણીના ઉત્તમ ઉત્તમ બીજો રહેલા છે જેમ આપણે માટે ખાવા લાયક જેટલી વસ્તુઓ છે તે બધીમા કુદરતેં રુચિકર સ્વાદો મૂકેલા છે, તે જ રીત તેણે સર્વ ઉપયોગી કામોમા આનદ અને કેળવણી મૂકયા છે

સ્વયંપાક અમે જાતે કરતા થયા ત્યારથી આહાર અને તેને લગતા અનેક વિષયો સબધમાં અમારી બુદ્ધિ હવે જુદી જ રીતે કામ કરતી થઈ છે. તમને પણ તેવો જ અનુભવ થશે એ વિષે મને શકા નથી પહેલા તો એટલો જ વિચાર આવતો કે ખાવાનુ સ્વાદિષ્ટ થયુ છે કે નહીં. વહેલુ મોડુ થાય તો અધીરાઈ આવી જતી તે સિવાય ભાગ્યે જ બીજો વિચાર આવતો એ વિષયમા ઘણુ ઘણુ ખેડવાનુ છે એની અમારી બુદ્ધિને ગમ જ નહોતી

ચૂના પાસે રોજ બે ત્રણ કલાક બેસતા હવે એક વિચાર આવ્યા વિના નથી રહેતો કે શુ ધુમાડો ન થાય એવો ચૂલો ન થઈ શકે? આપણા ઉઘાડા ચૂનામા બળતણની ઘણી ગરમી બહાર નીકળી નકામી જાય છે શુ બધી ગરમીનો લાભ મળે અને બળતણમા કરકસર થાય એવો ચૂલો ન હોઈ શકે?

વળી રોજ ત્રણ કલાક સ્વયંપાકને આપતા એ પણ વિચાર આવે છે : આ કામમા જે વખત અપાય છે તેટલો શુ ખરેખર જરૂરનો છે? જે જે ચીજો જે જે રીતે રાધીએ છીએ તે રીતો શુ બરાબર જ છે? બધા શાકોને બાફીમાફીને આપણે નિ સત્ત્વ તો નથી કરી નાખતા? આપણે રસોઈમા અગ્નિ વધારે પડતો તો વાપરતા નથી? આપણે ઊધ વેચીને ઉજાગરા તો નથી કરતા? મહેનત કરીને, વખત ગુમાવીને, લાભ મેળવવાને બદલે ખોરાકના તત્ત્વો ખોઈ બેસતા તો નથી?

ત્રીજી વિચારની દિશા આવી આવે છે—આપણા ખોરાકની વસ્તુઓના ગુણદોષ શા શા છે? શરીરને જરૂરના બધા તત્ત્વો તેમાં મળી રહે છે? અનાજોને દળી ભરડી બાફી રાધીને અને તેમા જાતજાતના મસાલા નાખીને ખાઈએ છીએ તે શુ બરાબર છે? શુ કુદરતે આ બધી ક્રિયાઓ જેમા પોતે જ કરી છે તે ફળો ઉપર વધારે ઊતરવુ યોગ્ય નથી?

સ્વયપાક બુદ્ધિ સહિત જો કરીએ તો તેમાથી કેવી રીતે આપણ અનાયાસે કેળવાતા જઈએ છીએ એની થોડી દિશાઓ જ મે બતાવી છે એ બધા વિચારોમાથી જ કોઈક દિવસ આપણે સાચો રાષ્ટ્રીય ખોરાક ઉપજાવી શકીશુ, જેમા બળ, બુદ્ધિ અને આયુષ્ય વધારનારા બધા તત્ત્વો હોય, છતા દેશમા ગરીબમા ગરીબને તે પદાર્થ મળી શકે જેને તૈયાર કરવામા ઓછામા ઓછો વખત જતો હોય, અગ્નિનો અને મસાલાનો ઓછામા ઓછો ઉપયોગ કરવો પડતો હોય.

વળી કુશળ સ્વયપાકી બનીશુ તો જ આપણી નજર કેવળ ઉપરના સ્વાદ ઉપર ન રહેતા ખોરાકના છુપાયેલા સૂક્ષ્મ સ્વાદો તરફ જશે પહેલા ખોટા ખોટા રગોના ડાઘા કરવા અને પછી તેને દબાવવા બીજા રગોના લપરડા કરવા અને તેને દાબવા વળી ત્રીજા ઘેરા રગો ચોપડવા, એ કઈ કુશળ ચિત્રકારનું કામ નથી તેમ કુશળ સ્વયપાકી થઈને આપણે સૂક્ષ્મ સ્વાદોના પારેખ થઈશુ. મસાલાઓના જાડા સ્વાદોથી એ સૂક્ષ્મ રસોને દાબતા આપણા હાથ ધ્રૂજશે એમ જો સ્વયપાકનુ સાચુ શિક્ષણ લઈશુ તો આપણે સાચા સ્વાદજ્ઞ થઈશુ, અને એનું જ બીજુ નામ સયમ છે એ પણ આપણે શીખીશુ.

અલબત્ત, એક રસોઇયાની જેમ આપણે યાત્રિક રીતે રસોઈ કરીએ તો આમાનુ કઈ પ્રાપ્ત ન થાય આપણે તો કેળવણી સમજીને જ રસોઈ કરીશુ. ઊંડા ઊતરીને, રસ લાવીને, બુદ્ધિ લગાડીને, આત્મા રેડીને સ્વયપાક કરીશુ, અને આ કેળવણી અને એથી પણ ઘણી જ સમૃદ્ધ એવી કેળવણી તેમાથી સપાદન કરીશુ

પ્રવચન ૨૪ સું

# પાવનકારી પરસેવો

આપણે સૌ રોજ સવારે તો નહાઈએ છીએ. પણ સાંજ પડચે નહાવાનુ મન કોને કોને થાય છે એ આજે મારે જાણવું છે.

એમ તો પાણીના શોખીનો કોઈ કોઈ હશો, અને આપણે ત્યાં ગામડાંઓ કરતાં પાણીની છૂટ વધારે રહી—વળી દિવસો પણ ગરમીના રહ્યા, એટલે સાંજે પણ કોઈ કોઈ નહાતા હશો. તેમની આ વાત નથી. આપણે તો એ જાણવું છે કે દિવસે મહેનત મજૂરી કરી કરીને ખૂબ પરસેવો થયો હોય અને તેથી સાંજે જો નહાય નહીં તો મન બેચેન બની જતું હોય એવા આપણામાં કેટલા? કોઈના શરીરમાં બહુ મેદ હોવાથી અથવા કંઈક રોગ હોવાથી અમથો અમથો જ પરસેવો વળતો હોય તેની પણ વાત આપણે કરતા નથી. પરસેવાના રેલા ચાલે એવું સખત કામ દિવસમાં કોણે કર્યું છે? આ આપણો પ્રશ્ન છે

આ પ્રશ્ન જો ગામમા જઈને ખેડૂતોને અને હળપતિઓને ભેગા કરીને પૂછુ તો એકેએક જણ હાથ ઊંચો કરશે. એઓ કદાચ સવારે ન નહાય એમ બને છે, પણ સાંજે તો અચૂક નહાય જ છે તે વિના તેમને ખાવુયે ભાવે નહીં ને ઊંઘ પણ આવે નહીં — એટલા તેઓ પરસેવાથી રેબઝેબ થઈ ગયા હોય છે. પણ આપણે આશ્રમમા સૌ પ્રામાણિકપણે જવાબ આપીશું તો ઘણા હાથ ઊંચા થઈ શકશે એમ હુ માનતો નથી. એટલા પ્રમાણમાં આપણુ આશ્રમનું જીવન હજી કાચુ છે એમ હુ સમજુ છુ. દરિદ્રનારાયણના જીવનમાં અને તેના સેવકોના જીવનમાં હજુ કેટલો મોટો ફરક છે એ આ ઉપરથી આપણે રોજ માપી શકીએ છીએ. દરિદ્રનારાયણ સખ્ત મજૂરીમાં દિવસ વિતાવે છે તેથી સાંજ પડચે પરસેવો પરસેવો થઈ રહે છે, જ્યારે આપણે તેના સેવકો પ્રમાણમાં હળવા કામોમાં દિવસ ગાળીએ છીએ, મોટે ભાગે બેઠાડુ કામમાં ગાળીએ છીએ, તેથી પરસેવાનો અનુભવ બહુ ઓછો પામીએ છીએ.

હાથ ઊંચા કરાવ્યા વિના પણ આ સ્વામી—સેવક વચ્ચેનો ભેદ માપવાના બીજાં ઘણાં ચિહ્નો છે. સ્વામી એટલે ગ્રામવાસીઓના હાથના પંજામાં સખ્ત આંટણો હોય છે, આપણા સેવકોના હાથ પ્રમાણમાં સુંવાળા

હોય છે. સ્વામીનાં કપડાં ઘસાય છે, પરસેવા અને ધૂળના મિશ્રણથી મેલાં થાય છે. સેવકોનાં કપડાં ઉપર આખા દહાડાનાં પગલાં પડી જવા છતાં ઘસારાનાં કે મેલાપણાનાં ચિહ્ન તેના ઉપર જણાતાં નથી. સ્વામી સૂકો રોટલો ખાવા છતાં તેમાંનુ સર્વ તત્ત્વ શોષી શકતો હોવાથી સુદૃઢ શરીર-વાળો છે. સેવક આહારશાસ્ત્રીઓની સલાહ પ્રમાણે ખોરાકમાં જરૂરી તત્ત્વોની બહુ કાળજી રાખતો છતાં શરીરે રેઝીપેંઝી છે. સ્વામી સૂએ કે તરત મીઠી નિંદર આવે છે, સેવકને મોડે સુધી દીવો બાળીને વાચતાં પડચાં રહેવુ પડે છે. આપણુ આશ્રમવાસી સેવકોને આ વર્ણન જેટલા ટકા લાગુ પડતું હોય તેટલા ટકા આપણુ જીવન અધૂરુ છે, આદર્શથી નીચું છે એમ જ જાણવુ જોઈએ.

આપણે આશ્રમમાં ચોવીસ કલાકનો રોજમેળ તો બરાબર રજૂ કરી શકીએ છીએ, તેમાં ખાલી અને નકામો ગણાય તેવો એક પણ કલાક રહેવા ન દેવાની આપણે કાળજી રાખીએ છીએ. જ્યારે આપણે નિદ્રાને ખોળે ન પડચા હોઈએ ત્યારે કંઈક ને કંઈક કાર્યક્રમમાં જોડાયેલા હોઈએ જ છીએ. આટલે સુધી તો ઠીક જ છે. પરંતુ આજનો વિચાર તો એ છે કે ચોવીસ કલાકમાં પરસેવા–ઉતાર મહેનતને ભાગે કેટલો વખત નોધાયો?

એમ તો હુ મારો દિવસ પ્રાર્થનાઓમાં, વર્ગો લેવામાં, કાંતવામાં, વાંચવામાં, લખવામાં, પત્રવ્યવહાર કરવામાં, કાર્યકર્તાઓના સમેલનમાં ભાગ લેવામાં અને સખ્યાકાળે બે ઘડી લટાર મારવામાં ગાળું છુ અને મારી મિનિટે મિનિટ રોકેલી રાખુ છુ. વિદ્યાર્થીઓના કાર્યક્રમમાં ક્યાક ક્યાક ફેર છે. તેઓ કાંતણ, વણાટ વગેરે ઉદ્યોગો શીખવામા વધારે વખત આપે છે. એટલે દરજ્જે મારા જીવન કરતાં તેમનું જીવન કંઈક ઓછુ ખામીવાળું ગણાય. આપણે સૌ પાયખાના–સફાઈ, સ્વયંપાક, ગૌશાળા વગેરે કંઈક ભારે કામોમાં જેટલા કલાકો આપીએ છીએ તે આપણા દિવસ–આલેખનો લાલ પટ્ટો છે. પણ એ પટ્ટો પ્રમાણમાં નાનો જ છે. આપણે સંતોષ માની લેવા જેટલો તો નથી જ. વળી એ કામો કંઈક ભારે તો છે પણ એ બધાં કામો પરસેવા–ઉતાર કામના વર્ગમાં કદાચ નહીં મૂકી શકીએ.

ત્યારે આવું સખત મજૂરીનું કામ કયુ ગણાય, કે જે આપણા જીવનમા ન હોય તો ખામી રહી જાય છે? આવાં કામો ઘણાં હશે, પણ ખેતીવાડીની તોલે એકે નહીં આવે. ખોદવુ, ગોડવુ, નીંદવુ, પાણી સીંચવું, વાઢવું, હળકોશ, ચનાવવા વગેરે — આ કામો કરીએ છીએ ત્યારે આપણને લાગે છે કે આજે આપણે કાંઈક કામ કર્યું. આપણા હાથ અને પગને સાંજ પડતાં ભાન રહે છે કે આજે પોતે નવરા નથી રહ્યા જોર જોરના

શ્વાસોચ્છ્વાસને લીધે તાજી હવા ખૂબ મળવાથી ફેફસાં પણ જાણે ધરાયા હોય એમ અનુભવે છે. હૃદયને પણ તાનમાં આવીને ફરજ બજાવવા મળી તેથી સંતોષ વળ્યો છે. ચામડી આખી આજે જાણે કૂણી કૂણી માખણ જેવી બની ગઈ જણાય છે. પરસેવાનાં ટીપાંથી તેનું દરેકેદરેક છિદ્ર ધોવાઈને સાફ અને ખુલ્લું થઈ ગયું છે.

તે ઉપરાંત ખેતીનાં કામોમાં એક બીજી ખૂબી છે, જે બીજાં મહેનતનાં કામોમાં મળતી નથી. એમ તો ઘરની ઓરડીમાં બેસીને દળીએ કે ચૂલા સામે લાંબો વખત બેસીને સ્વયંપાક કરીએ, એ કામો ભારે અને પરસેવો કાઢે તેવાં છે. અથવા કોઈ કયાંક કારખાનામાં મજૂરીએ જાય છે અને ગાંસડીઓ વહેવાનું કામ કરે છે એ પણ ભારે કામો છે, અને પરસેવો કાઢે તેવાં છે. પણ તે એકે ખેતીને તોલે નહીં આવે.

'સખ્ત મજૂરી' આપણે કહીએ છીએ ત્યારે તેનાં લક્ષણોમાં પરસેવો નીકળે એ એક લક્ષણ છે, અને બીજું તેટલું જ મહત્ત્વનું લક્ષણ એ છે કે આપણામાં ટાઢ, તડકો, વરસાદ, હવા એ બધું ઝીલવાની સહનશક્તિ આવવી જોઈએ. તે માટે તો ખેતીમાં જ અનુકૂળતા છે. ખેતીનાં કામો કરતાં કોઈ કોઈ વાર બપોરના કડક તડકા પણ માથે લેવા પડશે, કોઈ વાર દાંત કડકડે એવી ટાઢ વેઠવી પડશે, તો કોઈ વાર વરસતે વરસાદે રોપણી જેવાં કામો કરવાનાં આવશે. એમ ઋતુઓ હમે અગર ગુસ્સો કરે તે આનંદથી બરદાસ્ત કરીએ અને કશાથી કામ છોડીએ નહીં એવી સહનશક્તિ આપણા શરીરયંત્રમાં કેળવવી એ તો ખેતીકામથી જ શક્ય છે.

આ બે શક્તિઓ — પરસેવા-ઉતાર મહેનતની અને ટાઢ તડકો સમાન ગણીને ખમવાની — ન કેળવીએ તો આપણા જીવનમાં ઘણી ઘણી ખોટ રહી જાય છે. અનેક ઉપયોગી ગુણો આપણે ખીલવી શકતા નથી.

પ્રથમ તો આપણા નિર્વાહ માટે કંઈક સહેલા અને બેઠાડુ ધંધા પસંદ કરવા તરફ જ આપણા મનનું વલણ રહે છે. અત્યારની શાળાઓમાં ભણેલા લોકો કાગળની ધંધા પસંદ કરે છે અને મહેનતથી સદા છેટા જ રહે છે. ખેડૂતના છોકરાને ઘરની ખેતીવાડી હશે તો પણ તેણે પેલી શક્તિઓ ગુમાવી હોવાથી તે કયાંક નોકરી ચાકરી જ શોધવા નીકળે છે. તે ખેતીનું સ્વચ્છ, ખુલ્લી હવાનું અને આરોગ્યકર જીવન છોડી શહેરની કોઈક અંધારી કોટડીમાં રહેવા જવું પસંદ કરે છે. વળી ખેતીનો સ્વતંત્ર ધંધો છોડીને તે પૈસાદાર લોકોના કે ઉપરી અમલદારના હુકમ ઉઠાવતો અને સ્વમાન ખોઈને ઠપકા સાંભળતો થાય છે. પેટ ભરીને સાદું પૌષ્ટિક ભોજન અને તે પચાવી શકે તેવું નીરોગી શરીર ખોઈને તે માંદગી, મેલી હવા અને

મોજશોખવાળા ભોગકનું જીવન પસંદ કરે છે, અને ખોરાકની અવેજીમાં પોશાકના ઠાઠ, નાટકચેટક વગેરે મોજશોખો વધારી પોતાને સુખી માને છે. આમ સાચું સુખ છોડી તે શા માટે દુઃખ તરફ ઘસડાય છે? એટલા જ કારણે કે પરસેવો પાડવાની, ટાઢતડકો સહન કરવાની ટેવ તેણે છોડી દીધી, એનાથી ભડકીને તે નાઠો.

સખ્ત મજૂરીથી કંટાળનાર માણસના મનના વિચારો પણ બગડી જાય છે. તે મહેનતમજૂરીને અને તેના કરનારને હલકા માનતો થાય છે, અને કામ ન કરનારને, લૂગડાને ડાઘો ન પડવા દેનારને ઊંચા માને છે; ગામડાંના ખેડૂતો અને મજૂરો, જેમાંથી પોતે પાક્યા છે, તેઓને નીચાં ગણે છે; પોતાનાં માબાપથી, સગાંથી, પોતાના સાદા ઘરથી અને ગામથી શરમાય છે; અને પૈસો કમાઈ નવરા જીવનનું સુખ મેળવવા ફાંફાં મારતો થાય છે. અને પૈસો કંઈ પ્રામાણિક ધંધો કર્યે કોઈ દિવસ કોઈને મળ્યો છે? એટલે તે કૂડ, કપટ, જૂઠ વગેરેનો આશ્રય કરી પોતાના જીવનને મેલું બનાવી દે છે. જુઓ તો ખરા! મહેનતનો કંટાળો માણસને કેટલો બદલી નાખે છે? તેના જીવનમાં કેટલી બધી રીતે ઝેર ભેળવે છે? એ રસ્તે ચડ્યો તેને સેવાનો તો વિચાર જ શાનો સૂઝે? દરિદ્રનારાયણનો સેવક થવા ખાતર દારિદ્ર્યને વરવાની હિંમત તે ક્યાંથી લાવે? દેશની આઝાદીને ખાતર કુરબાન થવામાંયે તેને રસ ક્યાંથી છૂટે?

તેથી જ આપણે આશ્રમમાં એવી રીતનું જીવન કેળવવા માગીએ છીએ કે આપણને મહેનતમજૂરી કદી કડવાં ન લાગે, પણ આપણને તેમાં અલૌકિક મીઠાશ લાગે, આપણને પરસેવો હલકો ન લાગે પણ ઊંચે ચડાવનારો અને પાવનકારી લાગે. ખેતીકામ વિના આપણી સેવક તરીકેની આ કેળવણી પૂરી કેમ થાય?

પ્રવચન ૨૫ મું

# ખેતીમાં રહેલાં રસાયણો

ગઈ કાલે આપણે પાવનકારી પરસેવાની વાત કરતા હતા. એ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે આપણી આશ્રમકેળવણીની યોજનામાં ખેતીવાડીને આપણે સારા પ્રમાણમાં સ્થાન આપવું કેટલું જરૂરી છે.

આપણે ત્યાં કાંતવા, પીંજવા, વણવાના ઉદ્યોગો આપણે શીખીએ છીએ. એ ખરું છે કે આ કામોને બેઠાડુ કામો નહીં કહી શકાય. તેમાં પરસેવો છૂટે એટલો નહીં તો પણ શરીરશ્રમ ઠીક પ્રમાણમાં છે. વળી તે કામોને આજની આપણા દેશની પરિસ્થિતિમાં રાષ્ટ્રીય મહત્ત્વ પ્રાપ્ત થયું છે. જો આપણે ગ્રામલોકોની સેવા કરવી હોય તો આ મરતા ઉદ્યોગોમાં આપણે પાછા પ્રાણ પૂરવા જોઈશે, અને આપણે પોતે તેમાં નિષ્ણાત ન થઈએ ત્યાં સુધી તે આપણે કેમ પૂરી શકીએ? આપણે સતત વખત આપીને આ ઉદ્યોગો શીખી લેવાની જરૂર છે જ. તેથી આપણા આશ્રમ-શિક્ષણમાં એ ઉદ્યોગોને આપણે સિંહભાગ આપ્યો છે, અને તે યોગ્ય જ કર્યું છે.

પણ તે છતાં આપણે કબૂલ કરવું પડશે કે ગઈ કાલે પરસેવા–ઉતાર મહેનત અને ટાઢતડકો સહન કરવો એના ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો તેમાંથી આપણે માફી મેળવી શકીએ તેમ નથી. ટાઢે છાંયડે બેઠા રહી ચોપડી વાંચ્યાં કરે, લખ્યાં કરે, તાર ટપાલ કર્યાં કરે, દુકાને બેસી વેપાર કર્યાં કરે એના કરતાં આપણા આ ઉદ્યોગોમાં કેળવણી જરૂર વધારે છે. છતાં કાંતવામાં શું કે વણવામાં શું, આપણને લાંબો વખત પગ વાળીને બેસવું પડે છે, અને તે ટાઢે છાંયડે બેસવાનું હોય છે. તેથી શરીરને સાજુંતાજું અને સુદૃઢ રાખવા ખાતર પણ આપણે તે ઉદ્યોગોની સાથે પરસેવો છૂટે એવી કોઈક મહેનતની જોડ આપવી જ જોઈએ.

આપણે રાષ્ટ્રીય ઉદ્યોગો કરીએ તે છતાં સખ્ત મજૂરીનો કંટાળો આપણામાં પેસી ન જાય એ માટે આપણે પણ જાગૃત રહેવું જરૂરનું છે. આજે તો આપણે તાજા ઉત્સાહમાં છીએ, આશ્રમના સુંદર વાતાવરણમાં છીએ તેથી મનને માંદું પડવા ન દઈએ એ બનવા જોગ છે. પણ જો મજૂરીનો રસ કેળવીએ નહીં તો આપણે પણ જોખમમાંથી મુક્ત છીએ એમ ખાતરીથી માનવું વધારે પડતું છે.

માનો કે દેશની લડત લડતાં આપણે ભાગે જેલ આવી. ત્યાં સખત મજૂરી કરવાની આવી. આપણે જો માત્ર પત્તાંકી વાળી કાંતવા સિવાય કોઈ આકરી મજૂરીનો અભ્યાસ રાખ્યો નહીં હોય, તો જેલની ચક્કીની ઉપાસના વખતે આપણું મન કેવું થશે? આપણી દેશભક્તિનાં અને સ્વમાનનાં મૂળિયાં ઊંડાં હશે તો આપણે પાછા નહીં હઠીએ અને શરીર ટૂટવા છતાં ચક્કી નહીં છોડીએ એ બનવાજોગ છે, અને બને તો આપણા ઉપર ઈશ્વરની મોટી કૃપા છે એમ સમજવું. પણ શું વધારે સભવ એ નથી કે મજૂરીની ટેવ વગરનાં આપણાં હાડકાં તે વખતે કળવા મંડશે, આપણા મનને ધીમે ધીમે ઢીલું પાડશે, અને ઢીલુ મન આપણને કામમાંથી છટકવાના, અને સત્યાગ્રહીને ન શોભે એવા માર્ગો સુઝાડવા લાગશે? કાં તો આપણે અમલદારો પાસે વાકું મોં કરીને પામરતા જાહેર કરીશું, લાગ મળશે તો આપણું કામ બીજા પાસે કરાવવાનો પ્રયત્ન કરીશું કે મુકાદમમા દયા ઉપજાવી ખોટી નોંધ કરે એવી યુક્તિ કાઢીશુ અને પડવા માંડેલુ મન ક્યાં જઈને અટકશે તે કોણ કહી શકે? કદાચ જેલ જ આપણને ખાવા ધાશે. ગ્રામસેવા કરતાં જેલનુ જોખમ હોય તેથી કદાચ આપણે ગ્રામસેવાને જ સમૂળગી તિલાંજલિ આપીશું અને પછી તો ધીમે ધીમે આપણી સાળ પણ ખડશે, રેંટિયો વખતે માળિયે ચડશે અને કદાચ શરીર ઉપરથી ખાદી પણ ઊતરી જશે પાવનકારી પરસેવાની ટેવ ન નાખવામા આ કેટલું ભયંકર જોખમ છે?

બીજી કલ્પના કરો. ખાડામાં પગ રાખીને આપણે વણ્યાં કરીએ છીએ અથવા પગ બાંધીને કાંત્યાં જ કરીએ છીએ અને પરસેવો પાડવાની ટેવ તજી બેઠા છીએ. લાંબો વખત એવુ જીવન ગાળીએ તો શરીર નાજુક અને નબળું બની જાય એ કંઈ માત્ર કલ્પનાની જ વાત નથી. સાજા રહીએ તો જ નવાઈની વાત માનવી જોઈએ. આપણે અનેક મોહ અને આકર્ષણો તજીને, સગાવહાલાની ઉપરવટ જઈને માંડ માંડ સેવા તરફ વળ્યાં હોઈએ છીએ. એમાં શરીર સાજું ન રહે માંદગીથી નમળા પડેલા મનને તે વખતે ગામડાનુ જીવન અસહ્ય લાગવા માંડશે. ત્યા દાકતરો અને ઇસ્પિતાલોની સગવડ હોય નહીં. માંદા માણસને ખર્ચ પણ વધારે કરવો પડે તે ગામડાના જીવનમા બની ન શકે એમાથી જ એક દિવસ નબળાઈની ક્ષણમાં ગામડાને છેલ્લી સલામ કરી, રેંટિયો બગલમા મારી ચાલી નીકળીએ એ શું બહુ જ બનવાજોગ નથી? આમાં શુ તમને અતિશયોક્તિ લાગે છે?

વળી મનની ગતિ તો મહા વક્ર હોય છે. નબળું મન આપણી આખી શ્રદ્ધાને પણ ઉથલાવી નાખી શકે છે, આપણા આખા ધ્યેયમાં જ પરિવર્તન કરી નાખી શકે છે સખ્ત પરિશ્રમનો સ્વાદ સમજતા આપણે શીખ્યા

ન હોઈએ, તેમાંથી મન તેવા પરિશ્રમને દુઃખ માનતું થાય, તેમાંથી કોઈ પણ ઉપાયે છૂટવું એ જ માનવ જીવનનું ધ્યેય માનતું થાય, યંત્રો જ માણસને એ દુઃખમાંથી બચાવશે એવી માન્યતા બંધાવા લાગે, રેંટિયો સાળ ધીમાં ને નકામાં લાગે, રાક્ષસી કારખાનાંઓનો મોહ જાગે. જે માર્ગે છેલ્લાં બસો વર્ષથી ચાલીને માણસ મહા આફતમાં ઘેરાઈ ગયો છે તેમાંથી દુનિયાને છોડાવવા રેંટિયો અને ગ્રામસેવાનો અવતાર થયો છે એમ આપણને શ્રદ્ધા બંધાઈ હતી, તે આમ ધસી પડે. પરસેવાનો સ્વાદ લેવા જેટલું બળ ન કેળવવામાં આ રીતે આપણી આધારભૂત શ્રદ્ધા જ નાશ પામે છે. કેટલું ભયંકર જોખમ!

આ બધી ખાલી કલ્પનાઓ જ છે એમ ન માનશો. આવા ખરેખરા દાખલાઓ બનેલા છે. અને ઘણાં જીવનો આપણા જેટલાં જ ઉત્સાહથી સેવાને રસ્તે ચડેલાં તે છેવટે નાસીપાસીમાં પાછાં પડ્યાં છે. તેથી આશ્રમની કેળવણીમાં જો આપણે સખત મજૂરી અને ટાઢતડકો ખમવાની શકિત કેળવીએ નહીં, તેમાં રહેલો રસ લૂંટવા જેટલા મજબૂત તનમનના થઈએ નહીં, તો આપણી કેળવણી માથા વિનાના ધડ જેવી જ થઈ જાય. આપણે ક્યાં માત્ર વાંચવા લખવામાં પડ્યા રહીએ છીએ? આપણે તો ઉદ્યોગો કરીએ છીએ, અને તે કાંતણવણાટ જેવા રાષ્ટ્રીય ઉદ્યોગો છે, એવી સમજથી આપણે ભુલાવામાં રહીં જઈએ અને પરસેવા-ઉતાર મહેનત તરફ બેદરકારી રાખીએ એ આપણે માટે મોટું જોખમ છે.

આ વિચાર જેઓ સમાજમાં અનેક ઉપયોગી ધંધાઓ કરનારા છે તેમણે પણ ધ્યાનમાં લેવા જેવો છે. આપણે જોઈએ છીએ કે દરજીઓ અને મોચીઓની બરડાની કરોડ વાંકી વળી જાય છે, વણકરોની હાથપગની માંસપેશીઓ પહેલદાર થતી નથી, ઘાંચીઓ અને કંદોઈ લોકોની ફાંદ વધી જાય છે; સુથારોની છાતી બેડોળ હોય છે, અને સોનીઓની આંખો કોડા જેવી થવા ઉપરાંત તેમનાં શરીરો કોકડાં જેવાં વળી જાય છે.

હવે આમ જોઈએ તો આ બધા કારીગરો ગ્રામજીવનમાં ઉપયોગી કામ કરનારા છે. તેઓ આળસુ છે અથવા બેહાડુ છે એવા આક્ષેપો આપણે નહીં કરી શકીએ. પરંતુ તેમનાં કામોમાં તેમને પરસેવો અને ટાઢતડકાની સહનશક્તિરૂપી એ રસાયણોનો લાભ મળતો નથી. તેમને એ ખામીનું ભાન હોતું નથી, પણ તેથી કાંઈ શરીર ઉપર અસર પહોંચ્યા વિના રહે? એ લોકોએ પણ પોતાના ધંધાઓની સાથે આપણી જેમ ખેતી જેવાં ભારે મહેનતનાં કામોની જોડ આપવી જરૂરી છે.

ગામડાના ધધાઓમા કેટલાક ધધાઓ એવા છે ખરા કે જેમા આ મે રસાયણો પોતાની મેળે મળી રહે છે કુભારનો ધધો તેવો છે એનુ કામ માટી ઉથામવાનું, જેથી પરસેવો નીકળે તેવુ રહ્યુ તે અગે તેને વગડામા ઘૂમવુ પડે, ઘેર ચાકડો ચલાવે ત્યા પણ તેનો પથારો ખૂબ જ પહોળો હોઈને તેને વિશાળ સ્થળમા રહેવાનો લાભ મળે છે બીજો તેવો ધધો રબારી ભરવાડનો ઢોર ચારવા માટે તેમને વગડામા લાબો લાબો પથ કરવાનો અને ખુલી હવામા રહેવાનું વળી રહેવાનુ સ્થળ તેને પણ વિશાળ જોઈએ કામ પણ સારી પેઠે મહેનતનુ તેને તો વળી દૂધ દહીનો લાભ પણ વધારામા કુભારો તેમ જ ભરવાડોના શરીર ઉપર એ રસાયણોની સુંદર અસર સ્પષ્ટ જોવા મળે છે તેઓ ખેતીના કામ ન કરે તો ચાલે પણ બીજા ધધાવાળાઓએ તો તે વિના ન જ ચલાવવુ જોઈએ

પરતુ સૌને ખેતીનું કામ મેળવવામા મુશ્કેલીઓ ઘણી છ, એ કબૂલ કરવુ જોઈએ આપણા આશ્રમમા આપણી પાસે પૂરતી જમીન છે એ એક મોટી અનુકૂળતા છે આવા બધા આશ્રમોને તેમ જ ગામડાના બધા ધધાદારીઓને પોતાની જમીન ન હોય એ બનવા જોગ છે આવા સજોગોમા પડોશીઓ કે ઓળખીતાઓની જમીનમા જઈને કામ કરીએ એ સરસ ઉપાય છે

પણ તેમ કરવામા વખત ઠીક પ્રમાણમા આપવો પડે, અને બધા ધધાદારીઓને એમ વખત આપવાની સગવડ હોય નહિ એ બનવા જોગ છ આપણે આશ્રમમા પણ વિદ્યાર્થીવર્ગને તો ખેતીવાડીનો ઉદ્યોગ અભ્યાસક્રમમા જ આપણે મૂકયો એટલે મુશ્કેલી ન રહી પણ જેઓ ખાદી કાર્યાલય ચલાવે છે અથવા જેઓ ધધા અર્થે વણાટ કરે છે તેઓને રોજ ખેતીમા આપવાનો વખત કાઢવો શકય થતો નથી હું પોતે તો માનું કે ખેતીમા રહેલા રસાયણોને ખાતર તેમણે પણ તેવો વખત કાઢવો જ જોઈએ અને આગ્રહ રાખે તો જરૂર કાઢી શકે તેથી એમનુ ધધાનું કામ ઓછુ ન થાય પણ ઉત્સાહ, ઉમગ ચપળતા સૂઝ વગેરે વધવાથી કામ વધારે જ થાય અને વધારે રસથી થાય.

છતા તેમના જેવાઓ, જે ખેતીના કામ ન મેળવી શકે તેમને માટે ખામી પૂરવાનો બીજો ઉપાય વ્યાયામનો છે દડ બેઠક, મગદળ, વગેરે મહેનત કરવી અને ખુલ્લામા ફરવુ, દોડવુ એનાથી ખેતીની અવેજી કઈક અશે પૂરી શકાય નિશાળોમા ભણતા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને બેઠાડુ ધધાઓ કરનાર બીજાઓમા કોઈ કોઈ નિયમિતપણે નક્કી આવા વ્યાયામો કરીને પોતાના શરીર પાતળા પરંતુ કસદાર અને મજબૂત રાખી શકે છ

વ્યાયામથી થોડા વખતમાં જોઈતી મહેનત મળી જાય, ઘેર બેઠાં પોતાના ઘરના ખુલ્લા ચોકમાં કે ખુલ્લી અગાશીમાં તે થઈ શકે એ મોટી સગવડ છે, એમાં શંકા નથી. સમજપૂર્વક તે કરવામાં આવે, પોતાના ધંધાઓમાં જે અંગોને ભાગે શ્રમ ન આવતો હોય તે અંગોને શ્રમ મળી રહે એ રીતે તેની યોજના કરી હોય, તો શરીરની દૃષ્ટિએ તો વ્યાયામ આપણી ગરજ સારી શકે છે.

પરંતુ ખેતી કરતાં જીવનની દૃષ્ટિએ અત્યંત કીમતી એવા જે બીજા લાભો મળે છે તે લૂખા વ્યાયામમાં ક્યાંથી મળે?

ખેતી કરતાં આપણને વ્યાયામ મળવાના આનંદ સાથે કંઈક ઉપયોગી કામ કર્યાનો સંતોષ મળે છે, પ્રામાણિક મહેનત કરીને રોટલો કમાયાનો ઉલ્લાસ આવે છે. વ્યાયામમાં કસરત થાય, પણ આ ઉલ્લાસ કંઈ મળી શકે?

બીજું, ખેતરમાં કામ કરવા જઈએ ત્યાં સાથે કામ કરતાં અન્ય ખેડૂત ભાઈબહેનો સાથે આપણે એકતા અનુભવીએ, તેમનામાં રહેલા અનેક સૂક્ષ્મ ગુણો આપણે પિછાણતા થઈએ, તેઓ અભણ હોવાથી દરેક રીતે જડ છે એવા વહેમમાંથી આપણે ઊગરી જઈએ — આ અનુભવ ઘેર રહી કસરત કરનારને ક્યાંથી મળવાનો? તે શરીરે મજબૂત થશે, પણ લોકોથી તો અતડો જ રહ્યા કરશે.

ત્રીજું, વ્યાયામથી શરીર મજબૂત બનાવવાનો ટૂંકો રસ્તો લેનારના મગજમાંથી મહેનતનું કામ હલકું એ ખ્યાલ ભાગ્યે જ નીકળી જાય છે. તે દંડ બેઠક ગમે તેટલાં કરશે, પણ પોટલું કે પેટી ઉપાડીને જવાનો પ્રસંગ આવશે ત્યારે મજૂરની શોધ કરવા દોડશે. તેના શરીરમાં તાકાત નથી એમ નથી, પણ ભાર ઉપાડવો એ તે પોતાના દરજ્જા માટે હલકુ માને છે. ખેતીવાડીમાં રોજ મહેનતુ લોકોની જોડે કામ કરતા હોઈએ તો એ ભલા .મહેનતુ લોકોના સહવાસથી તેઓનો સ્વભાવ આપણામાં દાખલ થવાનો પૂરો સંભવ રહે છે.

આ બધાં પરિણામો જોતા ક્યાં ખેતીનું કામ અને ક્યાં કૃત્રિમ વ્યાયામ? ખરેખર એ બેની સરખામણી જ થઈ શકે તેમ નથી. એકમાં માત્ર મહેનત અને શરીરનું ઘડતર છે, જ્યારે બીજામા જીવનનુ સર્વાંગીણ ઘડતર છે.

આમ છતાં વ્યાયામની નિંદા કરવાનો આપણો આશય નથી. તમે જાણો છો કે આપણા કાર્યક્રમમાં ખેતીવાડી અને બીજાં ભારે કામોને પૂરતું સ્થાન આપણે આપ્યુ છે, છતાં આપણે અમુક પ્રકારનો વ્યાયામ પણ નિયમિત કરીએ છીએ. ખેડૂતોએ પણ કંઈક વ્યાયામો આપણી જેમ કરવા

જોઈએ એમ આપણે માનીએ છીએ. તેઓનાં શરીરો તેમના ધંધાને પરિણામે મજબૂત તો થાય છે, પણ ઘણી વાર તેમાં મહત્ત્વની ખામીઓ રહી જાય છે. દાખલા તરીકે, મજબૂત ખેડૂતોને ટટ્ટાર ઊભા રહેતાં અને બેસતાં, સમાન પગલાંથી લથડયા વિના ચાલતાં કે દોડતાં, સફાઈથી કૂદતાં અને ચપળતાથી હરતાં ફરતા નહીં આવડે. કવાયતની તાલીમ તેમણે લીધી નથી તેથી જ એ ખામી રહી જાય છે. શ્વાસ નિયમિત ઊંડા લેવા અને લાંબો વખત રૂંધવા એ પણ તેમનાથી નહીં બને. પ્રાણાયામની તાલીમ લીધા વિનો ફેફસાંઓ નિયમિત ઘાટદાર અને બળવાન કેમ બને?

હવે તમે સમજશો કે આપણે કાંતવા વણવાના રાષ્ટ્રીય ઉદ્યોગો કરતા હોઈએ તો પણ ખેતીવાડીનાં પવિત્ર રસાયણો વિના આપણું જીવન ખામીવાળું જ રહી જાય એમ આપણે માનીએ છીએ. આપણે વ્યાયામ તો કરીએ છીએ પણ તે ખેતી કામની અવેજમાં આપણે ગણી ન શકીએ. વ્યાયામ તો ખેતીકામમાં પણ જે મહત્ત્વની તાલીમ મળવાની રહી જાય છે તેની પૂર્તિ અર્થે આપણે કરીએ છીએ. પોતપોતાનાં ધંધાને લગતા ઉદ્યોગો, વત્તા ખેતી, વત્તા કસરત કવાયત—એ ત્રણનો મેળ કરીએ ત્યારે જ કેળવણી પૂરી થાય.

### પ્રવચન ૨૧ મું

# ફરજિયાત ખાદીનો નિયમ

આશ્રમમાં નવા આવનારાઓ એટલું તો જાણે જ છે કે આશ્રમમાં ખાદી સિવાયનાં કપડાં વાપરવાં એ ન શોભે. તેથી તેઓ દાખલ થતાં પહેલાં ખાદીનાં કપડાં કરાવી લેવાની કાળજી રાખે છે. તમે પણ તેવી કાળજી રાખી છે. એ માટે તમારો આભાર માનું છું. ખરેખર અમારે માટે તો આ બાબત આભાર માનવા જેવી જ છે.

ખાદીનાં કપડાં પહેરનારને જ આશ્રમમાં દાખલ કરવો એવો આપણો નિયમ છે ખરો, પણ કોઈ તેવાં કપડાં પહેર્યા વિના આવી ચઢે તો આપણે આશ્રમનાં દ્વાર વાસી દઈએ એમ તમે ધારો છો શું? એમ કેમ બને? આશ્રમમાં આવવાની જેની ભાવના થઈ તેને ધક્કો મારવાની કોની હિંમત ચાલે? હૃદયમાં ભાવના જન્મી તે ક્ષણે જ તેણે સૂક્ષ્મ અદૃશ્ય 'ખાદી તો પહેરી જ ને? દેખાતી ખાદી મેળવવામાં તેને કંઈક અડચણો નડતી હશે. કદાચ તેની સ્થિતિ તાત્કાલિક પૈસા ખર્ચી ખાદી ખરીદી શકે તેવી નહીં હોય. કદાચ તે માબાપની નારાજી વહોરીને આશ્રમમાં આવી પહોંચ્યો હશે અને તેથી ખાદીનો જોગ ખાધો નહીં હોય.

કોઈક વાર એવા પરાક્રમી વીરો પણ આપણે ત્યાં આવી ચઢે છે ખરા કે જેઓ આશ્રમમાં જવું છે એવો વિચાર આવ્યો કે તે જ ક્ષણે દોડવા મંડતા નથી, પણ તે ક્ષણથી આશ્રમમાં શોભવા લાયકની પૂર્વતૈયારી કરવા મંડે છે. કોઈ ખાવાપીવામાં સાદાઈની ટેવ પાડવા માંડે છે. કોઈ કુસંગને લીધે વ્યસનમાં ચડેલા હોય છે તે વ્યસન છોડી દે છે. કોઈ મહેનતુ જીવનની ટેવ પાડવા મંડે છે. કોઈ રેંટિયો શીખી લે છે અને પોતાની ખાદી વણાવી તેનાં કપડાં કરી લે છે. તેઓ આશ્રમમાં આવતાં પહેલાં ઘેર જ પોતાની સમજણ પ્રમાણેનો આશ્રમ જમાવી દે છે. આવાઓ તો આશ્રમમાં આવે છે તેવા જ દૂધમાં દૂધ ભળે તેમ ભળી જાય છે. તેઓ આશ્રમમાં શોભે છે, એટલું જ નહીં પણ આશ્રમનેયે શોભાવે છે.

પણ એવા વિરલાઓ તો ક્વચિત જ આવી ચડે. સામાન્ય રીતે તૈયાર ખાદી પહેરીને કોણ આવી શકે? કાં તો જેમનાં માતાપિતા ખાદીનાં આગ્રહી હોય તેઓ, કાં તો જેમની પાસે ખાદી ખરીદવાના પૈસાની છૂટ હોય તેઓ.

હવે તમે જુઓ છો કે આપણો નિયમ ખાદી પહેરનારને દાખલ કરવાનો છે, પણ તે નિયમ એવો નથી કે ખાદીધારી માબાપોનાં છોકરાઓને જ દાખલ કરવાં અથવા ખાદી ખરીદવાના તાકડા જેમની પાસે હોય તેમને જ રાખવા. એમ છતાં જો તમે સર્વ ખાદીની સગવડ અગાઉથી કરીને આવ્યા છો તો મારે તમને આભારના હકદાર ગણવા જ જોઈએ ને?

તમે સૌ તો માતૃભૂમિ ઉપર ભક્તિભાવના ધરાવો છો, અને આશ્રમનું બધું, સારું જ હોય એવી શ્રદ્ધાવાળા છો. પણ આજકાલનો પવન એવો વાય છે કે ઘણાઓ ફરજિયાત નિયમોનું નામ સાંભળીને ભડકે છે. જે સંસ્થાઓ પોતાની અંદર રહેનારાઓ ઉપર જાતજાતના નિયમો લાદે તે તેમને ઝેર જેવી લાગે છે. અને આપણે ત્યાં તો ડગલે ને પગલે નિયમોનું સામ્રાજ્ય છે! ઊઠવું તેય નિયમે ને બેસવું તેય નિયમે. કામ કરવાં તેય નિયમે અને સૂવું તેય નિયમે. ખાવું પીવું નિયમે ને કપડાં પહેરવાં તેય નિયમે! આ જુલમ કેમ સહન થાય?

આવી રીતે નિયમો અને ફરજોનું નામ સાંભળીને ભડકે તેમને મશ્કરીમાં ઉડાવવાનું મને બહુ મન નથી થતું. મને તો તેમને માટે કંઈક સહાનુભૂતિ પણ રહે છે. આપણને આ દેશમાં પારકા રાજ્યના નિયમો અને કાયદાઓને માથું ઝુકાવતાં કેટલું આકરું લાગે છે? તે આપણા જીવનને ગૂંગળાવી રહ્યા છે અને તેમાંથી છૂટવા આપણે વર્ષોથી તરફડિયાં મારી રહ્યાં છીએ. કોઈ પણ વસ્તુ કોઈ આપણી પાસે ફરજિયાત કરાવે, આપણી ઇચ્છા ન હોવા છતાં ધાકધમકીથી કે આપણી નબળાઈનો લાભ લઈને કરાવે તે આપણને માથાના ઘા જેવી લાગવી જોઈએ. અને સારી વાત હોય તે પણ જો આપણી ઇચ્છાની ઉપરવટ આપણા ઉપર લાદવામાં આવતી હોય તો આપણે તેની સામે શીંગડાં માંડવાં જોઈએ. 'વંદેમાતરમ્' મંત્ર આપણને કેટલો પ્રિય છે? છતાં કોઈ એવી ફરજ પાડવા આવે કે 'વંદેમાતરમ્' બોલ, નહીં તો તને કેદમાં પૂરવામાં આવશે, તો સ્વમાની મનુષ્ય તરીકે આપણે એ મંત્ર બોલવાની પણ ના જ પાડીએ. ઈશ્વરનું ભજન ગાવું આપણને પ્રિય છે, પણ જો કોઈ એવી ફરજ પાડવા આવે કે ભજન ગા, નહીં તો તારું માથું ઉડાવવામાં આવશે; તો સાચા ભક્ત તરીકે આપણે એ હુકમ માનવાનો ઇન્કાર જ કરવો જોઈએ. તેથી ખાદીનાં વસ્ત્ર આપણને પ્રિય છે, છતાં કોઈ એવી ફરજ પાડવા આવે કે ખાદી પહેર, નહીં તો તને અંગૂઠા પકડાવવામાં આવશે, તો તેની આપેલી ખાદીને આપણે અડવું પણ ન જોઈએ.

પરતુ નિયમ નિયમમા ફેર છે. નિયમનું નામ સાભળીને ભડકવું જરા પણ યોગ્ય નથી પારકો તેના નિયમો આપણે માથે પરાણે લાદે અને આપણે જાતે આપણી સગવડ ખાતર, આપણી કેળવણી ખાતર, નિયમો ઘડી લઈએ એ બેને સરખા કેમ કહેવાય? જુલમગાર રાજ્ય પોતાના કાયદા આપણી પાસે ધાકધમકીથી પળાવે, અને આપણી પોતાની સસ્થા પ્રગતિના હેતુથી આપણે માટે કાયદા ઘડે તે બેને સરખા કેમ ગણાય? જુલમી તો આપણુ માનખડન કરવા કાયદા પળાવે છે, જ્યારે પોતાની સસ્થાનો તો આપણુ કલ્યાણ થાય એ જ હેતુ હોય છે

આશ્રમના નિયમોને આપણે જુલમના ફરજિયાત કાયદાઓની હરોળમા મૂકી શકીએ એમ તમે માની શકો છો શુ? એ નિયમો તો આપણી પોતાની કેળવણી માટે રચવામા આવ્યા છે, સેવકો તરીકેની આપણી લાયકાત વધે, આપણુ જીવન પ્રાણવાન થાય, એ હેતુથી ઘડેલા છે એવી કેળવણી લેવાની આપણને અતરની ઇચ્છા છે, તેથી આપણને તો એ નિયમો એ નિયમો જેવા લાગી જ ન શકે આપણને તે બધનરૂપ લાગી જ ન શકે ભૂખ્યાને ભોજન લેવુ એ શુ ભારરૂપ લાગે છે કે? તદુરસ્ત માણસને શ્રમ કરવો શુ કદી દુખદાયક લાગે છે કે? સેવાભાવીને સેવા કરવી એ શુ કદી જુલનરૂર લાગે છે કે? વિદ્યાની ઇચ્છાવાળાને વિદ્યાનુ સેવન એ બધન રૂપ નથી, પણ રસનો વિષય છે આપણને પણ સેવાજીવનને માટે તૈયારી કરવાની તાલાવેલી લાગી હોવાથી તે માટેની સર્વ કેળવણીમા આપણને રસ જ પડે છે આશ્રમના નિયમો એવી કેળવણીના ઉત્તમ સાધનો છે એવી શ્રદ્ધાથી આપણે અહી ભેગા મળેલા હોવાથી એ નિયમો આપણને બધનરૂપ કે જુલમરૂપ કેમ લાગી શકે?

હા, આપણને એ રીતે જીવન ગાળવાની આ પહેલા તક મળી નથી તેથી એ નિયમો આપણને કઠિન લાગશે પણ કઠિન ન હોય એ કેળવણી કેમ બને? કઠિન તે બધુ કઈ દુખ નથી ખરો રસ તો કઠિનાઈ સાથે ઝૂઝીએ તેમા જ છે ને? શૂરાને દુશ્મન સામો ચડી આવેલો જોઈને ગભરાટ થતો નથી તેને તો તેવા પ્રસગે સાચુ શૂરાતન છૂટે છે

ખાદી પહેરવાનો આશ્રમનો નિયમ — એને તમે નિયમનુ નામ જ ન આપો એ તો ખરી રીતે આપણા મનમા જે વિચાર ગત દિવસ રમી રહ્યો હતો તે પ્રમાણે વર્તવાની હવે આપણને તક આપે છે તેને નિયમનુ નામ આપવુ એ અવળી ભાષા જેવુ જ ગણવુ જોઈએ ફરજિયાત નિયમ એટલે કે આપણુ માનભગ કરનારો નિયમ તો ત્યારે કહેવાય, જો કોઈ સસ્થા આપણને એવો હુકમ કરે કે ખાદી પહેરીને આવો તો જ અમારે

ત્યાં તમને દાખલ કરવામાં આવશે ખાદી પહેરીને આવશે તેને નોકરીમાં દાખલ કરવામાં નહીં આવે એવો નિયમ કોઈ કોઈ વહનાર વેપારીઓ પહેલાં કરતા. તેવાની નોકરી, તેવાનો નિયમ આપણે ઠોકરે મારીશું. ખાદી પહેરીને આવે તેને કોર્ટ કચેરીમાં સરકાર તરફથી પહેલાં મનાઈ કરવામાં આવતી. એનો એવો નિયમ માની તેની કચેરીમાં ચડવું એ નાક કપાવવા સમું આપણને જરૂર લાગે.

આપણા, આશ્રમનો ખાદીનો ફરજિયાત નિયમ આ અર્થમા નથી ફરજરૂપ કે નથી બધનરૂપ. આપણને સૌને ખાદી ઉપર પ્રેમ છે જ. ખાદીનું સૂતર તમે જાતે અથવા તમારા સગાં વહાલાંઓએ કાંત્યુ હશે તો તો તે તમને પ્રિય હોય એ સ્વાભાવિક છે. કાં તો તમારી ખાદીનું સૂતર દેશનાં કોઈ પણ ગામમાં તમારાં ગરીબ બહેનો કે ભાઈઓએ કાંત્યુ હશે. એમના તો તમારે સેવક બનવુ છે. તમારી ખાદી માટે મહેનત કરનાર એ ભાઈ બહેનોને તમે ઓળખતા નથી, તેઓ કયા ગામમાં અને કઈ ઝૂપડીમાં રહેતાં હશે એ તમે જાણતા નથી, પણ એમણે તમારે ખાતર શ્રમ કર્યો છે, અને તમે એમની બનાવેલી ખાદી પહેરીને એમને અદશ્ય રીતે તમારી મદદ પહોંચાડી શકો છો. આમ વિચારતા આ ખાદી તમારે માટે ઘણી જ પવિત્ર વસ્તુ બની જાય છે, એ પહેરીને તમારા હૃદયમા દેશભક્તિ ઊછળે છે. આમ જોતાં તમને આશ્રમનો ફરજિયાત ખાદીનો નિયમ બધનરૂપ નહીં પણ પરમ ઉપકારક લાગશે.

પરતુ ખાદીના નિયમ ઉપર તમને આ પ્રમાણે પ્રેમ ઊપજવો સહેલો છે, તેવો જ પ્રેમ આપણા બીજા નાના મોટા નિયમો માટે ઊપજશે? ખાદી પાછળ તો એક હૃદયને ગમી જાય એવી પવિત્ર ભાવના રહેલી છે. બધા નિયમો પાછળ એવુ હોય જ એવુ હમેશા હોતું નથી. ખાદી પહેરવી એટલુ તો તમે તરત સ્વીકારો, પણ તે અમુક રીતે જ સૌ આશ્રમવાસીઓ પહેરીએ એવો નિયમ તમને કેવો લાગે? ધારો કે આપણો એવો નિયમ હોય કે આપણે ત્યાં સૌએ સફેદ ખાદીના જ કપડા પહેરવાં. તમને કોઈને રગીન અને ભાતભાતની ખાદી પહેરવાની ઇચ્છા હશે. ટોપી, ધોતિયાં, ચડ્ડી કે પાયજામાની મનપસદ ફેશનો કરવી તમને ગમતી હશે. તમારો આ મોહ જો બહુ પ્રબળ હશે તો તમને ઉપરનો નિયમ બહુ જ આકરો લાગશે, પણ આવા પ્રસગે તમને એક બીજી ભાવના સમજીને હૃદયમાં ઉતારવાનુ હુ સૂચવુ આપણો આશ્રમ એક જીવવાળી સંસ્થા હોવી જોઈએ એવી ભાવના તમને પ્રિય નથી શુ? આપણે સૌ પોતપોતાની મનગમતી ઢબે પોશાક કરીએ તે કરતાં આશ્રમે માન્ય કરેલી પદ્ધતિએ જ કરીએ

તો તેની અસર કેવી થાય એનો વિચાર કરો. આપણે જુદા જુદા વિચારના અને જેને જેમ ફાવે તેમ ચાલનાર લોકોનો ઢગલો નથી, પણ અનેક હાથપગવાળો એક આશ્રમપુરુષ છીએ એવું શું આપણને નહીં લાગે? ખરેખર એ વિચાર આપણા હૃદયમાં ભારે આનંદ અને બળ પ્રેરનારો નીવડી શકે તેમ છે.

અલબત્ત, આવું તો જ લાગે જો આશ્રમ માટે આપણને ઊંડી લાગણી હોય, જો આપણને તેની દરેક વસ્તુ, તેની ભૂમિ, તેનાં ઝાડપાન, તેનાં માણસો એ સર્વ ઉપર પ્રેમ હોય, જો આપણને તેના કાર્યક્રમો, તેની કેળવણી, તેના નિયમો, તેનો ગણવેશ એ સર્વ માટે ભારે મમતા હોય.

આશ્રમના ફરજિયાત નિયમોને પ્રિય કરી લેવામાં એક બીજો વિચાર પણ આપણને મદદરૂપ થઈ શકે છે. તમે આશ્રમમાં હજુ નવા છો તેથી તમારી પાસે તો જે કંઈ નિયમો છે તે તૈયાર રાંધેલા ઘડેલા એવા જ રજૂ થાય છે. પણ એમ સમજો કે તમારે પોતાને ભાગે નિયમો ઘડી લેવાનું કામ આવ્યું છે. આશ્રમનું શિક્ષણ હજુ તમારા લોહીમાં ભળી ગયું છે એવો દાવો તો તમે કરી નહીં શકો, છતાં હું ખાતરીથી માનું છું કે તમે આશ્રમને પોષક એવા જ નિયમો ઘડશો. તમને વહેલા ઊઠવું હજુ આકરું પડતું હશે, છતાં જો તમે ઊઠવા સંબંધી નિયમ ઘડવા બેસો તો બ્રાહ્મ-મુહૂર્તમાં ઊઠવાનો જ નિયમ ઘડશો. ખાવાપીવામાં તમને તીખા તમતમતાનો અને મીઠાઈઓનો શોખ હશે, છતાં તમે નિયમ ઘડવા બેસશો તો સાદા ભોજનનો જ નિયમ ઘડવાના તેમ કપડાં સંબંધમાં પણ તમે અમારી જેમ ખાદીનાં સાદાં અને સફેદ કપડાંનો જ નિયમ ઘડશો.

એમ કેમ? તમારા વ્યક્તિગત શોખ શું એકદમ જિતાઈ ગયા છે? ના, એમ તો નથી. તમારે તમારું ખાનગી જીવન જ ગુજારવાનું હોય તો તો તમે તમારી જૂની ટેવો પ્રમાણે જ વર્તશો. પણ જ્યારે આશ્રમ માટે નિયમો ઘડવા તમે બેસો છો ત્યારે તમને એકદમ જવાબદારીનું ભાન આવે છે, તમે જાગ્રત થઈ જાઓ છો. આશ્રમની જે જે કલ્પનાઓ તમે કરી હોય છે, તે બધી યાદ કરી કરીને તમે તેમને વફાદાર રહેવાનો પ્રયત્ન કરો છો. તેથી તમે જે કંઈ નિયમો કરશો તેની દિશા સાદાઈ તરફ જ રહેશે, કઠણ જીવન તરફ જ રહેશે. કદાચ તમારા જેવા નવા સભ્યોને હાથે ઘડાયેલા નિયમો અમારા કરતાં પણ વધારે કડક થાય તો હું આશ્ચર્ય ન પામું.

એટલે તમે જુઓ છો કે આપણે માથે જવાબદારી હોતી નથી તે વખતે આપણે આપણી ફાવટમાં ફાવે તેમ વર્તવા મંડીએ છીએ, પણ તે જ આપણે જવાબદારીના ભાનથી જાગ્રત થઈએ છીએ ત્યારે કેમ વર્તવું કલ્યાણકારી છે તેના નિયમો વિચારી શકીએ છીએ. ત્યારે આ આશ્રમના

ફરજિયાત નિયમો એટલે શું? એ નિયમો એટલે એ જ કે આપણે પોતે જ્યારે જાગ્રત હતા, ગંભીર હતા, આશ્રમશિક્ષણની દૃષ્ટિએ જોતા હતા તે વખતે આપણને સૂઝેલો જીવનમાર્ગ. જીવનની ઇમારત કેમ ચણવી એનો શાન્ત પળે ગણતરીપૂર્વક દોરેલો નકશો. ઇમારત ચણનાર કડિયાને શું જાણકાર ઇજનેરે દોરેલો નકશો કદી બોજારૂપ બને છે? તે તો ઊલટો તેને મદદ જ કરે છે. અલબત્ત તેના નકશામાં બતાવેલી હદોમાં બંધાઈને જ તેને ચણતર કરવું પડે છે. પણ એ બંધન તો તેને ભૂલોમાંથી બચાવે છે અને પરિણામે પોતાનું મનપસંદ ઘર તેને આપે છે. તેવો જ આપણે માટે આપણા નિયમોરૂપી નકશો છે.

આપણે આપણી જ્ઞાનની ક્ષણોમાં જે નકશો આંક્યો તેની હદમાં રહીને જીવન ગાળવામાં જ મઝા છે, તેમાં જ સફળતા છે, તેમા જ કોઈક દિવસ સાચા સેવક થવાની આશા છે. વગર નિયમે ગાડું હાંકવામા તો ભેખડે ભરાઈ બેસવાનું જ જોખમ છે.

## પ્રવચન ૨૭ મું

# રાષ્ટ્રીય ગણવેશ

ખાદીનાં કપડાં પહેરવામાં આપણને એક પ્રકારનું અભિમાન લાગે છે. તે પહેરીને આપણે આશ્રમનો એક સુંદર નિયમ પાળીએ છીએ એ વિચારે આપણા દિલમાં ઉલ્લાસ ચઢે છે. આપણે સર્વ આશ્રમવાસીઓ એકસરખો પવિત્ર શ્વેત ખાદીનો ગણવેશ પહેરીએ છીએ. આપણને ક્ષણે ક્ષણે સ્મરણ રહે છે કે આપણે સૌ જુદાં જુદાં શરીરોમાં રહેવા છતાં એક જ આશ્રમનાં અંગો છીએ; આપણાં હૃદય એક છે, આપણા વિચારો એક છે, આપણું શિક્ષણ એક છે, આપણું ધ્યેય એક છે. અને એ બધી ભાવનાઓ આપણને આપનાર આપણો આશ્રમ છે.

આપણા આશ્રમે આ જ ગણવેશ કેમ પસંદ કર્યો? કારણ કે તે આપણી માતૃભૂમિનો પણ ગણવેશ છે. એ કારણે તો આપણું ખાદીનું અભિમાન ઓર જ વધી જાય છે. આપણા દેશનો આ ગણવેશ કેવો સુંદર છે? આપણા દેશના સ્વભાવમાં તે કેવો એકજીવ થઈને ભળી જાય છે? આપણા રાષ્ટ્રીય આદર્શો અને આપણી રાષ્ટ્રીય ભાવનાઓનું તે કેવું અચ્છું પ્રતિબિમ્બ પાડે છે? ખરેખર તેના ગુણોનો જેમ જેમ વધુ વિચાર કરીએ છીએ તેમ તેમ તેને માટેનાં આપણાં પ્રેમ, અભિમાન, ગૌરવ વધતાં જ જાય છે. ખાદીને આપણા ગણવેશ તરીકે પસંદ કરનાર નેતાઓની બુદ્ધિ અને દેશભક્તિ માટે આપણને અત્યંત માન ઊપજે છે

મોટામા મોટો ગુણ તેમાં એ છે કે આપણા દરિદ્ર દેશમાં જે કોઈ માણસના હૃદયમાં રાષ્ટ્રભક્તિની ભાવના ઉત્પન્ન થાય તે પોતાનો ગણવેશ પોતાના ઘરમાંથી જ પ્રાપ્ત કરી શકે છે. જો તે માટે ખાસ ભાતનું અને ખાસ વણાટનુ અને ખાસ સંચામાં બનેલું કપડું ઠરાવવામાં આવ્યુ હોત તો તેની શોધમાં આપણે શહેરેશહેરે ને હાટેહાટે રખડવુ પડત.

અને નવરા થઈને, બીજાં કામકાજ છોડીને આપણે એમ રખડીએ તો પણ આપણે સૌ તેના પૈસા ક્યાંથી કાઢી શકીએ? આપણા દેશમાં તો મોટો ભાગ હળપતિઓ અને રાનીપરજ જેવા અત્યંત ગરીબ લોકોનો છે. તેઓને દેશનો ગણવેશ ધારણ કરવાની ભાવના થઈ આવે તો તેમણે શુ કરવું? શું પોતાની પાસે દ્રવ્ય નથી, પોતે ગરીબ છે, તેથી તેમણે એ સુંદર શુભ ભાવના ડૂબી જવા દેવી? શુ ભારતમાતા જેમની પાસે ગણવેશ ખરીદવાના

પૈસા છે તેમની જ છે? અને તેટલા પૈસા જેમના ગજવામાં નથી તેમની તે માતા નથી? માતાને પૂછીએ તો તો એને તો પોતાના દરિદ્ર સંતાન ઉપર જ વધારે પ્રીતિ છે, વધારે લાગણી છે. માત્ર શ્રીમંતો જ ગણવેશ સજીને ફરે તેથી માતાને સંતોષ કેમ થાય? તેઓ સાજ સજે અને દીન દરિદ્રો ચીથરેહાલ રહે એ જોઈને તો માતાના દિલનું દુઃખ બેવડું વધી જાય. પોતાના દરિદ્ર પુત્રોને સુંદર સાજ સજીને ફરતા જુએ ત્યારે જ માતાની આંખ ઠરે.

આમ આપણો ગણવેશ ખાદીનો થયો એટલે દીનમાં દીન અને દરિદ્રમાં દરિદ્ર પણ ઇચ્છા થાય તો તે બનાવી શકે છે, અને ધારણ કરીને માતાની આંખ ઠારી શકે છે. તે માટે તેને પૈસા લઈ બજારમાં ભટકવાની જરૂર નથી. કપાસ તે આંગણામાં જ ઉગાડી શકે છે, તેમાથી બિયાં તે પોતાની આંગળીઓથી છૂટાં પાડી શકે છે. તે રૂને તે એ જ ઈશ્વરે આપેલાં સુંદર દસ આંગળાં વડે તૂતી શકે છે, અને વાંસની નાની નમણી તકલી બનાવીને અગર પોતે જરા વધારે અક્કલ હોશિયારીવાળો હોય તો ધનુષ-તકલી ઘડી લઈને તેના ઉપર તે સૂતર કાંતી શકે છે. તેનામાં ઉત્સાહ અને હોશિયારી હોય તો જાતે વણી લેવું પણ મુશ્કેલ નથી, અથવા પોતાની આજુબાજુમાં વણી આપનારા તેને જરૂર મળી રહેશે. આમ, તેને મથવું તો પડશે, પણ શું એવી મથામણ કોઈને કડવી લાગે છે કે? પોતાની એક મોંઘી ઇચ્છા પાર પાડવા ખાતર મથવું એ તો એક મોટો લહાવો જ છે. જેટલો વખત તેનું મથન ચાલતું હશે તેટલો વખત તો તે સ્વર્ગના સુખમાં ઝોલાં ખાતો હશે. આખરે જે દિવસે તે ખાદીનો ગણવેશ કરી તે ધારણ કરશે તે દિવસના તેના સુખનું વર્ણન કોણ કરી શકે? એ તો જેને અનુભવ હોય તે જ જાણે.

આપણા જેવા સેવકોને માટે પણ આ ખાદીનો ગણવેશ કેટલું સુંદર કાર્યક્ષેત્ર ઉઘાડી આપે છે? આપણાં ગરીબ ભાઈબહેનોને ખાદીને માર્ગે વાળવાની તે આપણને પ્રેરણા આપે છે. આપણા હૃદયમા ભાવના જન્મે છે કે તે દીનમા દીન, અજ્ઞાનમા અજ્ઞાન અને ચીથરેહાલ એવા આપણાં ઝૂપડીવાસી ભાઈઓ અને ઝૂપડીવાસી બહેનો પાસે આપણે પહોંચી જઈએ, તેમને ચીથરેહાલ અને ભૂખમરાની હાલતમાંથી કેમ બચવું એનો રસ્તો બતાવીએ, તેમને ખાદીની વાત ગળે ઉતારીએ. તેઓનો આત્મા જાગ્રત થાય, તેમને અંતરમાંથી ઇચ્છા થાય, તો તેમને કેટલા કેટલા પ્રકારે મદદ કરવાનો અપૂર્વ લાભ આપણને મળી શકે? કપાસથી તે ખાદી સુધીની તમામ ક્રિયાઓ આપણે તેમને શીખવી શકીએ.

એ કંઈ એક દિવસમાં થઈ શકે નહીં. તે માટે તો એમની ઝૂંપડીમાં જઈને લાંમો વખત આપણે રહેવું પડે. આપણે અહીં તેની જ તાલીમ લઈ રહ્યા છીએ ને? તેમની વચ્ચે તેમના સેવકો તરીકે કેમ રહેવું એની જ આપણે અહીં કેળવણી લઈએ છીએ. આપણે તેમને ખાદી કેમ તૈયાર કરી લેવી એ શીખવીશું તે દરમ્યાન એવી રીતે રહીશું કે જેથી તેમને આપણા જીવનમાંથી કોઈ ખરાબ દાખલો ન મળે, પણ સાચમાં સારો જ દાખલો મળે. જેવો ખાદીનો ઉપરનો ગણવેશ ધારણ કર્યો તેવો અંદરનો શુદ્ધ ચારિત્ર્યનો ગણવેશ પણ આપણે ધારણ કરીને જઈશું, તો જ આપણે સેવકનો ધર્મ બજાવી શકીશું. આપણે સાદાઈથી રહીશું, આપણે સત્યનું જીવન ગુજારીશું, આપણે દેશબંધુઓની સેવામાં જીવન ગુજારશું, તેમ કરતાં આપણે સદા સ્વતંત્રતાની ખુમારી મગજમાં રાખીને રહીશું, સ્વતંત્રતા જ્યારે માગે ત્યારે તેને અર્થે સુખસગવડ આદિનો ભોગ આપવા સદા તૈયાર હોઈશું, જેલવાસ આવે તો હસતે મુખે તે સહન કરીશું, અને એથી પણ ભારે ભોગ એટલે મસ્તક આપવાની તક મળે તે માટે સદા ઈશ્વરને પ્રાર્થના કરતા રહીશું.

ખાદીનો ગણવેશ તૈયાર કરીને પહેરવો એ તો પ્રમાણમાં સહેલો છે, પણ તેને લાયકના ગુણો પોતાના જીવનમાં પ્રગટ કરવા એ જ સાચો ગણવેશ છે. આપણે સેવકો આપણા જીવનમાં તે કંઈક પણ પ્રગટ કરીશું તો તેની છાપ આપણા દીન દેશબંધુઓનાં જીવન ઉપર પડ્યા વિના નહીં જ રહે. તેઓ ખાદી બનાવવાનું શીખી પવિત્ર ગણવેશ પહેરશે તે દિવસે આપણને જરૂર આનંદ થશે, આપણો આત્મા સાર્થકતા અનુભવશે, પણ આપણને સાચો આનંદ તો તેઓ જ્યારે અંદરનો ખરો ગણવેશ ધારણ કરી શકશે ત્યારે જ થશે.

ખાદીનો ગણવેશ કેવું વિશાળ, કેવું રસપૂર્ણ અને કેવું જીવનવ્યાપી સેવાક્ષેત્ર આપણે માટે ખોલી આપે છે?

આપણા દેશનો ગણવેશ પવિત્ર ખાદીનો કેમ છે અને તે જ આપણા આશ્રમનો ગણવેશ કેમ છે, તે માટે આપણને કેમ આટલો પ્રેમ અભિમાન છે, તે હવે તમે સમજ્યા હશો.

તે ઉપરાંત આપણો ગણવેશ દુનિયાના સર્વ ગણવેશો કરતાં સુંદર પણ છે. કલાકારોને શુદ્ધ શ્વેત ખાદીનો ગણવેશ ઘણો કળામય લાગે છે. સાત રંગો સુંદર છે, પણ સાત રંગોની મિલાવટમાંથી ઉત્પન્ન થતો સફેદ રંગ સૌથી સુંદર છે. જો આપણી આંખ જાડી ન હોય, પણ કેળવાયેલી હોય, તો આપણને સફેદ રંગમાં દરેક રંગની છટા ડોકિયાં કરતી માલૂમ પડે. બ્રાહ્મમુહૂર્તમાં સફેદ ખાદી પહેરેલો માણસ આપણને પવિત્ર આસમાની

વેશ સજેલા કોઈ દેવદૂત જેવો ભાસે. ખરા મધ્યાહ્નને તેનામાં આપણે લાલ ભડક સાજ સજેલા કોઈ યોદ્ધાની છટા દેખીએ. અને સાયંકાળની સુરખીમાં કોઈ સોનેરી પીળાં વસ્ત્રો સજેલા મુનિની ઝાંખી કરીએ. લીલા ખેતરમાં ઊભા હોઈએ તો આપણી ખાદીમાં લીલી છટા આવે છે, સૂર્યોદય વખતે તેમાં સૂર્યનું સોનું ઝળકે છે અને સૂર્યાસ્ત વખતે તેમાં ગુલાબી સંધ્યાની છાયા ઊડે છે.

વળી સ્વચ્છતાના ઉપાસકો તો શુદ્ધ શ્વેત ખાદી ઉપર વારી વારી જાય છે. ખરેખર શ્વેતરંગની ભૂમિ ઉપર સ્વચ્છતા કેવી ઉઠાવદાર લાગે છે! રંગો તો સ્વચ્છતાને ખાઈ જાય છે, ઢાંકી દે છે. લાલ કે નીલાં કે ખાખી કપડાંનાં રંગોથી તમે ભલે ખુશી થાઓ, પણ સ્વચ્છતાનો ઉપાસક એનાથી સંતુષ્ટ થઈ શકતો નથી. પારદર્શક પાતળા કાચની જેમ ધોળા રંગમાંથી જ સ્વચ્છતા આરપાર જોઈ શકાય છે અને તેના પ્રેમીને અનેરો આનંદ આપે છે.

લશ્કરનો સિપાઈ પોતાના ખાખી ગણવેશનાં વખાણ કરતો આવે છે, "અમારો ખાખી રંગ ગમે તેટલો મેલો હોય તો પણ તે મેલો લાગે જ નહીં." સ્વચ્છતાનો ભોક્તા એની જાડી સમજણ જોઈ દયા ખાય છે. મેલને છુપાવે તે રંગને સારો કહેનાર વિષે તેને જરાયે માન ઊપજતું નથી. તેને તો શુભ સફેદ વસ્ત્રો જ પ્રિય છે, કે જે નાનામાં નાના ડાઘને પણ સહન ન કરે, પણ પોકાર પાડી ચીંધી દે, અને દોડીને ડાઘ ધોઈ કાઢીએ નહીં ત્યાં સુધી આપણી રસજ્ઞતાને જંપવા ન દે. વળી ખાખીવાળો દલીલ કરે છે "અમારો પોશાક એવો છે કે દૂરથી દુશ્મન અમને દેખી શકતો નથી, તેનાથી અમે સલામત રહીએ છીએ, અને દુશ્મન જાણે તે પહેલાં તેના ઉપર છાપો મારી શકીએ છીએ." આ ગુણમાં પણ આપણને સેવકોને કેમ રસ પડે? આપણે કોઈથી છુપાવું પણ નથી કે કોઈની ઉપર છાપો પણ મારવો નથી. આપણે તો ઇચ્છીએ છીએ કે સૌ આપણને દેખે, આપણા સ્વચ્છ ગણવેશની આરપાર ઊતરી આપણો પ્રેમ પણ પિછાણે અને આપણી સેવાનો સ્વીકાર કરે. આપણો ધોળો ગણવેશ દુનિયાને પ્રેમભાવે આમંત્રણ આપે છે અને આપણે તેના વિશ્વાસુ સેવકો છીએ એમ જાહેર કરે છે.

આમ દરેક દૃષ્ટિથી જોતાં ખાદીનો શુભ્ર ગણવેશ ઉત્તમ છે. કળાની દૃષ્ટિએ તે સૌથી સુંદર છે, સ્વચ્છતાની દૃષ્ટિએ સૌથી સાફ છે, દીન દરિદ્રની દૃષ્ટિએ તે સસ્તામાં સસ્તો—અરે ઘરમાં જ બનાવી લેવાય તેવો છે, આપણા જેવા સેવકોની દૃષ્ટિએ તે દેશસેવાનો ઝભ્ભો છે અને આ આપણો સાદો શ્વેત ગણવેશ આપણને સદા પવિત્ર ચારિત્ર્યની, ઈશ્વરમય જીવનની યાદ પણ આપનારો છે.

## પ્રવચન ૨૯ મુ

# સો ટકા સ્વદેશી

આપણે આપણા કપડા વિષે ઘણા વિચારો કર્યા, છતા વિચારવાનુ હજુ ખૂટતુ હોય એમ લાગતુ નથી ખરેખર એ વિષયમા આપણુ જમાનાના જમાનાઓ કોઈ જાતનો સારો વિચાર મગજમા આવવા જ દીધો નથી વિચારનો બહિષ્કાર કરીને જ આપણે વર્ત્યા છીએ તેથી વિચારો હવે આપણા ઉપર વેર વાળે છે અને તેમનુ મોટુ સૈન્ય આજે એકસામટુ આક્રમણ કરી આપણા મગજનો કબજો લેવા ધસી આવે છે *

કપડાની જરૂર ઊભી થાય ત્યારે આપણને આટલો ટૂંકો જ વિચાર સૂઝે છે "ખીસામા પૂરતા પૈસા છે?" ખીસામા પૈસાનુ જોર હશે તો પછી વિચાર વધવા લાગશે, "ગામમા કાપડિયાની દુકાન છે?" એનાથી આગળ ચાલે તો એમ ચાલશે કે, "કપડુ આપણને ગમે એવુ છે? તે મજબૂત છે?"

પણ આપણો દેશ તો અત્યત દરિદ્ર રહ્યો, એટલે મોટા ભાગના લોકોને તો કપડાનો વિચાર ઊઠતા સાથે જ દાબી દેવો પડે છે કારણ તે ખીસુ તપાસતા જુએ છે કે તે તો ખાલી છે, અને ત ભરાય એવો સભવ એને દેખાતો નથી ગામડાના લોકોના શરીરો ઉપર ચીથરા ટિગાતા જોઈએ છીએ તે આ નહીં તો બીજુ શુ સૂચવે છે? તે એ જ સૂચવે છે કે કપડાનો વિચાર તો એને આવેલો પણ તે વિચાર તેને પડતો મૂકવો પડ્યો એનુ મગજ બહુ જોર કરે તો, આસપાસ કોઈ એ પૈસા કરજે આપે તેમ છે કે કેમ એટલુ જ વિચારે, અથવા ઉધાર આપે એવો દુકાનદાર શોધવાની ખટપટ કરે એવી સ્થિતિમા કપડુ મજબૂત છે કે નહીં, આપણને ગમે છે કે નહીં, એ બધી વરણાગી કરવી તેને ક્યાથી જ સૂઝે?

પણ આટલા ટૂંકા જ વિચાર સૂઝવા એ કેવળ સુસ્ત મગજની જ નિશાની છે આ સિવાય બીજી એકે દિશામા બુદ્ધિ દોડી જ ન શકવી એ ભયકર અબુદ્ધિની નિશાની છે આપણે ત્યા તો ગરીબ તેમ જ પૈસાવાળા બન્નેએ બુદ્ધિનુ દેવાળુ જ કાઢ્યુ છે પૈસાવાળાને વિષે તો આપણે સમજી શકીએ કે તેમને પૈસાનો મદ ચડેલો હોય, તેથી ગમે તેટલા પૈસા ખરચી મનપસદ કપડુ ગમે ત્યાથી ખરીદી લાવવુ એથી વધારે વિચાર એમનો મદ તેમને આવવા ન દે પણ ગરીબની અબુદ્ધિ તો જરાય સમજી ન શકાય

એવી છે. કપડાં ફાટી ગયાં તો ક્યાંકથી કરજ કાઢવાનું કે ક્યાંક ઉધાર આપે એવો કાપડિયા શોધવાનું જ ફક્ત સૂઝે? આને તે કંઈ ઈશ્વરે આપેલી બુદ્ધિનો ઉપયોગ કર્યો કહેવાય? કોઈ માણસને ભૂખ લાગે ત્યારે ભૂખની આગ ઓલવવા પેટ ઉપર ભીનો પાટો બાંધવાની મતિ તેને સૂઝે એના જેવી અબુદ્ધિની જ શું આ મતિ ન થઈ? અથવા પાળી લઈ ભૂખનું દુ:ખ પેદા કરનાર પેટને ચીરી નાખે એવી જ શુ એ મતિ ન ગણાય?

આપણે ગરીબ હોઈએ અને કપડાં ફાટવાથી ટાઢે પીડાતા હોઈએ, અને જો પરમેશ્વરે મગજમાં થોડીક સરળ સન્મતિ મૂકી હોય તો, આપણને સીધો વિચાર આવો જ સૂઝવો જોઈએ; "ખેતરમાંથી કપાસ લાવી કાંતી લઉં, વણી લઉં અને તેની ખાદી પહેરું."

આ વિચાર આપણને એકદમ સૂઝી શકતો નથી, કારણ કે રેંટિયા સાળના ધંધા નાશ પામ્યા છે જ્યાં ત્યાં સંચાનાં કપડાંનું રાજ્ય ફેલાયું છે. પણ મો વર્ષ ઉપર આપણી છેક આવી દશા નહોતી. તે વખતે ઘરેઘર રેંટિયા હજુ ચાલતા. લોકો કાંતવાની કળા ભૂલી ગયા નહોતા ગમે તેવા શ્રીમંત હોય તો પણ સૂતર કાંતવું એમાં હીણપત ગણાતી નહોતી. નવરાશને વખતે થોડું થોડું કાંતીએ એમાં ભારે મહેનત પડી ગઈ એમ માનવા જેટલા આપણા લોકો સુંવાળા થઈ ગયા નહોતા ઊલટું ધર્મ આવા ઉદ્યોગો જાતે ન કરી લેવા એ જ આળસુપણાનું — ગેરખાનદાનીનું લક્ષણ ગણાતું.

એ બધી ત્રણ ચાર પેઢી કરતાં જૂની વાત નથી, છતાં આપણે તેને છેક ભૂલી ગયા છીએ, અને કપડાં ફાટતાં રેંટિયાનો વિચાર આપણને સૂઝતો નથી, કોઈને સૂઝે તો તેને ગાંડામાં ગણી કાઢવામાં આવે છે!

આમ આપણે અબુદ્ધિમાં ખૂંચેલા છીએ, ત્યારે બીજાઓ પોતાની અક્કલને કસી કસીને વાપરી રહ્યા છે. ઈંગ્લંડના ગોરાઓએ અહીંની કાંતવા વણવાની કારીગરી જોઈ તેનો ઊંડો અભ્યાસ કર્યો. તે કળાઓ પોતાના દેશમાં દાખલ કરી. વળી એ લોકોનો લોભ સાદા રોટલા દાળથી તૃપ્ત થાય એવો ન હોવાથી તેમણે એ બધી કળાઓને સંચાઓમાં ઉતારી અને એંજિન ગોધી તેનાથી સંચા ચલાવ્યા અને ઢગલાબંધ કાપડ પેદા કરવા માંડ્યું. આપણે ત્યાં બનેલાં કપડાં એ લોકો પહેર્યાં પહેરતા તે હવે બંધ કર્યાં. શરૂઆતમાં એમના સંચાનો માલ સારો ન થતો અને મોઘો થતો છતાં તેમણે સ્વદેશાભિમાનની ભાવનાથી પોતાના સ્વદેશી કાપડને જ આશ્રય આપ્યો, અને આપણા કાપડ ઉપર ભારે જકાત નાખી તેને હરીફાઈ કરતું અટકાવ્યું. એમ કરતાં કરતાં માલ સુધરતાં છેવટે 'એ લોકોએ તો સમુદ્રનાં પાણી પાછાં વાળી પર્વત ઉપર ચડાવ્યાં' હિંદુસ્તાનમાંથી રૂની ગાંસડીઓ

ભરી જાય, તે પોતાના દેશના સંચાઓમાં કાંતે વણે અને તે કપડું આપણા દેશમાં લાવીને વેચવા કાઢે. રાક્ષસી સંચાઓથી બનાવેલું તે કાપડ પૈસાના હિસાબે જોતાં સસ્તું દેખાવા લાગ્યું. દેશી માલ શરૂશરૂમાં થોડી ઘણી હરીફાઈ કરતો હશે, તે પણ પોતાની સત્તાના ભયથી તોડી નાંખતાં કેટલી વાર?

આ બધું ચાલ્યું તે વખતે આપણે આપણી કુટેવ પ્રમાણે કંઈ જ વિચાર કર્યો નહીં, અથવા કર્યો તે ટૂંકો અને અબુદ્ધિનો જ વિચાર કર્યો: "વાહ, આ વિલાયતી કપડું કેવું રૂપાળું છે? કેવું ચકચકતું છે? આટલું સસ્તું કપડું મળે પછી કોણ આખો દિવસ રેંટિયા પાછળ મથ્યા કરે?" એમ કહી આપણે તો રેંટિયા માળિયે ચડાવવા મંડયા.

જૂના સંસ્કારને લીધે કેટલાક શરૂઆતમાં રેંટિયાને વળગી રહ્યા: "ગમે તેવું તોયે ઘરનું કપડું જ અમારે સારું; રેંટિયા બંધ કરીએ તો અમારો દિવસ કેમ જાય? ઘરમાં આળસ ગરે તો દળદર આવે," આવા નરવા વિચારો થોડા દિવસ ટક્યા. પણ ભીંતને લૂણો લાગે તેમ આ જૂના સંસ્કારોને લૂણો લાગ્યો. લોકોનાં મન જુદી જ જાતનાં થઈ ગયાં. પહેલાં ઘરમાં ઉદ્યોગ ન કરવો અને જે જોઈએ તે માટે બજારમાં દોડવું એ હલકું ગણાતું; હવે લોકો એકબીજાની હાંસી કરવા લાગ્યા, "કેવા કંજૂસ છો કે બજારમાં રૂપાળાં જોઈએ તેવાં વિલાયતી કપડાં મળે છે, છતાં હજુ ઘરનાં બૈરાં પાસે મજૂરની જેમ રેંટિયા કંતાવો છો?"

પહેલાં ગામની જરૂરિયાતનો માલ બનાવવો એ ગામના કારીગરનો હક ગણાતો. કોઈ શોખીન માણસો એમને છેહ દઈ બહારના કારીગરો પાસે કામ કરાવી આવે, બહારના પાસે સૂતર વણાવી લાવે કે જોડા સિવડાવી લાવે તો એ કારીગરો તકરાર ઉઠાવી શકતા, ગામના ડાહ્યા માણસો એમનો પક્ષ કરતા, અને શોખીન ભાઈને શરમાવું પડતું. પણ વિલાયતી માલના ફંદામાં સાદા શોખીન સૌ જ ફસાયા. શોખીનો રૂપાળું જોઈને અને સાદા લોકો સસ્તુ ગણીને; ડાહ્યાઓ સહેલું સમજીને અને અણસમજુ લોકો દેખાદેખીથી; પૈસાવાળા પૈસાના મદથી અને ગરીબો કામના આળસથી. ખરો વિચાર કોઈએ કર્યો જ નહીં. ઘરમાં આળસ અને આછકલાઈ પેસે છે એનો વિચાર કોઈએ ન કર્યો. ગામના વણકર, કુંભાર, લુહાર, રંગારા, મોચી, બાવપા એઓના ધંધા ભાંગે છે અને તેઓ ભૂખે મરે છે એનો પણ વિચાર ન કર્યો. આ બધુ પોતાની આંખની સામે થતુ જોવા છતાં કોઈની આંખ ઉઘડી નહીં. આટલો જ ટૂંકો વિચાર કર્યો: "તેઓ ભૂખે મરે એમાં અમે શું કરીએ? અમને તો બજારમાં વિલાયતી માલ સસ્તો મળે છે. તે મૂકી એમનો મોંઘો માલ શા સારુ લઈએ?" નજર સામે

ગામડાં ભાંગી રહ્યાં હતાં તે જોઈ નેય જેની આંખ ન ઊઘડી તેને આખા દેશની શી દશા થઈ રહી છે એનું તો સ્વપ્નુંયે ક્યાંથી આવે ?

આમ વિલાયતીના મોહમાં આખો દેશ આંધળો થતો હતો, તે વખતે પણ દેશમાં કોઈ કોઈ જ્ઞાની પુરુષો પેદા થયા! હિન્દના દાદા દાદાભાઈ નવરોજી; ન્યાયમૂર્તિ રાનડે જેવાઓ ઊંચા હાથ કરીને પોકારવા લાગ્યા. વિદેશી ભલે તેટલું રૂડું રૂપાળું હોય અને સ્વદેશી જાડું પાતળું હોય; છતાં સ્વદેશીને જ વહાલું ગણો. પણ એમ માત્ર પોકાર કર્યે આપણને સ્વદેશી વહાલું ન થયું: પરરાજ્ય છાતી ઉપર ચડી બેઠેલું હતું. એણે ગુપ્તપણે દેશનું હીર ચૂસવા માંડ્યું હતું. એ તો દાદા જેવા કોઈ જ્ઞાનીઓ જ દેખી શકતા હતા. પણ બીજાઓ તો તેને દેવનો અવતાર દેખતા હતા. પણ દેવે ધીમે ધીમે પોત પ્રકાશ્યું. મહાન બંગ પ્રાંતનો તેણે ભંગ કર્યો. એ જોયું ત્યારે દેશ ચમક્યો. એવા રાજ્ય સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. નેતાઓએ રોષમાં આવી પોકાર કર્યો,— "વિલાયતી કપડાંની હોળી કરો. વિલાયતી કપડાંનો બહિષ્કાર કરો. માંચેસ્ટરનાં કારખાનાં ઉજ્જડ પડ્યા વિના અંગ્રેજ સરકાર ઢીલી પડવાની નથી." તેઓ રોષમાં એમ પણ કહેવા લાગ્યા કે, "જોઈએ તો જાપાનનાં, કે જર્મની કે અમેરિકાનાં કપડાં પહેરો, પણ આ જુલમી અંગ્રેજોના દેશનાં તો નહીં જ."

પરંતુ શાણા નેતાઓએ તો વિચાર્યું; "વિલાયતીનો બહિષ્કાર કરીએ એટલાથી શું વળે? સ્વદેશી માલ દેશમાં પેદા પણ થવો જોઈએ." એટલે દેશમાં એનો પવન ચાલ્યો. "દેશમાં સ્વદેશી માલનાં કારખાનાંઓ કાઢો, મિલો કાઢો, કાચનાં કારખાનાં કાઢો, ખાંડનાં કારખાનાં કાઢો, કાગળનાં કાઢો. અંગ્રેજોને તે કાઢતાં આવડ્યાં તો આપણનેયે કેમ નહીં આવડે?" પણ કારખાનાં કાઢવાં એ કંઈ છોકરાંના ખેલ નહોતા. અંગ્રેજ પાસે તો પોતાનું સ્વતંત્ર રાજ્ય હતું. દોહવા અને ચૂસવા માટે તેત્રીસ કોટિની પ્રજાવાળી હિંદરૂપી ગાય હોવાથી ધનના ઢગલા હતા. છતાં ક્યાંક ક્યાંક કારખાનાંઓ નીકળ્યાં. તિલક મહારાજ જેવા નેતાઓએ એને ખૂબ ઉત્તેજન આપ્યું. લોકોએ સ્વદેશી કપડું, સ્વદેશી ખાંડ, સ્વદેશી કાગળ વગેરે વાપરવાની પ્રતિજ્ઞાઓ લેવા માંડી. સ્વદેશી કાપડની માગણી બહુ મોટી થઈ અને કારખાનાં તો પ્રમાણમાં થોડાં જ નીકળી શક્યાં હતાં. લાગ જોઈ તેના માલિકોએ દગો કરવા માંડ્યો. તેઓએ થોડાં જ સ્વદેશીના ઉદ્ધાર માટે કારખાનાં કાઢ્યાં હતાં? એમને તો તેમાંથી પૈસા કમાવા હતા. તેમણે પરદેશી કાપડ ઉપર સ્વદેશી છાપ મારીને વેચવા માંડ્યું અને ભોળા સ્વદેશીભક્તોને છેતરવા માંડ્યા.

આમ ઘણાં વરસ આંધળે બહેરું કુટાયું; લોકો જાણે કે આપણે સ્વદેશી વ્રત પાળીએ છીએ, પણ પરદેશી તો પાછલે બારણેથી પોતાનો માલ સરકાવી દેતો હતો.

છેવટે મહાત્મા ગાંધીજી આવ્યા. તેમણે સમજણ પાડી. વિલાયતીનો બહિષ્કાર કરવાથી અને અંગ્રેજો ઉપર દ્વેષ કરવાથી આપણી પ્રજાની શક્તિ કેવી રીતે વધશે? ઇંગ્લંડના માલનો બહિષ્કાર કરી જાપાન અને અમેરિકાનો લઈએ એથી તો આપણે એકના મટી બીજાના આશ્રિત બનીએ છીએ. આપણું બળ તો આપણે જાતે જે જોઈએ તે બનાવી લઈએ તો જ વધે. તો જ આપણા દેશનું ધન દેશમાં રહે. તો જ આપણા ભાંગતા ધંધા સજીવન થાય, અને બેકાર દરિદ્રોની રાબડીમાં ચપટી આટો વધે." ગાંધીજીએ વધારામાં સમજાવ્યું: "પરદેશી કારખાનાં અને દેશી કારખાનાંમાં બહુ ફેર માનવો નહીં. ગોરા કારખાનાંવાળા તેમનો માલ વેચી આપણું ધન ચૂસે છે, તો શું કાળા કારખાનાંવાળાઓ એમાં ઓછા ઊતરે એમ છે? અને તેઓ સહુ ધર્માવતાર બની જાય એમ માનીએ તો પણ એમનાં કારખાનાંનો માલ વાપરીને કરોડો દરિદ્ર દેશવાસીઓની સ્થિતિ કેમ સુધરશે? ગામડાંનું ધન તો કારખાનાંઓવાળાનાં ઘરમાં તણાઈ જાય છે. ગામડાંના લોકો પોતે જ નવરા બેસી રહેતા હોય તો તેઓ શા માટે પોતાનાં ગામડાંમાં જ પોતાને જોઈતી વસ્તુઓ તૈયાર ન કરી લે? અને શા માટે કોઈ દૂર દૂરના શહેરનાં કારખાનાંઓ પાસે પૈસા ખરચીને તે કરાવવા જાય?"

આપણી મતિ કેટલી બધી બહેર મારી ગઈ હતી કે આટલી સીધી વાત આપણે જોઈ શકતા નહોતા! હવે આપણે શુદ્ધ સ્વદેશીનાં વ્રત લીધાં અને હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદી જ વાપરવા લાગ્યા.

આમ ઘણાં વર્ષ શુદ્ધ સ્વદેશી ખાદી ચાલી. ઘણા લોકો કાંતવા પીંજવામાં ને હાથનું સૂતર વણવામાં હોશિયાર થયા. ઘણા ખેડુતો ઘરનો કપાસ રાખી, ઘરમાં કાંતી, વસ્ત્રસ્વાવલંબી થયા. અત્યંત ગરીબ લોકો મજૂરી લઈને કાંતી આપતા થયા. રેંટિયામાં સુધારાઓ થયા. નાનું, નમણું, બે ચક્રવાળું અને પેટીમાં સમાઈ જતું યરવડા ચક્ર શોધાયું, ખાદી પણ જાતજાતની ને ભાતભાતની થવા લાગી. શહેરમાં મોટા મોટા ભંડારો નીકળ્યા, અને કળાના મોટા મોટા ઉપાસકોની આંખ ઠરે એવી સુંદર અને મિલોની હરીફાઈમાં પાછી ન પડે એવી ખાદી ત્યાં વેચાવા લાગી.

સારા સારા ખાદીસેવકો અભિમાન સાથે વધાઈ ખાતા: "જુઓ, હવે ખાદી કેવી સારી થાય છે! અને પહેલાં કરતાં સસ્તી પણ થવા માંડી

છે ” પણ મહાત્મા ગાંધીજીની નજર હમેશા રેંટિયો કાતનાર ઝૂંપડીવાસી બહેનો ઉપર જ હોય છે તેમને શંકા પડી, ‘ખાદી સસ્તી શી રીતે થઈ? કાતનારાઓને ભોગે ને ખર્ચે તો તે સસ્તી થતી નથી?’ ગણતરીઓ કાઢવામા આવી તો શંકા ખરી પડી તેમને કાતવાની મજૂરીનો પૂરો આનો રોજ પણ મળતો નહોતો ખાદીસેવકો પોતાના અજ્ઞાનમા અને અતિઉત્સાહમા પોતે જે અન્યાય આચરી રહ્યા હતા તે દેખાતો નહોતો આ તો એમની કંગાળ દીન દશાનો ગેરલાભ લીધો કહેવાય એ એમને સૂઝતું નહોતુ તે સમયથી કાતણ વગેરે કામો કરનારને નિર્વાહવેતનથી ઓછુ આપીને કામ કરાવવુ એ પાપ છે, એવો સિદ્ધાન્ત આપણા સ્વદેશી ધર્મમા દાખલ થયો નિર્વાહ વેતનના દર આપીને તૈયાર થઈ હોય તે જ સાચી ખાદી, તે જ પ્રમાણિત ખાદી ઓછા દરે થયેલી ખાદી હાથે કાતેલી અને હાથે વણેલી હોય તો પણ તે સાચુ સ્વદેશી કપડુ ન ગણાય

આ રીતે ૫૦–૬૦ વર્ષના અનુભવ પછી પહેરવા યોગ્ય સાચુ સ્વદેશી વસ્ત્ર કયુ તેની શોધ આપણે કરી શક્યા છીએ પહેલા તો આપણે ઇગ્લડથી રિસાઈ તે સિવાયના બીજા વિદેશો તરફ વળ્યા તેમાથી સ્વદેશી કારખાનાને વળગ્યા અને સ્વદેશી વ્રત પાળ્યાનુ અભિમાન પોષ્યુ પછી તો એ સ્વદેશી પણ આપણને મેલુ લાગ્યુ અને હાથે કાતેન વણેલ ખાદી પહેરવી એને જ આપણે શુદ્ધ સ્વદેશી ધર્મ સમજ્યા અને આખરે ખાદીમા પણ નિર્વાહવેતન આપીને નિષ્પાપ થયેલી શુદ્ધ પ્રમાણિત ખાદી પર આપણે આવ્યા આજે આપણને મોટુ આશ્ચર્ય થાય છે કે આપણી પ્રજાને શુદ્ધ સાચુ સો ટકા સ્વદેશી વસ્ત્ર શોધતા કેટલો લાંબો અવધિ વીતી ગયો! પણ હવે ખરી વસ્તુ હાથ લાગી છે એ પરમેશ્વરનો મોટો ઉપકાર માનીએ અને ફરીથી ગમે તેવુ ચીંથરુ શરીરે ઢાકી અવિચારી જીવનમા ન ઊતરી પડીએ

પ્રવચન ૨૯ મું

# સભ્યતાના પાશબંધ

આપણે છેલ્લા ત્રણ દિવસથી આપણા જીવનની બીજા નંબરની જરૂરિયાત — કપડાં — તેના પ્રશ્નની ખૂબ છણાવટ કરી રહ્યા છીએ. આપણે કપડાંના દરજીના ટેભા તોડી કાઢચા છે અને વણકરના તાણા વાણા પણ ઉખેડી નાખ્યા છે, પણ હજુ રેંટિયાનો વળ ઉખેળી રૂનો તાંતણો છૂટો પાડી તપાસવાનો બાકી છે.

અત્યાર સુધી કપડું એ જીવનની બીજા નંબરની સૌથી મહત્ત્વની જરૂરિયાત છે એ માની લઈને આપણે વિચાર કર્યો, પણ આજે હવે આપણે મૂળમાં જ કુહાડ મારવાના છીએ. કપડું એ શું ખરેખર જીવનની જરૂરિયાત છે? જે અર્થમાં અન્ન એ જીવનની જરૂરિયાત છે તે અર્થમાં શું કપડું જરૂરિયાત ગણી શકાય? અન્ન વિના તો આપણે દેહ ટકાવી જ શકતા નથી. શું કપડાં ન પહેરીએ તો દેહ ટકે નહીં એવું જોખમ છે?

"દુનિયાની સર્વ સુધરેલી પ્રજાઓ કપડા પહેરે છે, અને જમાનાઓથી પહેરતી આવી છે, અને રાની ગણાતી જાતિઓ પણ છેવટે ચામડાં અને ઝાડની છાલથી શરીર ઢાંકે છે", એમ કહી આપણે આ પ્રશ્નને ઉડાવી દેવો એ ઠીક નથી "કપડાં ન પહેરીએ તો શુ અમે નાગા ફરીએ?" એમ સામો પ્રશ્ન ફેંકી વાત હસી કાઢવી એ પણ યોગ્ય નથી. આપણે સત્ય-શોધકો હોઈએ તો કપડાનો આ દૃષ્ટિએ વિચાર કરતાં આપણે ડરવું ન જોઈએ. આશ્રમવાસીમાં સત્યશોધની અદમ્ય વૃત્તિ ન હોય તો તેનો આશ્રમવાસ અને તેની આશ્રમ કેળવણી લાજે જ ને?

કપડા ન પહેરીએ તો મરી જઈએ એમ તો, હું ધારુ છુ, કે આપણે માનતા નથી. હા, એ વાત ખરી છે કે આપણને માબાપે નાનપણથી કપડાંમાં વીંટાળ્યા છે તેથી, અને આપણી પ્રજાને એકડો પેઢીઓથી કપડા વાપરવાની ટેવ પડી ગઈ તેથી, હવે આપણી ચામડી નાજુક થઈ ગઈ છે, ટાઢ તડકો સહન કરી શકતી નથી અને કપડાં ન પહેરીએ તો આપણને એક પ્રકારનુ અસુખ લાગ્યાં કરે છે. કદાચ આપણે માંદા પણ પડી જઈએ. આ અનુભવથી તો ખરી રીતે આપણે સાવધાન થઈ જવું જોઈએ. તે આપણને વિચારતા કરી મૂકે છે, "ચામડીની સહનશક્તિને નબળી પાડી નાખનાર આ કપડા પહેરવાનો રિવાજ શું

આપણે ચાલુ રાખવો છે? આજ સુધીની ટેવથી આપણે સહનશક્તિ અને તંદુરસ્તી ઓછી ગુમાવી ચૂક્યા છીએ? આ ટેવ ચાલુ રાખીને આપણે હજુ કયાં સુધી શરીર બગાડવું છે?"

આપણે આજુબાજુ નજર કરીશું તો કેટલાક એવા માંદલાઓ આપણા જોવામાં આવશે કે જેમનાથી ઉનાળાની રાત્રિની અને ઉષાની મધુરતા પણ ખમાતી નથી; ઉનાળામાં પણ ગોદડું ઓઢે નહીં ત્યાં સુધી તેમને ઊંઘ આવતી નથી. આપણે ચેતીએ નહીં અને આમ ને આમ પહેરવા ઓઢવાની ટેવ વધાર્યા કરીએ તો આખી પ્રજા છેવટે આવી માંદલી બની જાય એમાં જરા પણ શંકા નથી.

બીજી તરફ, આપણા દેશની તેમ જ દુનિયાના બીજા ભાગોમાં વસતી રાની જાતિઓને જોઈએ છીએ તો તેઓ સુધરેલાઓના પ્રમાણમાં લગભગ નવસ્ત્રા જ રહે છે. તે કારણે તેઓનાં શરીરોની સહનશક્તિ સુધરેલા લોકો કરતાં કેટલી બધી વધારે છે? તેઓ ભર શિયાળામાં પણ માત્ર લંગોટીથી ચલાવી શકે છે.

શરીરની રચના જ ઈશ્વરે એવી બનાવી છે કે તેની શક્તિઓ આપણે સારી, ટેવોથી વધારી શકીએ છીએ, અને ખોટી ટેવોથી ઘટાડી શકીએ છીએ. તો પછી આપણે કપડાં પહેરવા વગેરેની જે ટેવો પાડીએ, જે કંઈ રિવાજો ચલાવીએ તે એવા જ હોવા જોઈએ કે જેનાથી દિવસે દિવસે આપણાં શરીર વધારે સારાં ને સુદૃઢ થાય. તેને બદલે દુનિયા આજે ઊંધી જ દિશામાં ચાલી છે. જેમ વધારે સુધરેલી પ્રજા તેમ તે વધારે કપડાં ચડાવતી જોવામાં આવે છે. રાની પ્રજાઓ પણ કપડાંને સુધારાનું લક્ષણ માની સુધારાની નકલ પર ચઢે છે ત્યારે કપડાંનો ભાર શરીર ઉપર વધારે ને વધારે લાદતી થાય છે.

આપણે હિન્દુસ્તાનમાં એક બે સદી પહેલાં આજના જેટલાં કપડાં ક્યારે વાપરતા હતા? આપણે કંઈ જંગલી નહોતા. છેક વેદ વારીથી આપણને કપડાં વણવાની કળા આવડે છે. છતાં આપણા લોકો શરીરનો મોટો ભાગ ઉઘાડો જ રાખતા. ધોતિયાં પહેરતા પણ તે આજના જેટલાં લાંબાં પહોળાં ન હતાં. ડીલે ઉપર તો ઉપરણું જ લટકતું હોય અને માથા ઉપર કંઈક વીંટાળ્યું હોય. આ આપણા સદ્‌ગૃહસ્થોનો પોશાક હતો.

અજંતાની ગુફા જેવાં સ્થળોનાં જૂનાં ચિત્રો જોઈએ છીએ તો મોટા મોટા રાજાઓ અને શ્રીમંતો પણ આથી વધારે કપડાં પહેરતા નહોતા એમ માલૂમ પડે છે. સ્ત્રીઓ પણ પહેલાં કરતાં ઘણું વધારે કપડું શરીરે વીંટતી થઈ છે. આપણે ભલે મનમાં મલકાઈએ કે આપણે જૂના

લોકો કરતાં સુધર્યા છીએ, પણ સીધી નજરે જોઈએ તો આપણી આજની સ્થિતિમાં મલકાવા જેવું કશું જ નથી. ઊલટું શરમાવા જેવું છે. 'કારણ કે આપણે આપણા પૂર્વજોના કરતાં આપણા શરીરોની ચામડી વધારે નબળી બનાવી બેઠા છીએ.

આપણા સુધરેલા લોકોના કપડાં પહેરવાના રીતરિવાજો જોતાં ખરેખર મનમાં એક મોટો વહેમ ઊભો થાય છે. કપડાં શરીરના રક્ષણ માટે પહેરીએ છીએ એમ આપણે મોઢે કહીએ છીએ ખરા, પણ તે પહેરવાનો આપણો હેતુ માત્ર રક્ષણનો લાગતો નથી; આપણા મનમાં કંઈક બીજો હેતુ પણ છુપાયેલો જણાય છે. આપણે ઘણાંખરાં કપડાં તો શરીરને જરૂરિયાત હોય કે ન હોય તો પણ 'સભ્યતાને ખાતર' પહેરતા હોઈએ છીએ. પાઘડી, ફેંટા, ટોપી જ લો. તાપ અને ફટકાથી માથાનું રક્ષણ કરવાનો હેતુ તેમાં છે એ ખરું, પણ જ્યારે કચેરીમાં કે નિશાળમાં ઉઘાડે માથે દાખલ થવાની મનાઈ કરવામાં આવે છે ત્યારે કંઈ મનાઈ કરનારના મનમાં એ નથી હોતું કે તમે ઉઘાડે માથે આવશો તો તમને માથે ગરમી ચડી જશે અગર તમારું માથું કોઈના ફટકાથી ફૂટી જશે. મનાઈનો ખુલ્લે ખુલ્લો અર્થ એટલો જ છે, કે અહીં સભ્ય લોકોને જ આવવાની છૂટ છે; માથું ઉઘાડું રાખીને ફરવું એ જંગલીપણાની નિશાની છે અને એવા જંગલી લોકો સાથે અમે ભળવા માગતા નથી. ખેડૂત ખેતરમાં જતી વખતે માથે ફેંટો વીંટાળે છે તે તો તાપથી માથાનું રક્ષણ કરવા માટે વીંટાળે છે, પણ જ્યારે આપણે બજારમાં જવા ટાણે પાઘડી મૂકીએ છીએ, ત્યારે તો આપણા મનમાં રક્ષણ કરતાં સભ્યતાનો જ વિચાર મુખ્યત્વે હોય છે. ગોરાઓના દેશમાં ઉઘાડી છાતીએ અને મોજાં વિનાના પગે કોઈ ગામ વચ્ચે નીકળે તો ત્યાંની રમણીઓ 'અરરર' કહી આંખ મીંચી જાય છે, અને રસ્તા પરનો પોલીસ એને અસભ્ય જંગલી જનાવર ગણી પકડી લે છે. આ કંઈ પેલાને છાતીએ ને પગે ટાઢ ચઢી જશે એ માટે નથી, પણ તેણે સભ્યતા માટે જરૂરી ગણાયેલાં કપડાં પહેર્યાં નથી એ માટે જ છે. આપણા દેશની આબોહવા ગરમ રહી, એમ છતાં હમણાં હમણાં સુધી આપણને સભ્યમાં ખપવા ખાતર પહેરણ અને તેની ઉપર જાડા કપડાનો સીવેલો અને બધાં બટનો બરાબર બીડેલો કોટ પહેરવો પડતો. સારે નસીબે મહાત્મા ગાંધીજીની દોરવણીથી એ 'સભ્યતા'ના જુલમમાંથી હવે આપણે કંઈક ઊગર્યા છીએ.

આપણે કપડાંની જંજાળમાંથી સદંતર બચી જવાનો વિચાર આજે ભલે ન કરીએ. પણ આ સભ્યતાના જુલમમાંથી શા માટે બચી ન જવું? સભ્યતાની આપણી કલ્પનાઓ એ તો છેવટે આપણી જ બનાવેલી છે.

ગામડાંના લોકો શહેરી શ્રીમંતોને સભ્ય ગણે છે; અને તેમનાં કપડાંલત્તાં વગેરે રીતરિવાજોને સભ્યતાનાં નિશાન ગણી તેમનું અનુકરણ કરે છે. પણ ખરી રીતે તેથી તે શો સભ્ય થયો? ઊલટો તે તો નમળી ચામડીવાળો જ બન્યો, અને વધારામાં પૈસાના ખાડામાં ઊતર્યો.

પોશાક એ શરીરરક્ષણનો પોતાનો મૂળ હેતુ છોડી સભ્યતાનો દેખાડો કરવાનું સાધન બન્યો તેથી ઘણી વાર તે બહુ જ વિચિત્ર અને કઢંગો પણ બન્યો છે. તે સભ્યતાની ફેશનો જેમ બદલાય તેમ બદલાય છે, અને ફેશન એ તો આકાશમાંની વાદળી જેવી અથવા મનમાંના તરંગ જેવી છે. ક્યારે કેવું રૂપ લેશે અને ક્યારે કઈ દિશામાં ઘસડાશે એ કોણ કહી શકે? ઘણી વાર તો તેમાં રક્ષણનો ગુણ જેમ ઓછો તેમ સભ્યતા વધારે પ્રગટ થાય, એમ જ આપણે માનતા લાગીએ છીએ!

ગુજરાતમાં એક જમાનામાં લાંબા ફેંટાઓ માથે વીંટવાનો રિવાજ હતો, અને આજે પણ વગડામાં કામ કરનારો વર્ગ તે વાપરે છે. એ ફેંટાઓ રક્ષણની દૃષ્ટિએ ઉત્તમ છે, શિરસ્ત્રાણના નામને સાર્થક કરે તેવા છે. તેનો પ્રથમ ગુણ એ છે કે તડકામાં તેનાથી માથામાં પરસેવો વળી ઠંડક થાય છે. બીજો ગુણ ફટકો ઝીલવાનો, તે માટે પણ તે ઉત્તમ છે. વખતોવખત ધોઈને સાફ રાખવાની સગવડ પણ એમાં સારી છે એ ત્રીજો ગુણ. ચોથો ગુણ એ કે કામકાજ કરતી વખતે તે પડી ન જાય, લમડતો અથવા સરકતો રહી અગવડ કર્યા ન કરે. પાંચમો ગુણ—તે જરૂર પડે ત્યારે બીજા કામોમાં, ઈંઢાણી તરીકે માથા ઉપર બોજો લેવામાં, ચાદર તરીકે ઓઢવામાં, ફાંટ તરીકે કંઈ બાંધવામાં, એમ ઉપયોગી થઈ શકે છે. છઠ્ઠો ગુણ કરકસરની દૃષ્ટિએ તેમાં છે, કેમ કે તે ફાટે ત્યારે પણ તેમાથી ઘણા સારા ટુકડાઓ નીકળે છે, જે બીજાં કામોમાં સારી રીતે આવી શકે છે. છેલ્લો અને સાતમો ગુણ તે પહેરીને આપણે સાગ અને ભવ્ય દેખાઈએ છીએ.

હવે આ ફેંટાની સાથે હમણાં હમણાં સુધી આપણે ત્યાં જે જાત-જાતની પાઘડીઓ સભ્યજનો મૂકતા થયા હતા તે સરખાવો. એની રચનામાં જાણે ઉપરના ગુણોમાંનો એકે રહેવા ન દેવાનો જ સ્પષ્ટ ઉદ્દેશ હોય એમ શું નથી જણાતું? અમદાવાદી ખોખું, પારીદારિયા ખોખું કે એવાં જ ખોખાંઓ યોજનારના મનમાં શા શા ખ્યાલો હશે? તડકામાં તે જરાયે રક્ષણ આપે છે અથવા માર ઝીલવામાં મદદ કરે છે એવો આક્ષેપ તેના ઉપર બિલકુલ કરી શકાશે નહીં! ધોવા બાબતમાં તો ફેંટામાં જે કડાકૂટ હતી તેમાંથી બચવા ખાતર જ આવું કાયમી ખોખું બનાવ્યુ લાગે છે. સદ્‌ગૃહસ્થોના માથા ઉપર ચઢી બેઠેલુ ખોખુ જાણે કે અભિમાનથી આવું ભાષણ કરે છે

"મારો પહેરનાર તડકામાં ડોદાજો ચલાવનાર અને માથે ભાર ઉપાડનાર મજૂરિયો નથી; તે એવો મોટો માણસ છે કે તે આખો દિવસ દીવાનખાનામાં છત્રપલંગ ઉપર પડ્યો રહે છે. કદી બહાર નીકળે છે તો જંગલીની જેમ ચાલતો નથી, હળવેકાઈથી ધીમે ધીમે ચાલે છે, જેથી પાઘડી પડી જવાની તેને બીક નથી. તે તાપથી બચવા માથા ઉપર ભાર મૂકતો નથી, પણ છત્ર ધરનારા નોકરો રાખે છે. દુશ્મનથી બચવા માથા ઉપર વજનદાર ફેંટો બાંધતો નથી, પણ હથિયારબંધ અંગરક્ષકો રાખે છે. મારો પહેરતલ એવો ગામડી નથી કે રોજ રોજ ફેંટો ધોવા ને ફરી ફરી બાંધવા બેસે. તે એવો ભૂખડીબારસ નથી કે પાઘડી જૂની થયા પછી એના બીજા ઉપયોગો કરવાનો ક્ષુદ્ર વિચાર તેના મનમાં આવે. આ પાઘડીઓ જોઈ દુનિયા હસે છે અને તેને કળાહીન ને કદરૂપી કહે છે; પણ તેથી શું? શું મોટા મોટા ખાનદાન — નવાબો આવી જ પાઘડીઓ નહોતા મૂકતા?"

આજ સુધરેલા કહેવાતા લોકોમાં, એટલે કે આપણા વર્ગનાં સ્ત્રીઓ તેમ જ પુરુષોના પોશાકોની ફૅશનો જોઈએ તો તેમાં જાતજાતની હસવા જેવી વિચિત્રતાઓ અને ગુણોનો સદંતર અભાવ અને ફેશનને ખાતર વહોરી લીધેલી અગવડો નજરે ચડ્યા વિના રહેશે નહીં — હા, આપણામાં આપણી પોતાની ટર ઉડાવવા જેટલી વિનોદવૃત્તિ હોવી જોઈએ!

કોટની ગરમીના દિવસોમાં શી જરૂર છે? છતાં આપણે તે પહેરીને બફાઈએ નહીં તો સભ્યતાદેવી આપણાથી રિસાય! અને ટાઢના દિવસોમાં જે શરીરના કોઈ ભાગને રક્ષાની જરૂર હોય તો છાતીને છે, છતાં કોટ જાકીટ આપણે એવી રીતે પહેરીએ છીએ કે બરાબર એ જ ભાગ ઉઘાડો રહે. ટાઢ ખમવી બહેનર પણ ગામડીમાં ખપવું ન પોસાય! બહેનો પણ હાથ ગળું છાતી વગેરેના જેટલા ભાગો ફેશનદેવીની આજ્ઞા પ્રમાણે ખુલ્લાં રાખવાં જોઈએ તે રાખવા ખાતર ટાઢે ઠ્રૂજવા તૈયાર થાય છે.

આપણે જૂની ફેશન પ્રમાણે ધોતિયાંધારી હોઈએ છીએ તો ફેશનને અનુસરીને તે પગમાં આવે એટલું ઢસડતું રાખવાની આપણે ખાસ કાળજી રાખીએ છીએ. આપણું ધોતિયું પોતે દુનિયાને જાહેર કરે છે કે આપણે કોઈ ટૂંકી જાડી પોતડીવાળા ખેડૂત કે મજૂર નથી.

બહેનોએ પણ સાડી વગેરે લુગડાંનો ઘાટ અને તે વીંટાળવાની પદ્ધતિઓ એવાં શોધી કાઢ્યાં છે કે પહેર્યા પછી સભ્યતાભંગની ભૂલ થવી શક્ય જ નહીં! કોઈને કામકાજ કરવાની 'પાપી' ઇચ્છા થઈ જાય તો પણ તેના હાથપગ લુગડાંમાં ગૂંચવાઈ જાય, ઉતાવળા ચાલવાનું જંગલીપણું કરવા જાય તો તે ભેરવાઈને ગબડી જાય. એવી તેમાં સલામતી-વ્યવસ્થાઓ

રાખેલી છે! પછી કોઈના પેટની ભૂખ જોર કરી તે સભ્યનામાંથી તેને તોડાવી દે અને તેને મજૂરી કરવાની ફરજ જ પાડે, તો તેણે ઘેરદાર ચણિયાનો કાછડો વાળવો પડશે અને લમડતી સાડી કાઢીને આથે વીંટાળવી પડશે, એટલે કે એ આખા 'કળામય' પોશાકની મૂળ યોજનાને છેક જ નિષ્ફળ કરી નાખવી પડશે.

ખાદીધારી જુવાનિયાઓમાં છેલ્લામાં છેલ્લી ફેશન પાયજામાઓની છે. એ ફેશનના શરૂશરૂના દિવસોમાં તેના ભક્તો ઘણાં જ 'શરમજનક બહાના બનાવતા, જેવાં કે કપડાની કરકસર કરવા ખાતર ધોતિયાને બદલે તેને સ્થાન આપવામાં આવ્યુ છે; દોડાદોડમા અને કામકાજમાં સગવડ પડે તે ખાતર તે ગોધાયો છે. પણ ભક્તો વખતસર ચેતી ગયા છે અને પોતાના પાયજામામા લગભગ ધોતિયા જેટલું કપડું વાપરતા થયા છે, અને જેમા મહેનત મજૂરીને સ્થાન ન હોઈ શકે એવા સદ્‌ગૃહસ્થજીવનને શોભે એટલો તેને લફડફફડ ને પગમાં ભરાય તેવો નીચો બનાવી દીધો છે. આ પાછલી બાબતમાં તો ધોતિયાં કરતાં પણ પાયજામાને બિનજોખમી બનાવવામાં તેમણે સફળતા મેળવી છે, કારણ કે ધોતિયાંનો અણીને પ્રસગે કાછડો પણ મારી શકાય, જ્યારે આને તો કોઈ પણ કરામતે ટૂંકો કરી શકાય જ નહીં! એ બાબતમાં દરજીએ પોતાનો કસબ વાપરી બરાબર મદદ કરી છે એ કબૂલ કરવું પડશે.

ખરેખર આ પોશાકની બાબતમાં દરજીના હુન્નરનો વિચાર કરી લેવા જેવો છે. તેણે પૈસા લઈને આપણી સુખસગવડમાં ઉમેરો કર્યો છે કે ફુઅગવડમાં? ખરુ જોઈએ તો દરજીનો દોષ કાઢવા જેવુ જણાતું નથી. તેણે તો તેની સેવા આપણે જે હેતુ ખાતર લીધી છે તે હેતુ સુંદર રીતે સિદ્ધ કરી આપ્યો છે. દરજી પાસે જવાનો આપણો મૂળ હેતુ કપડું શરીર પર ચપોચપ બેસી રહે, લટકતુ અને છૂટું રહી કામકાજમા અને હલનચલનમા નડતર રૂપ ન થાય એ હોવાનો સંભવ છે. કાપડની કરકસરનો હેતુ પણ મૂળે હશે એમ પણ માની શકાય. દાખલા તરીકે, છૂટી ચાદર ઓઢીએ તે કરતા સીવેના પહેરણમાં ઓછુ કપડુ જોઈએ.

પણ આ મૂળ હેતુઓ તો જ્યારે આપણે અને આપણો દરજી બન્ને 'જગલી' હતા ત્યારના થયા. આજે તો આપણે બન્ને સુધારાની ટોચે ચડેલા છીએ, ફેશનના ઉપાસકો બન્યા છીએ અને તેને ખાતર સુખસગવડ કે કરકસરનો ભોગ આપવાની જાડેર હિંમત આપણે કેળવી ચૂકયા છીએ!. આજે પુરુષોનાં કોટ, પાટલૂન, ખમીસ, પાયજામા, ટોપીઓ, પાઘડીઓ વેતરવામા તેમ જ સ્ત્રીઓના ચણિયા, ચોળી, ફરાક વગેરે વેતરવામાં વધારે

ચિન્તા આપણે કઈ બાબતની કરીએ છીએ? શરીરના અમુક ભાગને રક્ષણની વધારે જરૂર છે માટે ત્યા કપડાનું ઢાકણ વધારે આવે એની? નહીં જ, ફેશનને અનુસરીને કઈ જગ્યાએ કેટલું કપડુ લટકતું રાખવુ જોઈએ એને કયાથી કેટલુ જરૂરી કપડુ ફેશનની ખાતર કાપી કાઢવુ જોઈએ, એની જ ચિંતા કરવામા આવે છે એ સિદ્ધાંત પ્રમાણે જ આપણા ડગલા વગેરેમા છાતીનો ભાગ કાપી કાઢીને કમર નીચે ઘેર મૂકવામા આવે છે. બહેનોની ચોળીઓ વગેરેમા પણ ઝૂલો મૂકવાની અને ફેશન પ્રમાણેના ભાગો લાંબા ટૂકા કરવાની જ ચિંતા કરેલી જોવામા આવે છે

પ્રવચન ૩૦ મું

# સાચા પોશાકની શોધખોળ

ગઈ કાલે તમે કપડાંની ફેશનનો વિષે વિચારો સાંભળ્યા તે પરથી તમે વિમાસણમાં પડશો કે, "ત્યારે અમારે કપડાં કેવી ઢબનાં પહેરવાં?" હું આટલાં કપડાં પહેરો અને આવાં પહેરો એવી કોઈ સીધી સલાહ આપીશ એવી આશા ન રાખશો. એ તમારે તમારી મેળે શોધી લેવાનું છે. પરંતુ આપણે જે વિચારો કરી ગયા છીએ તેમાંથી આપણે કપડાંને લગતા કેટલાક સિદ્ધાંતો જરૂર તારવી શકીએ છીએ —

(૧) કપડાં પહેરવાં એમાં સભ્યતા છે અને અંગ ખુલ્લું રાખવામાં જંગલીપણું છે એ વહેમ કાઢી નાખવો.

(૨) કપડાં વીંટાળી શરીર નાજુક કરી નાખવું તેના કરતા તેને ખુલ્લું રાખી ચામડીની સહનશક્તિ વધારવી એ જ વધારે આરોગ્યવર્ધક છે.

(૩) પેઢીઓની કપડાંની ટેવથી આપણે સહનશક્તિ ગુમાવી બેઠા હોવાથી કપડાંનો સદંતર ત્યાગ કરતાં માંદા થઈ જઈએ, તેથી છાતી વગેરે મર્મના ભાગોને રક્ષણ આપવા ખાસ જરૂરી એટલાં જ કપડાં યોજવાં.

(૪) જે કપડાં કે કપડાંના ભાગો આજે કેવળ સભ્યતા કે ફેશનને ખાતર પહેરીએ છીએ તે તો તુરત છોડી દેવાં. જેટલાં ગણવાનું ઠરાવીએ તેમાં પણ ઋતુ વગેરે અનુકૂળ હોય ત્યારે બને તેટલાના વિના જ ચલાવવું.

(૫) કામકાજ અને હલનચલનમાં નડતરરૂપ ન થાય એવાં કપડાં બનાવવાં. દરજીની જે કંઈ મદદ આ દૃષ્ટિએ લેવી પડે તેટલી જ લેવી, વધારે નહીં.

(૬) કપડાં યોજતાં કાપડની કરકસરનો ખ્યાલ ખાસ રાખવો.

(૭) સ્વચ્છ રાખવામાં સગવડ પડે એવાં કપડાં યોજવાં.

(૮) કપડાં એવાં ચપોચપ ન કરવાં કે ચામડી ઉપર હવા ફરી ન શકે અને શરીરની અંદરના રુધિરાભિસરણને હરકત આવે.

(૯) આ બધું સભાળતાં કળા ઊડી જશે એવો ડર ન રાખવો. ફેશનને નામે ઓળખાતી અને બિનજરૂરી લફરાં વળગાડીને બનાવવામાં આવતી કુકળા જશે, પણ દરેક ઉપયોગી અને કરકસરથી વપરાતી વસ્તુમાં કળા કુદરતી રીતે આવે છે જ. વળી આ નવાં કપડાંઓ આખા શરીરને ઢાંકી દેનાર કોથળાઓ રૂપે નહીં હોય. શરીરનાં ઘણાં અંગોને ખુલ્લાં અને અને છૂટાં રહેવાની તેમાં સગવડ હશે. એટલે ખુલ્લાં અંગો અને કપડાં

એ એની ફૂલગૂથણી આજ સુધી આપણે ન કલ્પેલી એવી નવી કળા ઉત્પન્ન કરશે.

તમે જોઈ શકશો કે આ વિચારોમા તો ધરમૂળની ક્રાંતિ રહેલી છે. ખરા હિંમતવાળા અને સુધારાના આગ્રહીઓ હશે તે જ તેને ઝીલી શકશે. સામાન્ય સુધારકોના વિચારો તો પ્રમાણમા ઘણા જ સહેલા હોય છે. કેટલાક સુધારકો પરદેશી ઢબના પોશાકને વખોડે છે અને દેશી ઢબની હિમાયત કરે છે, કેટલાક જૂના રૂઢિચુસ્તોને વખાણી નવાને વખોડે છે, અને બીજા તેનાથી ઊલટુ કરે છે આપણે જે વિચાર કરીએ છીએ તેમા જૂનુ, નવુ, દેશી, પરદેશી — એકે તરફ પક્ષપાત કરવાની મનાઈ છે પક્ષપાત માત્ર સત્યનો એટલે વિજ્ઞાનનો છે કપડાના ઉપર જણાવ્યા તે સિદ્ધાતોને જ વફાદાર રહેવાનુ છે

સાચો પોશાક શોધવો હશે તો આપણને મહેનતુ લોકોની રહેવાના અવલોકનમાથી જ ખરી વસ્તુ મળવા સભવ છે જોકે તેમાયે આપણે વિવેક તો વાપરવો જ પડશે, કારણ કે તેઓમા પણ કહેવાતા મોટા લોકોની નકલ આજ સુધી મોટા પ્રમાણમા થયેલી છે

આ નવી કસોટીએ આજના ફેન્સી જાકીટ કોટ અને કાઢવા ઘાલવામા ખૂબ જ અગવડભરેલુ પહેરણ વગેરે કદાચ નાપાસ થશે અને છાતીએ બેનડ રક્ષણ આપતી જૂની બાનાગધી બડી ખાસ માર્ક મેળવશે પાયજામા, પાટલૂન, ધોતિયા વગેરે તો નાપાસ થશે જ, પણ તમારી લોકપ્રિય છતા કઢગી ચડ્ડી પણ નનામી ઠરશે, અને ખેડૂતોની ટૂકી પોતડી અને લૂગી શરત જીતી જશે એવો પણ ભય છે કે માનતી ગાધીટોપી ઊડી જાય અને છજા વાળી પરદેશી હેટની ઢાઈ સાદી સસ્તી સ્વદેશી આવૃત્તિ તથા પાચ છ હાથથી લાંબો નહીં એવો ફેંટો — એ બેની વચ્ચે સખત હરીફાઈ જામે

વળી સુધારક બહેનોની આ મોં બદલાતા મોડર્ન સાડી ચણિયા વગેરે દેખાવના અથવા પાશમઘોને તેઓ ફેકી દેશે, અને સાદી મહેનતુ છતા ફલાબિજ એવી ગનીપરજ સ્ત્રીઓનું ડહાપણ શીખશે — એટલે કે સળગ સાડીને બદલે બે છૂટા ટુકડાઓ વાપરશે, અને એક ટુકડો ઉપરના ભાગમા અને બીજો નીચેના ભાગમા પહેરવો પસદ કરશે, એમ હુ તો ધારુ છુ.

આવી આવી વધારે કલ્પનાઓ હવે તમે તમારી મેળે જ કરજો સત્યને વળગીને હિંમતભરી કલ્પનાઓ તો કરતા થાઓ. તેમાથી જ સુધારો અમલમા ઉતારવાની હિંમત આવશે

દુનિયામા બધે બે સ્વભાવના લોકો જોવામા આવે છે. કેટલાક સીધા રસ્તાના સાદા હોય છે અને કેટલાક છાતીવાળા ચિન્તકો અને શોધકો

હોય છે. આપણે આશ્રમવાસીઓ અથવા સેવકોમાં પણ આ બે સ્વભાવો હોય એ સ્વાભાવિક છે. આપણામાં એક વર્ગ એવો છે કે જે પોતાને ભાગે આવેલા કામમા ચોવીસે કલાક તલ્લીન રહે છે, શું ખાવું પીવું ને શું પહેરવું ઓઢવું એમાં બહુ ઊંડા ઊતરતા નથી; સામાન્ય રીતે લોકોમાં ખાદીનાં કપડાં પહેરવાનો રિવાજ ચાલતો હોય તે પ્રમાણે પહેરીને તથા ભાણામાં જે આવી પડે તે સાદું ભોજન જમીને કામે લાગી જાય છે. પણ બીજો ચિન્તકોનો વર્ગ આપણામાં હોય છે અને હોવો જોઈએ. તેઓના શોખ ઇતર જનોની જેમ નિત્ય નવી ફૅશનો કરી નવાં નવાં રૂપ કાઢવાના નથી હોતા, પણ આજે આપણે વિચારો કર્યા તે દિશામાં કંઈ કંઈ પ્રયોગો કરવાના હોય છે. કોઈ કોઈ આશ્રમવાસીનાં વેશવર્તન લોકોની નજરે ઘણી વાર વિચિત્ર અને હસવા જેવાં કેમ લાગે છે એનો ભેદ હવે તમે સમજી શકશો. આપણા દેશનાં આબોહવા, ધંધાઓ, સ્વભાવ એ બધું જોતાં આપણા પુરુષોનો તેમ જ સ્ત્રીઓનો, છોકરાઓનો તેમ જ છોકરીઓનો રાષ્ટ્રીય પોશાક કેવો હોવો જોઈએ તે કોઈક દિવસ આવા વિચિત્ર લોકોના પ્રયોગોમાંથી જ નક્કી થશે.

પ્રવચન ૬૧ મું

# સેવકને સેવક કેવા?

આશ્રમમાં તમે જોયું હશે કે આપણે આપણાં કામો માટે નોકરો રાખવાનું પસંદ કરતાં નથી, પણ પોતાનાં સર્વે કામો હાથે કરવાનો આગ્રહ રાખીએ છીએ. આપણે રસોઈ કરવા માટે રસોઇયો રાખતા નથી, પાયખાનાં સાફ કરવા માટે ભંગી રાખતા નથી, કપડાં ધોવા માટે ધોબી રાખતા નથી, પાણી ભરવું, વાળવું, વગેરે કામો માટે પણ કામવાળા રાખતા નથી.

મિત્રો ઘણી વાર ટકોર કરે છે કે આ બધાં કામો હાથે કરવા કરતાં તે નોકરો પાસે કરાવી લઈ તેટલો વખત બચાવી આપણે શિક્ષણ અને સેવામાં કેમ ગાળતા નથી? પણ આપણે આ મોહક દલીલમાં ફસાવા માગતા નથી. એક તો આ બધાં કામોને આપણે નીરસ મજૂરી કે વેઠ ગણતા નથી, પણ આપણી કેળવણીનાં સાધનો જ ગણીએ છીએ. જેવા ખાદી. ખેતી વગેરે મોટા ઉદ્યોગો, જેવાં પુસ્તકો, જેવા શિક્ષકો, તેવાં જ આ કામો આપણાં કેળવણીનાં સાધનો જ છે. તે નોકરો પાસે કરાવીએ તે પૈસા ખર્ચીને કેળવણીને પાણીમાં નાખવા જેવું આપણને લાગે છે.

તે ઉપરાંત નોકરો પાસે આપણાં કામો કરાવતાં આપણને મોટો સંકોચ રહે છે. આપણને શરમ લાગે છે કે આપણે પોતે સેવક, તેને વળી સેવક કેવા? નોકરને તે નોકર રાખવા શોભે?

છતાં શરમ સંકોચ તજી નોકર રાખવા તૈયાર થઈએ તો પણ આપણી સામે એક મોટી મૂંઝવણ ઊભી થાય છે. આવાં અંગત કામો માટે નોકરો શોધવા હોય તો સામાન્ય રીતે કોણ મળે? જેની પાસે રળી ખાવાનાં કંઈક સાધનો છે, જેને સ્વમાનપૂર્વક રળી ખાવાની કંઈક આવડત છે, તેવા તો કોઈ આવાં અંગત કામો કરવા તૈયાર થાય નહીં. એટલે જેઓ છેક દીન, હીન, દલિત, દરિદ્રી હશે, જેઓ પછાતમાં પછાત અને નીચામાં નીચાં હશે, તેઓમાંથી જ આપણને નોકરો મળી શકે. હવે ખરું જોતાં આ વર્ગના જ તો આપણે પોતે સેવકો છીએ. તેમને જ તો આપણે આપણા સેવ્ય, આપણા સાચા ઉપાસ્ય દેવ, આપણા સાક્ષાત દરિદ્રનારાયણ અને આપણા હિન્દુસ્તાનની મૂર્તિ માનતાં શીખ્યા છીએ. એવા તેમને જ આપણે આપણા સેવક કેમ બનાવીએ? આપણે સેવક — એમની સેવા કરવાને લાયક, તેને બદલે એમના શેઠ બનીએ અને આપણી અંગત નોકરી તેમની પાસે કરાવીએ? આપણી સેવાની સર્વ ભાવનાઓનું ખૂન કર્યા વિના એ કેમ બને?

વળી આવી અંગત નોકરીમાં, સસ્તુ પડવાની દૃષ્ટિએ, કાચી ઉમરના છોકરા છોકરીઓને રાખવામા આવે છે એ મોટો સમાજદ્રોહ છે એ સમજાવવા કાંઈ દલીલની જરૂર છે શુ? અને આપણે માટે તો તેવા બાળકો તરફ નોકરની દૃષ્ટિએ જોવું ખરેખર અશક્ય જ છે આપણી અંદર રહેલો સેવક તેમ જ શિક્ષક એ સ્થિતિ સહન જ કેમ કરી શકે? આપણે ત્યા અનેક વિદ્યાર્થીઓ કેળવણી લઈ રહ્યા હોય, ઉદ્યોગને વખતે ઉદ્યોગ કરતા હોય, રમવાને વખતે રમતા હોય, પ્રાર્થનાને વખતે પ્રાર્થના કરતા હોય, અને સાથે સાથે આપણી જ નજર સામે પેલા નોકર બનાવેલા છોકરાઓ પાસે આપણે નોકરી કરાવ્યા કરીએ? શુ તેઓ પણ ઉપરનુ બધુ શિક્ષણ લેવાને લાયક નથી? તેઓની સાથે જુદુ વર્તન રાખતા આપણો જીવ કેમ ચાલે? કેળવણીની ગંગા વહી રહી છે, તેના પવિત્ર જળથી એમને આપણે કેમ વંચિત રાખી શકીએ?

કોઈ એમ તો ન જ કહેશો કે, "આપણે ક્યા એમને વંચિત રાખીએ છીએ? આપણે તેઓને નોકર તરીકે રાખ્યા છે, અને તેઓ રાજીખુશીથી નોકર રહ્યા છે એટલે પોતાનુ કામ કરે છે" સાધારણ રીતે લોકો આમ જ મનને મનાવે છે પણ આપણે આપણા મનને એવુ જડ, લાગણીહીન કરવુ છાજતું નથી આપણે તો તેમને માટે પણ આપણી સર્વ કેળવણીના કાર્યક્રમો ખુલ્લા મૂકવા જોઈએ, તેમને પ્રેમથી તેમના પ્રતિ નોતરવા જોઈએ, તેમને તેમા રસ લગાડવા ખાસ પ્રયત્ન કરવો જોઈએ

તેને બદલે તેમને નોકર રાખીએ એથી આપણુ મન કેટલુ નીચ બની જાય છે? જો તેઓ બીજા વિદ્યાર્થીઓ ભેગા પ્રાર્થનામા ભજન સાંભળવા બેસી જાય કે વર્ગોમા વ્યાખ્યાન સાભળવા જાય તો આપણે તેમની તરફ કતરાઈશુ અને તેમને કાન ઝાલીને ત્યાથી ઉપાડી મૂકીશુ જે સાચો શિક્ષક અને સેવક છે તે વિદ્યાર્થીદશામા રહેવા યોગ્ય બાળક સાથે આવુ હૃદયહીન વર્તન રાખી જ કેમ શકે? રાખે તો તેમનુ જીવન દભી છે એમ જ ગણવુ જોઈએ આપણા જીવનમા રહેલો આ વિરોધ એ જ બતાવશે કે પોતાના વિદ્યાર્થીઓ અને સેવકો તરફ આપણે પ્રેમ, મમતા અને સેવાભાવ બતાવતા જણાઈએ છીએ તે કૃત્રિમ છે, ઉપર ઉપરના છે આપણુ હૃદય તો પ્રેમ આદિને પાત્ર એવા બાળક તરફ કઠોર થઈ શકે એવુ છે, અને થાય પણ છે

આપણે ગમે તેટલુ સાચવીએ તો પણ આ દભ અથવા જૂઠાણાની અસર આપણા વિદ્યાર્થીઓ ઉપર થયા વિના રહી શકતી નથી આપણુ મોઢેથી ગમે તેવુ સોનાનુ શિક્ષણ આપતા હોઈએ તો પણ વિદ્યાર્થીઓની માર્મિક આખ આપણુ જૂઠાણુ પારખ્યા વિના કેમ રહેશે? અને આપણુ

જ્યારે તેના પ્રત્યે કોમળ ભાવો બતાવીએ ત્યારે તે દિલના ઊંડાણમાંથી નીકળેલા છે એમ તેઓ કેમ માનશે?

આમ નોકર રાખવા એનો આપણા જીવનના સિદ્ધાન્તોમાં કોઈ રીતે મેળ ખાય તેમ નથી. છતાં વ્યવહારમાં તે વિના ચાલી શકતું નથી. આપણા જેવી આશ્રમસંસ્થાઓમાં બહુ બહુ તો આપણાં અંગત કામો માટે નોકરો ન રાખવાનો આગ્રહ આપણે ટકાવી શકીએ છીએ. પણ આપણે પણ દળવા ખાંડવા આદિ કામો, ખેતીનાં અને ગાયનાં કેટલાંક કામો — તે માટે નોકરની મદદ લેવી જ પડે છે. આપણને શિક્ષણ વગેરેને અંગે અમુક કાર્યક્રમો તો કરવા જ એવું મન રહેલું છે, તેથી ગમે તેટલું ઇચ્છીએ તો પણ આપણે આપણા જીવનનાં બધાં જરૂરી કામકાજને પહોંચી વળી શકીએ તેમ નથી.

તે જ પ્રમાણે સેવાના ધર્મને વરેલાં ઘણાં કુટુંબોમાં પણ નોકર ન રાખવાનો સિદ્ધાન્ત માન્ય હોવા છતાં શારીરિક નબળાઈના કારણે અને જરૂરી રોકાણોના કારણે નોકરોની મદદ વિના ચલાવવું ઘણું જ મુશ્કેલ પડે છે. આ આપણી દીન દશા છે. કેટલાક સેવકોને નાનપણથી સેવાજીવનને લાયકની તાલીમ મળી હોતી નથી. તેઓનાં મન નવા જીવન માટે તૈયાર થયાં અને તેઓ ગ્રામવાસી કે આશ્રમવાસી થયા, પણ જૂની ટેવોથી ખંડિત થયેલાં શરીર એ જીવનની બધી મુસીબતોને બરદાસ્ત કરી શકતાં નથી. ઘણાની પત્નીઓની સ્થિતિ એથી પણ મુશ્કેલ હોય છે. તેઓ પતિની સાથે ગામવાસી થઈ ખરી, પણ પોતે હજુ મનથી પતિનો ધર્મ અપનાવી શકી નથી. એટલે તેમને તો શરીર સાથે મન પણ માંદું હોય છે. એવી સ્થિતિમાં સેવકો અને આશ્રમવાસીઓના જીવન જોઈએ છીએ તો કંઈ ને કંઈ નોકરોની મદદ લે ત્યારે જ એમનું ગાડું ગબડે છે.

સંજોગોથી આમ નિર્બળ બનેલા છતાં પ્રયત્નશીલ એવા સેવકોએ શું કરવું? શું તેઓએ પોતાની નબળાઈથી નિરાશ થઈ સેવાજીવનનો ત્યાગ કરવો? એવો નિર્ણય તો તેમને પોતાને માટે તેમ જ દેશના ગામડાને માટે — એમ બેઉને માટે આપઘાત સમાન જ થઈ પડે. ગામડાનું જીવન સ્વીકારનાર અનેક સેવકો તેમ જ તેમના સ્ત્રીપુત્રોને આપણે જાણીએ છીએ કે જેઓ વખત જતા મનની નિર્બળતા જીતી શક્યા છે. તેમનાં શરીર પણ ગામડાંના આરોગ્યકર વાતાવરણમાં આવીને વધારે નીરોગી અને કઠણ થયાં છે, અને તેઓ આખરે નોકર વિના ચલાવતાં થઈ ગયાં છે. આવું ઘણાને વિષે બનેલું આપણે નજરે જોઈએ છીએ. તેઓ જો પહેલેથી નિરાશ થયા હોત તો તેઓને જીવનમાં આ સુંદર તક નકામી જ જાતને?

બીજી તરફથી, હિંદુસ્તાનનાં ગામડાંઓ સબળ અને નિર્બળ એવા

જેટના સેવકો મળે તે બધાના ભૂખ્યા જ છે સુશિક્ષિત સ્ત્રીપુરુષો સેવા માટે શહેરમાથી ગામડામા ઊતરી આવે તે માટે તેઓ ટાપીને જ બેઠા છે અને કોઈના શરીર બીમાર અને અશક્ત રહેતા હોય, તેટલા કારણથી તેમની સેવાનો લાભ ગુમાવવો એ આપણા ગામડાઓને આજે પોસાય તેમ નથી

આવા સેવકોને ગ્રામવાસીઓની મહેનત મજૂરી લેવી પડશે તેમણે તેમ ભલે કરવુ, પણ નમ્રભાવે કરવુ, પોતાની નબળાઈ સમજી સકોચ સાથે કરવુ કામ કરનારને તેઓ ન્યાયપૂર્વકનું મહેનતાણુ તો આપશે જ, પણ તેટલાથી સતોષ ન માનતા તેમની સાથે સમાનતાનુ, મિત્રતાનુ વર્તન રાખવુ તેમની સાથે પોતાના કુટુબીજનની જેમ વર્તવુ જે કામ તેમની પાસે કરાવીએ તેમા ઘરના મોટા માણસોએ તેમ જ છોકરાઓએ પણ સાથે કરવા લાગવુ કામ નીચુ હોવાથી નોકર પાસે કરાવીએ છીએ એવુ જરા પણ લાગવા ન દેવુ આપણાથી ખરેખર પહોચી વળાતું નથી, આપણુ શરીર ચાલતું નથી એનુ દર્દ મનમા સદા જાગતુ રાખવુ

વળી જેની નોકરી લેવી તેની ખાસ સેવા કરવાની જવાબદારી સેવકે પ્રથમથી પોતાને માથે રાખવી પોતે ગ્રામસેવક છે અને ગ્રામવાસીઓને રેટિયા વગેરે શીખવવાની પોતાની ફરજ છે તો તે ફરજ બજાવવાની સૌથી પહેલી અને સૌથી સીધી શરૂઆત તેમણે પોતાના આ ઉપકારી સહાયકોથી જ કેમ ન કરવી? પોતે ગ્રામશિક્ષક હોય તો સૌથી પહેલો તેમણે પોતાના સહાયકોને અને તેમના બાળકોને જ પોતાના શિક્ષણનો લાભ કેમ ન આપવો? પોતાના ઘરના બાળકો સાથે જે રીતે વર્તે તે રીતે તેમણે એ સહાયકોના બાળકો સાથે પણ વર્તવુ જોઈએ

ખરી વાત છે કે ગમે તેટલો માણસ નોકરોની સાથે સારુ વર્તન રાખે તો પણ સપૂર્ણપણે તેને કુટુબીજન બનાવવો એ તેને માટે શક્ય થઈ ન જ શકે ખાવા પીવામા, પહેરવા ઓઢવામા, સૂવા બેસવામા ભેદ રહેવાનો જ આ ભેદ સેવકને રાતદિવસ ડખતો રહેશે અને તેના જીવનને પોતાના સિદ્ધાન્ત ઉપર વધારે ને વધારે ચડાવતો જશે, અને એક દિવસ એવો જરૂર આવશે કે જ્યાર તે પોતાના સેવકજીવનમાથી આ ડાઘ કાઢી નાખશે, જેનો પોતે ચાકર થવા નીકળ્યો છે તેને પોતાનો ચાકર કરી બેસવાના પાપ પોતાના જીવનમાથી ટાળી શકશે

આ સબધમા એક ભ્રામક વિચારથી ચેતવાની જરૂર છે "આપણે ગામડાની કોઈ ગરીબ બહેન પાસે કે છોકરા છોકરી પાસે વાસણ મજાવવા વગેરે કામો કરાવીએ તો એમા શુ ખોટુ છે? આપણે તેમને ઉદ્યોગ અને કમાણી પૂરી પાડીએ છીએ એ તેમની સેવા જ થઈ ને?"

ગરીબ માણસોને એ પૈસા કમાણી થાય તેથી તે અમે તેવું કામ કરવા રાજી થાય, પોતાનાં બાળકોને કામે મોકલવા તૈયાર થાય, પણ તેમની ગરીબીનો લાભ લઈ આપણે તેમની પાસે સ્વમાનખંડન કરતાં કામો કરાવીએ એ ઘણું જ હલકું છે. એમાં તેમની કુમેવા છે. અંગત નોકરીનાં કામો, જેની આજે આપણે વાત કરી રહ્યા છીએ, એ કોઈ ગરીબ માણસો પણ, જો તેઓ સ્વમાની હોય તો, કરવા તૈયાર થશે નહીં. સેવક તરીકે આપણે તો તેવા લોકોને તેમનું માન વધે એવા રેંટિયા આદિ ગ્રામોદ્યોગો આપવા ઘટે છે. ખરું છે કે તેમાં લોકોને વાળવા એ સહેલ નથી. ખાદીનાં આપણાં મથકોમાં જીવ લાવવો બહુ જ મુશ્કેલ પડે છે એ બતાવી આપે છે કે આ કામ કેટલું અઘરું છે. પણ અઘરું હોય કે સહેલું, તેવા માનભર્યા ઉદ્યોગોનો માર્ગ ખોલીને જ આપણે લોકોની સાચી સેવા કરી શકીએ. કોઈની પાસે ચાકરી લેવી જ પડે તો ભલે નમ્રભાવે અને ઈશ્વરની ક્ષમા યાચીને લઈએ, પણ એમાં આપણે ચાકરની સેવા કરીએ છીએ એવી પોતાની જાતની પ્રતારણા ન જ કરીએ.

આપણે ત્યાં આશ્રમમાં અનેક ભાઈબહેનો રોજ જાતજાતનાં કામો કરવા આવે છે. કોઈ કુટુંબોમાં ઘરકામ કરવા આવે છે, કોઈ ખાદી કાર્યાલય અંગે પૂણીઓ વાળવા, ચરખા ચલાવવા વગેરે માટે આવે છે, કોઈ કોઠાર અંગે અનાજ ખાંડવા, ઝાટકવા કે દળવા આવે છે. કોઈ વળી મકાનોના કંઈ કામકાજ અંગે મજૂરી કરવા આવે છે.

દુનિયામાં મજૂરીનું હજુ માન બંધાયું નથી અને મજૂરો સાથેનું વર્તન લોકો સારું રાખતા નથી. મજૂરો કામચોરી જ કરવાના એમ માનીને તેમના માથા ઉપર સદા ટકટક કરવાનો રિવાજ છે. એમ કરે તે વ્યવહાર-કુશળ ગણાય છે અને ન કરે તે કોઠમાં ખપે છે. આપણે સૌ પણ આવી દુનિયામાંથી જ આવેલા હોઈ આપણે ત્યાં આવતા મજૂરો સાથે આવી જ રીતે વર્તવાની ટેવથી આપણે સંપૂર્ણ રીતે મુક્ત છીએ એમ કહેવું મુશ્કેલ છે. તેથી આજે જણાવેલા આ વિચારો આપણે સૌએ પચાવવા જેવા છે. આપણે ત્યાં કોઈ મજૂર નથી અને કોઈ સદ્‌ગૃહસ્થ નથી; અથવા છે તો મજૂર પરસેવો ઉતારી કમાય છે તેથી તે માનને પાત્ર છે, અને સદ્‌ગૃહસ્થ પારકી મહેનત ઉપર ઊજળો રહે છે તેથી તેનું સ્થાન નીચું છે. તેથી કામ અંગે આશ્રમમાં આવનાં ભાઈબહેનોને તમે કોઈ મજૂર અથવા નોકર ગણશો નહીં. તેઓ સૌ આપણા માનવંતા સાથીઓ અને સહાયકો છે. તેમને કોઈ તુંકારો કરશો નહીં. તેમને માનથી બોલાવજો. તેમના આપણે સેવકો છીએ એ ભાવના તેમની સાથેના વર્તનમાં જાગતી રાખજો.

પ્રવચન ૩૨ મું

# આશ્રમવાસિનીઓ

ગઈ કાલે આપણે નોકર અને મજૂર સબંધમાં વાત કરતા હતા એમના પ્રત્યે જોવાની અને વર્તવાની આપણી આશ્રમદૃષ્ટિ કેવી હોય તે તમે જોયું એ જ પ્રમાણે સ્ત્રીઓ તરફ જોવાની અને વર્તવાની આશ્રમની ખાસ દૃષ્ટિ છે.

આશ્રમવાસી બહેનોમાં મોટે ભાગે તો આશ્રમવાસી સેવકોની સ્ત્રીઓ, પુત્રીઓ, માતાઓ, બહેનો વગેરે હોય છે. તેઓ ખૂબ જ સહાનુભૂતિ અને આદરને પાત્ર છે, ખાસ કરીને તેમના જીવનનાં શરૂઆતના વર્ષોમાં— જે વખતે તેમને પાર વગરની મુશ્કેલીઓ હોય છે.

તમારી વિદ્યાર્થીઓની સ્થિતિ અને તેમની સ્થિતિમાં જમીન આસમાનનું અંતર છે તમનેયે આશ્રમજીવન કઠણ તો પડે છે, પણ તમે તો સમજી વિચારીને આવ્યા છો; કઠણ જીવનથી હારવું નથી, પણ તેને પોતાના જીવનમાં વણી લેવું છે એવા દૃઢ નિશ્ચય સાથે તમે અહીં આવ્યા છો. સેવાની કેળવણી એ તો કઠણ જ હોય, એ કંઈ ફૂલની પથારી ન હોય, એવી તમને શ્રદ્ધા હોવાથી તમે આવ્યા છો.

પણ આ બહેનો અહીં કયા સંજોગોમાં આવી છે? પોતાના પતિ આશ્રમમાં રહે છે તેથી પત્નીને તેની પાછળ દોરાઈને આવવું પડ્યું છે પતિ મુંબઈ કલકત્તામાં નોકરી ધંધો કરતો હોત તો તે ફરજ માની ત્યાં દોરાઈ હોત. તેણે કંઈ તમારી જેમ અગાઉથી આશ્રમના નિવેદનો વાંચીને કે કોઈની પાસેથી તેનું વર્ણન સાંભળીને આશ્રમની માહિતી મેળવી હોતી નથી. પતિદેવ જો આશ્રમના રંગે પૂરા રંગાયેલા હોય તો કદાચ તેણે આશ્રમજીવન વિષે પત્નીના મનમાં શ્રદ્ધા જગાડવાનો પ્રયત્ન કર્યો હશે. પણ ઘણી વાર તે કાચો આશ્રમી હશે અને પોતાની તે ફરજ બજાવવાનું ચૂક્યો જ હશે બિચારો મનમાં બીનો હશે કે પત્ની આશ્રમની જુદી જ દુનિયામાં આવી પડશે ત્યારે તેનું અને પોતાનું શું થશે? એ બીકના માર્યા તેણે અગાઉથી મૌન જ સેવ્યું હશે

પત્નીને પતિના ઘરમાં અથવા પોતાના પિયરમાં કંઈક રાષ્ટ્રીય વાતાવરણનો લાભ મળ્યો હશે તો તો તેને બહુ વસમું નહીં લાગે એવો સંભવ છે, નહીં તો તેની પૂરી દેગનગતિ સમજવી તેણે અનેક તરેહના ખ્યાલો પોતાના ગૃહસ્થજીવન માટે બાંધ્યા હશે. તે બધા ઉપર અહીં

આશ્રમમાં પ્રહાર થવા માંડશે. તેણે તો રંગ બેરંગી લૂગડાંલત્તાંનો શોખ કેળવ્યો હશે, અને અહીં તો સૌ સાદાં ખાદીનાં કપડાં જ પહેરે છે. વળી પતિ પણ તેને ખાદી ઉપર વાળવા સ્વાભાવિક રીતે અધીરો હોય જ. ઘરેણાંગાંઠાં તો આસપાસનું વાતાવરણ જોઈ તેને પોતાને જ પહેરવાની શરમ આવશે. ઘરનુ કામ કરવું હલકું છે અને તે માટે નોકર રાખીશું એવા તેણે મનોરથો સેવ્યા હશે. જ્યારે અહીં તો ઉત્સાહી પતિ નોકર શેનો રાખે? એ તો જાતે વાસણ કપડાં કરવા લાગી એને બિચારીને શરમાવશે. નોકર રાખવાનું તો બાજુએ રહ્યું, પતિ તો તેને એવું સમજાવવા લાગશે કે ઘરનું કામકાજ વહેલું વહેલું પતાવી અને એટલો વખત બચાવવો અને આશ્રમની બને તે પ્રવૃત્તિઓમાં ભાગ લેવો; કાંતણ યજ્ઞમાં ભાગ લેવો, પ્રાર્થનાઓમાં રસ લેવો, આશ્રમના કોઠારમાં અગર દવાશાળામાં અગર બાલવાડીમાં અગર કન્યાવર્ગમાં અગર પરિશ્રમાલયમાં ભાગ લેવો. પત્નીને તો પોતાની રસોઈની કળા ખીલવવાની અને બતાવવાની હોંશ છે. પણ અહીં તો પતિદેવ સાદાઈને વરેલા છે, ખાનપાનમાં આશ્રમજીવનને શોભે એવી સાદાઈ રાખવાનો આગ્રહ રાખે છે, અને ટૂંક મુદતમાં આશ્રમના સામાન્ય સ્વયંપાકગૃહમાં જોડાઈ જવા માટે પત્ની ઉપર ધીમુ ધીમુ અને સહેવાતુ સહેવાતું દબાણ પહોંચાડે છે'

પતિ પોતાની પત્નીને કેળવવાનો આવો પ્રયત્ન કરે એને અયોગ્ય તો કેમ કહી શકાય? પત્ની એ પોતાની સાચી ધર્મપત્ની બને, પોતે જે જીવનને વર્યો છે તેમાં તે પણ રસ લેતી થાય એમ ઇચ્છા થવી અને તે માટે પ્રયત્ન કરવો એ તેનો સ્વાભાવિક ધર્મ છે. એ એક મહાન અને અત્યંત જરૂરી કેળવણીનુ કામ છે.

તે લોકસેવા માટે આશ્રમમા રહે છે, પણ લોકસેવા આજે તેને પોતાના ઘરમા જ શરૂ કરવાની આવી પડી છે. તેને પોતાની સંપૂર્ણ કળા આ કેળવણીમાં વાપરવી પડશે. પત્ની ડાહી, સુજ્ઞ, અને ગમે તે પરિસ્થિતિમાં ભળી જાય એવી આનંદી હશે તો ધીરા, ઠંડા અને મીઠા પ્રયોગોથી જ તેનું કામ સરશે તેમ બનવુ એ તો એ બને પરમ ભાગ્યશાળી હશે તો જ આશા રાખી શકાય. પણ જીવનનુ વહેણ એટલુ સીધુ અને સરળ ક્યારે હોય છે? આ તો એક તાતી તેજસ્વી પાણીદાર કેળવણી છે. તેમાં આકરા અને આંસુથી ભીના સત્યાગ્રહોનાયે પ્રયોગો આવવાના જ.

આપણે, સર્વ આશ્રમવાસીઓ આવે વખતે પ્રેમ, માયા અને સહાનુભૂતિનુ સિંચન એમના ઉપર કરીએ એ કેટલુ બધું જરૂરી છે? એક આંબાના કુમળા છોડને તેની જૂની ભૂમિમાંથી ઉપાડી નવા ખાડામાં

રોપીએ છીએ ત્યારે આપણે કેટલી કોમળતાથી કામ લેવુ પડે છે? માણસને આવે વખતે બીજાને ભોગે હનકો રસ માણવાની ચળ આવે છે, નવી બહેનોનાં કપડા ઘરેણાની ટીકા કરવાનુ મન થાય છે, તેના બોલવા-ચાલવાની મશ્કરીઓ ઉડાડવાનુ મન થાય છે. કા તો આપણે તેમની જૂની ટેવો માટે કડવાં વચન બોલી નાખીએ છીએ, તેમના તરફ તિરસ્કાર કરીએ છીએ; કા તો તેમની ખુશામત કરી તેમની નમળાઈઓને ઉત્તેજન આપવા લાગીએ છીએ. આવી હનકી વૃત્તિને જો આપણે આશ્રમવાસીઓ વશ થઈએ તો આપણે તેમનુ કાયમનુ અહિત કરી બેસીએ છીએ. પણ જો આપણા તરફથી તેમને તે ખરે ટાંકણે સહાનુભૂતિ અને સહાય મળશે, પ્રેમભરી સેવા અને વિશ્વાસપૂર્ણ સલાહ મળશે તો થોડા જ સમયમા નવી ભૂમિમા તેના મૂળિયા ચોટી જશે અને કરમાયેના પાંદડામાં પાછો તાજો રસ વહેવા લાગી જશે ભલે તે બહેન આવી હશે પોતાના પતિની પાછળ ખેચાઈને, પણ વખત જતા તે પોતે સાચી આશ્રમવાસિની થઈ જશે. તેને રસ પડવા લાગશે પોતે કેમ જાણે સ્વેચ્છાપૂર્વક, સ્વતંત્રપણે સેવાજીવનની તાલીમ લેવા માટે આવી ન હોય એમ જ તે વર્તતી થઈ જશે અને આ પરિવર્તન તેનામા ક્યારે થઈ ગયુ એની તેને ખબર પણ નહીં પડે.

સેવકોએ પોતે પણ પોતાની પત્નીની કેળવણીનો આ પ્રયોગ કરવા માટે પોતાના જીવનમા ઘણી ઘણી લાયકાતો કેળવવી પડશે ઘણા સેવકોની સમજ એવી હોય છે કે પત્નીને અમુક આચાર વિચારોનો આગ્રહ કરવો એટલે તેને લઢવુવઢવુ અને તકરાર કરવી, સમજાવવું એટલે ચર્ચા અને દલીલો કરીકરીને તેને હફાવવી, સત્યાગ્રહ કરવો એટલે જરાજરામા રિસાયા કરવુ. પણ કોઈ પણ કેળવણીનુ કામ એટલુ સાદુ અને સહેલું હોતુ નથી— ખાસ કરીને એક પત્નીને આશ્રમજીવન ઉપર ચઢાવવાનુ તો નહીં જ.

તે માટે પત્નીને કેળવવા સાથે પતિએ પોતાની જાતને કેળવવી જોઈશે, પોતાની લાયકાત વધારતા જવુ જોઈશે પત્ની સાથે વર્તવાનુ, તેના પ્રત્યે જોવાનું આખુ ધોરણ જ તેણે સુધારી લેવુ જોઈશે. તે પોતાની આશ્રિત છે, પોતાની સેવા કરવી એ જ તેનો ધર્મ છે, એવી જૂના જમાનાની દૃષ્ટિ તેણે છોડવી જોઈશે. તેણે સમજવુ જોઈશે કે પોતાની અંગત સેવામા જ તેનો બધો વખત રોકાયાં કરવો, તેને પોતાની મિલકત ગણીને, પોતાનું ભોગનું સાધન ગણીને વર્તવુ એ તેનો દ્રોહ કર્યા બરાબર છે.

એમ વર્તવાથી પતિ પોતાની શિક્ષક અથવા સેવક તરીકેની યોગ્યતા ગુમાવી બેસે છે. કારણ કે તે મોઢેથી તેની પાસે સેવાની વાતો સંભળાવતો હોય છે, પણ તેની સાથેના વર્તનમાં તો તેના માલિક કે

ભોક્તા તરીકે જ રહે છે. તેના ઉપદેશમાં અને આચારમાં મેળ ન હોવાથી તે પત્ની ઉપર સારી છાપ કેવી રીતે પાડી શકે? કોઈ પણ સ્ત્રીથી પતિના વર્તનમાં રહેલુ આ જૂઠાણુ છુપું કેમ રહી શકે? તે તો પતિની આંખ ઉપરથી કળી જાય છે કે, એ હોઠે આશ્રમના સંયમજીવનની ચર્ચાઓ કરે છે, પણ તેની આંખમાં તો લંપટતા ભરી છે. એ મોઢેથી દરિદ્રની સેવાની વાતો શીખવે છે, પણ એને પોતાને તો પાણીનો પ્યાલો જોઈતો હોય તો પણ પત્નીને હુકમ કરવાની ટેવ છે. પછી તે મોઢેથી ગમે તેટલો સમજાવવાનો કે વઢવાનો કે રિસાવાનો દેખાવ કરતો હોય તેથી શું વળવાનું? ચકોર સ્ત્રીઓ તો મોઢાની વાતોની પાછળ રહેલી એના મનની છૂપી વાત બરાબર વાંચી લીધા વિના રહેતી નથી. સેવકે પોતાની કેળવણી જેટલી હદે કરી હશે તેટલી હદે જ તે પત્નીને કેળવવામાં ફાવશે.

ત્યારે સેવક માટે પત્ની તરફ જોવાની દૃષ્ટિ કેવી હોય? "તે એક સ્વતંત્ર સેવિકા છે. તેને પણ સેવાના જીવનની તાલીમ લેવી છે. તેણે પણ આશ્રમજીવનમાં અને દેશકાર્યમાં પોતાનો ફાળો આપવાનો છે. તેનો સમય, તેની શક્તિ તેની એ તાલીમમાં જ ખર્ચવા દેવા જોઈએ. તેના ઉપર પતિએ હક દાવો ન કરવો ઘટે. એક પ્રેમળ મિત્ર અને સાથી તરીકે તેણે તો તેને તેના જીવનના આ મુખ્ય કાર્યમાં દરેક રીતે દોરવણી આપવી અને ઉત્તેજન આપવું જોઈએ." સેવક ધર્મપત્નીને આજ દૃષ્ટિએ જોઈ શકે.

સેવક જો પત્ની તરફ આવી દૃષ્ટિ રાખશે તો તે બન્નેનુ એકબીજા પ્રત્યેનુ આખું વર્તન ફેરવાઈ જશે, શુદ્ધ બનશે. આશ્રમને શોભે તેવું તેમનુ ગૃહજીવન થશે. તેમના આહારવિહાર વગેરે ખૂબ સાદાં બની જશે. બે આનંદી પંખીડાંઓની જેમ, તેઓ બધા ઘરકામો સાથે મળીને કરશે, અને સેવાકાર્યો પણ સાથે મળીને કરશે. તેઓને કુદરતી રીતે સંયમજીવનમાં રસ જાગશે, કુટુંબ પરિવારની જંજાળ ઘણી જ સંકુચિત રહે એવી સાચા દિલથી ખબરદારી રાખશે. એ જંજાળ વધવા દેવી અને પત્નીની શરીરસંપત્તિને તેમ જ સેવાની ઉમેદોને છિન્નભિન્ન કરી નાખવી એ તેનું ભારે અહિત કરવા બરાબર છે, એ વિચાર એમના જીવનમાં એક ક્ષણ પણ ભુલાશે નહીં.

આવાં સેવક સેવિકાના યુગલને સંતતિ થશે તો તેના પ્રત્યેનાં પ્રેમ અને જવાબદારી એમનામાં સંયમજીવનનો રસ ખૂબ જ વધારી દેશે. સંતતિની રૂડી કેળવણીના વિચારથી એમને પોતાનાં જીવન વધારે સ્વચ્છ અને પવિત્ર રાખવાની સ્વાભાવિક પ્રેરણા થશે. આજ સુધી સંયમ એમને કષ્ટસાધ્ય હતો તે હવે સંતતિપ્રેમને કારણે સ્વાભાવિક અને સહેલો બનશે.

આશ્રમોના પવિત્ર વાતાવરણમાં બહેનોને આ પ્રમાણે જીવનપલટો કરવાની તક મળવી જ જોઈએ. કોઈ પણ આશ્રમના મુખ્ય ઉદ્દેશોમાં બહેનોની આવી સેવાને પણ સ્થાન છે જ. આશ્રમોનુ વાતાવરણ એ માટે પવિત્ર અને સ્ફુરણાદાયી રાખવા આપણે સૌએ હંમેશાં પ્રયત્નશીલ રહેવું જોઈએ. તેવું ઊંચું વાતાવરણ જ્યાં ન હોય તેને આશ્રમનું પવિત્ર નામ કેમ શોભે? તે તો પછી એક પશુમય જીવન ગુજારતાં માણસોનો અખાડો જ કહેવાય.

પતિ તરફથી તેમ જ તેના આશ્રમવાસી સાથીઓ તરફથી આવી રીતે પ્રેમ સહાનુભૂતિ મળવાથી આશ્રમવાસિની બહેનોનાં જીવનો ઉન્નત થવાનાં દૃષ્ટાંતો આશ્રમસંસ્થાઓમાં આપણને અનેક જોવા મળી શકે તેમ છે. તેઓ મૂળે તો પતિની દોરેલી જ આશ્રમમાં આવેલી. તેમની પાસે સ્વતંત્ર વિચારોની મૂડી કશી જ નહોતી. છતાં વખત જતાં તેઓએ આશ્રમસિદ્ધાન્તો હાડમાં ઉતાર્યા છે. ગરીબોની સેવા અને તે અર્થે ગરીબાઈનું જીવન તેમને ખરા દિલથી ગમી ગયું છે. હરિજનોને પણ પોતાનાં કુટુંબોમાં ભેળવી દેવા જેટલી તેઓ ઉદાર થઈ છે, અને તેઓ પતિનાં અથવા આશ્રમનાં સેવાકાર્યોમાં પોતાનો સ્વતંત્ર ફાળો આપી શકે છે. તેમણે દારૂ તથા પરદેશી કાપડની દુકાનોની ચોકી જેવાં બહાદુરીનાં કામો કર્યાં છે; જેમાં જેલવાસનું આકરું કષ્ટ ભોગવવાનું આવે છે અને જેમાં કૌટુંબિક જીવન છિન્નભિન્ન થઈ જાય છે એવી સત્યગ્રહની લડતોમાં પણ વીરતાથી ભાગ લીધો છે.

સેવકોની માતાઓ અને બીજી સગાઈઓ ધરાવનારી સ્ત્રીઓ સંબંધમાં આશ્રમવાસીનું કર્તવ્ય પણ સાથે સાથે વિચારી લઈએ. એ જરા વધારે નાજુક અને અઘરું છે. એમના પર પ્રેમનું દબાણ પણ અલ્પ પ્રમાણમાં જ આણી શકાય. એમના વિચારો અને એમની ટેવો ઠીક ઠીક હદ સુધી માનપૂર્વક સહન કરી લેવી રહી. એ સહન કરવું અને છતાં આશ્રમજીવનના સિદ્ધાન્તો તજવા નહીં એ સેવકો માટે ભારે કીમતી તાલીમ જ છે.

આશ્રમ જેવા સ્થાનમાં આપણે રહીએ છીએ, દુનિયાની દૃષ્ટિમાં દુઃખ અને દરિદ્રતાનું જીવન ગાળીએ છીએ, એ મુદ્દા ઉપર ઘણી વાર તેઓ પુષ્કળ જીવ બાળતાં અને આંસુ પાડતાં હોય છે. આપણે જ્ઞાતિરિવાજ પ્રમાણે મરણપરણના પ્રસંગો ઠાઠથી ઊજવી જ્ઞાતિમાં નામના ન કાઢીએ તેથી, સ્પર્શાસ્પર્શની અને ખાવાપીવાની રૂઢિઓ છોડી હોય તેથી, બાળલગ્નનો અને કન્યાઓનો વિરોધ કરીએ તેથી, તેમ જ પોતાનાં ઉંમર લાયકનાં પુત્ર કે પુત્રીની ઇચ્છાને માન આપી આંતરજ્ઞાતીય અને આંતરપ્રાંતીય લગ્નોને પણ આશીર્વાદ આપીએ તેથી — તેઓને આંસુ પાડવાના પ્રસંગો આપણા જીવનમાં આવવાના જ.

એ આંસુ જોઈ ન શકવાથી સેવક પોતાનું જીવન બદલવા તૈયાર થઈ જશે તો તે પોતાની કે મા બહેન વગેરેની કશી જ સેવા કરવાનો નથી. પરંતુ પોતાના સિદ્ધાન્તો ન છોડીને પણ સેવક માતા વગેરેનાં દિલ બીજી બહુ રીતે જીતી શકે છે. આશ્રમના જીવનમાં ઘર કરતાં સગવડો ઓછી હોવાથી એમને કામકાજની, ખાવાપીવા, સૂવાબેસવા વગેરેની અંગત તકલીફો ઘણી લાગે, એ સમજી શકાય તેમ છે. આપણે એની કદર કરવા જેટલું હૃદય પ્રેમળ અને કોમળ રાખવું ઘટે. આપણે અંગત અગવડો વેઠીને પણ તેમને એવી બાબતમાં બને તેટલાં સુખી કરવાં એ આપણો ધર્મ છે. જેટલું સુખ પ્રેમપૂર્ણ અંગત શુશ્રૂષા કરીને આપી શકાય તે વડે તો તેમને નવડાવી મૂકવાં જ જોઈએ. પણ જે સુખ કેવળ ધન ખર્ચીને અથવા નોકર ચાકર રાખીને અથવા આપણું સેવાજીવન છોડીને જ આપી શકાય તે બાબતમાં આપણે લાચાર બની જઈએ એવો ખૂબ જ સંભવ છે. એવા કટોકટીના પ્રસંગોમાં જેઓ નિરાશ ન થતાં ધીરજપૂર્વક સહન કરે છે, અને પ્રેમ સેવાના પ્રવાહો વહેવડાવી શકે છે, તેઓ છેવટે કેટલાંક વર્ષોની આકરી કસોટીમાંથી પસાર થયા પછી એમનાં દિલને સ્પર્શ કરવામાં સફળતા મેળવે જ છે.

આશ્રમમાં એવાયે દાખલાઓ થોડા નથી કે જેમાં વૃદ્ધ માતાઓ કે બહેનો આખરે પ્રેમથી ખાદી પહેરતી અને રેંટિયા કાંતતી થઈ છે, હરિજન બાળકોને પ્રેમથી પોતાને હાથે પોતાનાં બાળકો સાથે બેસાડી જમાડતી થઈ છે અને બીજી રીતે પણ આશ્રમજીવનમાં ઠીક ઠીક ભળીને આપણા કાર્યમાં આશીર્વાદ અર્પતી થઈ છે.

આજે કરેલી વાત મોટે ભાગે તો આપણા આશ્રમના જૂના સેવકો સાથે તથા તેમનાં પત્નીઓ, માતાઓ વગેરે સાથે સીધો સબંધ રાખે છે, છતાં નવા વિદ્યાર્થીઓને તે હેતુપૂર્વક સંભળાવી છે. તે ઉપરથી આશ્રમવાસિની બહેનો પ્રત્યે વર્તવાની આશ્રમદૃષ્ટિ તમને સમજાશે. સ્ત્રીઓનું સન્માન રાખવું એ તો સામાન્ય રીતે દરેક સજ્જનનો ધર્મ છે જ, પણ આશ્રમવાસિની બહેનોને આપણે માત્ર સન્માન કરતાં ઘણું વધારે આપવાનું છે. તેઓનાં નામ આશ્રમના વિદ્યાર્થીઓના ચોપડામાં કે કાર્યકર્તાઓના ચોપડામાં ભલે ન હોય, તો પણ તેઓ આપણા સૌના જેવી સેવિકાઓ અથવા વિદ્યાર્થિનીઓ જ છે, એમ સમજીને જ આપણે વર્તવાનું છે. આપણા કરતાં તેમને માટે સેવિકાના જીવન ઉપર ચઢવું કેટલું મુશ્કેલ છે એ મેં વિસ્તારથી બતાવ્યું છે. તેથી તેમના ઉપર સહાનુભૂતિ, ઉત્તેજન અને પ્રેમની વૃષ્ટિ કરવી એ આપણું પરમ કર્તવ્ય છે. ટીકાઓ અને હાંસી કરીને તેમના ઉત્સાહને થિજાવી દેવાનું પાપ આપણે ન જ કરીએ.

## પ્રવચન ૩૩ મું

# આશ્રમબાળકો

આજે આપણે આશ્રમનાં બાળકો સંબંધે વિચાર કરીશું. આશ્રમવાસિની બહેનોનો વિચાર કર્યા પછી તેમનાં અને આપણાં સૌનાં વહાલ બાળકોનો વિચાર કરવો એ સ્વાભાવિક જ છે.

બાળકોનો વિચાર એટલે તેમને કઈ નિશાળે બેસાડવા અને કઈ ચોપડીઓ પઢાવવી એની ચર્ચા હું કરવાનો છું, એમ તો કોઈ આશા નથી રાખતાં ને? આપણે તો છેક નાનાં બબલાઓ અને બબલીઓનો વિચાર કરીએ છીએ. એમને વળી નિશાળ કેવી? અથવા નિશાળ હોય તો માનો ખોળો અને આશ્રમનો વિશાળ ચોક એ જ એમની નિશાળ. એમનાં ઘરમાં જે કામકાજ ચાલી રહ્યાં છે, ઉદ્યોગશાળાઓમાં અને ખેતરોમાં અને ગૌશાળામાં જે કામકાજ ચાલી રહ્યાં છે, આપણે સૌ આશ્રમવાસીઓ જે જે બોલીએ છીએ અને ચાલીએ છીએ એ જ તેમનાં પુસ્તકો.

એટલે બાળકોની કેળવણી માટે સૌથી પ્રથમ તેમનાં માબાપોએ અને આપણે સર્વ આશ્રમવાસીઓએ જે કરવાનું છે તે એ છે કે, આપણાં જીવનો આપણે અત્યંત નિર્મળ, દંભ વિનાનાં, સાચાં અને પ્રેમપૂર્ણ રાખવાં. તેમ રહેતાં આપણને મન ઉપર તાણ પહોંચતું હોય તો પણ તે બાળકોના વહાલને ખાતર આનંદથી પહોંચવા દેવું. આપણા જીવનની ઝીણામાં ઝીણી વિગતોને આ નાનાં શિશુઓ ઝીણવટથી નિહાળી રહ્યાં છે, તે જોઈને તેઓ પોતાના જીવનના ઘાટ ઘડવાનાં છે, માટે આપણે તેમની પાસે ભૂલે ચૂકે પણ ખોટો નમૂનો મૂકી ન બેસીએ, એવો વિચાર આપણા મનમાં નિરંતર જાગ્રત રાખવો.

'બાળકો બુદ્ધિ વિનાનાં અને બળ વિનાનાં નાનકડાં પ્રાણીઓ છે, એવા ભ્રમમાં ન રહેવું. તેઓ હજુ બોલતાં ને ચાલતાં ભલે ન શીખ્યાં હશે, છતાં તેઓ ખૂબ જ ચપળ અને બુદ્ધિમાન હોય છે. પોતાના તીણાં આંખ, કાન, સ્પર્શ, આદિથી અને તીણી બુદ્ધિથી તેઓ આ અજાણી પણ અદ્ભુત દુનિયાને સમજવાનો પ્રયત્ન કરે છે, અને સમજતાં જાય છે તેમ રસના ઘૂંટડા પીતા જાય છે. તેઓ પકડે છે, છોડે છે, પંપાળે છે, મોંમાં ઘાલે છે, પછાડે છે,— એમ અનેક પ્રયોગો કરી કરીને દુનિયાના વિવિધ પદાર્થોનું પદાર્થવિજ્ઞાન પોતાના ખપ પૂરતું મેળવી લે છે. આપણને લાગે છે કે તેઓ

સર્વ અર્થો, ભાવો અને અલંકારો સહિત સમજતાં શીખે છે, એટલું જ નહીં પણ તેના જવાબો પણ પોતાની કાલી કાલી વાણીથી અને અત્યુક્તિ, વક્રોક્તિ, અન્યોક્તિ વગેરે તરેહ તરેહના અલંકારોનો ઉપયોગ કરીને આપતાં થઈ જાય છે.

બાળકો આપણી જીભની ભાષા તો પ્રમાણમાં જલદી શીખે છે; પણ આપણી આંખોમાં ચમકતાં તેજની ભાષા તેમ જ આપણા ગાલ ઉપર બદલાયાં કરતી ચડઊતર રંગછટાઓની ભેદી ભાષા ગ્રહણ કરતાં તેમને અત્યંત અઘરું પડતું હોવું જોઈએ. અને જેમ જેમ બાળકો આપણી એ ભાષાઓ સમજતાં થાય છે તેમ તેમ તેઓને મોટી ઉંમરના માણસોના વર્તનમાં કંઈક અસ્વાભાવિક — કંઈક કુદરત વિરુદ્ધનું હોવાની શંકા જાય છે. મહાપ્રયત્નને અંતે તેમને સમજવા લાગે છે કે આપણા તો ચાવવાનાયે જુદા અને દેખાડવાનાયે જુદા છે!

આ શોધ તેના નિષ્પાપ હૃદયને પ્રિય લાગતી નથી. આપણા જૂઠાણાની એને શંકા તો બહુ વહેલી પડતી હશે, પણ ઈશ્વરે મોટાંઓ પ્રત્યે આપેલાં શ્રદ્ધા અને પ્રેમને લીધે તેઓની નાનકડી બુદ્ધિ આપણે એવા નીચ હોઈએ એમ માનવાને ના પાડતી હશે. અને આપણા વર્તનમાં કંઈક સારો શુદ્ધ હેતુ શોધવા તેઓ લાંબો વખત બુદ્ધિમંથન કરતાં હશે. સાજાંતાજાં શરીરોવાળા હોવા છતાં આપણે બીકણ છીએ એમ શોધતાં અને તેવું આપણે માટે માનતાં આપણાં શ્રદ્ધાળુ બાળકાને કેટલું વસમું પડતું હશે? પણ જ્યારે તેઓ ઘણી ઘણી વાર અવલોકન કરે છે કે આપણે બહારથી મોઢું રાતું રાખવા છતાં, બહારથી હિંમત બતાવવા છતાં, વર્તન તો બીકણ જેવું જ કરીએ છીએ, ત્યારે પછી તેમનો ભરમ ભાંગ્યા વિના કેમ રહે?

આપણે બોલેલું ફરી જઈએ છીએ, ટેક રાખી શકતાં નથી; બીજાંઓને છેતરીએ છીએ, નાનાંને દાબીએ છીએ, બળિયાથી ભાગીએ છીએ; જાહેરમાં ખાવાપીવા વગેરે ભોગો બાબતમાં સંયમ બતાવવાનો દંભ કરીએ છીએ, પણ ખાનગીમાં ચોરીછૂપીથી ભોગનો સ્વાદ કરી લઈએ છીએ; આપણે મોઢેથી પ્રેમ બતાવીએ છીએ, પણ સેવા કરવાનો પ્રસંગ આવે ત્યારે ગાળિયું કાઢીએ છીએ; આપણે નાનાંઓની સેવા લઈ લઈ તેમને પજવતાં અને તેમના ભોગે પોતે આળસુ જીવન ગાળતાં ધરાતા જ નથી; આપણે ઘણી વાર વેરાવચો કરીએ છીએ અને દીન ગરીબો અને તેમનાં બાળકો તરફ અણહકનો તિરસ્કાર બતાવતાં શરમાતાં નથી; આપણે ઘરને ખૂણે બેઠાં વાણીમાં પાણી બતાવીએ છીએ, પણ ખરે વખતે જીવ

વહાલો કરીને પલાયન કરીએ છીએ. આ બધુ આપણુ વર્તન ઉવાકું હોય છે અને બાળકોને અજ્ઞાન સમજવાથી તેમની સામે આપણી એબ ઢાકવાની આપણે બહુ દરકાર પણ કરતા નથી. તેથી તેઓને આપણા જીવનનુ જૂઠાણુ ગોધી કાઢતાં વાર લાગતી નથી. વાર માત્ર પોતાના શ્રદ્ધાસ્પદ વડીલો માટે આવું હલક્ર માનતા જ લાગે છે. પણ છેવટે ઘણી આનાકાની પછી માન્યા વગર તેમનો છૂટકો થતો નથી.

આપણા જૂઠાણાની બાળકોના જીવન ઉપર અસર થયા વિના રહે એમ તમે માનો છો? અસર થાય જ છે. એ જાણીએ તો જ આપણને પોતાની જવાબદારીનુ સાચું ભાન આવે.

બાળકો પદાર્થજ્ઞાન, ભાષાજ્ઞાન, ક્રિયાજ્ઞાન પ્રાપ્ત કરવા જેમ મથન કરે છે, તેમ જીવનની સારામા સારી પદ્ધતિ અને જીવનના સાચામા સાચા સિદ્ધાન્તો ગોધવાનુ પણ મથન કરતા હોય છે. જન્મસિદ્ધ સસ્કારથી તો સત્ય એ જ જીવનનો સિદ્ધાન્ત માનીને તેઓ ચાલે એ સ્વાભાવિક છે. પણ આપણા ઉપરની શ્રદ્ધાથી બાળકો ધીમે ધીમે એવા નિર્ણય ઉપર આવે છે કે, સત્ય અને સરળતાને જીવનનો સિદ્ધાન્ત માનવામા તેમની પોતાની જ ભૂલ થતી લાગે છે, સાચો માર્ગ તો આપણે અનુભવી અને શાણા વડીલો વર્તીએ છીએ તે જ હોવો જોઈએ. એમ કરતા તેઓ સમજવા લાગે છે કે જૂઠાણુ એ તો એક મરીમસાલાભરેલી કળા છે, છેતરવુ, પડાવી લેવુ, નાસી જવુ, જૂઠુ બોલવુ એ ધાર્યું કામ કાઢી લેવાના કેવા સુદર અને ટૂંકા ને ટચ રસ્તાઓ છે!

પછી તો જેમ જેમ તેની ખૂબીઓ જુએ છે, તેમ તેમા એમને રસ આવવા લાગે છે ખોટુ ખોટુ રડીને તમારી પાસે ધાર્યું કરાવવાનો રસ્તો કેવો ટૂકો ને સરળ છે! તમારા દેખતા માટી ખાય તો તમે મોઢામા તમાચો ચોડી કાઢો છો, પણ તેઓ હવે તમારી પાસેથી છૂપા કામ કરવાની કળા શીખી ગયા છે. તમે ન દેખો તે રીતે લુચ્ચાઈથી તે માટી ખાવાના અખતરા કરે છે અને તેમા સફળતા મળે તેમ તેમ એમનો એ પદ્ધતિમા રસ વધવા લાગે છે. તમે એમને લાડ કરો, માન આપો એમ અદરથી તેમને જોઈએ છે. પણ તે મેળવવુ કેમ? એની કળા પણ હવે તેમને આવડે છે. તેઓ તમારી નબળાઈઓ અને તમારા શોખો જાણી ગયા છે. તેમને આલિગન કરવામા ને બચીઓ ભરવામાં તમે મજા લો છો એની તેમને ખબર પડી ગઈ છે. તેનો લાભ લેવા તેઓ શુ કરે છે? તેઓ રિસાય છે, તમારાથી છેટા છેટા નાસવાનો દેખાવ કરે છે, તમારી સાથે અબોલા લે છે, તમારા હાથનુ ખાવાનુ લેતા નથી. તેમની કળા છેવટે આબાદ સફળ થાય છે,

તમે દીન થઈને તેમને મનાવો છો, તેડો છો, બચીઓ લો છો, રમકડાં આપો છો, તેમની પાસે હાર કબૂલો છો. તેઓ તમારે માથે ચડીને અને તમને અનેક પ્રકારે પજવીને પોતાનો વિજય જગજાહેર કરે છે.

જીવનની કોઈ નવીન કળાનું પોતે સંશોધન કર્યું હોય તેવી હવે બાળકોને મજા પડવા લાગે છે અને જૂઠાણા ને લુચ્ચાઈની કળા તે દિનપ્રતિદિન ખીલવતા જાય છે.

આપણે બિનજવાબદારીનું, નિર્બળતાનું અને જૂઠાણાભર્યું જીવન ગાળીએ તેની બાળકો ઉપર આ રીતની ભયંકર અસર થાય છે. તેઓ આપણાથી સવાયાં જૂઠા પાકે છે. બાળપણમાં બંધાયેલું આ વલણ આખી જીંદગી નીતિનું શિક્ષણ આપીશું તો પણ ફરવાની આશા નથી. કોઈક સોએ એક, અરે હજારે એક બાળક પૂર્વજન્મના સંસ્કારથી કહો કે પરમેશ્વરની કૃપાથી કહો, આપણાં જૂઠાં અને મેલાં વર્તન જોવા છતાં પોતાની સત્ય ઉપરની જન્મસિદ્ધ શ્રદ્ધાને વળગી રહી શકે છે. આપણે વડીલો સત્ય જરા જગમાં છોડી દઈએ છીએ તે આપણી નિર્બળતાને કારણે જ હશે, પણ આપણે પસંદ તો સત્યનો રસ્તો જ કરીએ છીએ, એવો ઉદાર અર્થ કાઢી તેવાં બાળકો આપણી નબળાઈને મનથી માફ કરે છે, અને પોતે આપણું અનુકરણ ન કરતાં સત્યને વળગી રહે છે.

પણ એમ આચરનાર બાળકોની આપણે ઘણી વાર કદર બૂઝી શકતા નથી. આપણે તો તેમને ભોળિયાં અને અક્કલ વગરનાં ગણી હાંસીમાં ઉડાવીએ છીએ, અને ઘણી વાર તો તેમની ઉપર નીચું— જૂઠાણાનું વર્તન કરવાનું જુલમી દબાણ પણ કરીએ છીએ. ઘણાં સત્યનિષ્ઠ બાળકો દબાણથી તૂટીને છેવટે પોતાની નિષ્ઠા ખોઈ બેસે છે અને જીવન વિશે બધો રસ ગુમાવી બેસે છે. હજારોમાં એકાદ જ બળવાન જીવ પાકે છે, તે જ આપણા જુલમો અને દબાણો સામે સત્યાગ્રહ પોકારવાની તાકાત બતાવે છે. તેઓ આપણો જુલમ સહન કરે છે, આપણો માર સહન કરે છે, આપણાં હાંસી તિરસ્કાર સહન કરે છે. તેઓ રિસાતાં નથી, રડતાં નથી, ફરિયાદ કરતાં નથી, છતાં પોતાનો સત્યનો માર્ગ છોડતાં પણ નથી. એવાં બાળકો દુઃખ ભોગવતાં દેખાય છે, પણ તેમ કરવામાં તેમને દુઃખ લાગતું નથી. આપણે સામાન્ય લોકો જેવો રસ માણી કે સમજી શકતાં નથી તેવો અને વીર જીવો જ માણી શકે એવો જીવનરસ તેઓ માણે છે.

બાળકો સાથે કેમ વર્તવું, તેમને કેમ કેળવવાં, એ સંબંધમાં મેં આજે કંઈ જ કહ્યું નથી. આજે તો તેમના જીવનની માત્ર રૂપરેખા જ તમારી પાસે દોરી છે.

બાળજીવનની પાછળ રહેલો આ બધો ભેદ માનતા તમને મુશ્કેલી લાગતી હશે જ. બાળકો એ બધુ સમજીને જ્ઞાનપૂર્વક કરે છે એમ કહેવાની મતલબ નથી. પણ તેમનુ એકદર વર્તન અવલોકન કરશો તો તમે આજની બધી વાતો તેમના જીવનમાં ચાલી રહી છે એ કબૂલ કરશો જ. બાળકને આમ સાચી રીતે ઓળખતા થવુ એ જ ખરુ જરૂરનુ છે. તો પછી તેમની સાથે કેમ વર્તવું અને તેમને કેમ કેળવવા એ પોતાની મેળે માલૂમ પડી જવાનુ.

જો આપણે જાણીએ કે બાળકો માત્ર આપણાં રમકડા નથી, તો તેમને તેડ્યા ઉછાળ્યાં, બચીઓ ભરી, એટલે તેમના તરફની ફરજ પૂરી થઈ એમ માનવું આપણે છોડીશુ વળી જો આપણે જાણીએ કે બાળકો બળહીન, જ્ઞાનહીન, દયાપાત્ર, પ્રાણીઓ નથી, તેઓ નકામા હાથપગ હલાવતા નથી, જો આપણે જાણીએ કે તેઓને નકામી પ્રવૃત્તિઓ કરવાને કે રમ્યા કરવાને ફુરસદ નથી, તેઓ તો અત્યત ગભીરપણે આપણુ બધુ જીવન, આપણું બોલવુ ચાલવુ, આપણા ચેનચાળા એ બધાનુ અવલોકન કરી રહ્યા છે; જો આપણે જાણીએ કે તેઓ આપણને જોઈને જે વલણ બાંધશે તે પ્રમાણે તેઓ કાં તો હમેશને માટે ઉચ્ચ જીવન તરફ અભિમુખ થશે અથવા તો કાયમને માટે હલકા જીવનના કીડા બનશે — જો આપણને આ બધી સમજ પડી જાય તો આપણે એકદમ સાવધાન થઈ જઈશુ. બાળકોને સાચા દૃષ્ટાંત આપવાને ખાતર, તેમની ખરી કેળવણીને ખાતર, આપણે આપણા પોતાના જીવનને પવિત્ર, સયમી અને સત્યપરાયણ રાખીશુ.

પ્રવચન ૩૪ મું

## બાળકેળવણીની આશ્રમી પદ્ધતિ

ગઈ કાલે આપણે બાળકોને કેવી આંખે જોવાં એનો વિસ્તારથી વિચાર કર્યો; એમના નાના સરખા જીવનમાં કેવા પ્રવાહો ચાલી રહ્યા છે તે સમજવાનો પ્રયત્ન કર્યો. ઘણાં માબાપો અને સગાં વહાલાંઓને તો આ બધા વિચારો નવા જ લાગશે અને તે સાંભળી તેઓ અશ્રદ્ધાથી માથાં ધુણાવશે. પણ આપણે આશ્રમવાસીઓ અને સેવકો તો બાળકોનાં જીવનોને એ રીતે જ જોઈશું. એ રીતે જોઈશું એટલે બાળકો સાથેનું આપણુ વર્તન આપોઆપ થવું જોઈએ તેવું થશે. તેમની સાચી સેવા થાય, તેમની સાચી કેળવણી થાય એ રીતે જ આપણે તેમના પ્રત્યે વર્તીશું.

આ વર્તન કેવું હોવું જોઈએ એની કંઈક રૂપરેખા આજે તમારી પાસે દોરવાનો મારો ઇરાદો છે. બાળકો માટેની કેળવણીનો અભ્યાસક્રમ તેમાંથી તમે ઉપજાવી કાઢી શકશો. હું તો થોડી છૂટીછવાઈ સૂચનાઓ જ મૂકવા માગું છું. આપણે બાળકોના જીવનની જે સમજણ કરી તેની સાથે, તેમ જ આપણે આશ્રમજીવનને સમજવાનો રોજ પ્રયત્ન કરીએ છીએ તેના ઉપરથી, આગળ જતાં આપણને પોતાની મેળે વિચાર કરી લેતાં આવડી જશે.

### કપડાં નહીં પણ ખુલ્લી હવા

સૌથી પહેલી સૂચના કરવાનું મને મન થાય છે તે એ છે કે બાળકોને કપડાં અને બૂટ અને ઘરેણાંઓથી કદી લાદવાં નહીં. ભણેલા ગણેલાં માબાપો અને તેમની દેખાદેખીથી ગામડાંનાં માબાપો પણ બાળકોના ઉપર આ જુલમ ગુજારતાં જોવામાં આવે છે. બાળકોને લોકો ઠાઠમાઠ કરાવે છે તેનો હેતુ શો હોય છે? તેમનું ટાઢથી રક્ષણ કરવાનો હેતુ તો ક્યારેક જ હોય છે. મોટે ભાગે તો બાળકો બનીઠનીને રમકડાંની જેમ ફરતાં હોય એ જોવાનો તેમને મોહ હોય છે. તેમને તેવાં જોઈ ગામલોકોનું લક્ષ ખેંચાય એવો પણ તેમને અંદરખાનેથી લોભ છે.

શરૂઆતમાં તો બાળકો માબાપના આવા ગાંડા મોહને સમજી જ શકતાં નથી. તેઓ શા માટે એમના હાથ અને પગમાં અને શરીર ઉપર અને માથા ઉપર કોથળીઓ ઉપર કોથળીઓ ભરાવે છે, તેઓ શા માટે તેમના પગને

મોજાંમાં નાખીને બાફે છે અને કઠણુ બૂટમાં જકડી મચડી નાખે છે, એની તેમને સમજ પડતી નથી. બિચારાં માંડમાંડ ચાલતાં શીખ્યાં હોય છે, ઝાલતાં મૂકતાં શીખ્યાં હોય છે, તેમાં આ બંધન તેમને અત્યંત અસહ્ય થઈ પડે છે.' માબાપે કોઈ વાર સત્યાગ્રહ કરીને કેદખાનામાં ગયાં હશે અને તેમણે હવાઅજવાળા વિનાની કોટડીઓમાં પુરાવાનો અનુભવ ચાખ્યો હશે તો કદાચ બાળકો માટે તેઓ કપડાંનું કેવું કેદખાનું રચે છે એની તેમને કંઈક કલ્પના આવશે.

એ ઉપરાંત બાળકો, હજુ ક્યાં આપણી જેમ 'સુધર્યાં' છે? આપણે ખુલ્લી હવા શરીરને લાગે એવી રીતે ઉઘાડા રહેવું એ શરમભરેલું સમજતાં શીખ્યા છીએ. બાળકોને તો હજુ ખુલ્લી હવાનો સ્પર્શ મીઠો લાગે છે. તેનું એ સુખ છીનવી લેતાં તેઓ પોકાર કરી રડી ઊઠે છે. આપણે મોટાંઓ ડાહ્યાંડમરાં થઈ ગાદી તકિયે બેસી રહેવું એ મોટાઈની નિશાની સમજીએ છીએ, બાળકોને તો ખૂબ છૂટથી હિલચાલો કરવી છે. તે છૂટ છીનવી લેતાં તેઓ ગળું ફાડીને રડે છે.

ઘણી માતાઓ બાળકોને રડતાં છાનાં રાખી શકતી નહોતી અને રડવાનું કારણુ સમજી શકતી નહોતી, તેમને મે બાળકોના કપડા, બૂટ વગેરે ઉતારી નાખવાની સલાહ આપી છે, તો દરેક વખતે બાળકો ફૂલની જેમ હસતાં થઈ ગયાં છે એવો અનુભવ થયો છે. પણ માબાપો સામાન્ય રીતે એ સમજવા તૈયાર જ હોતા નથી. તેઓ તો પોતાના બાળકાઓને મોઘાં મોઘાં કપડાલત્તાં પહેરાવી તેમને ભારે સુખી કર્યાં એમ જ મનમાં માનતા હોય છે. તેથી જ્યારે બાળકો રડે ત્યારે તેનું ખરું કારણ તેમના સ્વપ્નમાં પણ ક્યાંથી આવે? તેઓ તો તેમને છાનાં રાખવા, ભૂખ્યાં ન હોય તો પણ તેમના પેટમાં કંઈક મીઠાઈનો ભાર વધારી ઊલટા હેરાન કરે છે; અથવા કપડાંની કેદ ઉપરાંત ઘોડિયાની બીજી કેદની સજા તેમને કરે છે, અને જાણે તેમનો શ્વાસ ઉડાડી દેવો હોય એટલા જોરથી હીંચકા નાખવા મંડી પડે છે!

પણ અરે પ્રભુ! બાળકનું આપણા જુલમ સામેનું આ બંડ લાંબો વખત ટકતું નથી. તે કુદરતના નિયમો અને આપણા જીવન વચ્ચેનો તફાવત ધીમે ધીમે સમજવા માંડે છે. આપણી કળા અપનાવવા લાગે છે. આપણી માફક કપડાં વિના શરમાતાં શીખી જાય છે, સુધારાને ખાતર બંધનો ખમવામાં જ સભ્યતા છે એ આપણી માન્યતા સ્વીકારી લે છે, અનેક જાતની જ્ઞાનવર્ધક હિલચાલો કરતાં અનીતીને બેસવું અને કાલું કાલું બોલ્યા કરવું એમાં જ વધારે મજા અને માન મળે છે એ પણ સમજતાં થઈ જાય છે. બસ કળિયુગનું કામ તેના ઉપર પૂરું થયું. હવે ભલે મહાત્મા ગાંધી

સાદાઈના અને જાતમહેનતના ઢોલ પીટે, ભલે શાસ્ત્રો સંયમ ઉપર ભાર મૂકે; આ રીતે તૈયાર થયેલાં બાળકોની ઉપર એ બધો બોધ પથ્થર ઉપર પાણીની જેમ નિષ્ફળ જશે.

આશ્રમવાસી માબાપો જેમણે પોતાના જીવનમાં ઘણા સુધારાઓ કર્યા હોય છે અને બીજા સૂઝે તો કરવાને નાગજ નથી, તેઓ પણ આ વિચાર જ આવ્યો ન હોવાથી, સામાન્ય લોકની જેમ જ બાળકોને વસ્ત્રાલંકારની કેદમાં જકડીને રાજી થાય છે, અને બાળકોને પોતે સારી રીતે રાખ્યાં એમ માને છે. તેઓ આ સૂચનાનો ગંભીરપણે વિચાર કરશે એવી આશા છે.

### ઘોડિયું નહીં પણ બાબાઘર

બાળકોને લગતો બીજો વિચાર ઘોડિયા સંબંધમાં કરીશું. માતાઓનું બહુ જ માનીતું અને લોકોમાં કાવ્યકળાના વિષયરૂપ આ ઘોડિયાનો નવેસરથી અને આપણે સમજેલા નવા સિદ્ધાન્તોને અનુસરીને વિચાર કરી જોઈએ તો ખરા.

માતાઓમાં આ ઘોડિયું કેમ આટલું બધુ માનીતું થયું છે? કજિયે ચડેલ બાળકોને છાના રાખવાનાં બે સાધનો તેમની પાસે છે — એક સાધન ઈશ્વરે આપેલું, એટલે કે બાળકને ધવડાવવું, કંઈક ખવડાવવું, અને બીજું સાધન પોતે શોધી કાઢેલું — એટલે કે ઘોડિયામાં ઘાલીને હીંચોળવું. બાળક થાક્યું હોય, ઊંઘે ઘેરાયુ હોય અને તે કારણે રડતું હોય તો તો ઘોડિયાના ઘેનઘેરા હીંચકાનો ઉપાય તેના ઉપર ગમમાણ જેવો નીવડી તેને તરત ચૂપ કરી ઊંઘાડી દે છે. પણ બાળકના રડવાના ઊંઘ અને ભૂખ એ જ એકલાં કારણો થોડાં જ હોય છે? કોઈ વાર તેને ઊંચે ચડવું હોય અને ન ચડાતું હોય તેથી નિરાશ થઈને રડતું હશે, કોઈ વાર પેટમાં ચૂંક આવવાથી પણ રડતું હશે. દરેક રોગ ઉપર ઘોડિયાનો ઉપાય કેમ કામ આપે?

આ સુંદર ઘોડિયાનું આપણે જરા પૃથક્કરણ કરીએ. એ માને સુંદર કેમ લાગે છે, તેમ જ બાળકની દૃષ્ટિએ તે કેવું છે?

મા આખો દિવસ બાળકને ઝાલીને બેસી રહી શકતી નથી. તે ગરીબ આમડિયણ હોય છે તો તેને મહેનતમજૂરી કરવાની હોય છે. સુધરેલી શહેરી હોય છે તો આખો દિવસ બાળકની ઊઠવેઠ કરતાં કંટાળે છે. પોતે પોતાના કામમાં રોકાય ત્યાં સુધી બાળકને સહીસલામત રાખવાનું સાધન તેને કંઈક જોઈએ છે. જમીન ઉપર સુવાડીને કામે વળગે તો બાળક માટે જાતજાતની ચિંતાઓ તેને રહે છે. બાળકને જીવજંતુઓ કરડી જાય; વળી

જમીનમાંથી માટી ખોતરીને મોંમાં પણ નાખે. આ બધી ચિંતાઓમાંથી ઘોડિયું માને એકી સાથે ઉગારી લે છે. એટલે માતાને તે સુંદર અને સગવડિયું લાગે એમાં શી નવાઈ ?

પણ તેમાં પડેલા બાળકનું શું થતું હશે ? બાળકને પડખું બદલવાની, આળોટવાની, ઊઠવાની, ખસવાની ઇચ્છાઓ થવી કુદરતી છે. એવી ઇચ્છાઓ થાય ત્યારે ઘોડિયું તેમને કેવું લાગતું હશે એની કલ્પના કરી જુઓ. પ્રાણી-સંગ્રહાલયનાં પાંજરાંઓમાં વાઘસિંહને આમથી તેમ આંટા મારતાં જોઈ કોઈ પણ લાગણીવાળા માણસને તેમની દયા આવે છે. પોપટને સાંકડા પાંજરામાં ઉપર નીચે થયાં કરતો જોઈને પણ આપણને લાગી આવ્યા વિના રહેતું નથી. પણ ઘોડિયાની ઝોળીમાં પડેલા બાળક કરતાં એ વાઘસિંહ અને એ પોપટ તો પ્રમાણમાં પુષ્કળ છૂટ ભોગવે છે. બાળકને તો તેનું ઘોડિયું દશે દિશાએથી જકડીને પકડી રાખે છે. નથી તેનાથી જમણી બાજુ ફરાતું, નથી ડાબી બાજુ ફરાતું; નથી નીચે ઉતરાતું, નથી ઊભા થવાતું. બહુ બહુ કરી શકે તો હાથપગ સહેજસાજ ઊંચા કરી શકે છે.

હવે બાળકનું મન અને શરીર કેટલાં ચપળ હોય છે, ઉદ્યોગીપણું એ તેમના જીવનના પ્રાણ સમાન કેટલું બધુ હોય છે એની મેં તમને વિસ્તારથી કલ્પના આપી છે. એવાં બાળકોને આ ઘોડિયારૂપી પાંજરાનું બંધન કેટલું અસહ્ય લાગતું હશે ? તેઓ કેટલાં લાચાર, હતાશ દશામાં આવી પડતાં હશે ? મોટે ભાગે નાનાં બાળકો ઘોડિયામાં નાખે છે ત્યારે રોકકળ કરી ઊઠે છે એ કોણે જોયું નથી ? પણ રડે તેમ આપણે તેમને વધારે જોરના હીંચકા નાંખીએ છીએ, પડ્યા ઉપર પાટુ મારવા જેવું કરીએ છીએ. છેવટે હતાશ થઈ, રોઈ રોઈ, થાકી થાકીને બાળક ઊંઘી જાય છે. આપણે માનીએ છીએ કે હીંચકાથી મજા માણીને તે ઊંઘી ગયું ! ઘોડિયાના હીંચકાની મઝા તો બાળકો જ્યારે જરા મોટા થાય છે અને પોતાની મેળે તેમાં ચડઊતર કરી શકે છે અને પોતાની મેળે હીંચકા ચડાવી અને બંધ રાખી શકે છે ત્યારે જ ભોગવતાં થાય છે. ત્યાં સુધી તો એમને માટે તે અત્યંત તંગ પાંજરું જ છે.

છતાં બાળક માટે માની ગેરહાજરીમાં તેનું રક્ષણ થાય એવા પાંજરા વિના તો નહીં જ ચાલે એ ખરું છે. પાંજરું ભલે રાખો, પણ તે ઠીક ઠીક મોકળું રાખો. પાંચ છ હાથ લાંબી પહોળી અને કઠેડાથી સુરક્ષિત ઓટલી રાખો, અને તેની ઉપર સુંવાળી સાદડી જેવું પાથરી રાખો, જેથી બાળકોને વાગે નહીં તેમ માટી વગેરે મોંમાં નાખે નહીં. એ ઓટલી ઉપર બાળકને નુકસાન કરે એવી કોઈ વસ્તુઓ રાખો નહીં. આવી ઓટલી તેનુ દરેક

વાતે રક્ષણ કરશે, અને તે સાથે તેમના મનમાં જે કંઈ હિલચાલ કરવાની આવશે તેમાં કોઈ જાતની રોકટોક કરશે નહીં.

ખરી રીતે, જેમાં આટલી છૂટ અને સાથે રક્ષણ હોય, તેને દુનિયામાં આપણે પાંજરું કહેતા નથી, પણ ઘર કહીએ છીએ. ઘરનાં બંધન પાંજરા કરતાં સારી પેઠે પહોળા હોવાથી તેમાં રહેવું આપણને આકરું લાગતું નથી, પણ આનંદ જ આપે છે. ઘર આપણા વિકાસને રોકતુ નથી, પણ પોષક થાય છે. બાળકને પણ આવી ઓટલી એ રીતે આનંદ અને વિકાસનુ સાધન બનશે. આપણા મોટા ઘરમાં આવી ઓટલી એ બાળકને માટે નાનકડું બાબાઘર જ છે.

આ મારા સૂચવેલા બાબાઘરને મળતી શોધ માબાપોએ કરી તો છે જ. તે છે આપણુ સુંદર પારણુ. તે ઘોડિયા કરતાં લંબાઈ પહોળાઈમાં મોટું હોય છે. તેમાં બાળકને જકડાઈને પડયા રહેવું પડતું નથી. તેને હરફરની પ્રમાણમાં સારી છૂટ રહે છે. તેના હીંચકા પણ ઘોડિયા જેટલા આકરા અને મૂઝવી નાખે તેટલા નથી હોતા.

પણ પારણામાં બાળકોને બાબાઘર જેટલો વિસ્તાર તો ન જ મળે. તેમ વજનમાં તેમ જ કિંમતમાં પણ તે ભારે પડે. અને આપણે તો રાષ્ટ્રીય દૃષ્ટિએ, એટલે કે ગામવાસીઓ અને તેમના ગેવરોનાં ઘરની દૃષ્ટિએ વિચાર કરીએ છીએ, તેથી મને તો બાબાઘર જ દરેક રીતે સરસ લાગે છે.

### રમકડાં નહીં પણ કામકડાં

બાળકોના જીવનમાં આપણે રમકડાઓને બહુ જ મોટું સ્થાન આપ્યું છે, તેનો હવે આપણા નવા દૃષ્ટિકોણથી વિચાર કરીએ. તેને માટે રમકડાં-ઓનો સંસાર રચી આપવામાંયે આપણો હેતુ શો છે? તેઓ આપણને પજવે નહીં, રમકડાં સાથે મથ્યાં કરે અને તેમાં રોકાયેલાં રહે એ જ ને? એ હેતુ મનમાં આવવો એમાં પાપ છે. આથી માબાપે આખો દિવસ કામ ધંધો છોડી બાળકને ઝાલીને બેસી રહેવું જોઈએ, એમ હું કહેવા માગતો નથી. મારી કહેવાની મતલબ એટલી જ છે કે આ રીતે આપણે માત્ર આપણી સગવડની જ નજર રાખી અને બાળકની જરૂરિયાતનો ખ્યાલ જરાયે રાખ્યો નહીં, તેથી આપણે સાચાં રમકડાં નિપજાવી શક્યાં નથી.

આપણે વિચારો કર્યા છે તે ઉપરથી તમે સમજી ચૂકયા હશો કે બાળકો જે કંઈ ચાંચલ્ય આખો દિવસ બતાવ્યા કરે છે તે ખાલી અર્થ વગરની રમત નથી. તેઓ તો આપણા કરતાં પણ અતિશય ઉદ્યોગી છે, અતિશય જિજ્ઞાસુ છે, અતિશય એકામ છે. એ વાત ખરી હોય તો તેમાંથી એ સાર નીકળે કે બાળકોને રમકડાં જોઈતાં નથી, તેમને તો કામકડાં જોઈએ છે.

પણ તમે કહેશો રમકડાં નામ પાડો કે કામકડાં — એમાં ફેર શો પડવાનો? ફેર કેમ ન પડે? ખાલી રમવાની એટલે વખત પસાર કરવાની દૃષ્ટિએ જ જે ચીજો બનાવવામાં આવે તેમાં અદ્દ્ભુત અને મોંમાથા વગરની ગાંડી કલ્પનાઓ જ ખેલવાની. ભડકામણા રંગો, ચિત્રવિચિત્ર અવાજો, કાર્ટૂનો જેવા મેળ વિનાના આકારો — આવું આવું જ આપણને સૂઝશે. આપણે એમ જ માની લઈએ છીએ કે આપણને મોટાંઓને અદ્દ્ભુત અને આકર્ષક લાગ્યુ તે બાળકોને પણ તેવું જ લાગતું હશે!

આપણે છોકરીની નકલ રૂપ પૂતળી બનાવીએ છીએ, ગાય કે ઘોડાની નાની નકલો બનાવીએ છીએ, મોટર ગાડીની નકલરૂપ નાની મોટર બનાવીએ છીએ. હવેના યાંત્રિકો વળી તેમાં યાંત્રિક કરામતો દાખલ કરે છે. પૂતળીનું ડોકું આમ તેમ હાલતું કરે છે, ઘોડાને કુદાવે છે અને ગાડીને કળ લગાડીને દોડાવે છે. મૂળ વસ્તુઓનાં નાટકો તરીકે આપણને આ રમકડાંઓ આકર્ષક લાગે છે, પણ બાળકોની આંખ શું હજુ એટલી ઊઘડેલી હોય છે? તેઓ તો તમારાં રમકડાંમાં કોઈ જાતનો અર્થ દેખી શકતાં નથી. તેમના જીવનમાં અનેક પ્રયોગો અને ઉદ્યોગો ચાલતાં હોય છે તેમાં આ ચીજો એમને ખાસ કશા જ ઉપયોગમાં આવતી નથી. તેઓ એમને પંપાળી જુએ છે, પછાડી જુએ છે, કરડી જુએ છે, અને છેવટે તેને નકામી જોઈ ફેંકી દે છે.

આપણે તો આપણાં રમકડાં સુંદર જાણી વારે વારે તે બાળકોની પાસે ધર્યાં કરીએ છીએ. તે ખિજાયા હોય ત્યારે તેમને રાજી કરવા તે એમને રમવા આપીએ છીએ. બાળકો ઊલટાં વધારે ચિડાય છે અને વધારે રડવા લાગે છે.

વળી રમકડાં યાંત્રિક કરામતોવાળાં હોય છે તો ઘડીક બાળકો ગતિ, અવાજ વગેરે તરફ ખેંચાય છે ખરાં, પણ આપણી માફક 'વાહ! કારીગરે કેવી સુંદર કારીગરી કરી છે,' એમ ઉદ્દ્ગાર કાઢી તેઓ ગાંડાં થઈ શકતાં નથી. તેઓને તો એ ગતિ વગેરેનો ભેદ ઉકેલવાની ઇચ્છા જન્મે છે. પણ એ તેમની નાની બુદ્ધિના ગજા બહારનું હોવાથી તેઓ નિરાશ થાય છે અને વધારે ચિડાય છે.

બાળકોને પોતાનો સમય ઉપયોગી રીતે ગાળવાનાં સાધનો આપવાં જરૂરી છે, પણ તેની યોજના બાળકોને શું ગમી શકે, તેમને શાની જરૂર છે, એ વિચારીને કરવી જોઈએ. હું ધારું છું કે અતિ નાનાં બાળકોને માટે તો એમનાં 'બાબાગાડા'માં કંઈક આવાં સાધનો મૂકવાં જોઈએ: લાકડાની સુંવાળી થાંભલીઓ — જુદી જુદી બે ત્રણ જાડાઈઓની. બાળકોને ઊભા થવા બેસવામાં આ ઉંમરે ઘણો રસ હોય એ સ્વાભાવિક છે. આ થાંભલીઓ તેમને એ કામમાં મદદરૂપ થઈ આપણી પૂતળીઓ અને મોટરો કરતાં ખૂબ જ પ્રિય

થઈ પડશે. બાબાઘરમાં નાની નીચી ઓટલીઓ કે પાટલીઓ પણ મૂકી શકાય, જેના ઉપર બાળકો થોડી મહેનતે ચડીને વિજેતાના અભિમાનથી બેસી શકે.

આપણા મોટાંઓના જીવનના અનુકરણરૂપી રમકડાંઓ — એટલે કે હળ, ગાડું, ગાય, ઘોડો, પૂતળી વગેરેનો વખત બે ત્રણ વર્ષની ઉંમરે બાળક પહોંચે ત્યારે આવે ખરો. તે ઉંમરે તેમનું અવલોકન વધ્યું હોય છે, અને આપણાં જુદાં જુદાં કામકાજને તેઓ કંઈક સમજે છે, પણ તે સાચાં કામો કરી શકે તેટલી શક્તિ તેમના હાથપગમાં કેળવાઈ હોતી નથી. તેથી તેમને ગાડું હાંકવાની, પૂતળી રમાડવાની, ગાયને પાણી પાવાની વગેરે કામોની નકલ કરવાની વૃત્તિ થવી સ્વાભાવિક છે. પણ આ રમકડાં યાંત્રિક અને જાતે હાલેચાલે તેવાં કરવાથી બાળકનું મન ખોટી દિશામાં ખેંચાઈ જાય છે. ગાડી ને ઘોડા જાડા લાકડાનાં, નીચે પૈડાંવાળાં, ભાંગે નહીં તેવાં, દોરી બાંધીને બાળક દોડી તેને હાંકે એ જાતનાં સાદાં હશે તેનાથી જ તેઓ રાજી થશે. તેમનાં રૂપરંગ નહીં પણ તેમને લઈને દોડાદોડ કરવી એ એમનો મૂળ રસ છે.

આ નકલની ઉંમર થોડા મહિનામાં જ પસાર થઈ જશે, થઈ જવી જોઈએ. સહેજ આગળ જતાં બાળકોને સાચેસાચાં—આપણા જેવાં જ કામો કરવાની તીવ્ર ઇચ્છા પેદા થાય છે. આપણે તે ઇચ્છાને સંતોષવા માટે તૈયાર રહેવું જોઇએ. તેમને પાણી ભરવા માટે નાનાં બેડાં જોઈશે, રાંધવા માટે નાના ચૂલા જોઈશે, વાળવા માટે નાનાં ઝાડુ જોઈશે, ભોંય ખેડવા માટે નાનું હળ જોઈશે. આ કામકડાં બાળકો ઊંચકી શકે તેવાં નાનાં છતાં સાચું કામ થઈ શકે તેવાં હશે તો જ બાળકોને ગમશે.

બાળકો છ સાત વર્ષની ઉંમરે પહોંચશે એટલામાં તો તેમને આથી પણ આગળનાં કામકડાં જોઈશે; એટલે કે તેઓ આપણી સાથે મળીને આપણાં મોટાં કામકાજોમાં પોતાનો હાથ અજમાવવા તૈયાર થશે. આપણા ગાડા ઉપર ચડી બેસી આપણા હાથમાંનો અઠોડો લઈ હાંકવા લાગશે, આપણી જોડે બેસી નીંદવા લાગશે, આપણી સાથે મળી સાચાં લુગડાં ધોશે, નાની વાછરડીઓને ચારશે, નવડાવશે, ઘરમાં જે કંઈ ધંધા ચાલતા હશે—વણાટ, સુતારી, કુંભારકામ — તે કરવા બાઝશે. તેમનું કામ રમતરૂપ હશે ત્યાં સુધી તેમના આત્માને સંતોષ જ નહીં વળે. પોતે સૌની સાથે કામ કર્યું, તે કરતાં પોતાને આવડ્યું, તે કરીને પોતે ઉપયોગી કામમાં પોતાનો નાનકડો ફાળો આપ્યો એ જોઈને જ હવે તેમને સંતોષ મળી શકશે.

તે વખતે આપણે ઘણી વાર તેમને ધુતકારીને કાઢી મૂકીએ છીએ, આપણા કામમાં દખલરૂપ માનીએ છીએ, તેઓ હાથપગ ભાંગી બેસશે વગેરે ડરથી તેમની દયા ખાઈને તેમનો ઉત્સાહ મારી નાખીએ છીએ, અને

જો સાધનવાળા અને શોખીન હોઈએ તો તેમને પૂતળીઓ, મોટરો, એરોપ્લેનો, સખ્ખાબંધ નાનાં નકામાં વાસણોના સેટ, ખોટી ઘંટીઓ વગેરેનો મોટો પરિગ્રહ બંધાવીએ છીએ. અને પછી ઘણા ખર્ચે આણેલી એ બધી વસ્તુઓ તેઓ ખોઈ નાખે, વ્યવસ્થિત ન રાખે, એટલે તેમને મૂર્ખ અને વ્યવસ્થાશક્તિ વિનાનાં કહી ઠપકો આપીએ છીએ અને શિખામણોના ચાબખા લગાવીએ છીએ.

આજની વાતમાં મેં બાળકોનાં કામકડાંઓનાં નામો ગણાવ્યાં છે, તે વિષે એટલો ખુલાસો કરી લઉં કે નિર્દેશ થયો છે તે જ કામકડાં કામનાં છે અને બીજાં કોઈ નહીં, એમ સમજવાનું નથી. મેં તો દૃષ્ટાંત રૂપે જ નામો મૂકયાં છે. માબાપોએ પોતપોતાનાં જીવનોમાંથી અને ધંધાઓમાંથી જ જે કામકડાં સ્વાભાવિક રીતે નિપજાવી શકાય તેવાં નિપજાવી લેવાં જોઈએ. મેં નામો સૂચવ્યાં છે તે પરથી એટલું તમે સૌ જોઈ ગયાં હશો કે કોઈને આ રમકડાંઓ માટે મોટાં કારખાનાંઓમાં વર્દી આપવાની જરૂર નથી.

આજની મારી બધી સૂચનાઓમાં એક સળંગ સૂત્રરૂપે જે વિચાર કરેલો છે તે તમે સમજી લીધો હશે. બાળકોની કેળવણી એટલે તેમને કોઈ પણ યુક્તિ પ્રયુક્તિ કરીને છાનાં રાખવાં, આપણી વાટમાં આડાં આવતાં અટકાવવાં, એમ નથી. આપણું ઘર શોભે તે ખાતર તેમને શેકબંધ ઘરેણાં અને કપડાંમાં મઢવાં તથા નિરર્થક રમકડાંઓની જંજાળમાં ગૂચવી મારવાં, એમ પણ નથી. પરંતુ તેમની આપ કેળવણીની ક્રિયાઓ કુદરતી રીતે ચાલતી હોય છે તે સમજી તેમાં એમને પૂરી મદદ કરવી, તેમને તે માટેનું લાયક વાતાવરણ આપવું એ જ સાચી કેળવણી છે. એ અર્થે એમનાં હાથપગ આદિ અંગોનું છૂટાપણું એ તેમની પહેલી જરૂરિયાત છે. આખો દિવસ રોકટોક ન કરતાં તેમને નાનાં નાનાં કામો કરવામાં સરળતા કરી આપવી, તેમાં ઉત્તેજન આપવું, એ તેમની બીજી જરૂરિયાત છે. એ માટે કેટલાંક સાધનોની પણ તેમને જરૂર રહેવાની, પરંતુ તમે જોયુ હશે કે તે બહુ જ સાદાં અને થોડાં જ છે. પરિગ્રહની જાળ વધારીને જેમ આપણાં પોતાનાં જીવન ગૂંગળાવવાં ન જોઈએ તેમ બાળકોનાં પણ ન ગૂંગળાવવાં જોઈએ.

ખરું જોતાં બાળકોને છાનાં રાખવાનો તથા આડાં આવતાં રોકવાનો સાચો ઉપાય પણ આમાં જ છે. આવી છૂટ અને સગવડ મળતાં બાળકોને આપણી આડે આવવાની ફુરસદ જ રહેશે નહીં. તેઓ મસ્ત અને આનંદમગ્ન રહ્યાં કરશે. આપણે તેમની જરૂરિયાતો સાચી સમજ્યાં છીએ અને એમને આપકેળવણી માટે સાચું વાતાવરણ આપી શકયાં છીએ એનું માપ કાઢવાની ચાવી એ છે કે બાળકો મસ્ત અને આનંદી રહે.

## પ્રવચન ૩૫ મું

# બાળકેળવણી વિષે વધુ

### ચુંબન અને આલિંગનની મર્યાદા

બાળકો સાથેના વર્તન સંબંધમાં આજે વળી કેટલીક વધુ સૂચનાઓ, આશ્રમી જીવનની દૃષ્ટિએ, આપવા ઇચ્છું છું.

એક વસ્તુ અત્યંત મહત્ત્વની છે. ઘણાને બાળકોને તેડવાં, ઉછાળવાં અને બીજી ઘણી ઘણી રીતે તેઓ રમકડાં કે પૂતળાં હોય તેમ એમને રમાડવાની આદત હોય છે. તેઓ વખતોવખત એમને ઊંચકી ઊંચકીને બાઝી પડે છે અને બચીઓ પણ ભરે છે. મને લાગે છે કે બાળકોને જોઈને આપણને થઈ આવતા આવા લાગણીના ઊભરા ઉપર આપણે અંકુશ મૂકવો ઘટે છે. બાળકો કુમળાં હોય છે, સુંવાળાં હોય છે, નાનાં ને નમણાં હોય છે, તેથી દોડીને તેમને ઉપાડવાનું અને ચૂમવાનું મન થવું એ સાચા શુદ્ધ પ્રેમનું લક્ષણ ન જ હોય. બાળકો હમેશાં આપણી તરફના આવા વર્તનને નાપસંદ કરતાં માલૂમ પડે છે.

તેઓ અતિ નાનાં હોય છે ત્યાં સુધી આવું વર્તન નાપસંદ કરવાનું એમનું મુખ્ય કારણ એમના ઉદ્યોગોમાં એથી નકામી દખલ થાય છે એ હોય છે. કેવાં એકાગ્ર ધ્યાનથી તેઓ કોઈ ઉચ્ચારોનો અર્થ શોધતાં હોય છે, અથવા કોઈક વસ્તુને ઉછાળી પછાડી ઓળખવા મથતાં હોય છે. તેમાં આપણે કોઈ જાતના કારણ વગર, તેની ઇચ્છા જાણ્યા વગર, ઝોડની માફક તેના ઉપર આક્રમણ કરીએ છીએ, અને તેના એ રસભર્યા ઉદ્યોગોમાં ભંગાણ પાડીએ છીએ. તેઓની નાપસંદગી જરા પણ છૂપી રહેતી નથી. તેઓ આપણી પકડમાંથી છટકવાને તનતોડ મહેનત કરવા લાગે છે, આડા હાથ દે છે અને છેવટે રડવા લાગે છે. જરા મોટાં થયેલાં બાળકોને તો માન અપમાનના સૂક્ષ્મ ભેદ પણ સમજાવા માંડ્યા હોય છે. તેઓને આપણા વર્તનથી સ્વમાનખંડન થયાનું પણ ભાન થતું હોય એવું તેમનાં મોં વગેરેના ભાવો ઉપરથી સ્પષ્ટ જોઈ શકાશે.

આટલી ચેતવણી આપ્યા પછી અને સંયમ ઉપર ભાર મૂક્યા પછી બાળકના સ્વભાવનું એક લક્ષણ તમને જણાવું — તે એ કે તેઓને આપણી મદદની ડગલે ને પગલે જરૂર છે. આપણી મોટી દુનિયામાં ઘણું તેમનાથી

ન ઊપડે એવું, ન દેકાય એવું, ન સમજાય એવું હોય એ સ્વાભાવિક છે. તેમાં આપણે સહાનુભૂતિપૂર્વક તેમને મદદ કરવી જ જોઈએ. કોઈ વાર તેડીને ઊંચે ચડાવવાં કે નીચે ઉતારવાં જોઈએ, કોઈ વાર કોઈ શબ્દનો ઉચ્ચાર ધીમે રહીને શીખવવો જોઈએ.

પણ યાદ રાખો કે તેઓના ગજા ઉપરવટના ન હોય તેવા પ્રયત્નોમાં ખોટી દયા ખાઈને, મહેનતમાંથી એમને બચાવવાના ઇરાદાથી એમની મદદે દોડી જવું ન જ જોઈએ. એવી મહેનતમાં તો તેમને જીવનનો ખરો રસ પડતો હોય છે. આપણે બિનજરૂરી દખલ કરી એમનો સ્નેહનો મોંઘો રસ ઢોળાવી નાખવો ન જોઈએ. ખરે પ્રસંગે હાજર હોઈએ તો ઉત્તેજનનાં વચનોથી કે હાવભાવથી એમને રંગ ચડાવીએ. આવાં પ્રેમભર્યાં ઉત્તેજન અને કદરનાં તેઓ ખૂબ જ ભૂખ્યાં હોય છે. અને હોય એ કેટલું સ્વાભાવિક છે? છેક નાનાં બાળકો પોતાના બાબાગાડીમાં થાંભલી પકડીને મહાપ્રયત્ને ઊભાં થાય, છતાં આપણે તાળી પાડી તેમને વધાવીએ નહીં, તો આપણે કેવા બેકદર? તેઓ પાટલી ઉપર ચડી બેસે છતાં આપણે તેમને પ્રેમના ઉમળકાથી તેડી ન લઈએ અને શાબાશીનું આલિંગન ન આપીએ તો આપણે કેવા નીરસ લોકો કહેવાઈએ? તેઓ ભાષાશિક્ષણમાં એકાદ સુંદર શબ્દ કે પ્રયોગ વાપરે છતાં આપણે તે તરફ ધ્યાન પણ ન દઈએ તો બાળકોનો રસ કેવો ઊડી જાય? તેઓ પોતાની ખોટી ખોટી ગાયનું ખોટું ખોટું દૂધ દોહી આપણને પાવા આવે અને આપણે તે ખોટું ખોટું પીને તેમના નાટકનો છેલ્લો અંક ભજવી બતાવીએ નહીં તોયે આપણે બાળકનું મન કેવું ખાટું કરી નાખીએ?

બાળકો ત્રણેક વર્ષની ઉમર જેટલાં નાના હોય ત્યાં સુધી આવા સ્નેહના પ્રસંગોએ આપણે મોટાઓએ તેમને અનેક રીતે ઉત્તેજન આપવું જોઈએ. તાળી પાડીને, પીઠ થાબડીને, તેમને શાબાશી આપવી જોઈએ, અને તેમના ઉદ્યોગોમાં ખૂબ જ ઝળહળતી સ્નેહોના પ્રસંગો જોઈએ ત્યારે તો આપણને પ્રેમનો એટલો જબરો ઉમળકો આવવો જોઈએ કે તેમને તેડીને આલિંગન કર્યા વિના આપણને તેમની પૂરતી કદર કર્યાનો સંતોષ જ થાય નહીં. બાળકો સાથેનું વર્તન હમેશાં સભ્ય, શિષ્ટ અને દબાયેલું જ રહે એ ઠીક નથી. પ્રસંગોપાત તેઓ ખિલખિલાટ હસી પડે છે, ક્રોધી પડે છે, અને આપણે પણ એવા જ ઉમળકાથી તેમને વધાવીએ એવી આશા રાખે છે.

પરંતુ તેઓ જરા મોટાં થાય અને જુદી જુદી જાતના કામોમાં રસ લેતાં થાય, ત્યારે આપણો ઉમળકો આટલેથી અટકવો ન જોઈએ. પૃથ્વી

તે જુદી જ રીતે પ્રગટ થવો જોઈએ. પછી તો આપણે જુદાં જુદાં કામોમાં રહેલી ખૂબીઓ અને કળાઓ એમને ધીરજથી અને પ્રેમથી શીખવવી જોઈએ. જુદી જુદી વસ્તુઓના ગુણધર્મો અને ભાષાના ભેદો તેમની પાસે પ્રેમથી ખુલ્લા કરી દેખાડવા જોઈએ. તેમના કાલા કાલા પ્રશ્નોને કદી હસી કાઢવા નહીં, પણ પ્રેમથી તેના જવાબો આપવા જોઈએ.

ઘણી વાર આપણે અધૂરા અને બનાવટી જવાબો આપીને બાળકોને ઊલટા ગોટાળામાં નાખીએ છીએ. કેટલીક વાર દાતણ કર્યા વિના ખાવાથી પાપ લાગે એમ કહી દઈએ છીએ અને બાળકો શ્રદ્ધાળુ બની એ માની લે એવી અપેક્ષા રાખીએ છીએ. ખરી રીતે એ તો બાળકને અશ્રદ્ધાળુ બનાવવાનો જ ઉપાય છે. તેવા ટૂંકા ખુલાસા આપણને વિસ્તારથી જવાબ દેવાનો કંટાળો હોય છે, તેથી જ આપણે આપીએ છીએ. પણ બાળક ઉપર જો આપણને અંદરનો પ્રેમ છૂટતો હોય તો તેને કંઈ પણ શીખવતાં આપણને કંટાળો શા માટે છૂટવો જોઈએ? ઊલટો એક પ્રકારનો અલૌકિક આનંદ જ થવો જોઈએ.

### સ્વચ્છતા અને આરોગ્ય

બે બાબતોમાં બાળકોનો સંપૂર્ણ આધાર માબાપો અને મોટાંઓ ઉપર છે; એક સ્વચ્છતા અને બીજું આરોગ્ય. આપણે બાળકોની કેળવણીની બીજી જવાબદારીઓ ઉઠાવી શકીએ નહીં તો કદાચ આપણો ગુનો ઈશ્વર માફ કરે. પણ આ બે બાબતોમાં બાળકોને દુખી થવા દઈએ તો આપણે કદી પણ ક્ષમાને પાત્ર ગણાઈ શકવાનાં નથી.

અમે ગરીબ હતાં તેથી, અથવા અજ્ઞાનમાં હતાં તેથી, અથવા પરાધીન હતાં તેથી, અમારાં બાળકોને સ્વચ્છ અને આરોગ્યવાન રાખી ન શક્યાં, એ આપણું કારણ ઈશ્વરના દરબારમાં કદાપિ ચલાવી લેવામાં આવશે નહીં. આપણા મોં ઉપર અત્યંત કરડો પ્રશ્ન ફેંકવામાં આવશે — "તમે એવાં હતાં તો બાળકોનાં માતા પિતા થતાં તમને શરમ કેમ ન આવી?"

આ બાબતમાં ગામડાંમાં આપણે શી સ્થિતિ જોઈએ છીએ? બાળકોને સ્વચ્છ રાખવાની કળા જ માબાપ જાણતાં લાગતાં નથી, અને તે માટે તેમની પાસે વખત અને પાણી જેવાં સાધનો પણ પૂરતા પ્રમાણમાં હોતાં નથી. તેથી બાળકો ખસ, ખૂજલી અને ચાંદાંથી સદા પીડાતાં માલૂમ પડે છે. તેમની આંખો દુખવા આવ્યાં કરે છે, કાન પાકેલા રહે છે, નાકને ચાંદાં પડે છે. તેમનાં માથાંમાં જૂનાં જાળાં બાઝે છે અને ઉંદરી થાય છે. એમને ગંદી જમીનમાં, ગંદી ગોદડીઓમાં રાખવામાં આવે છે, અને મેલાં ઘાણ કપડાંઓ પહેરાવવામાં આવે છે.

આવી સ્થિતિમાં ઊછરતાં બાળકોને આ દુનિયાનો ઈશ્વરના આનંદલોકરૂપે પરિચય જ થવા પામતો નથી. તેઓ તો આ લોકને દુઃખભૂમિ અને નરકવાસ રૂપે જ જુએ છે. એ સ્થિતિમાં તેઓનાં ત્રાસી ઊઠેલાં મનમાં ઊંચા વિચારો અને ઉદાર સંસ્કારો કેમ કરીને ઊઠે? તેમને જીવનમાં ઉત્સાહ, આનંદ અને સ્ફુરણા ક્યાંથી આવે?

આશ્રમવાસી બહેનો પોતાનાં બાળકોને સ્વચ્છ રાખવાનો એકંદરે સારો પ્રયત્ન કરે છે, એ આપણે કબૂલ કરવું જોઈએ; અને તે માટે આપણે તેમને ધન્યવાદ આપીએ છીએ. તેઓ ગ્રામવાસી બહેનો કરતાં પ્રમાણમાં સારી સગવડો ભોગવે છે. આપણે આશ્રમમાં પાણીની ઠીક ઠીક છૂટ રાખીએ છીએ. વળી બહેનો પોતાના કાર્યક્રમોમાં બાળકોને સંભાળવાના કામને આગ્રહપૂર્વક સ્થાન આપે છે. એ સગવડ તેમને ન મળી શકે તો તેઓ પોતાના પતિને આશ્રમનું કામ છોડાવશે; પણ બાળકોને અસ્વચ્છ રાખવા તૈયાર નહીં જ થાય. માતાઓ માટે આવો આગ્રહ અને આવો ટેક ઘણો જ સ્તુતિપાત્ર છે ગ્રામવાસી બહેનો પણ જો એવો આગ્રહ રાખે તો તેમની કઠણ પરિસ્થિતિમાં પણ તેઓ પોતાનાં બાળકોને વધારે સ્વચ્છતાનો લાભ આપી શકે.

સ્વચ્છતાની બાબતમાં આશ્રમની બહેનો જેવી ધન્યવાદને લાયક છે, તેવી પોતાનાં બાળકોનાં આરોગ્ય બાબતમાં તેઓ છે એમ બધી બહેનોની બાબતમાં આપણે કહી શકીશું નહીં. તેમાં એમની ઇચ્છા ઓછી છે એમ તો નથી જ, પણ આરોગ્યને લગતા સિદ્ધાંતોનો તેમણે પૂરો પાધરો વિચાર કર્યો હોતો નથી, એ જ કારણ જણાય છે.

બાળકોના ખોરાક બાબતમાં ઘણી વાર તેમના વિચારો કાચા માલૂમ પડે છે. મોટાઓને જે અનારોગ્યકારી ખોરાકો — તળેલાં, તીખાં, તમતમતાં, તેમ જ અતિ ગળપણવાળી ભારે મીઠાઈઓ સ્વાદિષ્ટ માનવાની ટેવ પડી હોય છે તે બાળકોને પણ તેઓ ઘણી વાર મોહને વશ થઈને ખવડાવે છે. ઘણી વાર તેઓ બાળકોને વધારે પડતું પણ ખવડાવે છે. ખાવાપીવાની બાબતમાં માબાપે પોતે પોતાની જીભની નબળાઈ છતી હોતી નથી તેનું જ આ પરિણામ છે. બાળકના ઉછેર ઉપર આપણી આ નબળાઈ કેટલી ભયંકર અસર ઉપજાવે છે એ જોઈને પણ આપણે ચેતવું જોઈએ અને પોતાની નબળાઈ જીતવી જોઈએ.

વળી માતાઓએ બાળકોનાં સામાન્ય દર્દોની બાબતોમાં અરધા વૈદ્ય અને શરીરશાસ્ત્રી થઈ જવું જોઈએ. છતાં બહેનો તે વિષેનું જ્ઞાન બહુ જ ઓછું ધરાવે છે. પરિણામે બાળકો અપથ્ય, ભારે ખોરાક લઈ લઈને અને

તે જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં લઈ લઈને પોતાનું આરોગ્ય ગુમાવી બેસે છે. તેઓને સદા ઝાડા થયાં કરે છે, તાવ આવ્યાં કરે છે, શરીર ગળ્યાં કરે છે.

ખોરાક ઉપરાંત આરોગ્ય ઉપર અસર કરનાર તત્ત્વો ખુલ્લી હવા અને વ્યાયામ છે. માતાઓ એ બાબતોમાં પણ સાચા વિચારો ન જાણવાથી ઘણી વાર બાળકોને અતિ વધારે કપડાંમાં ઢબૂરી રાખે છે, તેમને ખુલ્લી હવા અને પ્રકાશમાંથી મળતા આરોગ્યના ફુવારાઓનો લાભ મળતો અટકાવે છે.

વળી તેમને ડાહ્યાં ડમરાં અને સભ્ય બનાવવાની હોંશમાં, તેમ જ ઘણુંખરું તો પહેરાવેલાં કપડાં મેલાં ન થાય એવી ચિન્તામાં, તેમના દોડવા કૂદવા વગેરે ઉદ્યોગોને તેઓ હંમેશાં દબાવવાનો જ પ્રયત્ન કરે છે. એ ઉદ્યોગનુ રહસ્ય ન સમજવાથી તેઓ બાળકોની પ્રવૃત્તિઓને તોફાન અને જંગલીપણું માને છે, અને તેનાથી એમને મુક્ત રાખવાં એમાં જ સાચી કેળવણી માને છે.

આ બધાં કારણોને લીધે બાળકોના જીવનમાં ચાલી રહેલી અનેકવિધ આત્મકેળવણી રૂંધાય છે. અને સૌથી મોટુ નુકસાન તો એ થાય છે કે તેમનું આરોગ્ય કાયમનું બગડે છે. એની અસર તેમના જીવન ઉપર, તેમના વિચારો ઉપર કાયમની છાયા ફેલાવે એમાં શી નવાઈ? આશ્રમમાં માતાઓ આરોગ્યરક્ષાની બાબતમાં સાચા વિચારો સમજી લે તો કેવું સારું?

સેવકોએ પોતાનાં બાળકોને કેમ રાખવાં, કેમ કેળવવાં એ વિષયમાં મોટી મોટી સૂચનાઓ આજે તમારી પાસે મૂકી છે. એવા બીજાય ઘણા મુદ્દા વિચારવા જેવા છે. જેવા કે; બાળકોને બાવા કે સિપાઈઓની ધાક દેખાડવાની ટેવ, તેમને તાડન કરવાનો અને ગાળ દેવાનો ખરાબ રિવાજ, તેમને બહુ બચપણથી વાંચવા લખવાને ચાળે ચડાવી દેવાં. મારી આ વાતોમાં તેવા સર્વ પ્રશ્નોને લાગુ પડે એવી દિશા મળી રહેશે. વળી આ બધા પ્રશ્નો મહત્ત્વના હોવા છતાં આપણી આશ્રમની હવામાં તેની લાંબી ચર્ચા કરવાની જરૂર નથી. આપણે સૌ એ સમજીએ છીએ, તેમ જ ઠીક પ્રમાણમાં અમલમાં પણ મૂકતાં થયાં છીએ.

મારી સૂચનાઓમાંના ઘણા વિચારો તમને નવા લાગશે. કેટલાક વિચારો આપણા દેશના જૂના સંસ્કારોને અનુસરીને છે. પણ મેં કહ્યું તેમાંનુ ઘણુ નવા વિજ્ઞાન ઉપર રચાયેલું છે. આપણા જૂના લોકોને એ વસ્તુઓનો પૂરો ખ્યાલ આવ્યો ન હતો અથવા ખોટો ખ્યાલ હતો. રમકડાં વિષે, બાળકોને તેડવા ને ચૂંથવા વિષે મેં જે કહ્યુ છે તેમાંનું ઘણું જૂના

લોકોએ તે હજી વિચારેલુ જણાતુ નથી. પરંતુ આપણે આ જૂનું છે અને આ નવું છે એની ચિન્તા શા માટે કરીએ? સત્ય શું છે, આપણી કેળવાયેલી બુદ્ધિ શાને સમતિ આપે છે, એટલી જ ચિન્તા રાખીએ એ બસ છે. એમ કરવાથી આપણે જૂના રીતરિવાજોનું અગર પૂર્વજોનુ અપમાન કરીએ છીએ એમ માનવું ભૂલભરેલું છે. શું પૂર્વજો સત્ય અને જ્ઞાનના પૂજારીઓ નહોતા? આપણે પણ સત્ય જ્ઞાનના પૂજારીઓ રહીએ ત્યાં સુધી તેમના સુપાત્ર વારસો જ ગણાઈશુ, એ વિષે શ્રદ્ધા રાખજો.

બાળકોની કેળવણીની આ બધી સૂચનાઓ બે ઉદ્દેશથી આપી છે;

આપણાં આશ્રમબાળકો સુખી અને સંસ્કારી બને, આપણે સેવકો તરીકે આપણી સેવા તેમને પણ પહોંચાડીએ — આ આપણો પહેલો અને નજીકનો ઉદ્દેશ છે.

આપણો દૂરનો ઉદ્દેશ ગ્રામવાસી માતાઓમાં બાળઉછેરનું સાચુ જ્ઞાન ફેલાવવાનો છે.

કોઈ પણ પ્રકારના લોકશિક્ષણ માટે આપણને ભણેલાઓને તો એક જ ઉપાય આવડે છે — ભાષણ કરવું, પત્રિકાઓ છપાવવી. આ કામમાં એ ઉપાય બહુ ઓછો અર્થ સારી શકે તેમ છે. સાચામાં સાચો ઉપાય એ જ છે કે આપણે આશ્રમમાં આપણાં બાળકોને સાચી રીતે કેળવીએ, સાચા સિદ્ધાન્તોથી તેમની પ્રત્યે વર્તાવ રાખીએ. ફૂલની સુવાસ જેમ વાયુ સહેજે વહી જાય છે, તેમ જે સિદ્ધાન્તો આપણા જીવનમાં આપણે ઉતારીશુ તે સહેજે ગ્રામજીવનમાં પહોંચી જશે.

આશ્રમ એ એક પ્રયોગશાળા છે. લોકોમા જે સુધારાઓ થાય, જે સિદ્ધાન્તો ફેલાય એમ આપણે ઇચ્છીએ, તે આપણે આશ્રમની પ્રયોગશાળામાં પકવીને તૈયાર કરીએ, પછી તેના પ્રચારની ચિન્તા કરવાની આપણને કશી જરૂર નથી. આચારમા ઊતરેલા વિચારો પોતે જ પોતાનો પ્રચાર કરી લેશે.

પ્રવચન ૩૧ મું

## છોકરાછોકરીનો ભેદ

આપણે છેલ્લા ત્રણ દિવસથી બાળકો અને તેમની કેળવણીનો વિચાર કરી રહ્યા છીએ. એક બીજો બહુ જ મહત્ત્વનો વિચાર પણ ન કરી લઈએ તો એ વિષય પૂરો થશે નહીં.— તે છે છોકરાછોકરી વચ્ચેના ભેદનો. આ ભેદ પાપ છે, ઈશ્વરે આપણને સોંપેલા બાળકોનો મોટો દ્રોહ છે, એમ આપણે બધાં જ કબૂલ કરીએ છીએ, છતાં તે એટલો જૂનો છે, એટલો હાડમાં પેસી ગયો છે કે આપણા વર્તનમાં તેનું ઝેરીલું માથું જ્યારે ને ત્યારે દેખા દીધા વિના રહેતું નથી. આપણી વહાલી દીકરીઓનાં જીવનને તો એ ભેદ છેક દુખિયાં કરી નાંખે છે. દીકરાઓનાં જીવન ઊંચાં ચડે છે એમ પણ નથી. દીકરીઓનાં જીવન એથી સુકાય છે, કરમાય છે, અને દીકરાઓનાં જીવન ગંધાય છે, સડે છે.

છોકરા અને છોકરી વચ્ચે આપણા સમાજમાં જે ભેદનું વર્તન રાખવામાં આવે છે તેની ગંધ પણ આપણે આશ્રમમાં અથવા ઘરમાં દાખલ થવા દેવી ન જોઈએ. છોકરો એ સદ્ભાગ્યની નિશાની અને છોકરી દુર્ભાગ્યની, એ સમજ લોકોના હાડમાં એવી ઊંડી પેઠી છે કે કેળવાયેલાં માબાપો પણ એનાથી છેક મુક્ત રહી શકતાં નથી. અને આપણે આશ્રમવાસી પણ બુદ્ધિથી એવા ભેદને પાપ માનવા છતાં, વર્તનમાં તેનાથી બચી શકીએ છીએ, એમ હિંમતથી કહી શકીશું નહીં.

આ પાપી વિચાર કોણ જાણે શા કારણથી દુનિયાના સર્વ લોકોમાં ઘર કરી બેઠો છે! પુરુષ વધારે બળવાન હોઈ ઘરમાં માલિકનું સ્થાન ભોગવે છે, અને સ્ત્રીઓના ઉપર હુકમ ચલાવે છે, તેથી છોકરાનું માન વધારે હશે? છોકરો બાપનો વારસ બની તેનું નામ આગળ ચલાવે તેથી, તેમ જ શ્રાદ્ધ કરીને બાપનો સ્વર્ગનો રસ્તો ખુલ્લો કરી આપવાનું તેના હાથમાં રહ્યું તેથી, તેનું માન વધારે હશે? ગમે તે કારણ હોય, કે આવાં ઘણાં કારણો સામટાં ભેગાં થયાં હોય, પણ ભેદનું ઝેર હાડોહાડ વ્યાપેલું છે.

છોકરીનો જન્મ થયાની ખબર પડે કે ઘરમાં સૌ મોં ઉતારીને બેસે છે, અને જન્મ આપનારી દુર્ભાગી મા તરફ તિરસ્કારનો અથવા બહુ બહુ તો દયાનો ભાવ બતાવ્યા વિના રહી શકતાં નથી. સુવાવડી માતાની ચાકરીમાં પણ, તરત. ફેર. પડી. જાય. છે.

અને ત્યાર પછી એ કમનસીબ છોકરીના આખા ઉછેર દરમ્યાન એ ઝેર દેખા દીધાં જ કરે છે. છોકરીને દૂધ આદિ પૌષ્ટિક ખોરાક ઓછો

આપવામાં આવે છે. 'મને દૂધ ભાવે નહીં' એમ બોલવું જ છોકરીઓને શોભે એવી તેમના ઉપર છાપ પાડી દેવામાં આવે છે. તેમની માંદગીમાં ઓછું લક્ષ આપવામાં આવે છે. તેઓ તો જંગલી ઘાસની જેમ વગર કાળજીએ વધ્યાં કરે એમ માની લેવામાં આવે છે.

છોકરીઓની કેળવણીમાં પણ ઓછું લક્ષ આપવામાં આવે છે. તેમને ક્યાં ધંધો કરવા જવો છે કે ભણાવવી, એમ ગંભીરપણે દલીલ કરવામાં આવે છે. અથવા હવેના જમાનામાં મધ્યમ વર્ગમાં છોકરીઓનું ભણતર વધ્યું જણાય છે, તો તે પણ વર મળવામાં સહેલું પડે એ જ નજરે અને એટલા ખપ પૂરતું જ ભણાવવામાં આવે છે.

કામકાજ બાબતમાં છોકરીઓને બહુ જ કાચી ઉંમરથી ઘરકામોમાં જોડવામાં આવે છે. તે છેક બાળકી હોય ત્યાંથી એને ઘરમાં ખાવાનું આપવામાં આવે છે એમાં જાણે તેના ઉપર મહેરબાની કરતાં હોઈએ, એવી વૃત્તિ રાખવામાં આવે છે. એની પાસેથી મજૂરીને રૂપે ખોરાકખર્ચનો અવેજ વહેલામાં વહેલી તકે મેળવવો જોઈએ એવો વિચાર રાખવામાં શરમ માનવામાં આવતી નથી.

મે બાળકોને માટે તેમ જ મોટાંઓને માટે જાતમહેનત અને કામ-કાજને સાચી કેળવણીનાં સાધનો તરીકે ગણાવ્યાં છે, એ તમે જાણો છો જ. એ રીતે આ રિવાજથી છોકરીઓને, આપણો હેતુ ન હોવા છતાં, અજાણપણે સાચી કેળવણીનો છૂપો લાભ મળી જાય છે. આપણે જોઈએ છીએ કે તેને પરિણામે છોકરીઓ જુદી જુદી જાતના કામો કરવામાં કુશળતા, કળા અને ચપળતા ઘણી સારી મેળવે છે, અને છોકરાઓ ઠોઠ રહી જાય છે.

પરંતુ કામ એ તો વેઠ પણ હોય અને કેળવણી પણ હોય. તે કેવા ભાવથી આપવામાં આવે છે તેના ઉપર બધો આધાર છે. શું ઘરોમાં આપણે છોકરીઓને કેળવણીના ભાવથી કામો આપીએ છીએ, એમ કહી શકીશું ? તેવો ભાવ હોય તો તો તે ઉંમરે કેટલા પ્રેમથી, કેટલી નમ્રતાથી, બોજો લાગવા દીધા વગર, તેમને કામમાં દોરવી જોઈએ અને મમતાથી આપણા વખતનો ભોગ આપીને તેમને તે કામો શીખવવાં જોઈએ. એ રીતે શું આપણે બાળકીઓને કામકાજનું શિક્ષણ આપીએ છીએ ?

આપણે તો ઘરકામમાં તેમનો ઝટ ઝટ કાંટો લેવો છે. એટલે તેમના ગજા કરતાં વધારે બોજો તેમના ઉપર નાખીએ છીએ. ટોકી ટોકીને તેમની પાસેથી મજૂરી લઈએ છીએ. તેમને નવું કામ શીખવવામાં પણ આપણે જેલપદ્ધતિ—એટલે કે હાંકોટા, તિરસ્કાર અને દંડૂકાની પદ્ધતિ—જ અખત્યાર કરતા હોઈએ છીએ. આવા વર્તનથી બાળાઓમાં કંઈક

કુશળતા તો આવે છે, પણ તેમનો આત્મા નાનપણથી બિડાઈ જાય છે

છોકરીઓ તરફની આપણી દષ્ટિ તેમના લગ્ન કરવામાં પણ તેમના સાચા હિતનો વિચાર કરવા દેતી નથી છોકરીઓ મોટી થાય તો તેમની પવિત્રતા સાચવી શકાશે નહીં અને દુનિયામા ફજેતી થશે એવી બીકથી તેમને નાનપણથી પરણાવી દેવામા આવે છે તેથી ઊગતા જ તેમના જીવનનું કેળવણીનું દ્વાર બિડાઈ જાય છે ઘણા માબાપો તો એમનો છડેચોક વિક્રય કરે છે, અને સારી કિંમત ઉપજાવવા માટે ઘરડા કે બીમાર ધણી સાથે પરણાવી દે છે

જેમને માબાપના ઘરમા ઉપર પ્રમાણેનું વર્તન મળ્યુ હોય તેમને માટે સાસરાના સારા વર્તનની આશા જ ક્યાથી હોય? તેમા કોઈ બિચારી આગળ ઉપર વિધવા થઈ તો આખી દુનિયાના અશુભો અને અપશુકનો એના કમનસીબ દેહમા ભેગા થયા હોય એમ તેની તરફ સૌ જોવા લાગે છે તે સામી મળે તો લોકો અપશુકન માને છે સવારમા તેનુ મો જોવુ નહીં એવુ ઘરમા છોકરાઓને શીખવવામાં આવે છે તેને સર્વ શુભ કામોથી દૂર રાખવામા આવે છે તેના નિર્વાહની પણ કુટુબોમા સારી વ્યવસ્થા થતી નથી તિરસ્કારથી ટુકડો રોટલો ફેંકવામા આવે છે, અને તેમને મજૂરી કરાવીને કચરી નાખવામા આવે છે

કેટલીક બહેનો આવી સ્થિતિમા પણ પોતાનુ તેજ પ્રગટાવી શકે છે એમ બતાવી શકાશે પણ એવા અપવાદોથી તેવી બહેનોના પ્રબળ આત્માનો જ પુરાવો મળશે તેથી કઈ આપણા બહેનો તરફના અન્યાયી વર્તન ઉપર આપણુ મજૂરીની મહોર મેળવી શકીએ નહીં જ

છોકરીઓને દુર્ભાગ્યનુ ચિહ્ન માનવાની ખોટી કલ્પના ઉપર ચાલીને ખરેખર આપણે કેવડુ મોટુ પાપ કરીએ છીએ! તેથી છોકરીઓનું જીવન જન્મથી તે ઠેઠ મૃત્યુ સુધી દુખ અને તિરસ્કારના અગ્નિમા તવાય છે તેમ જ સાથે સાથે છોકરાઓનુ જીવન પણ દૂષિત થાય છે

કોઈ મૂર્ખ માણસ પોતાના અરધા શરીરને પપાળે અને બીજા અરધાને છેદી નાખીને ત્રાસ દે, તો શુ પરિણામ આવે? શુ તેના ત્રાસ દીધેલા અગો જ એકલા દુખી થશે? શુ તેનુ આખુ શરીર માંદુ અને નકામુ નહીં થઈ જાય? અને તેના પપાળેલા અગો પણ દુખના ભાગી નહીં થાય? છોકરીઓ તરફ અપમાન ને તિરસ્કાર બતાવીએ, એટલે છોકરાઓ તરફ આપોઆપ એક જાતની ખુશામત થવા માડે છે તેમને મોઢે ચઢાવવામા આવે છે તેમના જીવન ઉપર એની ખરાબ અસર થયા વગર કેમ રહે?

છોકરાઓને નાનપણથી જ કામકાજનો રસ લેવાથી દૂર રાખવામાં આવે છે, અને કામ કરવું એ છોકરીઓનું, મજૂરોનું અને હલકા લોકોનું કામ છે એવું જ તેઓને નાનપણથી માનતા કરી દેવામાં આવે છે. દુનિયાની પ્રજાઓ આજે દુઃખ ભોગવી રહી છે તેના મૂળમાં આ ઝેર સિવાય બીજું શું છે? લોકો કામકાજને હલકું સમજે છે, પોતાના ભોગવિલાસનો ભાર બીજાઓને માથે નાખવા જાય છે — એવા જુલમની માત્રા અસહ્ય થઈ જાય, એટલે બળવા ને કાપાકાપી ચાલે છે.

આશ્રમોમાં સેવાની કેળવણી લેનારા એવા આપણા જીવનમાં પણ આ અન્યાયનું ઝેર દેખા દેતું હોય, છોકરાછોકરી વચ્ચે સૂક્ષ્મ સૂક્ષ્મ પણ ભેદ આવી જતો હોય, તો તે આપણી કેળવણી ઉપર ખરેખર મોટું લાંછન સમજવું જોઈએ. આપણે ખૂબ જાગ્રત રહેવું જોઈએ અને આ પાપની આગમાં આગી છાયાને પણ સહન કરવી ન જોઈએ.

ખાસ કરીને બાળવયમાં ભેદનું ઝેર ઘણી જ ઊંડી અને આખી જિંદગી પહોંચે તેવી અસર કરે છે એ સમજી, બાળાઓના બાળવયમાં તો તેમના પ્રત્યે ભૂલે ચૂકે પણ ભેદ જણાવાય નહીં એની ખબરદારી રાખવાની જરૂર છે. નાનું બાળ પ્રેમ તિરસ્કારમાં કે વેરાવચામાં શું સમજે, એવા ભ્રમમાં ન જ રહેવું.

ખાવાપીવાની બાબતમાં તો આશ્રમે છોકરાછોકરી વચ્ચે ભેદ પડવા ન જ દેવો જોઈએ. માણસના જીવનમાં ખાવાપીવાની બાબત એવી છે કે તેમાં થતા વેગળચાની અસર ઘણી જ દુઃખજનક થાય છે. એ વસ્તુ દેખવે નજીવી લાગવા છતાં તેનાથી માણસને ખાવાપીવામાંથી રસ ઊડી જાય છે, તેવા ઘરમાં વસવું એને વસમું થઈ પડે છે, અને વેરાવંચો કરનાર ઉપર ઊંડો વેરભાવ બંધાઈ જાય છે. નાના બાળકો ઉપર તો આવી અસરો, કુમળા છોડ ઉપર હીમ પડવા જેવી જ થાય છે. ઓરમાન માને હાથે ઊછરતાં બાળકોનાં જીવન કેવાં ગમગીન, નીરસ અને ઝેરીલાં બની જાય છે એ કોણ નથી જાણતું? એના મૂળમાં આવો વેરાવંચો જ હોય છે ને? દીકરીઓની બાબતમાં સગી માતાઓ જ કેમ જાણે ઓરમાન મા હોય એમ વર્તે એ કેટલું ભયંકર?

પુત્રીઓ પણ પુત્રોના જેટલી જ આપણી છે. તેઓ પણ આપણા પ્રેમાદરની સરખી જ હકદાર છે. જમાનાઓથી તેઓનો એ હક આપણે ઠોકરે માર્યો છે, તેથી તો આજે તેઓ આપણાં પ્રેમસેવાની સવિશેષ હકદાર બની છે. તેઓને સુંદર કેળવણી આપીએ તો તેઓ પણ પુત્રોની જેમ જ આપણી કુળદીપક નીવડશે, પુત્રોની જેમ જ ભારત માતાની સુયોગ્ય સેવિકાઓ નીવડશે.

પ્રવચન ૩૭ મું

# છોકરાઓને નિશાળે કેમ ન મોકલવાં?

આશ્રમબાળકોની બાળપણની કેળવણીના વિચારો આપણે કરી ગયા એ જ બાળકો જરા મોટા થાય પછી તેમના ભણતરનું શું?—સેવકોની સામે આ પ્રશ્ન હમેશા ખડો થાય છે જ અને તેમને અનેક દિશાઓથી મૂંઝવે છે. કોઈને પોતાના છોકરાછોકરીઓ હશે, કોઈને ભાઈભાંડુઓ હશે એમ કોઈ ને કોઈના ભણતરની જવાબદારી તેમના ઉપર હશે જ. એ તેમણે કેમ પાર ઉતારવી? સામાન્ય રીતે લોકો તો છોકરાઓ પાંચ વર્ષના થાય એટલે તેમને ગામની નિશાળમાં બેસાડવાની પોતાની ફરજ સમજે છે. સેવકની ફરજ શું એટલી સહેલાઈથી પાર ઉતરી શકશે? ઘણા સેવકો અને આશ્રમવાસીઓ આ નિશાળનો સરિયામ રસ્તો જ લે છે છતાં આપણે તો આશ્રમજીવનના સિદ્ધાન્તોને અનુસરીને જ ચાલવા માગીએ છીએ. તે સિદ્ધાન્તો આપણને આ ફરજ સંબંધમાં શું કહે છે?

જો કે પહેલાં તો, બાળક પાંચ વર્ષનું થયું એટલે તેને નિશાળે બેસાડવાનો રિવાજ ચાલ્યો આવે છે, પરંતુ આપણા વિચારો પ્રમાણે એ ઉમરે બાળક કે બાળાને નિશાળે મુકવાને લાયકની નથી.

તેમને નિશાળે ન મૂકીએ તેથી, તેમને કેળવણી ન આપીએ એવો અર્થ કરવાનો નથી જ. કેળવણી તો છેક જન્મતાની સાથે જ શરૂ કરી દેવાની છે. તે કેવી હોય તેનું દિગ્દર્શન મેં છેલ્લા ચાર પાંચ દિવસમાં વિસ્તારથી કરાવ્યું છે જ. તેમાં આપણે પાંચ સાત વર્ષની ઉમરના બાળકાની કેળવણીની કેટલીક વિગતો પણ વિચારી છે.

તેમને એ ઉંમરે આપણી સાથે રમીને આપણા અનેક કામકાજોમાં ભાગ લેવાની તીવ્ર ઇચ્છા જન્મે છે. તેમને હાથ પગ ઇન્દ્રિયો ઉપર ઠીક ઠીક કાબૂ આવી ચૂક્યો હોવાથી, મોટાઓના જેવાં સાચાં કામો કરવાની એમને હોંશ જન્મે એ સ્વાભાવિક છે. પાણી ભરવું, વાળવું, વાસણ માંજવાં, કપડાં ધોવાં, રોટલા ઘડવા, દળવું, સીવું, ઝાડકવું—એવાં સર્વ ઘરકામ શીખવાં અને તેમાં પોતાનો સાચો ફાળો આપવો, એવી તેમને ચળ આવતી હોય છે તેમ જ આપણા બીજા ધંધાઓ—ખેતરે જવું, નીંદવું, ગોડવું, ઝાડને પાણી પાવું, ખેતરમાં પંખી ઉડાવવાં, અથવા રેંટિયો, સાળ તે અંગેના કોકડાં ભરવાં વગેરે, અગર આપણા ઘરમાં જે કંઈ ઉદ્યોગો

ચાલતા હોય તેનાં જુદાં જુદાં અંગોમાં સાથ આપવો; ઘરમાં ગાય બળદ વગેરે પશુ હોય તો તેમને પાણી પાવા અને ચારવા જવું, છાશ તાણવી, ગાડું હાંકવું;— એ સર્વ કામોમાં પણ મોટાંઓની સાથે મંડી જવાની વૃત્તિને બાળકો એ ઉમરે કોઈ રીતે રોકી શકતાં નથી. તમે જોઈ શકશો કે મેં આ જે ઢગલાબંધ કામો ગણાવ્યાં અને બીજાં ઢગલાબંધ માબાપો પોતાના સંજોગોને અનુસરીને વિચારી શકશે, તે સર્વ કામો એ બાળકો માટે કેટલું સુંદર શિક્ષણ છે! ક્યાં એમાંથી મળતી અમૂલ્ય કેળવણી અને ક્યાં નિશાળનું ભણતર? નિશાળોમાં તો લખવા, વાંચવા અને ગણવાની યાંત્રિક પ્રક્રિયાઓમાં તેમને કલાકના કલાક રોકવામાં આવે છે. નથી ત્યાં હાથપગને ખોરાક મળતો, નથી આંખકાનને મળતો, નથી મગજને મળતો. નાનકડા કારકુનો બનાવી તેમને ઓરડામાં બેસાડી મૂકવામાં આવે છે, અને હાસ્યચાલ કરે કે વિનોદે ચડે તો તે તોફાનમાં ગણી ઠપકો આપવામાં આવે છે. એ નિશાળોને સુધારીને ગમે તેટલી સારી બનાવીએ તો પણ આ સમૃદ્ધ અને વિવિધ શિક્ષણની જોગવાઈ તો ત્યાં થવી શક્ય નથી જ.

આપણા સેવકોમાં કેટલાકની એવી કલ્પના હોય છે કે ગામની નિશાળોમાં શિક્ષકો સારા ન હોય, ચોપડીઓ આપણને પસંદ પડે તેવી ચાલતી ન હોય, સ્વચ્છ અને નીરોગી વાતાવરણ ન હોય, રખડુ છોકરાંઓના સંગથી આપણાં છોકરાંઓને ગાળો દેવાની ને એવી અનેક કુટેવો વળગે, આપણે ઇચ્છીએ તેવું રાષ્ટ્રીય વાતાવરણ ત્યાં ન હોય, તે કારણોથી તે નિશાળો ખરાબ છે, અને તેથી તેમાં આપણે આપણાં બાળકો ન મોકલવાં જોઈએ; અને આ નિશાળો સંતોષકારક રીતે સુધરે નહીં ત્યાં સુધી આશ્રમબાળકોના ભણતર માટે આપણા વિચારો પ્રમાણેની ખાસ રાષ્ટ્રીય શાળાઓ કાઢવી જોઈએ.

પરંતુ ગમે તેટલી સુધારીએ તો પણ, નિશાળ એ બાળકોની સર્વ ભૂખ ભાંગી શકે જ નહીં. ખરી રીતે તો એ ઉમરે બાળકના શિક્ષણ માટે નિશાળપદ્ધતિ એ જ નકામી વસ્તુ છે. બાળકોનો આત્મા તો આપણાં અનેકવિધ કામકાજો તરફ આકર્ષાયો હોય છે. એ કામો શીખવાં, આપણી સાથે મળીને કરવાં, એને માટે તેઓનાં તન મન અત્યારે ઝંખી રહ્યાં હોય છે. નિશાળો ગમે તેટલી સુધારો કે રાષ્ટ્રીય પાઠ્યપુસ્તકો તેમાં ચલાવો તો પણ, તે એ કામોનો પ્રબંધ કેમ કરી શકે? અને શિક્ષક ગમે તેટલો સારો હોય તો પણ ગામનાં એટલાં બાળકોની જિજ્ઞાસાને તે કેમ સંતોષી શકે? બાંધેલા ઘરના છાપરા તળે વાડી ખીલવી શકાય તો જ નિશાળમાં

આ બાળકોને કેળવી શકાય. છાપરા નીચે વાડી ન જ ખીલે ચોરસ છાપરાને તોડીને લંબચોરસ છાપરું બાંધીશું તો પણ વાડી કેમ કરીને ખીલશે? તે માટે તો છાપરું તોડીને ખુલ્લું મેદાન કરવાની જ જરૂર છે આ ઉંમરે બાળકની ખરી શાળા આપણું પોતાનું ઘર અને આપણા ઉદ્યોગો જ છે

એટલું ખરું કે માબાપોએ અને મોટાઓએ બાળકો સાથેની આજ સુધીની રીતભાત બદલવી પડશે તેમણે શિક્ષકના જેવી ધીરજ અને શીખવવાનો રસ કેળવવા પડશે. જેવો બાળકોના પાલકપોષક થવું એ માબાપનો સ્વાભાવિક ધર્મ છે તેવો જ તેમના શિક્ષક થવાનો પણ તેમનો ઈશ્વરદત્ત ધર્મ જ છે

પરંતુ તેઓ તો, જ્યારે બાળક અંદરના ઉત્સાહથી પ્રેરાઈ કામ કરવા આવે છે ત્યારે, તેમને તોફાની, અટકચાળા અને દખલરૂપ ગણી ધુતકારી કાઢે છે, તેમને હસીને આવકારતા નથી, પ્રેમથી અને ધીરજથી કામ કરવાની કળા શીખવતા નથી પોતાના વહાલા બાળ। માટે થોડી મિનિટોનો ભોગ આપવાનો જેઓને આનંદ છૂટતો નથી, પરંતુ જેઓ તેમની તરફ ડોળા કાઢે છે, ધાંટા પાડે છે, અને તેટલાથી ઠો ગઓ ભાગે નહીં તો તાડન પણ કરે છે, 'તેઓ પોતાનો ઈશ્વરદત્ત શિક્ષકધર્મ ચૂકવાનું પાપ જ કરે છે

બાળકોની તે વખતની હિલચાલોને સહાનુભૂતિથી સમજવાનો પ્રયત્ન કરશે તો માબાપ શું જોશે? તેઓ અંતરની સ્ફુરણાથી અવશ થઈને કામકાજ શોધતાં હોય છે—મધમાખીઓ ફૂલ શોધતી હોય છે તેમ જ એમની મૂળ ઇચ્છા તો આપણા ચાલતા કામમાં આપણી સાથે જોડાઈ જવાની હોય છે પોતાને હજુ આવડતું નથી એ તેઓ જાણે છે આપણે કેમ કરીએ છીએ તે જોઈ જોઈને અને આપણને પૂછી પૂછીને શીખી લેવાની તેમના નાનકડા મનમાં તેમણે યોજના ઘડી હોય છે તેઓ કેવા ધીરે ધીરે, હસતા હસતા, આપણી આંખો જોતા જોતા, આપણને જરાયે તકલીફ ન થાય એની કાળજી રાખતા, આપણને મદદરૂપ થઈ આપણને રાજી કરવાનો પ્રયત્ન કરતા આવે છે!

ખરેખર, તેઓ ગીતા ભણેલા નથી હોતા, છતાં તેમની જિજ્ઞાસા—જ્ઞાનપિપાસાએ તેમને બીજા પાસેથી જ્ઞાન સારી લેવાની ગીતાની રીત—પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવાની—કવી આમેહૂબ શીખવી હોય છે!

પણ તે વખતે આપણું વર્તન કેવું હોય છે? કવળ હડધૂતનું ' હવે તેઓ શું કરે? જિજ્ઞાસાને તો તેઓ રોકી શકતા નથી સ્વભાવ અનાવર હોય છે તેઓ આપણી નજર ચુકાવીને કંઈક ને કંઈક કામે લાગે છે તેમાં

કોઈ દોરવનાર નહીં, સલાહ સૂચના આપનાર નહીં, એટલે આડું વેતરી બેસે છે. કોઈ વાર અનુભવની ખામીને લીધે પોતાનાં હાથપગને ઈજા પણ કરી બેસે છે. પછી જોઈ લો આપણો ગુસ્સો ! આપણે બાળકો પ્રત્યેનો પોતાનો શિક્ષકધર્મ આ રીતે ચૂકીને તેમની ઊગતી જ્ઞાન-પિપાસાનું ખૂન જ કરીએ છીએ.

આ વિચાર પ્રમાણે જોઈએ તો ભણેલાં માબાપો ગામડાંનાં અભણ માબાપો કરતાં બાળકોનું વધારે અહિત કરી બેસે છે. ભણેલાં માબાપોને એ છોકરાં જરા દોડતાંકૂદતાં થયાં કે તેમને નિશાળે મૂકવા સિવાય બીજું કંઈ સૂઝતું નથી. અભણ ગ્રામવાસી માબાપોને છોકરાંઓને નાની ઉંમરે નિશાળમાં ગોંધવાનો ઉત્સાહ હોતો નથી. તેઓ આપણને સમજાવી શકશે નહીં, પણ એમ નિશાળમાં ગોંધવામાં કંઈક ખોટું થાય છે એવું એમનું મન અંદરખાનેથી તેમને કહ્યાં કરતું લાગે છે. ઘણાં ગામમાં તો નિશાળ જ હોતી નથી, એટલે છોકરાંઓ બચી જાય છે. ઘણાને ઘરની ગરીબ સ્થિતિને લીધે છોકરાં પાસે કંઈ કામ લેવું પડે છે, અને તેથી નિશાળે મોકલવાનું બનતું નથી. આવાં માબાપો મોટે ભાગે બાળકોની પાસે કામ કરાવે છે ત્યારે પ્રેમથી તેમને સમજાવીને શીખવતાં જોવામાં આવે છે; બાળકો ઉપર બોજો પડે નહીં એની કાળજી રાખતાં અને તેઓ રમતાં રમતાં કરે એટલાથી સંતોષ વાળતાં જોવામા આવે છે. આવાં માબાપો ભલે અભણ હોય, છતાં તેઓ ઉત્તમ કોટિના શિક્ષકોની ગરજ સારે છે, એમ કહેવાને હરકત નથી.

પરંતુ આપણી સામાજિક પરિસ્થિતિ એવી ભૂંડી છે કે ગરીબ માબાપો ઇચ્છે તોપણ બાળકોને હમેશાં પોતાની સાથે રાખીને કામ કરાવી શકતાં નથી. તેમને કોઈ સ્થિતિવાળાને ઘેર ઘરકામો કરવા કે ઢોર ચારવા મૂકવાં પડે છે. ત્યાં બાળકો કામકાજ તો કરે છે અને કુટાતાં પિટાતાં ખપજોગાં કુશળ પણ બને છે. પણ પોતાના ગજા કરતાં આકરું કામ કરવાનુ હોવાથી તેઓ નાનપણથી શરીર ભાંગી બેસે છે, તેમ જ મોટે ભાગે ત્રાસ અને તુચ્છકારના, ગાળભેળ અને મારઝૂડના વાતાવરણમાં રહેવાનું હોવાથી, તેઓ બુદ્ધિનાં મંદ રહે છે અને જીવનના કોઈ ઊંચા ગુણો તેમનામાં કેળવાવા પામતા નથી.

આવાં બાળકો વધારે કમનસીબ, કે જેમને નાનપણથી નિશાળમાં ગોંધવામાં આવે છે તેઓ, એનો ચોક્કસ આંક બાંધવો મુશ્કેલ છે.

નાનપણથી ચાકર રહેતાં હળપતિ આદિનાં છોકરાંઓ નિશાળે જનાર છોકરાં કરતાં કામકાજમાં તો કુશળ થાય જ છે. જરા આગળની ઉંમરમાં

એમને વધારે પ્રેમ અને મમતા બતાવનાર અને બુદ્ધિપૂર્વક દોરવણી આપનાર કોઈક સજ્જનનો સહવાસ મળી જાય તો તેઓ તેનો લાભ પેલાં નિશાળે ભણેલાં છોકરાંઓ કરતાં વધારે સારી રીતે લઈ શકે એમ હું માનુ છુ. ત્રાસ અને તુચ્છકારના વાતાવરણમાંથી પ્રેમ અને મમતાના વાતાવરણમાં મુકાતાં તેઓની મંદ દેખાતી બુદ્ધિ થોડા જ વખતમાં ચપળતા અને તેજસ્વિતાનાં લક્ષણો બતાવવા માંડે છે.

બીજી તરફથી, નાનપણથી નિશાળે જનાર છોકરાંઓ કામકાજમાં ઠોઠ રહે છે એટલું જ નથી, તેમને કામ વિષે કંટાળો અને તુચ્છકારભાવ આવી જાય છે; અને આળસની ટેવવાળાઓમાં લુચ્ચાઈ, જૂઠ, ચોરી વગેરે દુર્ગુણો વધતા જોવામાં આવે છે, તેવા તેમનામાં પણ વધે છે આથી આવાં છોકરાઓને આગળ જતાં સારા વાતાવરણમાં રહેવાની તક મળે તો પણ તેમના આ દુર્ગુણોને લીધે તેમને તેમા ભળવું ઘણું જ મુશ્કેલ પડે છે.

આપણા આશ્રમમાં આપણને આ બન્ને પ્રકારના અનુભવો થયા છે. ગામડાના અભણ ગોવાળિયાઓ અહીં આવે છે તે થોડા જ માસમાં કેવા ઉત્સાહી, ચપળ, તેજસ્વી, શ્રદ્ધાળુ અને જે કરે તેમા કુશળ નીવડે છે! અને શહેરી મિત્રો પોતાનાં છોકરાને નિશાળેથી ઉઠાડીને મોકલે છે તેઓ મહિનાના મહિના સુધી પાણીમાં તેલની જેમ જુદા ને જુદા જ તર્યાં કરે છે. કોઈક ભળે છે તોયે એમને અત્યંત તાણ પહોંચતુ જોઈ શકાય છે, અને કોઈ તો પોતે હારીને અને આપણને પણ હરાવીને છેવટે પાછા પણ ગયા છે

આશ્રમવાસીઓએ અને જેઓ બાળકોની સાચી કેળવણીનો વિચાર કરવાની દરકાર રાખતા હોય એવા સર્વ માબાપોએ પાંચથી દશ વર્ષની ઉંમર સુધી તો બાળકોને નિશાળોમાં ન જ મોકલવા જોઈએ. તેમની ખરી પ્રાથમિક શાળા તે વખતે ઘરકામો અને ઉદ્યોગો સંબંધી કામો જ છે. "અમે તો શિક્ષણશાસ્ત્ર ન સમજનારા સામાન્ય માણસો, છોકરાંઓને ઉદ્યોગો અને કામો અમારે ઘેર રાખીને શીખવવાના હોય તો તેમને માટે અભ્યાસક્રમ કેવો ઘડવો એ અમને ક્રમ આવડશે?" એવી ચિન્તા રાખવાની કશી જ જરૂર નથી. કારણ આ ઉંમરે બાળકો ઉપર આટલા કામો અમુક વખતે કરવાં જ એવુ બંધન લાદવાનુ હોય નહીં. તેઓ અંતરની સ્ફૂર્તિથી ધકેલાઈને, પતંગિયા ફૂલો પર જાય તેમ, તેમને લાયકના કામો ચાલતા હશે ત્યા પોતાની મેળે જશે જ. આપણે માટે એટલુ જ કરવાનું રહે છે કે આપણે તે વખતે તેમને હસીને આવવા દઈએ, થોડી મિનિટોનો ભોગ આપી તેમને દોરવણી આપીએ, શિક્ષકના પ્રેમ અને ધીરજથી જાતે કરી બતાવીને, મોઢેથી તેને લગતું રહસ્ય સમજાવીને તેમને શીખવીએ, તે તે

કામને લગતી આગળ પાછળની જાણવા જેવી વાતો કહીને તેમનો રસ પણ વધારી શકીએ તો જરૂર વધારીએ.

સામાન્ય ગ્રામવાસી માબાપો, જેઓ બહુ ભણેલાં નથી, તેઓ આ વિચાર પ્રમાણે બાળકોને કેળવશે તો મોટી મહેલ જેવી શાળાઓ કરતાં તેમનાં છોકરાંઓ વધારે સારી કેળવણી પામશે, એની ખાતરી રાખે. છોકરાંઓને વાચવા લખવામાં આ ઉમરે પાડવાની જરૂર નથી, તેમ કરવું હાનિકારક પણ છે, તેથી માબાપનું અભણપણું જરા પણ નડવાનું નથી. બાળકોની કેળવણી માટે જે જરૂરનું છે તે તો તેમની પાસે પુષ્કળ છે. તેમની પાસે ઉદ્યોગોની આવડત છે, અનુભવનું જ્ઞાન છે, એ પૂરતું ભણતર છે. તેટલું બાળકોને પ્રેમથી આપે એ શું ઓછું છે? એ સાથે તેઓ બાળકના પ્રેમને ખાતર, પોતાનાં જીવન શુદ્ધ, સ્વચ્છ, મહેનતુ, સેવાપરાયણ, સત્યના શૌર્યવાળાં રાખવા પ્રયત્નશીલ રહેશે તો બાળકોનું શિક્ષણ તેમણે સંપૂર્ણ કર્યું એમ તેઓ માની શકે છે. અને પોતે પોતાનાં બાળકો પ્રત્યેનો શિક્ષકધર્મ પૂરો પાળ્યો છે એવો જવાબ તેઓ પરમ પિતા પરમેશ્વરની હજૂરમાં પ્રામાણિકપણે આપી શકશે.

પરંતુ પાંચ વર્ષનું થયું કે બાળકને નિશાળે પહોંચાડવાનો પ્રચલિત રિવાજ પ્રબળ બની ગયો છે. જરા આંખ ઉઘાડીએ તો તેનું ભયંકર પરિણામ આપણે દીવા જેવું જોઈ શકીએ તેમ છે. નિશાળોમાં બાળકોની કેળવણી થતી નથી એટલું જ નહીં, પણ તેઓ કાયમ માટે કશી કેળવણી ઝીલી શકે નહીં એવા બની જાય છે. અને જોવાનું તો એ છે કે તે જ વખતે કેળવણીની ગંગા તો લોકોના ઘરોમાં અને ખેતરોમાં અને ઉદ્યોગોની કોઢોમાં વહી રહી હોય છે. તેમાથી ઉઠાવી બાળકોને નિશાળની ગંધાતી તલાવડીમાં ધકેલવામાં આવ્યાં હોય છે. એથી આપણી નવી પ્રજા દિવસે દિવસે નિર્માલ્ય થતી જાય છે; અને આ પરિણામ નાનપણથી નિશાળે મૂકવાના ભૂંડા રિવાજમાં સપડાવાથી આવે છે એ જોઈએ છીએ, ત્યારે આપણું દિલ બળીને ખાખ થઈ જાય છે.

પરંતુ બાળકોને નિશાળથી બચાવવાની આપણી વાત કોણ કાને ધરશે? પ્રબળ રિવાજ સામે ગામડાંનો દુખિયો ગ્રામજન આપણી વાત સાંભળીને માથું ઊંચકે એ આશા રાખવી બહુ જ વધારે પડતી છે.

એક જ ઉપાય છે, અને તે એ કે આપણે આશ્રમવાસીઓ અને સેવકો હિંમત ધરીને પોતાનાં બાળકો ઉપર પોતાની શ્રદ્ધાનો અમલ કરીએ. એ હિંમત આપણામાં છે? જ્યારે સગાં, વહાલાં અને મિત્રો આપણને ઠપકો આપશે કે આપણે છોકરાંનું હિત બગાડી રહ્યાં છીએ, તેમને નિશાળે

જવાની ઉંમરે રખડાવીએ છીએ, ત્યારે શું આપણે આપણી શ્રદ્ધા ઉપર કાયમ રહી શકીશું? લોકાનાં નિશાળે જનાર છોકરાંઓને કડકડાટ વાર્તાઓની ચોપડીઓ વાંચતા જોઈશું ત્યારે આપણુ મન ઝાલ્યુ રહેશે? આપણે ગુનેગાર હાઈએ એમ શરમાઈને લોકાની સામે નીચું તો નહીં જોઈએ? જો આપણે રિવાજના બળ આગળ હારી નહીં જઈએ, પણ આપણાં બાળકોને ઘરના ઉદ્યોગોમાં:મળતી કેળવણીની ખૂબીઓ પિછાણવા જેટલી હિંમત અને શ્રદ્ધા રાખી શકીશું તો આપણી વસ્તુ તરફ લોકો આકર્ષાયા વિના નહીં જ રહે.

પ્રવચન ૩૯મું

## અંગ્રેજી ભણતરનું શું ?

ગઈ કાલે આપણે વાત કરી એ તો દશેક વર્ષ સુધીનાં બાળકો સંબંધી થઈ. એમને નિશાળે ન મોકલવાની ભલામણ સ્વીકારવી પ્રમાણમાં સહેલી છે. માણસને મનમાં હિંમત રહે છે, કે એમ કરતાં કદાચ છોકરાંઓ બીજાંઓ કરતાં ઠોઠ અને પાછળ રહી જશે તો પણ ભૂલ સુધારી લેતાં અને સૌની સાથે લાવી દેતાં બહુ મુશ્કેલી નહીં પડે, અને બહુ વખત પણ નહીં લાગે.

પણ એ ઉંમરથી આગળના શિક્ષણનું શું? તેમને હાઈસ્કૂલ કૉલેજોમાં મોકલી અંગ્રેજી ભણાવ્યા વિના કંઈ ચાલશે? અત્યાર સુધી જે વિચારો તમે સાંભળતા આવો છો તે ઉપરથી આગળ માટે પણ હું તો નિશાળમાં ન મોકલવાની જ ભલામણ કરીશ, એવી કલ્પના તમે કરી લીધી હશે. તમે ભલે મારી સામે ડોળા તાણીને તાકી રહો, પણ હું કહું છું કે તમારી કલ્પના ખોટી નથી.

આ ગોળી ગળવી તમને આકરી પડે છે ને? કારણ દેખીતું છે. તમને ડર છે કે છોકરાંઓને જો તમે ભણાવવાની ઉંમરે ભણાવો નહીં તો ઉંમર વીત્યા પછી એ ખોટ તેઓ કોઈ રીતે પૂરી કરી શકે નહીં, અને તેમનું આખું ભવિષ્ય બગડે.

પરંતુ હું તમને જ્યારે એવી ભલામણ કરું છું કે છોકરાંઓને હાઈસ્કૂલ અને કૉલેજમાં ન મોકલો, ત્યારે એમને કેળવણી વિના રાખો એમ કહું છું શું? ત્યાં મોકલવામાં આપણે ઇચ્છીએ છીએ તે પ્રકારનું શિક્ષણ થતું નથી, આપણે ન ઇચ્છીએ તેવું કુશિક્ષણ જ વધારે થવાનું જોખમ છે, અને આપણે તે જોખમ જોઈતું નથી. બાકી ત્યાં ન મોકલવા છતાં આપણાં છોકરાંઓને શિક્ષણ આપવાનું તો છે જ. તે અંગ્રેજી શિક્ષણ નહીં હોય, પણ ઉચ્ચ શિક્ષણ તો જરૂર હશે. તે કેવું હશે અને કેવી રીતે આપી શકાશે એની કલ્પના હું આજે આપવા ધારું છું.

પણ તમારા મનમાંથી વસવસો હઠવો મુશ્કેલ છે. તમને થશે: "છોકરાંઓ ઉપર શિક્ષણ જેવી જિંદગીની એક મોટામાં મોટી બાબતમાં નવો અખતરો કરવા જઈએ અને તેમાં ધાર્યું પરિણામ ન ઊતરે તો તેઓ અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ નહીં બને? શાળા કૉલેજનું ભણતર નહીં

મળવાને લીધે છોકરાંઓની બુદ્ધિ ખીલ્યા વિનાની રહી જાય અને તેઓ જિંદગીમાં સફળ ન થાય તો કાયમને માટે આપણને પસ્તાવો રહ્યા કરે કે આપણે પોતાના એક તરંગને ખાતર તેમનું આયુષ્ય બગાડ્યું, અને છોકરાંઓ પણ આખી જિંદગી આપણે નામે નિસાસા નાખે."

આવા વિચારો કરીને આપણે ઘણાખરા સેવકો અને આશ્રમવાસીઓ શ્રદ્ધા ગુમાવી દઈએ છીએ. આપણે આપણા સેવાજીવનને ખાતર ઘણાં કષ્ટો અને ઘણી અગવડો વેઠવા તૈયાર છીએ, ઘણાં જોખમો ઉઠાવવાની અને ભોગો આપવાની હિંમત બતાવી શકીએ છીએ. ગામડાના મલેરિયામાં પોતાનાં શરીરો કંતાઈ જાય એથી હારતા નથી; ગરીબાઈ વર્ષો હોઈ નાતજાતના રિવાજ પ્રમાણે ન વર્તી લોકનિંદાના ભોગ બનીએ છીએ, તેથી પણ હારતા નથી; હરિજનોના પ્રશ્ન અંગે સગાંવહાલાં આપણો ત્યાગ કરે તેથી પણ ડગતા નથી, ગામડાંના જીવનમાં ભળવાની હોંશમા ઠીક ઠીક જાતમહેનત પણ આનંદથી કરીએ છીએ; આપણી સર્વ શક્તિ સેવામાં આપતાં આપણે આપણા સાહિત્ય આદિ શોખો ઉપર પણ સારા પ્રમાણમાં કાપ મૂકી શકીએ છીએ. "આપણા પોતાના સિદ્ધાન્તને ખાતર પોતે જેટલો ભોગ આપીએ તે ઓછો જ છે, પણ—" આપણને થાય છે, "પણ આ પ્રશ્ન જુદો જ છે. આ તો પોતાનાં છોકરાંના ભણતરનો, તેમની આખી જિંદગી સફળ કે નિષ્ફળ કરાવવી તેનો છે. જોકે ચાલુ જમાનાની શાળા કોલેજોનું ભણતર આપણને ઘણી ઘણી રીતે રુચતુ નથી, છતા જિંદગીમાં આગળ વધવા ખાતર સૌ તે જ લે છે. તો પછી આપણા પોતાના મગજના એક તરંગ ખાતર આપણા છોકરાંઓને તેનાથી રહિત રાખવાનો આપણને શો અધિકાર છે?"

મોટા ભાગના સેવકો પોતાનાં છોકરાને શાળા-કોલેજમાં મૂકવાનો વખત આવે છે ત્યારે આ જાતના વિચારવમળમા પડ્યા વિના રહી શકતા નથી, એ આપણો અનુભવ છે. એનો સીધો અર્થ શું એ નથી નીકળતો કે તેમણે પોતાના સિદ્ધાન્તોને ખાતર બહુ બહુ ત્યાગ કર્યો પણ હવે તેમની ત્યાગશક્તિની હદ આવી રહી છે? એનો અર્થ શું એ નથી કે તેને તેઓ છોકરાંના ભણતર સુધી લંબાવતાં ધ્રૂજી ગયા છે?

તેઓ મનને, ભલે છેતરતા હોય કે જાતપૂરતા તો અમે અમારા સિદ્ધાન્તો પૂરેપૂરા પાળીએ છીએ, પણ ખરેખરી કસોટીને વખતે તેઓ ડગી ગયા એમ જ કહેવું જોઈએ. આજ સુધી મનમા જે શંકા પેઠી નહોતી તે આજે કસોટીને વખતે તેમનામાં પેઠી છે: "કદાચ આપણે આશ્રમજીવન સ્વીકારવામાં મોટી બેવકૂફી કરી હશે તો?" લોકો તો એમ જ માને છે

અને આપણને ધૂની, વેદિયા, ભગત ગણી કાઢે છે. આપણે આપણી બેવકૂફીમાં પોતાની જિંદગી બગાડી, અને તે તો હવે સુધરે એમ રહ્યું નથી; પણ પોતાનાં છોકરાંને તો તેના ભોગ થતાં વખતસર બચાવી લઈએ ! આપણે આજ સુધી માન્યું કે આશ્રમનું સેવાજીવન એ સાચું જીવન છે, પણ સાચું જીવન એવું હોય ખરું ? એ તો મહા કષ્ટમય જીવન છે; ગામડાંના સાંકડા ખાબોચિયામાં બંધાઈ રહેવા જેવું છે. એમાં ધન નથી, માન નથી, મોટાં મોટાં કામો કરીને કીર્તિ કમાવાનો અવકાશ નથી. એ ખાબોચિયું નથી એમ કેટલાકના અભિપ્રાય સાંભળીને આપણે તો ફસાયા,' પણ હવે પોતાનાં છોકરાંને તો ફસાવશું નહીં જ.

"વળી શાળાકૉલેજનું ભણતર ખોટું હોવાનું આપણે માન્યું તેમાં પણ આપણાં ચશ્માંના રંગનું જ કારણ કેમ ન હોય ? દુનિયામાં તો લોકો તેને જ સારું માને છે. હા કોઈ કોઈ તેની ટીકા કરે છે ખરા, પણ તે પારકાં છોકરાંને જતિ કરવાની વાત હોય ત્યાં સુધી જ. પોતાનાં છોકરાંનો પ્રસંગ આવે ત્યારે તેઓ આપણી જેમ હૈયાફૂટાપણું બતાવતા નથી. તેઓ તો તેમને એ જ શિક્ષણ લેવા મોકલે છે.

"પોતાનાં છોકરાં ભણીગણીને ખૂબ કમાય, દેશવિદેશમાં મોટા વેપાર ખેડે, મોટા સરકારી અધિકારી થાય અને સુખી થાય, એ કયાં માબાપને નથી ગમતું ? આપણે સેવા પ્રત્યે વળેલા તરીકે એ સુખ તો તેમને માટે ન ઇચ્છીએ એ ઠીક, પરંતુ તેઓ પ્રસિદ્ધ દાકતર થઈ પોતાની વિદ્યાથી અનેક રોગીઓના આશીર્વાદ મેળવે, મોટા ઇજનેર બની નહેરો, પૂલો, કારખાનાંઓ વ. મોટાં મોટાં ઇજનેરી કામો કરી દેશના ઉપકારક થાય, જગવિખ્યાત વિજ્ઞાનાચાર્યો અને સંશોધકો તરીકે દુનિયામાં અમર થાય, હોશિયાર વકીલ તરીકે કોર્ટકચેરી જ નહીં પણ ધારાસભાઓ અને રાષ્ટ્રસભાઓ પણ ગજાવતા થાય અને દેશના પ્રખ્યાત નેતાઓ થાય, એ ઇચ્છા આપણે કેમ ન કરવી ? અને એ મહાન જીવનની સીડીરૂપ શાળા-કૉલેજ, તેને આપણા હાથે તોડી નાખવી અને પોતાનાં છોકરાંઓ માટે રહેવા ન દેવી, એ તો તેમના પ્રત્યેનો દ્રોહ જ થાય.

"આપણે પોતે બહુ મોટી પહોંચવાળા નહીં એટલે ગામડાની સેવામાં પડયા અને આપણી અલ્પશક્તિ પ્રમાણે જીવનનો બન્યો તે સદુપયોગ કર્યો એ ઠીક છે, પણ પોતાનાં છોકરાંઓની અંદર ઈશ્વરે બીજરૂપે મૂકેલી શક્તિનો આંક આપણા અલ્પ ગામડિયા ગજથી આપણે કેમ મૂકીએ ?"

હું ધારું છું કે આવે પ્રસંગે સેવકોના મનમાં ઊઠતી દલીલોનું મેં બરાબર સાચું પ્રતિબિંબ પાડયું છે. તેઓ જોઈ શકતા હોય કે ન હોય,

પણ તેઓ પોતાના છોકરાંને શાળાકૉલેજમા ભણાવવા તૈયાર થાય છે ત્યારે પોતાની કેટલીક મૂળભૂત શ્રદ્ધાઓ તેઓએ છોડી જ હોય છે.

તેઓ એક વખતે તો દેશના સમર્થમાં સમર્થ પુરુષોએ ગ્રામસેવામાં પડવુ જોઈએ એમ માનતા; આજે હવે માનતા થઈ ગયા છે કે તે અલ્પ કામ છે, અને મોટી શક્તિ ધરાવનારાઓએ તેમાં પડી પોતાનો રૂપિયો પાઈમાં વટાવવો ન જોઈએ.

તેઓ એક વખતે ત્યાગ અને મૂકસેવાને જીવનનો સાર માનતા; આજે હવે માનતા થઈ ગયા છે કે દુનિયામા કીર્તિ, પ્રખ્યાતિ, માન પામી અમર થવુ એ જીવનનો સાર છે.

તેઓ એક વખતે ટીકા કરતા હતા કે હાઈસ્કૂલ કૉલેજોનું ભણતર માણસમાથી મૌલિકતા, સાહસ, વીરતા, દેશભક્તિ એ બધા ગુણોને ઉડાડી દે છે, તેને ધન અને કીર્તિ અને ભોગવિલાસનો રસ લગાડે છે અને સેવા-જીવનને માટે નાલાયક બનાવી દે છે, ત્યાંનું શિક્ષણ લઈ ધન કીર્તિ કમાવામાં, દાક્તર, ઇજનેર, વિજ્ઞાનાચાર્ય કે સભાવીર થવામાં પણ હજારે એકાદ જ સફળ થાય છે, અને તે પણ શિક્ષણ કરતા લાગવગને લીધે જ, મોટા ભાગના લોકો તો નોકરીની શોધમા રખડતા નિરાશ, નમાલા, બેકારોના ટોળામા ભળી જાય છે, અને કૉલેજમા થોડુઘણું જીવનું જોર મળ્યુ હોય છે તે પણ દુનિયાના ટેમા ખાઈને થોડા જ વખતમાં મરી જાય છે. હવે તેઓ આ ટીકા ગળી ગયા છે અને સફળ જીવનની સીડી કોઈ હોય તો કૉલેજ છે એમ માનવા લાગ્યા છે.

ભલે આપણે ગ્રામજીવનમા લાંબા વર્ષો ગાળ્યા હશે, ભલે આપણે તેની તારીફોના ઘણા ઘણા ગીતો ગાયા હશે, ભલે તેમા જ સાચુ સુખ છે એમ મોઢેથી જાહેર કર્યું હશે, પણ ખરી પરીક્ષા આવતા આપણા મનના ઊંડામા ઊંડા તળિયામા કેવા વિચાર હતા એ હવે પરખાઈ ગયા! દુનિયા પણ તે પ્રત્યક્ષ જોઈ શકી, અને આપણે પોતે પણ આખ મીચી ન દઇએ તો તે સ્પષ્ટ જોઈ શકીએ છીએ

આપણે ગ્રામવાસમા કે આશ્રમજીવનમા આટલા વર્ષો ગાળ્યા છતાં તેનું કઈ સંતોષકારક ફળ જોતા નથી તેનુ કારણ પણ હવે પકડાઈ ગયું. આપણે તેનો દોષ ગામલોકોના જડતા કુસપ વગેરે ઉપર, આપણા બીજા સંજોગો ઉપર ઢોળતા હતા પણ હવે પરીક્ષા થતા ખરી વાત પ્રગટ થઈ ગઈ આપણો જીવ જ આપણા કામમા કયા હતો? જે કામમા જીવ નહીં તેમા આપણે આપણી પૂરી શક્તિ અને પૂરી બુદ્ધિ નહીં જ વાપરી હોય, પૂરી સશોધનશક્તિ પણ વાપરી નહીં હોય. તેમા નિત્ય નવા સાહસો

ઉઠાવવાની હિંમત પણ આપણે ક્યાંથી બતાવી હોય? એ બધું ન કર્યું હોય, પછી સફળતા ન મળી એમાં શું આશ્ચર્ય?

વળી આપણે આટલાં વર્ષ ગ્રામજીવનની કઠણાઈ ભોગવી, પણ તેમાંથી આપણા હૃદયમાં કદી પ્રસન્નતા કેમ અનુભવી નથી? લોકોની ઉપર આપણા જીવનની બહુ છાપ પડતી જોવામાં કેમ આવતી નથી? આનું કારણ પણ હવે આપણને પરખાઈ જવું જોઈએ. આપણે કઠણાઈઓ ઉપર ઉપરથી તો ભોગવી, પણ અંદરની આંખ સામે તો પેલા ઋદ્ધિસિદ્ધિમાં આળોટતા અમલદારો, દાક્તરો, ઇજનેરો અને સભાનીરો જ હતા. આવો જ આદર્શ આપણે છૂપો છૂપો સેવ્યો હોય, પછી ગ્રામજીવનમાંથી આપણા ચહેરા ઉપર પ્રસન્નતા ક્યાંથી પ્રગટે?

આરંભના ગ્રામસેવાના ઉત્સાહમાં આપણને કલ્પના આવેલી નહીં કે છોકરાંના ભણતરનો આવો આકરો પ્રશ્ન એક દિવસ આવી પડશે. આપણે તો ગામડાંમાં વસ્યા, ગ્રામવાસીઓના જેવી અથવા લગભગ તેના ગરીબાઈ સ્વીકારી, બાપીકી મિલકત પણ ઘણું કરી છોડી બેઠા અને કમાણીનાં કશાં સાધન રહેવા દીધાં નહીં. પણ હવે મન ડગી ગયું, અને છોકરાંઓને અંગ્રેજી ભણતર ભણાવવાનો વિચાર મનમાં ભરાયો.

આપણે હવે ચારે તરફથી મુશ્કેલીઓ અનુભવીએ છીએ. જે વિચારને મારે જીવનમાં સ્થાન જ નહોતું તેને તેમાં સમાવવા જતાં તરફડિયાં મારવાં પડે છે. પ્રથમ તો અંગ્રેજી હાઈસ્કૂલ કે કૉલેજ આપણા નાના સરખા ગામડામાં ક્યાંથી હોય? હવે જો છોકરાંઓને ભણાવવા હોય તો છાત્રાલયોના આકરા ખર્ચની જોગવાઈ કરવી રહી. આપણને થાય છે. "આ કરતાં તો જો પ્રથમથી ક્યાંક શહેરમા ધંધો કરતા હોત તો છોકરાં સહેજે ઘેર રહીને ભણી શકત. ગામડાંમા રહ્યા તેથી તો ઊલટા ખર્ચના ખાડામાં વધારે ઊતરવાનું થયુ! હવે તે ક્યાંથી લાવીએ?"

આપણી આસપાસ ગ્રામવાસીઓની આ બાબતમાં કેવી સ્થિતિ છે અને તેઓ કેવી રીતે વર્તે છે એ આવી મૂંઝવણને ટાણે જોઈએ તો આ મોહમાંથી સહેજે ઊગરી જવાય એવું હોય છે. ગામમાં તો ભાગ્યે જ બે પાંચ ઘર એવાં હોય છે કે જેઓ પોતાનાં છોકરાંને અંગ્રેજી ભણતર માટે શહેરમાં મોકલી શકે છે. ઘણાંખરાં તો પોતાની સ્થિતિનો ખ્યાલ કરી, પોતાને માટે એ ભાગ્ય સરજાયુ નથી એમ મન વાળી લે છે. એ ભણતર માટે તેમને મોહ તો ખૂબ જ હોય છે. તેઓ સરકારી અમલદારોને જુએ છે, વકીલો અને દાક્તરોને અને વેપારીઓને જુએ છે ત્યારે અમારાં છોકરાંઓ પણ ભણી ગણીને એવી પદવીએ ચડે, ધનમાન કમાય અને બળદનાં પૂંછડાં

આમળવાનું તેમના કમાળેથી છૂટે, એવું ઘણી વાર બોલતા તેમને કોણે નથી સાભળ્યા? પરંતુ એ હોશ તેમને માટે આકાશમાના ચંદ્રમા જેવી છે એમ જોઈ તેઓ શાતિ પકડે છે.

પણ આપણે સેવકો પોતાના મોહને એમ સહેજે આવરી શકીએ છીએ કે? આપણે તો ઘણુંખરુ જુદા જ વિચારે ચડી જઈએ છીએ "આજ સુધી ગમે તેમ રહ્યા પણ હવે તો છોકરાના ભાવિનો પ્રશ્ન આવી પડયો માટે ગમે તે રીતે પૈસા મેળવવા જ જોઈએ" એક વાર આ નિશ્ચય ઉપર પહોચ્યા એટલે પૈસા મેળવવાના જાતજાતના ઉપાયો સૂઝવા મડે છે અને પછી કઈ ગ્રામસેવાના કે આશ્રમસિદ્ધાન્તોના ખામોચિયામા પુરાઈને વિચાર કરવાનું થોડુ જ રહ્યુ છે?

કેટલાક સેવકોને પોતાની કમાવાની શક્તિનુ અભિમાન જાગ્રત થાય છે તેઓ મનમા કહે છે "મે તો દેશને ખાતર દારિદ્ર સ્વીકાર્યું છે, પણ ધારું તો જોઈએ તેટલું ધન કમાવાની તાકાત ધરાવુ છુ"

કેટલાક સેવકો કમાવાનો કોઈ સહેલો માર્ગ મળી આવે તો પોતાનુ ગ્રામસેવાનુ કામ ચાલુ રાખીને કોઈક પેટાધધો શોધી કાઢે છે તે મનને છેતરે છે કે, પોતે બે ઘોડે ચડી શકે એવો ઉસ્તાદ છે પણ ઉસ્તાદીમા ખરુ જોતા તેણે પોતાના સેવાજીવનને પોતાને હાથે નિષ્ફળ કરી દીધુ હોય છે છતા તેવો લાગ પણ બધાને ક્યાથી મળી શકે? સામાન્ય સેવકો તો પોતાની આખી જિંદગીની શ્રદ્ધા તજી જીવનમા પનટો કરી નાખે છે, અને કમાવાને ધધે વળગે છે શરૂઆતમા પોતાના મનને ફસાવે છે કે છોકરાઓના ભણતરની જવાબદારીમાથી મુક્ત થઈશુ એટને પાછા સેવાજીવન ફરી ધારણ કરી લઈશુ પણ મોટે ભાગે પરિણામ જુદુ જ આવે છે પાછા ફરવાની આશા ભાગ્યે જ સિદ્ધ થાય છે, કારણ કે એક તરફથી છોકરાઓનુ ભણતર પૂરુ થાય છે તે સાથે બીજી તરફથી ધધાના ક્ષેત્રમા પડેલો બાપ પોતે પોતાનું ભણતર ભૂલી ચૂક્યો હોય છે

પરતુ આવો ધરમૂળનો જીવનપલટો કરવો એ એક રીતે છાતીનું કામ છે આપણે વર્ણવેલો પનટો બેમાંથી દિશાનો બને હોય, પણ તે પણ એક જાતની હિંમત તો માગે જ છે છોકરાના ભણતર ખાતર પણ બધા કઈ તે કરી શકતા નથી. મોટા ભાગના સેવકો તો સહેલો માર્ગ જ ગ્રહણ કરે છે. તેઓ આખ મીચીને ગ્રામવાસને વળગી રહે છે, અને વિવેક ખોઈને છોકરાના મોઘા ભણતરનો ભાર પોતાના સેવાકાર્ય ઉપર નાખે છે પોતે ખાદી, ગ્રામઉદ્યોગ, આદિ મારફત સેવા કરતા હશે તો એ ભાર તે મરવાને

વાકે જીવી રહેલા ઉદ્યોગોને માથે પડશે. કોઈ સંસ્થા મારફત કામ કરતા હશે તો તે સંસ્થાને માથે પડશે.

એવા સેવકો પોતે લીધેલા માર્ગને મધ્યમ માર્ગ ગણતા હશે. સેવા પણ ચાલુ રહી અને છોકરાને ભણતર પણ અપાયું, એમ પોતાના મનને મનાવતા હશે. પણ ખરું જોતાં, સરવાળે તેમના જેવાઓના ભારે બોજા તળે ખાદી વગેરે ચગદાઈ જાય છે; અને સંસ્થા પણ અશક્ય થઈ પડે છે.

અને તેમના 'મધ્યમ માર્ગ'નું ભયંકરમાં ભયંકર ફળ તો હું બીજું જ માનું છું. તે છે એમનાં છોકરાંના જીવન ઉપર થતી અસર. તેમને જે ભણતર ભણાવવા તેઓ મોકલે છે તે એવું છે કે, તેઓ તેમાંથી બીજું ગમે તે થવાનાં હશે તે થશે, પણ બાપનો સેવાનો માર્ગ તો નહીં જ સ્વીકારે. તેઓ એવી ટેવો પાડી બેસશે કે શરીરથી ગામડાંનું જીવન તેમનાથી સહન જ નહીં થાય, અને બુદ્ધિથી ગ્રામસેવા અને આશ્રમકેળવણી એ તેમને નકામી નિષ્ફળ વસ્તુઓ જ લાગશે. પોતાનાં છોકરાં આવું ભણી આવે એના કરતાં વધારે કરુણાજનક વસ્તુ સેવકો માટે બીજી કઈ હોઈ શકે?

હું તો સ્પષ્ટમાં સ્પષ્ટ ભાષામાં અને જરા પણ સંકોચ શરમ રાખ્યા વિના સૂચવું છું કે સેવકોએ પોતાનાં છોકરાંને હાઈસ્કૂલ-કૉલેજનું ભણતર આપવાના મોહમાં ન જ પડવું, પણ તેમને કેળવણી આપવાની ફરજ પોતે જ બજાવવી.

"પોતે જ?" તમે ચમકીને પૂછો છો. "અમે પોતે તે કેવી રીતે આપી શકીએ? અમને શિક્ષકનું કામ ક્યાંથી આવડે? કોઈને આવડે તો પણ તે માટે વખત ક્યાંથી લાવે?"

હા હા! આપણે પોતે જ પોતાનાં છોકરાંને કેળવવાં જોઈએ. આટલા પૂરતી આવડત આપણી સૌની પાસે છે જ, અને એમાં વખત મળવાની એટલી બધી ચિન્તા કરવા જેવું પણ નથી. વિશેષ વિસ્તારથી આવતી કાલે.

## ઉચ્ચ શિક્ષણ

આજે હવે ચાલો આપણે વિચાર કરીએ કે પોતાનાં છોકરાંઓને હાઈસ્કૂલ કૉલેજમાં ન મોકલીએ અને છતાં તેમને ઉચ્ચ શિક્ષણ આપવું હોય, અને તે આપણે જાતે આપવું હોય, તો તે કેમ બને?

યાદ રાખો કે હું કંઈ ઘરમાં કૉલેજ ઊભી કરવાની યુક્તિ બતાવવાનો નથી, પણ જેને હું ઉચ્ચ શિક્ષણ માનું છું, અને તમે પણ વિચાર કરશો તો માનશો એવી આશા રાખું છું, તેવું ઉચ્ચ શિક્ષણ કેમ આપી શકીએ એ બતાવવાનો છું.

ઉચ્ચ શિક્ષણ એટલે અંગ્રેજો કરતાં પણ અંગ્રેજી સફાઈદાર આવડવું એવો જ અર્થ હોય, અથવા જેનાથી દુનિયામાં ધનમાન કમાવાના દરવાજા ખૂલી જાય એવું શિક્ષણ એવો અર્થ હોય, તોયે કૉલેજોમાંથી છપાતા નમૂનાઓમાં એ બે સિદ્ધિઓ બહુ જ થોડા મેળવી શકતા જોવામાં આવે છે. એવો જ અર્થ કરવો હોય અને ભણાવવાનો એટલો જ ઉદ્દેશ હોય તો તો પછી અંગ્રેજી માટે છોકરાંઓને કોઈ અંગ્રેજ ગૃહસ્થોનો સહવાસ મેળવી આપવો અગર તેમને વિલાયત મોકલવા, અને ધનમાન માટે સારી સારી લાગવગોના લાગ ઊભા કરી આપવા, એ જ સીધા રસ્તા છે.

પણ આ બે વસ્તુઓને ઉચ્ચ શિક્ષણનું નામ આપવું એ તો કૉલેજના સંચાલકો પણ પસંદ નહીં કરે. એમાં તેમને પોતાના શિક્ષણનું અપમાન લાગવું જોઈએ. એક જર્મન, અથવા ફ્રેન્ચ અથવા રશિયન માણસ અંગ્રેજી કૉલેજમાં ગયા વિના ઉચ્ચ શિક્ષણ મેળવી ન શકે એમ તેઓ કદી દાવો કરતા નથી. આપણા દેશમાં હિન્દુસ્તાનીઓએ અંગ્રેજી કૉલેજમાં જવું જ જોઈએ એમ તેઓ કહે છે ખરા, પણ તેઓ કહેવા તો એટલું જ માગે છે કે આપણા દેશમાં આજે અંગ્રેજી કૉલેજો સિવાય દેશી ભાષાઓ દ્વારા ભણાવતી કૉલેજો અસ્તિત્વમાં નથી. બહુ બહુ તો તેઓ એમ પણ કહેવા માગે છે કે આ દેશની ભાષાઓ ઉચ્ચ જ્ઞાન ધારણ કરી શકે એટલી સમૃદ્ધ નથી અને કદી થઈ શકવાની નથી, એટલે આપણને અંગ્રેજીનું શરણ લીધા વિના છૂટકો નથી

હું હમણાં ઉચ્ચ શિક્ષણનું સ્વરૂપ તમારી પાસે વિસ્તારવાનો છું તે સાંભળ્યા પછી તમે પોતાની મેળે વિચારી લેજો કે એ શિક્ષણ સ્વભાષા

દ્વારા આપી શકાય એવું છે કે કેમ? સ્વભાષામાં તેને ધારણ કરવાની તાકાત નથી એમ લાગે તો ભલે અંગ્રેજીને કે બીજી કોઈ પણ ભાષાને શરણે જજો. ભાષા મુખ્ય વસ્તુ નથી, પણ શિક્ષણ કે જ્ઞાન એ જ મુખ્ય વસ્તુ છે. પણ તમે જોશો કે પરભાષાનું શરણ લેવાની જરૂર જ નથી. સાચું જ્ઞાન લેવા માટે સારામાં સારું વાહન સ્વભાષા જ હોઈ શકે.

હવે કૉલેજશિક્ષણનો બીજો ઉદ્દેશ — 'તેનાથી જીવનમાં ધનમાનના દરવાજા ખૂલે છે' એનો વિચાર કરો. આવો તેનો ઉદ્દેશ છે એ તો કોઈ કોઈ ભણેલાઓને વગરમહેનતે બહુ કમાતા દેખીને બંધાયેલી સામાન્ય લોકમાન્યતા જ છે. કૉલેજોના સંચાલકો પોતાના શિક્ષણનો હેતુ એટલો સ્થૂળ છે એમ કદી નહીં કહે. તેઓ તો પોતાનો હેતુ બુદ્ધિવૈભવ વધારવાનો જ બતાવશે. તેઓ કહેશે, "જે માણસ બીજાઓ કરતાં બુદ્ધિમાં શ્રેષ્ઠ થશે તે તેઓના ઉપર સત્તા ભોગવશે, તેઓના કરતાં અધિક શ્રીમંત થશે, અને શરીરનું વૈતરું ન કરવા છતાં પોતાની બુદ્ધિના બળે સુખી થશે — આ તો બુદ્ધિનું સ્વાભાવિક ફળ છે. પણ અમારા શિક્ષણનો મૂળ હેતુ તો બુદ્ધિ વિકસાવવાનો જ છે."

ઉચ્ચ શિક્ષણ એટલે બુદ્ધિનો સુંદર વિકાસ એ આપણે સ્વીકારવું જ જોઈએ, અને તે જો અંગ્રેજી કૉલેજમાં ગયા વિના થવો શક્ય નથી એવી ખાતરી થાય તો આપણે ગમે તે ભોગે પણ તેમ કરવું જ રહ્યું. પણ બુદ્ધિનો સાચો વિકાસ આપણે કોને કહીશું?

બુદ્ધિનું ફળ ઓછી બુદ્ધિવાળા ઉપર સત્તા ભોગવવી — વગર મહેનતે શ્રીમંત થવું — એવું એવું જ જેને જોઈતું હોય તેને તો કદાચ અંગ્રેજી કૉલેજોનો આશરો જ લેવો પડશે. જોકે ત્યાંયે સેંકડે ભાગ્યે જ ટકો બે ટકા એ ફળ પ્રાપ્ત કરી શકે છે. મોટા ભાગને ભાગે તો નિષ્ફળ અને નિરાશામય જીવન જ રહી જાય છે.

પણ આપણે અહીં એ પ્રશ્ન ઉઠાવવો જોઈએ કે જો બુદ્ધિનું ફળ આવું આવે તેને શું બુદ્ધિનો વિકાસ કહેવો એ બુદ્ધિમાન માણસને શોભે છે? એ જો બુદ્ધિ હોય તો અબુદ્ધિ કોને કહીશું?

આપણે ઉચ્ચશિક્ષણ તો લેવું છે, તે મારફત બુદ્ધિનો વિકાસ પણ સાધવો છે, પણ તે બુદ્ધિમાંથી ફળ આનાથી જુદું જ નિપજાવવું છે.

આપણે બીજાઓ કરતાં બુદ્ધિમાં આગળ વધીએ તેમ તેમ પોતાના સુખભોગમાં જ તેનો ઉપયોગ ન કરતાં આપણી બુદ્ધિ સેવામાં ખર્ચીએ; એકેએકની બુદ્ધિ આપણા જેટલી ખીલે નહીં ત્યાં સુધી આપણે શાંતિ ન વાળીએ.

આપણે બીજાઓ કરતા વધારે સાચા થઈએ, વધારે સયમી થઈએ, વધારે વિનયી થઈએ, વધારે ઉદ્યમી થઈએ, અને તેમને બુદ્ધિમય જીવનના સાચા રાહો પાડી આપીએ

આપણે સાચો શુદ્ધ વિચાર કરી જાણીએ, અને તે પ્રમાણે આચરણ કરવાનુ ચારિત્ર્યબળ બતાવીએ, બીજાઓમા પણ તેનું શિક્ષણ ફેલાવી વહેમ, બુદ્ધિનું આળસ, અશ્રદ્ધા, અ ધશ્રદ્ધા વગેરેમાથી તેમને જાગ્રત કરીએ, તેમને બુદ્ધિમય જીવનમા રસ લગાડીએ

બીજા બુદ્ધિમાન લોકો એમની અજ્ઞાનતાનો લાભ લઈ તેમના ઉપર સત્તા જમાવવા કે તેમના શ્રમ અને ધન હરણ કરવા આવે ત્યા જાનને ભોગે પણ તેમની રક્ષા કરી જાણીએ

આવુ ફળ આપનારી બુદ્ધિ જોઈતી હોય તો તે કેળવણી વિના ન જ પામી શકાય તે ઉચ્ચ શિક્ષણથી જ સાધી શકાય. પણ તે ઉચ્ચ શિક્ષણ માટે અ ગ્રેજી કોલેજોમા જવાની જરા પણ જરૂર નહીં પડે સેવાધર્મને વરેલા માતાપિતાઓ તેવુ શિક્ષણ પોતાના છોકરાઓને સારી રીતે આપી શકશે એ હુ હવે બતાવીશ

પ્રથમ તો આપણા છોકરાઓ જાતજાતના ઘરકામોમા કુશળ થાય એમ આપણે ઇચ્છીએ છીએ ને બુદ્ધિવિકાસનુ પહેલુ પગથિયુ માનીએ છીએ શાળાકૉલેજોમા જનારાઓના હાથપગમા અનુભવની ખામીને લીધે કાયમની અણઆવડત રહી જાય છે એ આપણે પસ દ કરતા નથી કેટલાક છોકરાઓ નાનપણથી હુકમો કરતા શીખે છે એને તો આપણે કુશિક્ષણનુ લક્ષણ માનીએ છીએ આપણે આપણા છોકરાઓ માટે આપણા ઘરોમાં અથવા આશ્રમોમા કામકાજ માટે પૂરેપૂરા ઉત્તેજનનુ વાતાવરણ ઊભુ કરીશુ તેઓ બાર વર્ષના થાય ત્યા સુધીમા તો તેમને દરેક જાતના ઘરકામો આપણે કુશળતાથી કરતા શીખવી દઈશુ કરતા શીખવશુ એટલું જ નહીં, પણ ઠીક ઠીક પ્રમાણમા તેમા સબ ધ ધરાવતુ વૈજ્ઞાનિક અને બીજું આસપાસનુ જ્ઞાન પણ આપવાનો પ્રયત્ન કરીશુ

તેઓ માતાની સાથે કામ કરતાં સુંદર રસોઈ કરતાં શીખશે, અને તે સાથે સાથે જુદા જુદા અન્નોના ગુણદોષ, તેમા રહેલા તત્ત્વો, તે તત્ત્વો નાશ ન પામે તે માટે કયો પદાર્થ રાધવો અને કયો ન રાધવો, વગેરે બાબતો વિષે તેમ જ આહારશાસ્ત્રના સિદ્ધાંતો વિષે આપણી પાસેથી જ્ઞાન મેળવશે

આપણે તેમને અનાજસફાઈની બધી ક્રિયાઓમા પ્રવીણ બનાવીશુ. સૂપડા અને સાણેલા તેમના હાથમા કળામય રીતે નાચશે. તે સાથે અનાજ

સાચવવાનું શાસ્ત્ર, તેમ જ તેમાંના કયા ભાગો કાઢવા અને કયા ન જ જવા દેવા એની પણ એમને શાસ્ત્રીય સમજૂત આપીશું.

સામાન્ય વાળવાથી તે પાયખાનાંસફાઈ સુધીનાં બધાં કામો તેઓને આપણી દોરવણી નીચે સુંદર અને આકર્ષક રીતે કરતાં આવડશે; અને સાથે સાથે આપણે ગંદકીને દાટવાથી જીવાણુઓ તેનું કેવી રીતે કીમતી ખાતર બનાવે છે અને ખુલ્લી રાખવાથી માખી મચ્છર વ૦ જંતુઓ તેમાંથી જ કેવા રોગ ફેલાવે છે વગેરે એ વિષયનું વિજ્ઞાન તેમને શીખવી તેમની આંખ ઉઘાડીશું.

ઘરમાં સાજેમાંદે આપણાં છોકરાંઓ માંદાંની માવજત કરવાની કળા શીખી જશે, સાદા રોગોના ઉપચારો જાણી જશે; અને આપણે તેમને ઘા શા કારણથી પાકે છે, અને શું કરવાથી પાકતો અટકાવી શકાય, મલેરિયાને મચ્છર કેવી રીતે ફેલાવે છે અને તેને લગતા જીવાણુનો સ્વભાવ કેવો છે — આવું આવું ઘણું શાસ્ત્ર શીખવીશું. તેમને હવા, પાણી, પ્રકાશ, વ્યાયામ વગેરે સંબંધી આરોગ્યના સિદ્ધાંતો પણ શીખવીશું.

આ બધી વસ્તુઓ આપણે બધા સેવકો જાણતા ન હોઈએ એ સંભવિત છે. પણ તમને એવો વિચાર કદી આવ્યો છે કે એ બધું ન જાણવું તે આપણી સેવકો તરીકેની લાયકાતમાં મોટી ન્યૂનતા જ સમજવી જોઈએ? હવે પોતાનાં છોકરાંઓની કેળવણી આપવાનો રસ પેદા થતાં આપણે તે બધું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરતાં થઈશું અને તે કરતાં આપણને કેવો અલૌકિક આનંદ આવશે!

કંઈક આપણે જાણકાર મિત્રો પાસેથી જાણી લઈશું, અને કંઈક પુસ્તકોની મદદથી પણ જાણી લઈશું. આપણે જોઈશું કે એમાંનું ઘણુંખરું સહેજે શીખી લેવાય એવું છે. આજ સુધી આપણે તે શીખેલા નહીં તે કેવળ આપણી બુદ્ધિનું આળસ જ હતું. આપણને વહેમ હતો કે મોટી કૉલેજોમાં ગયા વિના અને અંગ્રેજી ભણ્યા વિના કશું જ્ઞાન મળે જ નહીં.

આપણને ઊંડા ઊતર્યા વિના, બુદ્ધિ ચલાવ્યા વિના કામો કરવાની ટેવ હતી. હવે આપણે પોતાનાં છોકરાંઓને શીખવવાના નિમિત્તથી એ બધું શીખ્યાં એ તો છોકરાંઓએ આડકતરી રીતે આપણા પોતાના ઉપર મોટો ઉપકાર જ કર્યો છે, એમ કેમ ન માનીએ? વિજ્ઞાનની આંખે દરેક પ્રવૃત્તિને જોતાં આવડશે એટલે આપણો તે તે પ્રવૃત્તિમાં રસ કેટલો બધો વધી જશે! આપણાં સર્વ કામો મુડદાલ હતાં તે હવે આપણને સજીવ લાગશે. હવે લોકોનો પણ આપણે આપણાં કામોમાં વધારે રસ ઉપજાવી શકીશું.

નવ દશ વર્ષની ઉંમર સુધીમાં બાળકો આવાં કામો રમત રૂપે, પોતાની અંદરની સ્ફુરણાથી આપણી સાથે કરતાં હતાં. તેઓ નાનાં હોવાથી આપણે તેમના ઉપર ફરજ રૂપે કશાં કામો નાખતાં ન હતાં કે કોઈ કામનો તેમના ઉપર આધાર રાખતાં નહોતાં. પણ હવે તેઓ મોટાં થયાં એટલે તેમને સ્વતંત્ર કામ સોંપવાં જોઈએ. સ્વતંત્ર રીતે કરવાની તક ન મળે ત્યાં સુધી તેમને સાચી આવડત આવી ન શકે.

અને જુઓ, ઈશ્વરની કુદરત પણ કેવી છે? તે ઉંમરે છોકરાંઓને પણ સ્વતંત્રપણે કામો કરવાની સ્વયંભૂ હોંશ પ્રગટે છે. તેમનું જીવન ખીલવવા માટે જે કેળવણીની તેમને જરૂર છે તે માટેની તેમને કુદરતી રીતે ભૂખ જ લાગે છે. વિધવિધ કામો કરતાં તેઓને તે ઉંમરે અનેક પ્રશ્નો પણ કુદરતી રીતે જ ઊઠે છે. એ પ્રશ્નો જો આપણે સહાનુભૂતિથી સાંભળીએ, તેના ઊંડા ઊતરીને ખુલાસા આપતા રહીએ, આપણને આવડતું ન હોય તેના ખુલાસા શોધવાનો પ્રયત્ન કરીએ, તો છોકરાંઓને પોતાનાં કામોમાં જીવન્ત રસ આવશે. તેમની બુદ્ધિ રેલના પાટા ઉપર રેલગાડી દોડે તેમ તે કામોના આધારે દોડવા લાગશે. તેમને નવી નવી સૂઝ પડતી જશે.

હવે આપણે એ પણ જોઈશું કે છોકરાંઓની જિજ્ઞાસાવૃત્તિ માત્ર સાદાં ઘરકામોથી સંતોષાશે નહીં. તે વધારે વધારે મોટાં અને વિશાળ કાર્યક્ષેત્રો પોતાને માટે માગી લેશે. જો આપણા ઘરમાં કે આશ્રમમાં ખેતીવાડી કે કાંતણ પીંજણ વણાટ જેવો કોઈ ગ્રામઉદ્યોગ ચાલતો હશે તો છોકરાંઓ તેના તરફ ખેંચાયા વિના કદી રહેશે નહીં. ખેડૂતો, વણકરો, સુથારો, લુહારો, કુંભારો વગેરેનાં છોકરાંઓ કેવાં નસીબદાર કે તેમને એવા રસનીતરતા ઉદ્યોગોમાં પોતાનો હાથ અજમાવવાની તક સ્વાભાવિક રીતે મળી જાય છે?

વાંધો એક જ છે. કારીગર માબાપ પાસે છોકરાંઓને શીખવવાની દૃષ્ટિ હોતી નથી. તેઓ છોકરાંઓ નાની ઉંમરનાં મજૂરો હોય એ રીતે તેમને કામે વળગાડે છે, અને તેમની કેળવણીની નહીં પણ પોતાની કમાણી વધે એ દૃષ્ટિએ જ તેમની પાસે કામ કરાવે છે.

આપણે સેવકો તો ઉદ્યોગો એ છોકરાંઓની કેળવણીનું આગળનું 'ધોરણ' છે એમ સમજીને તેમને તેમાં મૂકીશું. આપણા સેવકોનાં ઘરમાં કાંતણ પીંજણના ઉદ્યોગો તો ચાલતા જ હશે. તે આપણાં છોકરાંઓ ધાવણની સાથે શીખ્યાં હશે. હવે આપણે તેમને વણાટ શીખવવાની પણ કંઈક સગવડ કરી આપીશું. કોઈ સજ્જન વણકરના કુટુંબમાં એમને શીખવા મોકલવાની વ્યવસ્થા કરીશું. કસબ વણકર શીખવશે અને શાસ્ત્ર આપણે

શીખવતા જઈશું. આપણે આ રાષ્ટ્રીય ઉદ્યોગ કેમ નાશ પામ્યો એનો ઇતિહાસ પણ હવે કહીશું. અને તેના ઉદ્ધારના કેવા કેવા પ્રયત્નો થયા છે —એટલે કે સ્વદેશી હિલચાલ—તેની વાતો પણ કરીશું.

ખેતીવાડીના તેમ જ પશુપાલનના શિક્ષણની પણ આપણે છોકરાંઓને તક શોધી આપવી જોઈશે. એ વગર તો કોઈ પણ છોકરા કે છોકરીનું શિક્ષણ હાડકાં વગરના શરીર જેવું જ આપણને લાગે છે. આપણી પાસે જમીનની સગવડ ભાગ્યે જ હશે. પણ તેથી શું? ખેડૂતોમાં આપણને સજ્જન મિત્રો મળવા મુશ્કેલ ન હોવા જોઈએ, જેઓની સાથે આપણે છોકરાંઓને આ બન્ને કામો શીખવવાની ગોઠવણ કરી શકીએ. એવા મહેનતુ અને ઉત્સાહી તરુણ મદદનીશો કોને વહાલા ન લાગે? ખેડૂત મિત્રો તેમની પાસે હળ હાંકવાનાં, કોશ ચલાવવાનાં, ક્યારાઓ બાંધવાનાં વગેરે કામો કરાવશે. પશુપાલનમાં દદોહવું, દાણ આપવું, વલોણું કરવું, વગેરે કામો કરાવશે.

પણ સંભવ છે કે તેઓ તેમાં રહેલાં શાસ્ત્રો સમજાવી નહીં શકે. તે કરવાનું કામ આપણું છે. આપણી પાસે પણ મૂડી ઓછી છે એમ આપણને ખટક્યાં જ કરશે. છોકરાંઓની કેળવણી જેમ જેમ વિશાળ થતી જશે તેમ તેમ આપણી પોતાની મૂડી આપણને બહુ ટૂંકી લાગતી જશે. વનસ્પતિશાસ્ત્ર વિષે અને ખેતીવાડીમાં થતા જુદા જુદા પાકો વિષે આપણે કેટલું ઓછું જાણીએ છીએ? જુદી જુદી જમીનો વિષે, ખેતરો વિષે, ઋતુઓ વિષે અને તેના પાકો વિષે પણ ક્યાં બહુ જાણીએ છીએ? ગાયબળદના ઉછેર વિષે પણ આપણે બહુ જાણતા નથી.

પરંતુ પ્રયત્ન કરીશું તો તે જ્ઞાન મેળવી લેવું બહુ અઘરું નહીં પડે. અરે, આપણે ખેડૂતો સાથે વાતો કરશુ તો તેમની પાસેથી જ ઢગલાબંધ જ્ઞાન ભેગું કરી શકીશું. એ લોકોને બોલવાની ટેવ નથી, પણ પાર વગરનું જાણતા હોય છે. તે સાથે ભૂમિમાતા તેમ જ ગાયમાતાની સ્થિતિ આપણે ત્યાં કેમ કંગાલ થઈ ગઈ છે, અને તે બન્નેને ફરીથી પુષ્ટ કેમ કરી શકાય એના પણ વિચારોમાં આપણે છોકરાંઓને પ્રવેશ કરાવીશું.

છોકરાંઓની શીખવાની ભૂખ વધતી જાય અને આપણને સગવડ મળતી જાય તેમ તેમ કુંભાર, લુહાર, સુથાર વગેરે મિત્રોની મદદથી તે તે ગ્રામઉદ્યોગોની તાલીમ પણ આપણે આપણાં છોકરાંઓને સહેજે આપી શકીએ.

કેટલી વિશાળ, કેટલી વિવિધતાવાળી, કેટલી જ્ઞાનવિજ્ઞાનથી રસભરતી આ કેળવણી! આની આગળ હાઈસ્કૂલોમાં મળતા શિક્ષણને

તમે મૂકી જ નહીં શકો અને મે તો છેક મોટી મોટી વાતો યાદ આવી એટલી જ ગણાવી છે. છોકરાંઓને આપણે ચૌદ પંદર વર્ષની ઉમર સુધીમાં તો આથી ઘણુ ઘણુ વધારે શિક્ષણ આપી શકીએ.

પણ લોકોને શંકા થાય છે કે આપણને તો આપણા પોતાના કામ ધંધાઓ હોય, આપણને છોકરાંઓ સાથે માથાં ફોડ્યાં કરવાનો વખત જ ક્યાંથી હોય? આવી શંકા થવાનું કારણ એ જ છે કે આપણને સાચા શિક્ષણની કલ્પના જ હોતી નથી. તેથી જ આપણે ભડકીએ છીએ. આપણને એવો વહેમ બંધાઈ ગયો છે કે એક નિશાળમાં છોકરાઓ બેસે, ત્યાં શિક્ષકો તેમને ભણાવે, ઘડીમાં આ ચોપડી — ઘડીમાં તે ચોપડી વચાવે, ત્યારે જ વિદ્યા આવે. આગ વર્ણન ઉપરથી તમે કલ્પી શકશો કે કામકાજ અને ગ્રામઉદ્યોગો કરતાં છોકરાંઓ જે વિશાળ જ્ઞાન સહેજે સહેજે મેળવી શકે તે નિશાળોની ચોપડીઓમાં કદી સમાવી શકાય જ નહીં; અને આ બધુ શીખવવાને વર્ગમાં ચાર છ કલાક બેસવાની કે ભાષણ કરવાની કે ચોપડી શીખવવાની જરૂર જ ક્યાં છે? ચાલતા કામે બે શબ્દ કહેવાથી લાંબા ભાષણ કરતા વધારે સમજણ આપી શકાય છે.

કેળવણીની ઉપરની કલ્પનામાં એક વાત કહેવાની રહી ગઈ છે. જૂના વિચારવાળાઓની આંખે તે ચઢ્યા વિના નહીં રહે. આમા વાચન લેખન અને ગણિતનુ તો નામનિશાન આવ્યુ નથી. હા, આપણી કલ્પના પૂર્ણ કરવા માટે તે કળાઓ છોકરાંઓને શીખવવી જોઈએ જ. તે માટે માબાપે રોજ અરધો કલાક — કલાક છોકરાંઓને આપવો જરૂરી છે

છોકરાંઓને કંઈક કંઈક ચીતરવાનુ ઉત્તેજન નાનપણમાં આપ્યુ હશે તો તેઓ દસબાર વર્ષની ઉંમરે બહુ જ ઝપાટાબંધ લખતાં થઈ જશે. અને એમની કેળવાયેલી આંગળીઓ બહુ જ રૂપાળા, મરોડદાર અક્ષરો લખી શકશે.

ગણિત પણ તેઓ કામકાજે કરતા મોટેથી કેટલુંક જાણતાં થયાં જ હશે. હવે તે લખીને કરતાં તેમને વાર નહી લાગે.

નિશાળોમા આ વસ્તુ છેક જ નાનાં બાળકો પાસે મૂકવામાં આવે છે ત્યારે તેઓને તેમાં અનેક કારણોથી રસ આવી શકતો નથી. એથી નિશાળનાં આરંભનાં ચારપાંચ વર્ષ તેમનાં અતિ કંટાળાભરેલાં વીતે છે. મોટી ઉમરે તે જ શીખવવાથી નાનપણના, અનુભવના પાયા ઉપર એ પાંચ વર્ષનું શિક્ષણ એક વર્ષ જેટલી ટૂંકી મુદતમાં બાળકો ગ્રહણ કરી લેશે અને તેમાં તેમને રસ પણ ઉદ્યોગો જેવો જ આવશે. કામકાજે અને ઉદ્યોગોમાં જાતજાતની ગણતરીઓ કરવાની જરૂર હોય જ છે. તેથી ગણિત શીખવવામાં

એમને નિત્ય નવો રસ રહ્યાં જ કરવાનો. ઉદ્યોગો વિષે, તેને લગતાં શાસ્ત્રો વિષે અને ઇતિહાસ આદિ વિષે જેમ આપણે હમેશાં મૌખિક જ્ઞાન આપતા રહીશું તેમ આગળ જતાં તેને લગતાં પુસ્તકો પણ તેઓના હાથમાં મૂકતા રહીશું. એ વાંચતાં તેઓ પોતે પોતાના અનેકવિધ શિક્ષણને અને અનુભવોને અક્ષરબદ્ધ કરવાની કળા પણ રસથી કેળવતાં થઈ જશે.

આ અંગે રોજ કલાક અરધો કલાક આપવાનો નિયમ જો આપણે સતત પાંચ સાત વર્ષ સુધી પાળીશું તો ગણિતશક્તિ તેમ જ લેખનશક્તિમાં આપણાં છોકરાંઓને ક્રમે ક્રમે બધું આપવા જેવું આપી શકીશું. જુદાજુદા ઉદ્યોગો તેઓ શીખતાં હશે તેની ઊંડી સમજણને અંગે બીજગણિત, ભૂમિતિ અને થોડીઘણી ત્રિકોણમિતિનો પણ આશ્રય લેવો પડશે. ઉદ્યોગોની સાચી ટેવ — ચોકસાઈની — કેળવવાની આપણે કાળજી લીધી હશે તો નોંધ અને હિસાબ ગપશે ત્યારે જ છોકરાંઓને ઉદ્યોગ શીખ્યાનો સાચો આનંદ છૂટશે. અને તેઓને પોતાની રોજની પ્રવૃત્તિઓની રોજનીશી અથવા વાસરી લખવામાં પણ અંતરનો આનંદ છૂટશે, અને હિસાબી કામ અને વાસરી એ બે વસ્તુઓ ગણિત અને લેખનની કળાઓને ઘણી જ આગળ વધારનારી છે.

આપણો રોજ કંઈ ને કંઈ પ્રગતિ કરવાનો સંકલ્પ હશે તો આપણને માતૃભાષાનું સાહિત્ય અને વ્યાકરણ તેમ જ રાષ્ટ્રભાષા અને બેચાર આપણા દેશની બીજી ભાષાઓ શીખવવા માટે પણ પૂરતો અવકાશ મળી રહેશે.

આ બધું સાંભળીને તમારા મનમાં શી મૂંઝવણ ઘોળાયાં કરે છે એ હું કલ્પી શકું છું. તમે પોતાનાં વહાલાં છોકરાંઓને શીખવવા ખાતર વખતનો ભોગ આપવા નારાજ તો નથી. પણ તમે કંઈ ત્રણસેં ને પાંસઠ દિવસ ઘેર ને ઘેર રહી શકો નહીં. તમારાં કામકાજોને અંગે તમારે ઘણા દિવસ બહારગામ પણ રખડવાનું જરૂરી છે. આપણે અત્યારે તો ગ્રામસેવકોની જ વાત કરીએ છીએ. તમે, દાખલા તરીકે, ખાદીકાર્યકર્તા છો એમ ધારીએ. તમારે પાંચ પચાસ ગામડાંઓમાં તેને અંગે ચક્કરો લગાવતા રહેવું પડે છે.

તમારે એથી મૂંઝાવાનું હોય નહીં. તમે ક્યાં નિશાળ માંડી છે કે તેના કાર્યક્રમમાં ભંગાણ પડે એ મૂંઝાવાનો વિષય થઈ પડે? તમે ફરવા જાઓ ત્યારે છોકરાંઓને સાથે લઈ જાઓ. અને તેઓ થોડાં જ તમારા કામમાં નડતરરૂપ થવાનાં છે? તેઓ કોઈને પીંજણ સુધારી આપશે, કોઈને રેંટિયા સુધારી આપશે, તો કોઈને ત્રાકની ટગ કાઢી આપશે. સૂતરના પૈસા ચૂકવવાના હશે તો હિસાબ નોંધવા કરવામાં પણ તે તમને મદદરૂપ થઈ પડશે. અને એ

અધખૂલી કળીઓ જેવાં બાળગ્રામસેવકો તમારી કાર્યપદ્ધતિનું અવલોકન પણ કરતાં રહેશે. તમે લોકોની સાથે કેમ કામ લો છો, તેમની શંકાઓનાં કેમ સમાધાન કરો છો, તેમને નવું નવું શીખવાનો રસ કેમ ચડાવો છો એ બધું જોવું અને અનુભવવું એ એમના શિક્ષણ માટે જરૂરનું જ છે.

ખરી રીતે એકલું ઉદ્યોગનું શિક્ષણ એ કદાપિ પૂરું શિક્ષણ નથી જ. હોશિયારમાં હોશિયાર ખેડૂત થઈએ કે કારીગર થઈએ તેથી કંઈ આખું જીવન સેવામાં આપવાનો શોખ પેદા થાય એમ ન કહી શકાય. ઘણી વાર ગણિત અને વિજ્ઞાનના વિદ્યાર્થીઓને વિષે આપણે જોઈએ છીએ કે તેઓને પોતાના આકડાઓમાં, પોતાનાં લોઢાંલાકડાંમાં અને તાણાવાણામાં જ રસ લાગે છે, પણ આસપાસના માણસોનાં સુખદુઃખોમાં સહાનુભૂતિ જ કેળવાતી પામતી નથી. તેઓ એકલિયાં અને સ્વાર્થી પણ બની જાય છે.

તમારાં છોકરાંઓ એ બાબતમાં ઘણા જ નસીબદાર છે એમ કહેવું જોઈએ. તમારું કામ જ એવું છે કે તેમાં માણસો સાથે—અને તે પણ દીન દુઃખી દરિદ્રી માણસોની સાથે તમારે સેવાના સંબંધમાં આવવાનું થાય છે. તમારી પ્રવૃત્તિનો આ ભાગ તો ઉદ્યોગશિક્ષણ કરતા પણ વધારે કીમતી કેળવણી છે તેનો લાભ નિશાળમાં ભણનારા છોકરાઓને ક્યાંયે પણ મળવો સંભવિત નથી. તમારે ત્યાં તો તમે ઘરમાં હો કે બહાર—લોકોની સાથે વર્તવાની તમારી રીત જ જુદી છે. બધા કહેવાતા શિક્ષિત લોકો જેમને તુંતાં અને તિરસ્કારથી જ બોલાવે છે, જેમને માણસ નહીં પણ મજૂરિયાં ગણી કાઢે છે, જેમની પાસે કમી કરીને કામ લેવું અને ઓછામાં ઓછું દામ ચૂકવવું એમાં જ પોતાની હોશિયારી માને છે, જેમનાં સુખ-દુઃખ, ખાનુંપીવું, સાજાંમાંદાંપણું વગેરે સંબંધમાં કહેવાતા સરકારી લોકોના પણ બુદ્ધિના દરવાજા સદાય દેવાયેલા રહે છે—તેમની સાથે તમારું વર્તન જુદી જ જાતનું છે. તમારી પાસે તેને 'તમે'કારો મળે છે, તમારી પાસે તેમને બેસવા આસનનું માન મળે છે, આર્થિક વહેવારમાં તેઓની એક પાઈ પણ ખોટી રીતે દબાય નહીં એ માટે તમે જાગૃતિ રાખો છો, એટલું જ નહીં પણ તેઓને નિર્વાહવેતન ન અપાવી શકો ત્યાં સુધી તમને જંપ વળતો નથી.

વળી તમે સાચા ખાદીસેવક હશો તો તમે તેમને કામ આપી તથા તેની મજૂરી ચૂકવીને સંતોષ ધરતા નથી. તેઓ સાજામાંદા હોય ત્યારે તમે તેમની ચાકરીમાં ઉજાગરા કરો છો, તેઓ શાહુકાર કે કોર્ટકચેરીના ફંદામાં ફસાયા હોય ત્યારેયે તમે તેમની કુમકે ધાઓ છો. તમે વખતો-વખત એમને ત્યાં ગ્રામસફાઈ આદિ સેવા કરવા જાઓ છો.

કોઈ કોઈ વખતે એમની સેવા કરતાં તમને ઉગ્ર લડતો અને સત્યાગ્રહોના પ્રસંગો પણ આવી મળે છે. કયારેક કોલેરા જેવા રોગચાળા સામે તમે જેહાદ ચલાવો છો, કયારેક દારૂતાડીનાં પીઠા ઉપર ચોકી માંડો છો, કયારેક તેમને કહેવાતી ઉજળિયાત પ્રજા તરફથી મજૂરી વગેરે સબંધમાં ન્યાય અપાવવા લડત માંડો છો, કોઈ વાર હરિજનોને કૂવા મંદિરના અધિકાર અપાવવા સત્યાગ્રહ આદરો છો.

આ બધી પ્રવૃત્તિઓ શું છોકરાઓની કેળવણીમાં વિક્ષેપ નાખનારી તમને લાગે છે? તેમના લેખન ગણિતના કલાકો ડુબાડનારી લાગે છે? રખે એવું માનતા. એમાંથી તો એમને જીવનનું સાચું ભાથું મળશે. એમાં તો જેને હૃદયની અથવા ભાવનાની અથવા આત્માની કેળવણી કહીએ છીએ તે તેમને મળશે. તમારું જીવન અને પ્રવૃત્તિઓ મારફત તે આપવી એ આપણા અભ્યાસક્રમમાં ગ્હેલું જ છે. હૃદયની કેળવણી આપવાની આ સિવાય બીજી કોઈ રીત જ નથી. તમારે મૂઝાવાનું નથી, તમારે તો ઊલટું ઈશ્વરનો ઉપકાર માનવાનો છે કે તમારા જીવનમાં એને માટે પૂરતો અવકાશ છે.

તમે સેવકજીવન અંગીકાર કર્યું છે, તેથી જો તમારે ધન, મોટાઈ, મોજશોખ ઉપર કાપ મૂકી ગરીબાઈને વરવું પડયું છે, તો તમને કેટલાક એવા લાભો પણ મળ્યા છે કે જે માટે મોટા મોટા ધનિકો અને વિદ્વાનો તમારી ઈર્ષા કરે. તમે આશ્રમ જેવાં સ્થળોમાં રહેતા હશો તો ખુલ્લી હવા, મહેનતુ જીવન, વગેરે કારણે તંદુરસ્તીનું દુર્લભ ધન તમે મેળવી શકો છો. શહેરવાસીઓને દુર્લભ એવા નિર્ભેળ દૂધ, ઘી, તાજાં શાકભાજી વ૦ તમને સુલભ છે. સાજેમાંદે તમને દાક્તરોનો લાભ નહીં મળતો હોય, પણ પ્રેમથી ચાકરી કરનાર પડોશીઓ અને મિત્રો મળવાનું સદ્ભાગ્ય તમને પ્રાપ્ત થયું છે. અને બીજા સૌને અદેખાઈ લાવે એવું તમારું મોટામાં મોટું સદ્ભાગ્ય તો એ છે કે તમારું જીવન તમારા છોકરાઓને સુંદરમાં સુંદર કેળવણી અને સંસ્કાર પૂરાં પાડે છે. તમે તેમના શિક્ષણ માટે ખાસ ખર્ચ ન કરો, ખાસ પરિશ્રમ ન કરો તો પણ તેમને તેમાંથી શરીર, બુદ્ધિ તથા હૃદયની પવિત્ર કેળવણી આપોઆપ મળી જાય છે.

છોકરાઓને કસરત અને મહેનત કરાવી શરીરે બળવાન કરવાનું, તેમ જ ઉદ્યોગો અને શાસ્ત્રો શીખવી તેમને બુદ્ધિમાન કરવાનું તો બીજાં માબાપો ધારે તો ગોઠવી શકશે. પણ એ શરીરનું બળ અને બુદ્ધિનું બળ તો ગમે પણ શાસ્ત્રોની માફક ઊંચે ચડાવનારું પણ બને અને નીચે પાડનારું પણ બને. તેનો પુણ્યમય ઉપયોગ તો સાથે સાથે હૃદય કેળવાયેલું હોય, સેવાની

ભાવના જન્મી હોય, દીન દરિદ્રો અને દલિતોને માટે પ્રેમ જન્મ્યો હોય, તેમને ઊંચે ચડાવતાં મરી ફીટવાની વીરતા આવી હોય, તો જ થાય ને?

તમારું સેવકજીવન એ કેળવણી માટે કેટલુ બધુ અનુકૂળ છે? તેનાથી તમારાં છોકરાંઓનાં હૃદયોમાં પવિત્ર સંસ્કારોનું સિંચન થાય છે એ વિચાર તમારા મનમાં જાગ્રત રાખશો તો તમને તમારાં કષ્ટો, સંયમો, ગરીબાઈ એ બધું કેટલુ મીઠું લાગશે?

એક સેવક કે જેની પાસે વિદ્વતાની ખાસ લાંબી મૂડી નથી તે અલ્પ પ્રયાસથી પોતાનું કામ કરતો કરતો પોતાના છોકરાછોકરીની કેળવણી, તેમને ખર્ચાળ નિશાળોમાં મોકલ્યા વગર, કેવી રીતે કરી શકે એનુ ઠીક ઠીક વિસ્તારથી મેં આજે ચિત્ર રજૂ કર્યું છે.

હું તો માનુ છુ કે સામાન્ય ખેડૂત કે કારીગર પણ ધારે તો આવી કેળવણી પોતાનાં છોકરાંઓને આપી શકે. પરતુ તેઓ આજે તો શરીરમા તેમ જ સંપત્તિમા જેમ દૂબળાં છે, તેમ જ્ઞાનમાં પણ અત્યંત દૂબળાં છે. તેમની પાસે પોતાના ધધાઓની માહિતગારી તો હોય છે, પણ તેમનો આત્મા દબાયેલો હોવાથી તે તેમને કે તેમનાં છોકરાંને ઊંચે ચડાવવામાં ખપ લાગતાં નથી. દુ ખોની ઝાળમાં અને ગુલામીમાં તેઓ જીવનના ઊંચા સિદ્ધાન્તો વિષે શ્રદ્ધા અને ઉત્સાહ ગુમાવી બેઠેલાં છે. તેથી તેઓની પાસે આપણે એટલી અપેક્ષા ન રાખી શકીએ, કે તેઓ છોકરાંઓની કેળવણીની જવાબદારી ઉપાડે

પરંતુ આપણે સેવકોને વિષે જરૂર કહીશુ કે જો તેઓ પોતાનાં બાળકોને આ પ્રમાણેની કેળવણી આપવાની ફરજ બજાવે નહીં અને સાધારણ લોકોની જેમ છોકરાઓને નિશાળમાં મોકલી પોતાના માથા ઉપરથી ભાર ટાળે, તો તેઓના સેવાધર્મમાં ખરેખર તે એક અતિશય મોટી ખામી જ ગણાશે. તેમની પાસે કેળવણીનુ સ્વાદિષ્ટ, પૌષ્ટિક, સાત્ત્વિક ભોજન ઈશ્વરકૃપાથી આવી મળેલુ છે તે તેઓ ઉકરડે ફેંકી દે છે, અને છોકરાંઓને પૈસા ખર્ચીને નિશાળના ભણતર રૂપ હલકી બજારુ મીઠાઈ ઉપર ઉછેરે છે, એમ જ કહેવું જોઈશે. પછી આગળ ઉપર છોકરાંઓ મોટાં થતાં તેઓ માબાપના સેવાધર્મ પ્રત્યે અશ્રદ્ધા અને ટીકાવૃત્તિ સેવતા થાય, માબાપની ગરીબાઈની, સાદાઈની, અને જાતમહેનતની રહેણી પ્રત્યે તિરસ્કાર સેવતાં થાય, મોજશોખના ઉપાસક અને ધનના લોભિયા નીવડે, માબાપની દેશભક્તિનો વારસો ન ઝીલે, તો કઈ આશ્ચર્ય જેવું છે?

આ માત્ર અશુભ કલ્પના જ નથી. ઘણા દાખલાઓમા આવું જ થાય છે. તેમ થતાં સેવકો જીવ બાળે છે, અને દુનિયાનો અને દૈવનો દોષ કાઢે

છે. તેઓ નિશાળના ભણતરને નિંદે છે પણ ખરા. પણ આપણે તપાસ કરીશું તો માલૂમ પડશે કે એ નિંદા માત્ર હોઠની જ છે, કારણ કે પોતાને જો બીજાં નાનાં બાળકો હોય છે તો તેમની બાબતમાં પણ તેઓ ઘરની કેળવણી ઉપર હજુ એટલી જ અશ્રદ્ધા અને નિશાળની ઘરેડ ઉપર હજુ એટલો જ મોહ સેવે છે.

સેવકોમાંયે જે સેવકો રાષ્ટ્રીય શિક્ષણનું કામ કરનારા છે તેઓ પણ જ્યારે પોતાનાં છોકરાંઓના ભણતરનો સવાલ આવી પડે છે ત્યારે અંગ્રેજી ભણતરનો એવો જ મોહ બતાવે છે અને તેમને માટે 'સારી સારી' નિશાળો અને કોલેજો શોધે છે, ત્યારે તેઓને માટે શું કહેવું? પોતાના કાર્ય વિષેની તેમની કાચી શ્રદ્ધા વિષે શું કહેવું? ખરેખર એમ જ કહેવું જોઈએ કે તેઓ એવો મોહ બતાવીને પોતાનાં છોકરાંઓનો દ્રોહ કરે છે અને પોતાના શિક્ષકધર્મ પ્રત્યે પાપ આચરે છે. જેઓ બીજાઓને કાંતવાનો અને ખાદી પહેરવાનો ઉપદેશ આપે છે, પણ પોતે વિદેશી વસ્ત્રો જ વાપરે છે, તેમના ઉપદેશનું કેવુ ફળ આવે? તેવું જ ફળ આ રાષ્ટ્રીય શિક્ષકોના રાષ્ટ્રીય શિક્ષણનું આવે એમાં કંઈ નવાઈ છે? તેઓ રાષ્ટ્રીય શિક્ષણની વાત કરે ત્યારે સાચી શ્રદ્ધાનુ જોર તેમનાં વચનોમાં ક્યાંથી આવે? લોકો સમજી જાય છે કે ડહાપણ એમના કહેવા પ્રમાણે કરવામાં નહીં, પણ તેઓ પોતાનાં છોકરાં સંબંધમાં કરે છે તેમ કરવામાં જ છે.

પરંતુ કોઈ પણ સેવક જો આ મોહ ખંખેરી શકશે, અને મેં વર્ણવી તેવી કેળવણી અને નિશાળોમાં મળતી કેળવણી એ બેની કેળવણી તરીકે સરખામણી કરશે, એમાંથી કઈ કેળવણીએ છોકરાઓ માટે સાચા સેવા-જીવનનો દરવાજો ખોલી આપ્યો અને ક્યાએ કાયમને માટે વાસી દીધો એનો વિચાર કરશે, તો તેને કબૂલ કરવું પડશે કે જેનું મેં વર્ણન કર્યું તે જ શ્રેષ્ઠ કેળવણી છે. એટલું જ નહીં, તે જ કેળવણીના નામને લાયક એવી વસ્તુ છે.

કેળવણીકારો પણ જો કેળવણીના તત્ત્વમાં ઊતરીને વિચાર કરશે, માત્ર તેના બાહ્ય આડંબરમાં જ આંટા મારવાનું છોડી દેશે, મનુષ્ય-જીવનનો સાચો વિકાસ શેમાં થયો એ કસોટી રાખશે, અને શેનાથી દુનિયામાં ધનમાન કમાવાં સહેલાં પડે છે એ ખોટી કસોટી છોડી દેશે, તો તેમને પણ આ કેળવણીના પક્ષમાં જ ઊભા રહેવું પડશે. વર્ધાયોજનાને પ્રખ્યાત કેળવણીકારોએ ટેકો આપ્યો નથી શું? અને મે જે શિક્ષણની વાત કરી તે બીજી ત્રીજી કશી વાત કરી છે શું?

વર્ધાયોજનામાં જે સિદ્ધાન્તો પ્રાથમિક શિક્ષણને એટલે કે નાનાં બાળકોને લાગુ પાડ્યા છે તે જ સિદ્ધાન્તોનો મેં આગળને માટે વિસ્તાર

કર્યો છે. પણ હું જાણું છું કે જે શિક્ષણપંડિતોએ તેને નાનાં બાળકોની બાબતમાં ટેકો આપ્યો છે તેઓ પણ મોટાં માટે ટેકો આપતાં મૂંઝી જશે. કદાચ એમની નજરમાં એમ જ હશે કે, "નાનપણમાં છોકરાં ભલે ખેલી ખાય અને શરીરે જરા તાજાં તગડાં થાય; મોટાં થતાં છેવટે તેમને હાઈસ્કૂલ કોલેજનું ભણતર જ લેવાનું છે ને? તે માટે વર્ધાયોજનામાં ઊણપ રહી ગઈ હશે તે હાઈસ્કૂલમાં પૂરી કરી લેવાનો પૂરતો અવકાશ છે." પરંતુ આપણે સેવકોએ કેળવણીકારોના કે બીજા કોઈના બહારના ટેકાની આશા રાખવી ઘટતી નથી. આપણી શ્રદ્ધા જુદી છે અને બીજાઓની જુદી છે. આપણે જીવનનું ધ્યેય ત્યાગ અને સેવાનું સ્વીકાર્યું છે. બીજાઓનું ધ્યેય ધનમાનનું છે. આપણી ખરા હૃદયની ઉત્કંઠા એ જ છે કે પોતાનાં છોકરા છોકરીઓ સાચા સેવકો નીવડે. તેથી આપણે તો શાળા કોલેજોનો મોહ છોડી આ જ જાતનું શિક્ષણ તેમને આપવાની હિંમત કરવી જોઈએ. તેમ કરતાં જે થોડો ઘણો સમય છોકરાંઓ પાછળ આપવો જરૂરનો છે તે આપણે કચવાટ વિના આપવો જોઈએ અને પોતાનું જ્ઞાન અધૂરું લાગે તે પૂરું કરીને સાચા શિક્ષકની લાયકાત વધારતા રહેવું જોઈએ. આમ કરવામાં કચવાટ હોઈ જ કેમ શકે? આ કામ તો આપણા જીવનમાં અપૂર્વ રસ રેડનારું થઈ પડવું જોઈએ.

મેં આ બધું આજે સેવકોનાં છોકરાંની કેળવણીની દૃષ્ટિએ જ કહ્યું છે. પણ ખરી રીતે તે બધી જ પ્રજાને લાગુ પડે છે. આખી પ્રજા આજે પ્રાણવાન કેળવણીનું દૂધ ધાવીને ઉછરે એમ જ આપણે ઇચ્છીએ છીએ. પરંતુ આજે સર્વ માબાપો પાસે એટલી સમજ કે એટલી શ્રદ્ધાની આપણે આશા રાખી શકીએ એવું નથી, કે જેવી આશા સેવકો પાસે રાખી શકીએ છીએ.

તેથી મેં કરેલી સૂચના પ્રમાણે જે સેવકો પોતાનાં છોકરાંઓને કેળવવાનો ભાર ઉઠાવવા તૈયાર થાય તેમને થોડો વધારે ભાર પોતાના માથા પર ઉપાડવા હું સૂચવીશ. તેઓ પોતાનાં છોકરાંઓ સાથે ગ્રામવાસીઓનાં બે ચાર બાળકોને પણ ભેળવે. એથી એમનો પોતાનો અને એમનાં છોકરાંનો રસ ઘટશે નહીં, પણ ધાર્યા કરતાં વધી જશે. હું મોટું ધાડું ભેગું કરી નિશાળ માંડવાનું કહેતો નથી. આપણાં છોકરાંના હેડીના બેચાર બાળમિત્રો પૂરતી જ આ સૂચના છે. મેં કહી તેવી કેળવણી આપતાં તેમને કોઈ કોઈ ખેડૂત, વણકર, કુંભાર આદિ મિત્રોનો ઉપકાર લેવો પડવાનો જ છે. તો શા માટે એ ઉપકારી મિત્રોનાં છોકરાંઓને જ ભેળવી ન લેવાં?

આપણે આજ સુધી પોતાનાં છોકરાંની કેળવણીની જવાબદારી પોતે ઉપાડવાનો વિચાર જ કદી કર્યો નથી, તેથી આપણને આ નવો ધર્મ માથા ઉપર દસ મણના બોજા જેવો લાગે છે. એમાં બોજો નથી, પણ રસ અને આનંદ છે એ આપણને જલદી દેખાતું નથી.

પશ્ચિમની રમણીઓ પોતાનાં બાળકોને પોતાની છાતીનું દૂધ ધવડાવવું એ એક જાતનો ભાર માનતાં શીખી છે અને તે જવાબદારીમાંથી છટકે છે. આપણે ત્યાં પણ સુધરેલી સ્ત્રીઓ તેની નકલ કરતી જોવામાં આવે છે. પણ આપણી ગ્રામમાતાઓને શું કદી એ ફરજ ભારરૂપ લાગી છે? તેઓ તો પેલી સુધરેલી માતાઓને તિરસ્કારથી હસે છે: "એમને તે મા કોણ કહે?" પોતાનાં છોકરાંઓને કેળવવાની ફરજને બોજો ગણનાર આપણે બધાં માબાપો પણ ખરું જોઈએ તો એ સુધરેલી સ્ત્રીઓ જેવા જ હાંસીપાત્ર છીએ. ઈશ્વર આપણને જોઈ તિરસ્કારથી હસતો હશે: "આમને મેં માબાપ શાને સરજ્યાં?"

## પ્રવચન ૪૦ મું

# આપણો જ્ઞાતિસુધારો

આપણે સેવકોએ પોતાનાં સ્ત્રી, બાળકો અને કુટુંબીઓ પ્રત્યેનો ધર્મ કેવી રીતે બજાવવો, તેમની સેવા કેવી રીતે અને કેવી ભાવનાથી કરવી એ વિષે આપણે ઠીક ઠીક લંબાણથી વિચારી ગયા છીએ. આજે હવે જ્ઞાતિનો પ્રશ્ન લેવાનો વિચાર રાખું છું.

અહીં આશ્રમમાં આપણે બ્રાહ્મણથી ભંગી સુધીની સર્વ જ્ઞાતિઓના માણસો એક સાથે વસીએ છીએ, અને એક જ્ઞાતિના હોઈએ, એક બાપની પ્રજા હોઈએ એ રીતે વર્તીએ છીએ. સામાન્ય રીતે જેને જ્ઞાતિનાં બંધન સમજવામાં આવે છે — એટલે કે ખાવાપીવાના તેમ જ છુઆછૂતનાં — તેને આપણે સેવકો પાળતા નથી. આપણે સૌ દેશસેવાના સમાન ધ્યેયથી સાથે રહેનારા અને સાથે મળીને સેવાનાં કામો કરનારા — તે છુઆછૂત તો કેમ જ ગણીએ? એક કુટુંબના આપણે સૌ સાથે મળીને સ્વયંપાક કરીએ છીએ અને સાથે બેસીને પ્રભુનું સ્મરણ કરી ભોજન કરીએ છીએ. એમાં આપણે કંઈ અસાધારણ વસ્તુ કરતા હોઈએ એવો આપણને ખ્યાલ સરખો આવતો નથી.

કોઈક વખતે જૂના વિચારના કોઈ પરોણાઓ આવી ચડે છે અગર આશ્રમવાસીઓનાં પોતાનાં વૃદ્ધ સગાંવહાલાંઓ આવે છે ત્યારે જ યાદ આવે છે કે આપણે સમાજમાં પ્રચલિત જ્ઞાતિ-વ્યવસ્થાના નિયમોથી જુદી રીતે વર્તી રહ્યા છીએ. તેઓને આપણા આચાર જોઈ થોડા દિવસ તો ભારે મૂંઝવણ થાય છે.

એક તરફ જુએ છે તો બીજા જ્ઞાતિજનોની સરખામણીમાં આપણે આપણા વર્તનમાં વધારે ધર્મબુદ્ધિ રાખતા દેખાઈએ છીએ. આપણે પ્રમાણમાં વધારે સંયમ અને સાદાઈથી રહીએ છીએ, કૂડકપટના ધંધાઓ કરતા નથી, જૂની સંસ્કૃતિના વારસા જેવો રેંટિયો કાંતીએ છીએ અને જાડી ખાદી પહેરીએ છીએ, સત્યના પાલનનો કંઈક આગ્રહ રાખતા હોઈએ છીએ, અને જોકે આપણે દેવાલયોમાં જતા નથી કે સંધ્યા-વંદન કે હોમહવનનો જૂનો ધર્મ પાળતા નથી છતાં શ્રદ્ધાથી પ્રાર્થનાઓ કરીએ છીએ, ભજનો ગાઈએ છીએ, ગીતાપારાયણ કરીએ છીએ.

બીજી તરફ તેઓ જુએ છે કે આપણે તો સૌને અડીએ છીએ અને સૌની સાથે બેસીને ખાઈએ પીએ છીએ. તેમાં નથી બ્રાહ્મણભંગીનો જ્ઞાતિભેદ કે નથી હિંદુ, મુસલમાન, ખ્રિસ્તીનો ધર્મભેદ. ચાલી આવતી જ્ઞાતિવ્યવસ્થા પ્રમાણે તો આ કેવડું ભયંકર પાપ ? કેવડો ઘોર અધર્મ ?

તેમની જૂની સમજમાં એ વાત ઊતરતી જ નથી કે એક તરફથી આવો હડહડતો અધર્મ અને બીજી તરફથી ઉપર વર્ણવ્યું તેવું ઠીક ઠીક નિર્દોષ જીવન — એ બે આપણામાં એકી સાથે કેવી રીતે રહી શકયાં છે; આપણે આવા પાપના શાપથી બળી કેમ મરતા નથી. તેમની જૂની વિચાર-સરણી પ્રમાણે તો આપણે દાંભિકો, લંપટ, કપટી અને પાપી હોવા જોઈએ.

તે સાથે બીજો પણ વિચિત્ર દેખાવ એમને જોવા મળે છે. એમનાં જ્ઞાતિજનોમાંથી આપણા જેવા સેવામાર્ગે વળેલા તો કોઈક જ છે. ઘણાખરા તો દુનિયાની અંદર દુનિયાની રીતે જીવન ગુજારી રહ્યા છે. તેઓમાં ઘણા-ખરા જ્ઞાતિવ્યવસ્થાના નિયમો પાળે છે, અથવા ગામમાં સગાંવહાલાંઓની વચ્ચે આવે ત્યારે તો પાળે જ છે. તેઓ ખાતી વખતે રેશમી વસ્ત્ર પહેરે છે, જુદી જુદી ન્યાતોવાળાને સાથે જમવાનો પ્રસંગ આવે તો આડી લાકડાની પાળ મૂકીને ધર્મનું રક્ષણ કરે છે. તેઓ હરિજનોને પોતાના ઘરનું પાયખાનું સાફ કરવા પણ ઘરમાં આવવાની છૂટ આપતા નથી, તો પછી તેમને અડવાની તો વાત જ કયાં ?

જૂના લોકોને આ બધું તો સંતોષકારક લાગે છે, પણ આ ઉપરની ચામડીની તળે જુએ તો શું જુએ છે ? બીડી તમાકુ અને તેનાથીયે ભૂંડાં વ્યસનોનો એમને વાંધો નથી. તેઓ ખાવાપીવામાં અને બોલવા ચાલવામાં સંયમ કે સ્વચ્છતા રાખતા નથી. તેમને ધંધામાં સાચજૂઠની પરવા નથી. તેમને ઘરેણાંગાંઠાં અને ભાતભાતનાં કપડાં સજી જ્ઞાતિમાં દેખાડો કરવાની ટેવ છે. ઘરમાં પણ સ્ત્રીઓ સાથે, નોકરો સાથે, માબાપ સાથે, અવિનયનું, તોછડાઈનું અને તકરારી વર્તન છે. વળી જૂના લોકો આંખ આડા કાન કરે છે, છતાં તેઓ જાણે તો છે જ કે એ લોકો સ્પર્શાસ્પર્શમાં ભાગ્યે જ જ્ઞાતિના નિયમો પાળતા હોય છે.

આ બેમાંથી ઘરડાં વડીલોના હૃદય કોને આશીર્વાદ આપે ? પેલાઓ જ્ઞાતિજનો વચ્ચે આવે છે ત્યારે સૌથી સરસા થઈને ગડે છે અને કુળની આબરૂ રાખે છે. વાર પ્રસંગે જ્ઞાતિભોજન આપીને તેમાં વધારો પણ કરે છે. એ બધું વડીલોને મીઠું લાગે છે અને તેથી દબાઈને તેમનું અધર્મી વર્તન તેઓ સહી ચલાવે છે. આપણામાં ધાર્મિકતા જેવું કંઈક છે એ એમનો આત્મા કબૂલ કરતો હોવાથી તેઓ આપણને શાપ આપી શકતા નથી,

પરંતુ આપણે તો ન્યાતજાતમાં તેમની આબરૂના કાંકરા કરીએ છીએ એ તેમનાથી કેમ સહન થાય? ન આપણું વર્તન સહન થાય, ન આપણને અંતરની આંતરડીમાંથી શાપ પણ અપાય, એમ બે તરફથી આપણે તેમને મૂંઝવણમાં નાખીએ છીએ.

આ તો જૂનાં ચશ્માંવાળા વૃદ્ધોની વાત થઈ. પરંતુ તમારામાંથી જેઓ નવા સેવકો આશ્રમજીવનનો સ્વાદ લેવા તાજા તાજા આવ્યા છો તેમને પણ અહીં વિચારમાં પડી જાઓ એવું ઘણું જોવાનું મળશે.

અહીં છૂઆછૂતમાં અને ભોજનમાં જ્ઞાતિના ભેદ પળાતા નથી એટલું તો તમે અગાઉથી જાણીને જ આવ્યા છો. તમે એટલા તૈયાર હોવા છતાં તમને પણ ઘણી બાબતોમાં મૂંઝવણ થશે. એવી કેટલીક મોટી મોટી બાબતો હવે આપણે વિચારીશું અને આપણી તે તે નિશ્ચિતતાની પાછળ કંઈ ઊંચો હેતુ કેવો રહેલો છે તે જોઈશું. એટલું તો તમે જોશો જ કે આપણે જે કંઈ કરીએ છીએ તે ધર્મબુદ્ધિથી જ કરવા ઇચ્છીએ છીએ. આપણે એક સેવકને શોભે એ રીતે જીવન ગાળવાની ઇચ્છાથી વર્તીએ છીએ. તેમાં જ્ઞાતિબંધુઓને કે બીજા કોઈને દુભવવાનો કે પજવવાનો હેતુ લેશ પણ નથી, ન હોવો જોઈએ. તમે એ પણ જોશો કે આપણે જૂના લોકોની ઘણી રીતભાતોના તો પૂજારી છીએ. આગલી પેઢીના સુધારાવાળાઓની જેમ આપણે આપણી જ્ઞાતિવ્યવસ્થા અને બીજી બધી સંસ્થાઓને શુદ્ધ જંગલીપણાની નિશાનીઓ માનતા નથી. આપણે સુધારકો તો ખરા, પણ એ ગઈ પેઢીના સુધારાવાળાઓ અને આપણે એક નથી. છતાં ઉપરથી જોનારાઓ આપણને તેમની ન્યાતમાં બેસાડી દે છે. તમે પણ જાણ્યે અજાણ્યે તમારા મનમાં એમ કર્યું હશે.

આ જૂના સુધારાવાળાઓનો સુધારો કેવો હતો? તેઓ તો પશ્ચિમમાંથી આવેલા નવા સુધારાની ભભકથી અંજાયેલા હતા, પોતાના દેશની તમામ વસ્તુઓથી-તેઓ શરમાતા હતા, અને પશ્ચિમની સારી માઠી દરેક વસ્તુનું અનુકરણ કરવામાં જ જીવનની સાર્થકતા માનતા હતા.

તેઓ તો પોતાના ગોરા ગુરુઓ પાસેથી શીખ્યા હતા કે આપણી પ્રજા એક જંગલી અને પછાત પ્રજા છે; જ્ઞાતિભેદો, ધર્મભેદો, અને ભાષાના ભેદોથી છિન્નભિન્ન થયેલી છે, અને તેથી ગોરા દેવોની ગુલામી કરવાને જ લાયકની છે. તેઓની મોટામાં મોટી હોંશ એ જ રહેતી કે આ જંગલી ટોળામાંથી જેમ બને તેમ જુદા તરી જવું, અને દરેક બાબતમાં ગોરા સાહેબોની નકલ કરી કાળા સાહેબો બની જવું.

કપડાંમાં તેમણે અર્ધનાગા જંગલી જ્ઞાતિબંધુઓની રીત છોડી ગોરા

સાહેબોનો વેશ કરવા માંડ્યો, અને અહીંની ગરમીમાં બૂટમોજાં અને કડક હૅટપાટલૂન વગેરેથી બફાઈ મરવું પસંદ કર્યું.

માતૃભાષાથી તેઓ શરમાવા લાગ્યા; પોતાનાં બાળકોને બચપણથી અંગ્રેજી ઉપર ઉછેરવા લાગ્યા. બાપ દીકરો, ધણી ધણિયાણી વગેરે અંગ્રેજીમાં જ બોલવા અને પત્રવ્યવહાર કરવા લાગ્યાં. પોતાની સ્ત્રી અંગ્રેજી ભણેલી ન હોય તો ગોરાઓની વચ્ચે તેઓ શરમથી ઊંચું જોઈ શકતા પણ નહોતા, અને ઘરડાં માબાપોથી તો એટલા લાજી મરતા કે ઘણી વાર પોતાના સુધરેલા મિત્રોની પાસે એ લોકો ઘરના રસોઇયા કે નોકર છે એમ કહી તેઓ આબરૂ રાખી લેતા!

ખાનપાનની બાબતમાં પણ ગોરાઓની પાસે એમને કેટલું બધું લાજવા જેવું હતું? ટેબલ પર બેસવાને બદલે આપણા લોકો જંગલીની જેમ ભોંયે બેસીને ખાય! છરી કાંટાને બદલે જંગલીની જેમ હાથેથી ખાય! અને સુધારાના વાનટાઓ સમાં માંસ, મદિરા તથા ચિરૂટની સૂગ જન્મથી કેળવાયેલી! પછી ગોરાઓનો સુધરેલો સમાજ તેઓને પોતાના સુધરેલા ટેબલ પર સ્થાન ક્યાંથી આપે?

તમે જોશો કે આપણે આશ્રમવાસી સેવકો સુધારકો છીએ, અને ઘરમૂળના સુધારકો છીએ, પણ આ સુધારકોના કરતાં આપણી જાત છેક જુદી જ છે. તલવાર પણ લોઢાની અને હળ પણ લોઢાનું, પણ બેની જાત જુદી જ હોય છે ને?

*જ્ઞાતિવ્યવસ્થા સંબંધમાં આપણે કેવી જાતના સુધારકો છીએ,* તેનાં જૂનાં તત્ત્વોમાંનાં કયાં આપણે સોના સમાં માનીએ છીએ અને કયાં રોગ સમાં એની થોડી વિગતો હવે જોઈએ.

જ્ઞાતિઓમાં એક જ્ઞાતિ ઊંચી અને એક જ્ઞાતિ નીચી એવી જૂની કલ્પનાને આપણે ફેંકી દીધી છે. જૂના લોકોએ તો બ્રાહ્મણથી ભંગી સુધીની ઊંચીનીચી જ્ઞાતિઓની ક્રમવાર જાણે સીડી જ બાંધી છે. તેમાં કોનાથી કોનું ખાઈ શકાય, અને કોનાથી કોણ અભડાય એનું ક્રમવાર શાસ્ત્ર ગોઠવાયું છે! એ સીડીને છેડેની જ્ઞાતિઓને તો અડાય જ નહીં અને તેમાંયે સૌથી છેવાડેનીનો તો પડછાયો પણ લેવાય નહીં એમ ઠરાવ્યું છે!

સૌ ઈશ્વરનાં સંતાન—તેમાં ઊંચનીચના ભેદ માનવા એ આપણને તો મહા પાપ લાગે છે. માણસ જેવો માણસ—તેને કહેવું કે હું તને અડું નહીં, તારી જોડે બેસીને ખાઉં નહીં, તારી માટલીનું પાણી પીઉં નહીં, તારી તાવડીનો રોટલો ખાઉં નહીં, એના કરતાં ભૂંડું અપમાન તેનું બીજું કયું હોઈ શકે? તું નીચો અને હું ઊંચો એમ માનવું એના જેવું

ઘોર અભિમાન બીજું કયુ ? આપણે સેવાધર્મ સ્વીકારનારા રહ્યા, આપણે અભિમાન રાખીએ તો સેવક કેમ રહી શકીએ ? અને કોઈનું આવું અપમાન કરીએ તો તેમની શી સેવા કરીએ ?

આભડછેટ અને ભાણાન્તરના રિવાજ એ જ્ઞાતિવ્યવસ્થાના અતિરેક છે. આપણે તે ઉઘાડે ચોક છોડી દીધા છે. જ્ઞાતિઓ પોતે પણ એ મેલ ધોઈ કાઢશે તો શુદ્ધ થશે એમ આપણે માનીએ છીએ.

આપણા વર્તનથી જ્ઞાતિબંધુઓ દુખી થાય છે, રોષે ભરાય છે. પણ આપણે પહેલાંના સુધારાવાળાઓની જેમ તેમની સાથે ઝઘડો કરવા જતા નથી કે તેમની નિંદા કરતા નથી. તેઓ આપણને જ્ઞાતિબહિષ્કૃત કરે છે તો નમ્રતાથી તેની અગવડો સહન કરી લઈએ છીએ, તેમની સેવા કરવાને સદા તત્પર રહીએ છીએ, અને તેમની તરફથી મળતા લાભો અને સગવડોનો ભોગ આપીએ છીએ. આનુ પરિણામ સારું આવતું જોઈએ છીએ. દિવસે દિવસે તેઓનો રોષ કમી થતો જાય છે, આપણા આચાર પ્રત્યે તેઓ ઉદારતા સેવતા થયા છે, તેમ જ આભડછેટ અને ભાણાભેદના રોગો જ્ઞાતિ-શરીરમાંથી પણ હટતા જાય છે.

પ્રવચન ૪૧ મું

# સાચો વર્ણધર્મ

જ્ઞાતિવ્યવસ્થાનાં અનેક તત્ત્વો સામે આપણે બંડ કર્યું છે, પરંતુ ધંધા બાબતમાં જ્ઞાતિઓ જે સિદ્ધાંત ઉપર ભાર મૂકે છે તેને આપણે અંતઃકરણપૂર્વક માથે ચડાવીએ છીએ. એ સિદ્ધાંત શો છે? "બાપનો ચાલતો ધંધો દીકરાએ કરવો. વધારે પૈસા કમાવાના લોભમાં બીજી જ્ઞાતિઓના હરીફ બનવા દોડવું નહીં."

ખૂબી તો જુઓ કે, જેઓ ખાવાપીવાના અને આભડછેટના જ્ઞાતિધર્મ પાળવામાં બહુ ચુસ્ત દેખાય છે તેઓ જ્ઞાતિનો આ મૂળ ધર્મ પાળવાની જરા પણ દરકાર રાખતા નથી, અને આપણે જ્ઞાતિ વિરુદ્ધના બંડખોર ગણાઈએ છીએ તેઓ એના ઉપર મોહિત છીએ.

પૈસાનો લોભ કરવો એ જો જ્ઞાતિબંધુઓમાં નિંદાને પાત્ર ગણાતું હોય, તેથી દુનિયામાં ઇજ્જત આબરૂ વધતી ન હોય અને જ્ઞાતિનો ધંધો કરતાં સ્વમાનભેર ગુજરાન થઈ રહેતું હોય, તો માણસ શા માટે ફાવે તે ધંધા પાછળ પડે? શા માટે બીજાઓના ધંધામાં ભાગ પડાવવા જાય? શા માટે પોતાના ધંધામાં દગો કે ભેગ કરે? શા માટે માણસ બીજા લોકોને ચૂસી પોતે તેની મહેનતનું ફળ ચોરે?

એક વણિકને પૈસાનો લોભ વળગે છે એટલે તે એક જ જગ્યાનો માલ બીજી જગ્યાએ લાવ લઈ જા કરવાનો પોતાનો જ્ઞાતિધર્મ તજી વણકરોના ધંધામાં હાથ ઘાલે છે. તે પોતે સાળ ઉપર બેસતો હોત અને પોતાના બે હાથ વડે વણતો હોત, તો તો બહુ વાંધો નહોતો; આપણે એમ માનત કે એક વધુ વણકર ગામમાં જન્મ્યો. પરંતુ તે તો સેંકડો વણકરોને ભેગા કરી તેમના હાથે વતી વણે છે, મિલ કાઢી હજારો મજૂરોના હાથે કાંતે છે, પીંજે છે અને વણે છે, અને તેઓની મહેનતના ફળનું શોષણ કરે છે.

એક ખેડૂત પૈસાના લોભમાં પડે છે, એટલે ખેતીનો જ્ઞાતિધર્મ તજી વેપાર કરવા માંડે છે. પોતાને ઘરમાં કઈ વસ્તુઓની જરૂર છે તેનો વિચાર છોડી તે બજારમાં શેના ખૂબ પૈસા ઊપજે છે તે જુએ છે અને તે પકવવા ખાતર સેંકડો મજૂરો અને બળદજોડોનો પરસેવો પડાવી એમને નિચોવે છે. લોભને થોભ રહે નહીં, એટલે તે ગામની જમીન એક હાથે કરતાં ધરાતો નથી અને જાતમહેનત કરતા ખેડૂતોને જમીન વગરના કરી નાખે.

છે. બસ હોય તો ટ્રૅક્ટર જેવા સંચાઓ લાવી પેલાઓને બેકાર બનાવી દે છે. જ્ઞાતિધર્મનો કેવો ભયંકર દ્રોહ? એવા થોડા લોભિયા નીકળે છે તો ગામના ખેડૂતોને ખેડૂત મટાડી મજૂરિયાં કરી મૂકે છે, જ્ઞાતિનો ધંધો કરી કલ્લોલ કરતાં ફળિયાંનાં ફળિયાંને બેકાર અને દરિદ્ર બનાવી મૂકે છે, તેમને પેટ ભરવા જ્યાં ત્યાં હવાતિયાં મારતા કરી મૂકે છે.

આજે વણકરવાસો જુઓ, રંગારાવાસો જુઓ, મોચી અને ચામડિયાનાં ફળિયાંઓ જુઓ. પૈસાના લોભિયાઓએ બધાંને ઉજ્જડ કરી દીધાં છે. બકરાંઓ વચ્ચે વાઘ ફરી જાય છે કે મરઘાંઓ વચ્ચે શિયાળિયું ફરી જાય છે તોયે એટલો નાશ નથી થતો. તેઓ તો એક બે જીવોને ઉપાડીને નાસી જાય છે; તેઓ ગભરાટ ફેલાવે છે, પણ એ થોડા વખતમાં ઊડી જાય છે. આ તો લોકોની વચ્ચે રોગ ફેલાયો હોય અને સૌનો ઘાણ કાઢી નાખે એવું જ થયું છે.

ખરું જુઓ તો જ્ઞાતિઓને આપણે બ્રાહ્મણધર્મ છોડનારે ભાંગી નથી, પણ આ ધંધાધર્મમાં પૂળો મૂકનાર લોભિયાઓએ જ તેનો સત્યાનાશ કર્યો છે.

હવે આપણે જ્ઞાતિનાં મહાજનો અથવા પંચાયતોની સંસ્થાનો વિચાર કરીએ. આજે સરકારી કોર્ટકચેરીઓના કાયદા ચાલ્યા, તેથી તેનું બળ ઘસાઈ ગયું છે. તેની આમન્યા પહેલાંની જેમ લોકો પાળતા નથી. છતાં ઘણી જ્ઞાતિઓમાં આ જૂની સંસ્થા પોતાના સભ્યો ઉપર જબરી સત્તા ચલાવે છે. ખાવાપીવાના કે કન્યાવહેવારના ચાલતા આવેલા ધારા કોઈ તોડે તો આ મહાજનો જ્ઞાતિ બહિષ્કારનુ શસ્ત્ર ઉગામી તેને વશ કરે છે. જ્ઞાતિભોજન આપવાના પ્રસંગે કોઈ પોતાની ફરજ ચૂકે અને જ્ઞાતિબંધુઓનો મિષ્ટાન્નનો હક્ક ડુબાવે તો તેને પણ દંડીને ઠેકાણે પાડે છે.

પણ બસ, અતિ બળવાન મહાજનો પણ આથી વધારે પોતાની સત્તાનો ઉપયોગ કરી શકતાં જોવામાં આવતાં નથી; અને આ સત્તા વપરાય છે તે પણ સોનાની કટારી પેટમાં મારવા જેવી છે. કોઈ ઘસાઈ ગયેલો જ્ઞાતિજન ભોજન ન આપી શકે તો તેને રક્ષણ આપવાને બદલે મહાજન તેને દબાવે, તેને ઘરબાર વેચવાની ફરજ પાડે, એ સત્તાને બીજી કઈ રીતે વર્ણવવી?

જ્ઞાતિમહાજનોની સત્તા શુભ માર્ગે વપરાયાના આજે બહુ જૂજજાજ દાખલાઓ જોવા મળે છે. દારૂ તાડી પીનારી જ્ઞાતિઓએ ક્યાંક એ વ્યસન સામે બંધારા બાંધ્યાના બનાવ બન્યા છે. સરકારના અન્યાય સામે જમીન મહેસૂલ સત્યાગ્રહ જેવી લડતો માંડી તેમાં જ્ઞાતિ બંધારણને ખેડૂત કોમે ઠીક ઠીક ઉપયોગમાં લીધું હતું.

પણ જ્ઞાતિસત્તાનું આવું સ્વરૂપ તો, જ્યારે જ્ઞાતિઓની અંદર રાષ્ટ્રીય પ્રાણ સંચાર પામ્યો હોય અને જ્યારે નવલોહિયા લોકો સંકુચિત અને તમોગુણી મહાજનોની ઉપરવટ થઈ માથું ઊંચું કરે ત્યારેજ, જોવા મળે છે. દેશમાં રાષ્ટ્રીય વાતાવરણ જામે ત્યારે મોરે ભાગે તો જૂનવાણી જ્ઞાતિમહાજનો તેનાથી ભડકીને નવ ગજ છેટે રહેવાનું પસંદ કરે છે. છતાં શેરડી પાછળ એરંડીને પણ પાણી મળે તેમ જ્ઞાતિમહાજનો ઉપર આડકતરી અસર પડોંચે છે. તેઓ મરણપરણના ખર્ચના રિવાજો, આપવેના રિવાજો વગેરેમાં હળવા હળવા સુધારાઓ કરી પોતે જીવે છે એમ બતાવવાનો પ્રયત્ન કરે છે ખરાં.

પરંતુ જ્ઞાતિઓમાં સાચો જીવ આવે તો તેમનાં મહાજનો કેવાં કેવાં કામો કરતાં થાય? તેઓ એવું ઊંચું વાતાવરણ રાખે કે પૈસાનો લોભ કરી જ્ઞાતિનો ધંધો છોડતાં માણસ લોકલાજથી મરવા જેવો થઈ જાય. જ્ઞાતિમાં કોઈ અનાથ હોય તેમના નાથ થઈ તેમને રસ્તે ચડાવી દે, અપંગનું પાનનપોષણ કરે. તેઓ પોતાના ધંધા સામે કોઈ હરીફ ઊભો થાય તો તેનાથી ટક્કર ઝીલી જ્ઞાતિનું રક્ષણ કરે. ગામલોકો અબુદ્ધિથી કે સસ્તાના લોભમાં પડી પરદેશી કે બહારનો માલ લાવતા થાય અને પોતાની જ્ઞાતિને ઉત્તેજન આપવાનો રાષ્ટ્રધર્મ ભૂલે તે વખતે તેઓ જ્ઞાતિ તરફથી પોકાર ઉઠાવે, લડે, સત્યાગ્રહ આદરે. તે સાથે તેઓ જ્ઞાતિના ધંધામાં ભેગ, દગો કરી કોઈ તેની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડે નહીં એની પણ કાળજી રાખે.

વળી જ્ઞાતિજનો જ્ઞાતિના ધંધાઓ આજે કરે છે તે કેવળ યાન્ત્રિક રીતે કરતા હોય છે. તેથી બાપ જાણતો હોય તેના કરતા દીકરો કાંઈક ઓછું જ જાણતો માલૂમ પડે છે. મહાજનો જીવત હોય તો પોતાના ધંધાઓનાં શાસ્ત્રો ખીલવે, તેમાં કળા વધારે, તેમાં સંશોધનો કરે, તેનું શાસ્ત્રીય શિક્ષણ આપવાની વ્યવસ્થા કરે — મતલબમાં પોતાના ધંધામાં બુદ્ધિ અને પ્રગતિ આણે, અને એ રીતે પોતાના ધંધા વિષે જ્ઞાતિનાં બાળકોમાં પ્રેમ અને અભિમાન ઉપજાવે.

જ્ઞાતિનાં બાળકો માત્ર જ્ઞાતિધંધો શીખે એટલાથી ન અટકતાં આવાં મહાજનો તેમને સુંદર સર્વાંગીણ કેળવણી આપવાની પણ યોજના કરે. ખેડૂતનાં છોકરાં હળ ચલાવી જાણતા હશે, છતાં આજે ભણેલી દુનિયા આગળ તેમને નીચું જોવું પડે છે. કુંભાર અને ચમારના છોકરાઓને પણ પોતાના ધંધાઓ આવડતા હશે, છતાં ભણેલાઓની વાતો તેઓ સમજી શકતા નથી અને શરમાય છે. તેનું બીજું શું પરિણામ આવે? જ્ઞાતિનાં છોકરાંઓ ઉપર એવી જ છાપ પડે છે કે એમના ધંધા જ એવા બુદ્ધિને જડ

બનાવી દેનારા અને અપ્રતિષ્ઠિત છે. ખરી રીતે તેમને પોતાના ધંધાનું પણ પૂરું પાધરું શાસ્ત્રીય શિક્ષણ મળ્યું હોતું નથી, તો પછી સર્વાંગીણ વિશાળ શિક્ષણની તો વાત જ શી કરવી? પછી કાંઈ આશ્ચર્ય છે કે જ્ઞાતિનાં છોકરાંઓ જ્ઞાતિના ધંધા છોડી દે છે, દુનિયામાં પ્રતિષ્ઠિત ગણાતા હોય એવા ધંધાઓ તરફ ધસે છે અને જ્ઞાતિઓને નાશ તરફ ધકેલે છે! મહાજનોમાં જીવ હોય તો તેઓ આ નાશને અટકાવી જ્ઞાતિની અને તેના ધંધાની પ્રતિષ્ઠા ચડાવી શકે.

કોઈ કોઈ ધનિક જ્ઞાતિઓમાં આજે જ્ઞાતિમાળકોના શિક્ષણ માટે કંઈક કરવાનો ઉત્સાહ જોવામાં આવે છે. ભાટિયાઓ, વાણિયાઓ, પાટીદારો વગેરે જ્ઞાતિઓમાં મોટી મોટી શાળાઓ અને છાત્રાલયો બાંધી તેનો લાભ પોતાની જ્ઞાતિનાં છોકરાંઓને મફત કે સસ્તામાં આપવામાં આવે છે. એ જ્ઞાતિઓએ જ્ઞાતિમાળકોના શિક્ષણની ફરજ બજાવી એવો દેખાવ થાય છે અને એવો સંતોષ તે જ્ઞાતિઓ પોતાના મનમાં માની લેતી હોય છે.

એ દેખાવ અને સંતોષ કેટલા ખોટા હોય છે? પ્રથમ તો એવી જ્ઞાતિઓ જે ધંધા કરે છે તેમાં મૂળ જ્ઞાતિધર્મનો કેવળ દ્રોહ જ હોય છે. જ્ઞાતિના તેમ જ રાષ્ટ્રના કલ્યાણનો તેમાં વિચાર હોતો નથી. એક માત્ર વિચાર ધન કમાવાનો જ હોય છે. વિદેશી કાપડ વગેરે વસ્તુઓના વેપાર દેશને ગુલામ બનાવતા હોય છતાં એમને તેનો બાધ નથી. અનેક જ્ઞાતિઓના ધંધાઓ હરણ કરે એવાં કારખાનાંઓ કાઢવામાં એમને બાધ નથી. વળી સટ્ટા અને જુગારને આમરૂનાર ધંધાઓ ગણવામાં આવે છે. મહાજનોની ધર્મબુદ્ધિ જાગતી હોય તો પોતાના લોકોને આવા ધર્મવિરોધી અને રાષ્ટ્રવિરોધી ધંધાઓ કદાપિ કરવા ન જ દે.

વળી એમણ ચોરીને જે સોપનું દાન કરવામાં આવે છે, એટલે કે માત્ર જ્ઞાતિ પૂરતી જ સંસ્થાઓ કાઢે છે, તેમા પણ છેક સાંકડી દૃષ્ટિ જોવામાં આવે છે. ખરી રીતે જે અનેક જ્ઞાતિઓમાંથી અને લોકોમાંથી અને ગામોમાંથી તેઓ ધનના ઝરણાં પોતાની તિજોરીમાં વાળે છે તે સૌનો તેમના ધનમાં ભાગ છે, અને તે સૌને પોતાની સંસ્થાનો લાભ આપવાની તેમની ફરજ છે

એક ત્રીજી દૃષ્ટિએ પણ એમાં મને મોટો દોષ લાગે છે. તેમની સંસ્થાઓમાં જ્ઞાતિના સાચા ધંધાનું શિક્ષણ આપવાની વ્યવસ્થા હોતી નથી. પણ સાચા ધંધાનો નાશ કરનાર, ધન અને અસંયમનો રંગ લગાડનાર અરાષ્ટ્રીય ભણતર જ તેમા ભણાવવામાં આવે છે.

હવે જો જ્ઞાતિધંધાઓને વિષે આપણે આવા વિચારો ધરાવીએ છીએ અને તેને જ્ઞાતિધર્મનું ગૌરવભર્યું નામ આપીએ છીએ, તો આપણે સેવકો કેમ પોતપોતાની જ્ઞાતિઓના ધંધાને વળગી રહેતા નથી?

પ્રથમ તો દેશ ઉપર ગુલામીનો દાવાનળ ફેલાઈ વળ્યો હોય, ત્યારે તે હોલવવામાં દરેક જ્ઞાતિએ, સંસ્થાએ કે વ્યક્તિએ પોતાના કામધંધા છોડીને દોડી આવવું જોઈએ. આપણે ધનના લોભથી નહીં, અગર આપણો ઘરનો ધંધો — ખેતી, કારીગરી કે જે કોઈ હોય તે — લોકોમાં હલકો મનાય છે તેથી, કે આપણાં હાડકાંચોર શરીર તેની મહેનતમાંથી બચવા માગે છે તેથી પણ નહીં, પણ દેશનું કાર્ય કરવાના હેતુથી જ આપણી જ્ઞાતિઓના ધંધાઓમાંથી છૂટ લીધી છે. આપણું આખું જીવન અને સર્વ શક્તિ આપણે દેશની સેવામાં અર્પણ કર્યાં છે.

જ્ઞાતિઓમાં જો પ્રાણ હોત તો તેઓ જ્ઞાનપૂર્વક પોતાનાં બાળકોનું દાન દેઈને ચગે, કરત. આજે તેવો પ્રાણ તેમનામાં નથી. આપણ દેશકાર્યમાં પડવું એને પણ તેઓ તો જ્ઞાતિનું પાપ કર્યું હોય એમ ઘણી વાર ગણી કાઢે છે. છતાં આપણે માનીએ છીએ કે આપણી દેશસેવા સરવાળે જ્ઞાતિઓને પણ ઊંચે ચડાવે છે. જે જ્ઞાતિઓમાંથી વિશાળ દેશકાર્યમાં વધારે સંખ્યા નીકળે છે, અને બલિદાનો આપે છે, તે જ્ઞાતિઓનું વાતાવરણ રાષ્ટ્રીય બની જાય છે અને તેઓ અનેક સુધારાઓ અનાયાસે કરી શકે છે. આમ આપણે જ્ઞાતિથી ખસી ગયેલા લાગીએ છીએ છતાં આડકતરી રીતે તેની સેવા જ કરીએ છીએ.

વળી આપણ સેવકોનું મુખ્ય કાર્ય શું છે? આપણાં ગામડાંઓના પડી ભાંગેલા અનેક ધંધાઓને સજીવન કરવા એ જ. પશ્ચિમના વેપારીઓ ભયંકર ગજબળ અને યંત્રબળ સહિત આપણા દેશ ઉપર ધસી આવ્યા. એ ધસારામાં એકે જ્ઞાતિ કે એકે ધંધો જીવતો રહેવા પામ્યો નથી. નાસતુ લશ્કર જીવ બચાવવા ફાવે ત્યાં ભાગે તેમ લોકોએ જેને જે હાથ લાગ્યો તે ધંધો પકડી પાડયો છે. કેટલાક પેલા વિદેશી વેપારીઓના અને તેમની સરકારના દલાલો બની ગયા છીએ. પણ મોટા ભાગની પ્રજા તો પોતાના ધંધા અને ધર્મો ખોઈ દરિદ્ર અને જડ બની ગઈ છે. જ્ઞાતિના ધંધાને વળગી રહેવા જાય તે ભૂખે જ મરે એવી સ્થિતિ થઈ છે. આખી જ્ઞાતિવ્યવસ્થા ખોવાઈ ગઈ છે. પોતપોતાની જ્ઞાતિના ધંધાઓ કરતાં અનેક જ્ઞાતિઓનાં કુળિયાંઓ કલ્લોલ કરતાં, તે આજે ઉજ્જડ થઈ ગયાં છે. પોતાના ધંધાથી સાદો રોટલો મળે તેમાં સંતોષ માનવાનો જ્ઞાતિસ્વભાવ જડી ગયો છે. પોતાના લોકો પકવે તે વસ્તુથી જ ચલાવી લેવાનો સ્વદેશી

ધર્મ પ્રજામાથી લોપ પામ્યો છે હાથને આટણુ ન પડે અને લૂગડાને ડાઘ ન પડે એવા અપ્રામાણિક અને સ્વમાન વેચનાર ધધાઓ ઉપર લોકો પડાપડી કરવા માડ્યા છે. સૌને વેપારી થવુ છે સૌને મોટા પગારદાર થવુ છે પણ એમાયે બધા ફાવે તો સગા ગના સગાઓ શુ કરે? મોટા ભાગના લોકોને તો આખરે જ્ઞાતિના ધધાના કરતા પણ સખત આટણુ પાડવા પડે છે, તે કરતા તેમના લૂગડા પણ ભૂત જેવા રગાઈ જાય છે, અને વધારામા જ્ઞાતિ વ્યવસ્થાથી જે સુખ સતોષ મળતા તે તો હવે સ્વપ્નામા પણ જોવા જડે એવુ રહ્યુ નથી

આજે લોકો પોતાને અમુક જ્ઞાતિના કહીને ઓળખાવે છે, પણ જ્ઞાતિધર્મ રહ્યા છે કયા? જ્ઞાતિઓનો પૂરેપૂરો સકર — શભુમેળો થઈ ગયો છે જૂની જ્ઞાતિઓના તો નામ જ રહ્યા છે ખરી રીતે ચિત્રવિચિત્ર નવા ધધાઓની જ્યા ત્યા અને તેની નવી જ્ઞાતિઓ બની ગઈ છે માણસને જેમા જડ સચા અથવા શીગપૂછ વગરના બળદ તરીક કામ કરવાનું હોય છે એવી અનેક જાતની મજૂરજ્ઞાતિઓ નીકળી છે માણસજાતના મોભાને હલકા પાડી નાખનાર જાતજાતની ગુલામીની જ્ઞાતિઓ પણ નીકળી છે.

આવી સ્થિતિમા જુનવાણી લોકોની જેમ આપણે પોકળ જ્ઞાતિ અભિમાનને કેમ વળગી રહી શકીએ? આપણા જેવા સેવકોનો આજે એક જ ધર્મ છે — વિદેશી વેપાર અને તેને દેશ ઉપર ઠોકી બેસાડનાર વિદેશી રાજ્યની સામે યુદ્ધ માડવુ આપણે સ્વદેશી અને સ્વરાજ્યના ધર્મો દેશમાં ફરીથી પ્રસ્થાપિત કરવાનો સૈનિકધર્મ સ્વીકાર્યો છે આજે તો *એ જ આપણી જ્ઞાતિ અને એ જ આપણો ધર્મ તેમા આપણે વિજય* મેળવીશુ ત્યારે દેશના ગામોમા અને ઉદ્યોગોમા નવો જીવ આવશે અને જ્ઞાતિઓ ફરીથી સાચા પાયા પર ચણાશે

તે અર્થે આપણે ગમે તે જ્ઞાતિના હોઈએ છતા જે ધધાઓ સાચા રાષ્ટ્રીય છે, જેનો નાશ થવા સાથે રાષ્ટ્રનો પ્રાણ ગયો છે, તે ખાદી અને ગ્રામઉદ્યોગમા આપણે પડ્યા છીએ, જાતે તે શીખીએ છીએ અને પ્રજામા પણ તે ફેલાવીએ છીએ, તેની પ્રતિષ્ઠા વધારીએ છીએ, અને તેના શત્રુઓ સામે ઝૂઝીએ છીએ

દરમ્યાન તમે જોઈ શકશો કે જ્ઞાતિવ્યવસ્થામા પેઠેલું એક ભયકર ઝેર કાઢવાનો પણ આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ અમુક ધધો મેલો અને અમુક ઊજળો, અને તેથી અમુક જ્ઞાતિ ઉચ્ચ અને અમુક નીચ — એ જ આ ઝેર છે આપણે સર્વ રાષ્ટ્રીય ધધાઓને સરખા આદરથી કરીને એ ઝેર કાઢી નાખવા મથીએ છીએ

વણકરનો ધંધો સંસ્કારી નિસ્વાર્થી સેવકોએ માથે ચડાવ્યો એટલે હવે વણકર નીચો અને અસ્પૃશ્ય રહી ન જ શકે.

હલકામાં હલકો ધંધો ભંગીનો ગણાય છે, તે પણ આપણે અપનાવ્યો છે. તે કામ સ્વચ્છ, સરળ અને સુંદર રીતે કેમ કરવું એની કળા આપણે ખીલવી રહ્યા છીએ. ટૂંકી અક્કલના લોકો ડરે છે કે આથી ભંગીઓ માથે ચડશે, મેલું કામ કરવાની ના પાડશે, તેમને તો અજ્ઞાન અને દબાયેલા જ રાખવામાં સમાજનું હિત છે. આપણી દૃષ્ટિએ આ અત્યંત પાપી કલ્પના છે. પાયખાનાં સાફ કરવાના કામને સમાજમાં સૌએ પવિત્ર માનવું જોઈએ, તેની સૂગ કાઢવી જોઈએ. ભંગીઓ ચોખ્ખા થતાં તે કરવાની ના પાડે તોયે આપણને મૂંઝવણમાં પડવાની જરૂર ન હોવી જોઈએ. મારી માન્યતા પ્રમાણે ભંગીઓ આપણા ટેકાના પરિણામે કામ કરવાની ના કદાચ નહીં પાડે, પણ પોતાના કામને લગતી શરતો જરૂર આપશે. તેઓ પાયખાનાં વિશાળ અને હવાશીર રાખીએ એવી શરત જરૂર મૂકશે, તેમાં ડોલ વગેરે સાધનો સારાં માગશે. આપણે તે બગાડયા વિના વાપરવાની અને માટી કે ઢાંકણ ઢાંકવાની સભ્યતા શીખીએ એમ પણ માગશે. તેઓ પાણીના પૂરતા જથ્થા વિના ચલાવી લેશે નહીં, અને તેઓ કામ કરે ત્યારે આપણે મદદમાં રહીએ એવી પણ શરત કરશે. છેવટે તેઓ પશુની માફક મેલાના ટોપલા માથે ઉપાડવા હરગિજ તૈયાર થશે નહીં, પણ તે માટે સગવડવાળી ગાડીઓની માગણી કરશે.

નીચામાં નીચા ગણાતા ધંધાઓની, અને તેથી જ્ઞાતિઓની, પ્રતિષ્ઠા વધારવાનો સાચો રસ્તો એ જ છે કે તે ધંધો પ્રતિષ્ઠિત લોકો કરવા લાગે. આપણે સેવકોએ એ રસ્તો લીધો છે. તેથી એનું પરિણામ આવેલું અને આવી રહેલું આપણે દેશમાં પ્રત્યક્ષ જોઈએ છીએ.

પ્રવચન ૪૨ મું

# સુધારકનો કન્યાવ્યવહાર

હવે જ્ઞાતિઓ સંબંધમાં મારે એક જ મુદ્દો ચર્ચવાનો બાકી રહ્યો છે. તે વરકન્યાવ્યવહારનો. જ્ઞાતિઓ ભોજનવ્યવહારની જેમ આને પણ પોતાનો ખાસ વિષય માનતી જોવામાં આવે છે, અને કેટલાક સારા પણ મોટે ભાગે ખોટા, નિયમો કરી તેઓ અત્યંત કડકાઈથી તેનું પાલન જ્ઞાતિજનો પાસે કરાવે છે.

જેમ સર્વ જ્ઞાતિઓમાં ઊંચનીચની નિસરણી ગોઠવાઈ ગઈ છે તેમ એક એક જ્ઞાતિની અંદર પણ ઊંચ કુળ અને નીચ કુળની નિસરણી ગોઠવાઈ છે. શહેરવાસીઓ, શ્રીમંતો, રાજ્યઅધિકારીઓ ઊંચા ગણાવા લાગે છે. તેવા ઊંચ કુળવાનોને ત્યાં કન્યાઓ આપવા જ્ઞાતિજનો પડાપડી કરે છે, ગજા બહારની પહેરામણી આપવા તૈયાર થાય છે. આમ વરવિક્રયનો ભૂંડો રિવાજ પડી જાય છે અને ઊંચા કુળના વર થોડા જ મળે એટલે એક વરને ઘણી કન્યાઓ પરણાવવાનો રિવાજ પણ ચાલવા માંડે છે. બીજે છેડે, હલકાં કુળ ગણાય તેમને કન્યાની હંમેશાં અછત પડે છે. કન્યાનાં માબાપો મોટી રકમો મળે તો જ તેમને કન્યાઓ આપે છે — આ થયો કન્યાવિક્રયનો રિવાજ.

જ્ઞાતિનાં મહાજનો ઊંચાં કુળવાળા હોય એટલે તેઓ આ રિવાજોની સામા શેના થાય? પરંતુ નીચો ગણાતો વર્ગ કોઈ કોઈ વાર બંડ કરે છે, કુલીનોથી છૂટો પડી જાય છે અને પોતાનો અલગ વાડો રચી તેમાં વિક્રયનો રિવાજ બંધ કરે છે. આવા બંડથી કંઈક ક્ષણિક રક્ષણ જરૂર મળે છે, પણ તે મૂળનો નહીં પણ ડાળાંપાંખડાંનો સુધારો જ ગણાય. એમાં એક સંકટ કાઢતાં નવું જ સંકટ આવી પડે છે,— તે એ કે પેટાજ્ઞાતિઓ બહુ જ સાંકડી બની જાય છે. ઘણી તો આજે સો બસો કુટુંબોની ટોળીઓ જ થઈ ગઈ છે. કેટલીક વાર બેચાર ગામો પૂરતી જ અથવા એક ગામ પૂરતી હદ બંધાઈ જાય છે. આથી વરકન્યાની પસંદગીમાં વિશાળ ક્ષેત્ર મળતું નથી, સામસામાં સાટાં તેખડાં થવા લાગે છે અને ઘણી જ્ઞાતિઓમાં તો સાસરું અને પિયર સામસામે બારણે હોય એમ બને છે. આ બધું વંશશુદ્ધિની દૃષ્ટિએ અત્યંત હાનિકારક છે.

જ્ઞાતિઓનું આખું કમઠાણ ઊંચનીચના ભેદ અને મિથ્યાભિમાન ઉપર જ રચાયેલું છે. તેમાંથી જ કેટલાક બીજા પણ ભયંકર અને મનુષ્યવંશનો

ક્ષય કરનારા રિવાજો પડ્યા છે. ઊંચ કુળોનું ગોરું અભિમાન એ હોય છે કે એમના દીકરાઓ તો ઘોડિયામાંથી જ ઝડપાઈ જાય. આ થયું બાળલગ્નના રિવાજનું મૂળ. એમનું બીજું અભિમાન એ કે અમારી દીકરીઓ રાંડે તો તેઓ આખી જિંદગી પવિત્ર વૈધવ્યવ્રત પાળે, હલકાં કુળો કે જ્ઞાતિઓની જેમ નાતરે ન જાય. આ થયું બાળવિધવાઓના દુખિયારા અપમાનિત જીવનનું મૂળ.

ચાલુ જ્ઞાતિવ્યવસ્થાના વરકન્યાવ્યવહારમાં એક પણ એવું સારું તત્ત્વ નથી, કે જે આપણે સેવકો વફાદારીથી પાળી શકીએ. આપણે સેવકો અને સુધારકો ન હોઈએ પણ આપણાં પોતાનાં છોકરાછોકરીના હિતની કાળજીવાળાં સામાન્ય માબાપો હોઈએ તો પણ, નાતિના આવા રીતરિવાજોને આપણો ધર્મ સમજીને કેવી રીતે માની શકીએ? કોઈ પણ સારાં અને પોતાનો પિતૃધર્મ સમજનારાં માબાપો પોતાનાં પુત્રપુત્રીનાં બાળલગ્ન કરી પોતાની મોટાઈ ખાતર તેમનાં જીવનની કેળવણી ઉપર પૂળો ન જ મૂકે. તેઓ ઉંમરલાયક અને સારી કેળવણી પામેલાં હોય એટલે લગ્ન જેવા જિંદગીના મહત્ત્વના વિષયમાં માબાપ તેમની ઇચ્છાને સ્વાભાવિક રીતે પૂરતું માન આપે. વરકન્યાની પસંદગીમાં માબાપ પોતાની સલાહ આપે તે પણ ઊંચનીચ કુળની તથા પહેરામણી વગેરેની ખોટી દૃષ્ટિએ નહીં આપે, પણ સશક્ત નીરોગી શરીર અને ધંધાની કુશળતા એની દૃષ્ટિએ જ આપશે. વિશેષમાં એવાં માબાપની ખાસ દૃષ્ટિ એ પણ રહેવાની કે પોતાનાં પુત્રપુત્રીને પોતે જે ધ્યેયની અને આચારવિચારોની કેળવણી આપી હોય તેને મળતી કેળવણીમાં ઊછરેલ ભાગીદાર જ તેને મળે.

આપણે આશ્રમવાસી સેવકો આ સિદ્ધાંત પ્રમાણે જ વર્તીએ છીએ અથવા વર્તવું જોઈએ. આજે મોટા ભાગના સેવકો બાળલગ્નમાંથી તો છૂટ્યા જ છે. વિક્રયમાંથી પણ મોટે ભાગે છૂટ્યા છે. પણ બધા જ ઊંચું કુળ જોવા તરફ નજર દોડાવતા નથી એમ આપણે છાતી ઠોકીને કહી શકીએ એવી સ્થિતિ હજુ મને દેખાતી નથી. આપણો આદર્શ સેવા, જાતમહેનત અને ગરીબાઈનો હોય તો પણ, કન્યા માટે પૈસે ટકે સુખી અને આરામ મળે તેવું ઘર શોધવા તરફ પણ આકર્ષણ નથી રહેતું એમ ઘણા નહીં કહી શકીએ.

છતાં આટલે સુધીના સુધારા એ તો સામાન્ય જ છે, અને આટલે સુધી જ્ઞાતિઓ સહન કરી લે છે. પણ સેવકો જો સાચી રીતે વર્તવાના આગ્રહી થાય તો તેમણે એનાથીયે આગળ વધવું જ રહ્યું.

આપણે માટે જ્ઞાતિના વાડામાં બંધાઈ રહેવું લગભગ અશક્ય જ છે. જ્ઞાતિઓ આજે છે તેવી સડી ગયેલી અને છિન્નભિન્ન ન હોય તો જ્ઞાતિમાંથી ને જ્ઞાતિમાંથી આંખ ઠરે એવાં સાગં જોડકાં કરી લેવાં એ જ સૌથી સ્વાભાવિક અને સારું થઈ પડે. સમાન ધંધો જાણનાર, સમાન આચારવિચાર ધરાવનાર અને જેમનાં જીવન, સ્વભાવ, વગેરે આપણને સારી પેઠે પરિચિત છે તેવાં જ્ઞાતિજનોને છોડીને કોઈ પણ વિવેકી માબાપને શા માટે બીજે જવું પડે? પણ આજે તો જ્ઞાતિઓના ઝીણા ઝીણા ટુકડાઓ થઈ ગયા છે. હિન્દુસ્તાનનાં ખેતરો જેમ ફાયદાકારક ખેતી થઈ જ ન શકે એવા નાના ટુકડાઓમાં તૂટી ગયાં છે, તેમ જ્ઞાતિઓ પણ એવા નાના ટુકડાઓમાં છિન્નભિન્ન થઈ ગઈ છે, કે તે સારી વંશવૃદ્ધિ માટે નકામી થઈ પડી છે. ધંધા, આચાર, વિચાર અને કેળવણીની દૃષ્ટિઓથી જોઈએ તો તો આજની જ્ઞાતિઓ એ જ્ઞાતિ જ નથી, એ કેવળ એક મેળ વગરનો શંભુમેળો જ છે. તે જ્ઞાતિ નહી પણ ભયંકર સંકર જ છે. તેમાંથી સાગં જોડકાં ગોઠવવાં લગભગ અશક્ય જ છે.

વધારામાં, આપણાં સેવકોનાં જીવન રાષ્ટ્રીયતા, ત્યાગ અને સેવા ઉપર રચાયેલાં હોઈ જ્ઞાતિના સામાન્ય ધોરણ કરતાં જુદાં જ છે. એક રીતે આપણી એક સમાન ધ્યેયજીવનવાળી જુદી જ્ઞાતિ જ રચાતી હોય એમ પણ કહી શકાય. જુદી જુદી જ્ઞાતિઓમાંથી અને પ્રાંતોમાંથી આવેલા સભ્યોની આપણી એક નવી જ્ઞાતિ જ છે. તે નવી છે છતાં તે બની છે જ્ઞાતિરચનાના સાચા સિદ્ધાંતોને અનુસરીને. જૂની જ્ઞાતિઓ કરતાં તે વધારે કુદરતી છે. તેથી આપણાં છોકરાઓનાં નવાં જોડકાંઓ આ નવા મંડળમાંથી બંધાવાના દાખનાઓ વધુ ને વધુ પ્રમાણમાં બનવા લાગ્યા છે અને તે સ્વાભાવિક છે.

જૂની જ્ઞાતિઓ તે જોઈ ચમકી ઊઠે છે, અને આપણામાં પણ કેટલાક સેવકો હજુ આવું બને છે ત્યારે ભડકે છે, અને મોટો અધર્મ થયો હોય એમ માની દુ:ખ કરે છે. ખરી રીતે તો આવાં યુગલો જ સાચાં યુગલો છે, કુદરતના પ્રવાહને અનુસરીને છે, અને તેથી માબાપોએ સાચાં જ્ઞાતિજનો તરીકે આશીર્વાદથી વધાવી લેવા લાયક લગ્નો છે.

જ્ઞાતિ પ્રત્યે આપણે આશ્રમવાસીઓ કેવી વર્તણૂક રાખીએ છીએ એની મે ખૂબ વિસ્તારથી વાતો કરી છે. મેં સારા અને ખરાબ — બંધા અર્થોમાં જ્ઞાતિ શબ્દ વાપર્યો છે. તત્ત્વજ્ઞાનીઓને તે શબ્દનો સાચો ઉપયોગ નથી થયો એમ લાગશે. તેઓ સૂચવશે કે આમાં તો બે વર્ણવ્યવસ્થાના

સિદ્ધાન્તોને જ સ્વીકાર્યા છે અને જ્ઞાતિનું શુદ્ધ ખંડન કર્યું છે. એ વાત સાચી છે.

જ્ઞાતિનું પરિબળ આપણા સમાજમાં એટલું વધ્યું છે કે, નીંદામણનું જંગલ વધી મૂળ પાકને મારી નાખે, તેમ તેણે વર્ણને મારી નાખ્યો છે. એટલું જ નહીં પણ તે પોતે જ વર્ણ હોય એવો ભ્રમ તેણે સાધારણ લોકોની સમજમાં પેદા કર્યો છે. પ્રાચીન વર્ણવ્યવસ્થાની પ્રતિષ્ઠા લોકોએ તેના ઉપર ઓઢાડી દીધી છે.

પરંતુ ક્યાં ઉદાર વર્ણ અને ક્યાં સંકુચિત જ્ઞાતિ? એ બેના સ્વભાવ જ જુદા છે. વર્ણ એ સમાજની સેવા કરવા માટે છે, અને જ્ઞાતિને તો સ્વાર્થનો જ વિચાર છે. વર્ણે સૌ માટે સમાજકલ્યાણ ખાતર સંયમ અને ત્યાગના ધર્મો ઘડી આપ્યા છે. કોઈથી બીજાના ધંધામાં દખલ કરાય નહીં, ધન માટે પડાપડી કરાય નહીં, મોજશોખનું જીવન ગુજારાય નહીં — એ વર્ણની આજ્ઞાઓ છે. જ્ઞાતિ તો પોતાની જાતનો જ વિચાર કરી શકે છે. ઊંચનીચભાવ અને અસ્પૃશ્યતા તેના પાયા છે. આત્મરક્ષા માટે તેને બાળલગ્ન અને વિક્રય જેવા રિવાજો અને સાંકડાંમાં સાંકડાં તડાં પાડવાના જ ઉપાયો સૂઝે છે. ધંધા ઉપર તે કશો કાબૂ રાખી શકતી નથી. ક્યાંથી રાખી શકે? વધારે કમાય તે જ તેના ધર્મમાં તો ઊંચો ગણાય, અને મૂળ ધંધાને વળગી રહે કંઈ તેવા ઊંચા થઈ શકાય?

વર્ણમાં ધંધો એક હોય પણ સૌએ સેવક, જ્ઞાની અને પ્રભુભક્ત થવાનું હોય. જ્ઞાતિઓ તો મજૂર થયો એટલે તેને કાયમનો મજૂર રાખવા ખાતર અજ્ઞાનમાં પૂરી રાખે છે, ભંગી થયો એટલે કદી માથું ઊંચું ન કરે એટલા ખાતર એને અસ્પૃશ્ય બનાવી દે છે.

પાળવાલાયક તો વર્ણધર્મ જ છે. જ્ઞાતિધર્મ સર્વથા તજવા યોગ્ય છે. મેં 'જ્ઞાતિ' શબ્દ આ વાતોમાં બધે વાપર્યો છે તે ચાલતી લોકભાષા તરીકે જ છે. જ્ઞાતિનાં સારાં લક્ષણો જ્યાં જ્યાં ગણાવ્યાં છે તે વર્ણધર્મનું જ વર્ણન છે એ તમે હવે સમજી જશો.

આપણે સેવકો જ્ઞાતિવ્યવસ્થા અથવા વર્ણવ્યવસ્થાના મૂળ સિદ્ધાન્તો માન્ય રાખીએ છીએ. આપણાં ગામડાંઓને જો સ્વદેશી અને સ્વરાજ્યના સિદ્ધાંતો પ્રમાણે જીવીને સુખી સંતોષી થવું હોય તો તેમણે આ વર્ણવ્યવસ્થાને જ ફરીથી સજીવન કરવી જોઈએ એમ આપણે માનીએ છીએ. છતાં વિધિની કેવી લીલા છે, કે જ્ઞાતિઓના ચાલુ એવા મુખ્ય મુખ્ય રિવાજો સામે ખુલ્લામાં ખુલ્લો બળવો કરનાર કોઈ હોય તો તે આપણે જ છીએ! તેના ભોજનવહેવાર સામે તેના લગ્નવહેવાર સામે, તેના ઊંચનીચના ભેદ સામે, તેના કુળઅભિમાન

સામે — એ બધા સામે આપણો ખુલ્લો બળવો છે પણ તે શા માટે છે? બધા અને ધ્યેયના પાયા ઉપર નવેસરથી વર્ણધર્મ સ્થાપન કરી શકીએ એટલા માટે જ

આ બળવો સેવકોના આખા જીવનને વલોવી નાખનારો છે પોતાના સ્ત્રી, માબાપ, કુટુબીઓ, શ્વશુરપક્ષ અને સર્વ જ્ઞાતિબધુઓનો વિરોધ તેમાં ઝીલવાનો છે તેના આપણી સર્વ સત્યાગ્રહની કળા અને અહિંસા દાખવવાની છે તેઓની સાથેનો સેવા અને પ્રેમનો સબધ તો દસ ગણો વધારવાનો છે, છતા ધારેના સુધારાઓના અમનમા મન જરા પણ પોચુ પડવા દેવાનુ નથી

ખરી રીતે, જ્ઞાતિના ક્ષેત્રમાની આપણી આ લડત એ દેશના વિશાળ ક્ષેત્રમાની આપણી લડત માટેની સરસમા સરસ તાલીમ જ છે

પ્રવચન ૪૭ મું

# પ્રાર્થનાપરાયણતા

આશ્રમમાં આપણે રોજ પ્રાર્થના કરવા ભેગા થઈએ છીએ. આપણું દિવસનું પહેલું કામ ભેગા મળી પ્રાર્થના કરવાનું અને દિવસનું છેલ્લું કામ પણ ભેગા થઈ પ્રાર્થના કરવાનું રાખ્યું છે. જાગીને તરત સવારના બ્રાહ્મમુહૂર્તમાં પ્રાર્થના કરીએ છીએ તેથી આપણા હૃદયમાં એવો આનંદ આનંદ ઊભરાઈ રહે છે કે તેની ધૂનમાં આપણો આખો દિવસ આનંદ-ઉત્સાહમાં પસાર થાય છે. ગમે તેટલું કામ કરીએ તોયે આપણને થાક જ લાગતો નથી. સંધ્યાકાળે પાછા આપણે કામકાજ સંકેલી નિરાંતે પ્રાર્થનામાં બેસીએ છીએ ત્યારેયે આપણે 'એક પ્રકારની અલૌકિક તૃપ્તિ અનુભવીએ છીએ. ભગવાને આપણું એક" વધુ દિવસ–પુષ્પ સ્વીકાર્યું એવો આપણને સંતોષ થાય છે, અને તેના ઘેનમાં આપણી આખી રાત્રિ શાંત નિદ્રામાં પૂરી થાય છે.

પ્રાર્થના એ આપણા સર્વ કાર્યક્રમોમાં સૌથી રસિક અને આકર્ષક કાર્યક્રમ છે. ભોજનનો ઘંટ સાંભળી જેમ આપણો અણુએ અણુ તૈયાર થઈ જાય છે અને ભોજનશાળા તરફ કાન માંડે છે, તેવું જ કંઈક આપણને પ્રાર્થનાની ઘંટા સાંભળીને પણ થતું જણાય છે. સવારના ચાર વાગ્યાની નિંદર આપણને જરૂર મીઠી લાગે છે, પરંતુ પ્રાર્થનાના ઘંટનો રણકારો આપણને એથીયે વધારે મીઠો લાગે છે. તે સાંભળી આપણને આપણા સર્વ પ્રિય સાથીઓના હસતા ચહેરા યાદ આવે છે. તેમની સાથે આપણા સુંદર ચોકમાં બેસવા, તેમના અવાજમાં આપણો અવાજ મેળવવા, તેમના મંત્રોમાં આપણા મંત્રો ગૂંથવા, તેમના ગાયનમ આપણ ગાયન વણવા આપણો અણુ અણુ આતુર થઈ ઊઠે છે.

આપણા સર્વ આશ્રમવાસી મિત્રોને જ્યારે જ્યારે જોઈએ છીએ ત્યારે ત્યારે આપણને આનંદનો ઉમળકો આવે છે, પણ જ્યારે તેમના અને આપણા કંઠોમાંથી નીકળતી પ્રાર્થનાનો એકત્ર થયેલો ઘોષ આપણે સાંભળીએ છીએ ત્યારે આપણા આનંદને ખરેખર પૂર્ણિમાની ભરતી જ આવે છે. સુંદર ઝાડોની કુંજમાં વીંટળાયેલો આપણો આશ્રમનો ચોક આપણને વહાલો લાગે છે, પણ જ્યારે તેની હવામાં આપણો સૌનો સામટો

પ્રાર્થનાઓમાં વ્યાપી વળે છે ત્યારે તો આપણો આત્મા નાચી જ ઊઠે છે; મનમાં એવી ઊર્મિ થઈ આવે છે કે આ ભૂમિને માટે તો જાણે માથું આપી દઈએ; મનમાં એવું બળ અનુભવવા લાગીએ છીએ કે જાણે આ સૌ સાથીઓ સાથે તો ખુદ શેતાનની સેનાને પણ યુદ્ધ આપીએ.

આપણે પ્રાર્થના કરીએ છીએ તેમાં કંઈક આવી જ ભાવના રહેલી છે. એ ભાવના કેવી ચેપી છે! તમારાં દિલ પ્રફુલ્લિત થાય છે તેની અસરથી મારું દિલ પ્રફુલ્લિત થાય છે; અને મારું હૈયું નાચી ઊઠે છે, તે જોઈ તમારું હૈયુ નાચે છે. કોઈની ભાવના કંઈક ઘાડી હશે અને કોઈની હજુ બહુ ઝાંખી હશે, પણ આપણે સૌ એકબીજાના ટેકાથી, એકબીજાના સત્સંગથી, તેને દિવસે દિવસે વધારતા જવા ઇચ્છીએ છીએ.

આપણે સૌ પ્રભુના રાહના મુસાફરો છીએ. રાહ લાંબો છે, વિકટ છે, અજાણ્યો છે. તેમાં ડગલે ડગલે ભય અને જોખમો પથરાયેલાં છે. અને આપણા પગ નિર્બળ છે. પગ કરતાંયે મન પોચું છે અને મન કરતાં વળી છાતી ઢીલી છે. આપણને ક્ષણે ક્ષણે શંકા થાય છે — "આપણે રસ્તો ભૂલ્યા તો નહીં હોઈએ? દુનિયામાં બીજા બધા તો ધન, માન અને કીર્તિના માર્ગે ચાલે છે. આપણે એકલા ત્યાગ અને સેવાને માર્ગે નીકળ્યા છીએ તે ભુલાવામાં તો નથી પડ્યા? સૌની સાથે ચીલે ચીલે ચાલીને પ્રત્યક્ષ સુખ અને આરામ ભોગવવાનાં છોડી આપણે ભાવિ કલ્યાણની કલ્પિત આશામાં દુખદારિદ્રનો માર્ગ લીધો છે, એ એક જાતનું ગાંડપણ તો નથી? પરદેશી રાજ્યની ઓથ લઈ ભણેલાગણેલા લોકો અનેક પ્રકારે પોતાનો ફાયદો સાધી લે છે. આપણને એકલાને જ સ્વરાજ્યની શી પડી છે? ભૂખ્યા અભાગી લોકોના દુખે આપણે એકલા શા સારુ સુકાઈએ છીએ?"

આપણું નબળું શરીર બકરી જેવું ગરીબડું મોઢું કરી શંકામાં ઉમેરો કરે છે, કોઈ ત્રાહિત હોય એમ પોતે પોતાની પાસે દયા માગે છે. "હવે બહુ થયું, બહુ થયુ. હુ સાજુંતાજું ને જુવાન હતું ત્યાં સુધી મારા ઉપર જુલમ કર્યો તે તો ઠીક, પણ હવે હું ઘરડું થયું છું. હવે તો તારા ગામડામાં નથી રહેવાતુ, તારા જાડા રોટલા નથી ખવાતા, તારી જાડી ખાદી નથી ખમાતી, અને હવે તારાં કેદખાનાં પણ નથી વેઠાતાં. હવે જરા પગ વાળીને બેસવા દે તો તારી મોટી મહેરબાની!"

દુનિયાનાં ડાહ્યાંઓ આપણને ચક્રમ ગણી હાંસી કરી રહ્યાં છે. સાત્ત્વિકજનો રાતી આંખ કરી ઠપકાનો મારો ચલાવે છે. તેમાંથી માંડ બચીએ છીએ તો માબાપ અને સ્ત્રી આંસુનાં પૂર વહેવડાવે છે. બીજી તરફથી સરકાર મચક આપતી નથી. દિવસે દિવસે પોતાનો પંજો વધારે ને વધારે

ખૂંચાડતી જ જાય છે, કાર્યની વાડી જરા બે પાંદડે થઈ ન થઈ કે તેને ઉખાડી નાખે છે.

એ બધું છતાં ટકાત, જો ભોળી ભલી જનતા આપણું કહેલું ઝીલતી હોત. પણ હાય! તેના ચહેરા-ઉપર શ્રદ્ધાનો ચમકારો ચડતો જ નથી. તેનું દુઃખ ક્યાંથી આવે છે તે એ સમજતી નથી; અને ક્યારેક તો આપણને તેના હિતચિન્તક અને સેવકોને જ દુઃખનું કારણ માની જાકારો દે છે.

અને એમાં તેનો વાંક પણ શો? તે તો ઉપર ઉપરથી જ જોઈ શકે. અને શું ઉપરથી તો એમ જ દેખાતું નથી કે જ્યાં આપણુ કામ ચાલે છે ત્યાં જ જુલમનો કોયડો સૌથી વધારે ક્રૂરતાથી વીંઝાય છે?

પ્રભુનો પંથ આવો વિકટ છે, પણ તે આપણે સ્વીકાર્યો છે. તેમાંથી પાછા ન પડીએ, આગળ ને આગળ ધપે જઈએ એ આપણી નિરંતરની ઇચ્છા છે. તે માટેનું બળ પ્રાર્થના વિના આપણે બીજે ક્યાંથી લેવા જઈશું? પ્રાર્થના કરતાં તે આપણા પોતાના અંતરમાં પ્રગટ થાય છે. આપણી એકબીજાની આંખોમાં તેનું પ્રતિબિંબ જોઈ આપણને હિંમત આવે છે, તમારી આંખમાં શ્રદ્ધા ઝળકતી જોઈ મારી આંખમાં શ્રદ્ધા ઝળકે છે, અને મારી શ્રદ્ધાનો ઝળકાટ ભાળી તમારી નબળાઈ ઊડે છે. ખરેખર, રોજ પ્રાર્થનામાં શ્રદ્ધાપૂર્વક સાથે બેસીએ નહીં તો આપણુ શું થાય?

આપણા પસંદ કરેલા પંથમાં સંકટો અને કઠણાઈઓથી ડગી જવાનું જોખમ છે એટલું જ નથી. તેની સામે ટકવું તો પ્રમાણમાં સહેલું છે, પણ મોટામાં મોટું જોખમ તો ધ્યેય સંબંધમાં જ આપણી નજર અવળી થઈ જાય એ છે.

અહિંસાનો માર્ગ એ જ સાચો માર્ગ છે એમ હૃદયમાં શ્રદ્ધા હતી ત્યાં સુધી તો તે માર્ગે જતાં જેટલાં સંકટો આવ્યાં તે બધાં ઉત્સાહથી માથે ચડાવ્યાં, પણ માનો કે એક કમનસીબ રાતમાં અહિંસા ઉપરની શ્રદ્ધા જ ઊડી ગઈ અને હિંસાનો રસ્તો જ સાચો છે એવી ગાંઠ વળી ગઈ! પછી તો જે કંઈ બળ હોય તે બધુ એ માર્ગ ઉપર જ નાખવાનું સૂઝે ને? માનો કે સંયમ અને ત્યાગ ઉપરથી પ્રેમ ઊડી ગયો ને ભોગ અને સત્તા ઉપર જ પ્રેમ બંધાઈ ગયો, તો? સાદા અને સુંદર ગ્રામજીવન ઉપરથી આસ્થા ઊડી ગઈ અને ભભકાદાર શહેરી જીવનમાં જ સંસ્કૃતિનો સાર છે એવી માન્યતા બંધાઈ ગઈ, તો? રેંટિયાનું શાંત સંગીત ફીકું લાગવા માંડયું અને સર્વભક્ષક યંત્રોનો મોહ બુદ્ધિને ઘેરી વળ્યો, તો? તે, આપણી શી દશા? પછી તો સૂર્યોદયની દિશામાંથી મોઢું ફેરવી આપણું જીવન

સૂર્યાસ્ત તરફ જ ધસવા મંડે ને? રામના માર્ગથી મોં ફેરવી આપણે રાવણ તરફ જ વેગથી વધવા મંડીએ ને?

અને આ ભય શું માત્ર મનનો કલ્પેલો જ ભય છે? શું આપણા એક નહીં પણ અનેક સાથીઓનાં દૃષ્ટાંતો આપણી નજર સામે આ ક્ષણે પસાર થઈ જતાં નથી, કે જેમનાં જીવનનાં ધ્યેય આ પ્રમાણે અચાનક ફેરવાઈ ગયાં છે? આપણે થોડો વખત આશા રાખેલી કે તેઓ મગજનું સમતોલપણું પાછું મેળવશે, પસ્તાશે અને પાછા મૂળ ધ્યેય ઉપર આવશે. પણ તેવું વર્ષો વીત્યા છતાં બનતું નથી. ખરો રસ્તો છોડીને તેઓ ખોટે રસ્તે ચડ્યા છે તેમ આપણે માનીએ છીએ, પણ તેઓ એવું ક્યાં માને છે? તેઓ તો માને છે કે મૂર્ખના માર્ગે ખેંચાયા હતા તેમાંથી પોતાના બુદ્ધિતેજથી, પોતાની સ્વતંત્ર વિચારશક્તિથી તેઓ વખતસર છૂટી ગયા. બુદ્ધિ તો બેધારી તલવાર છે. જેને જે માર્ગ ઉપર પ્રેમ હોય તેને તે માર્ગને પોષક દલીલો પૂરી પાડવી એ તેનું કામ છે. તેમને દિવસે દિવસે પાકું ને પાકું ઠસતું જાય છે કે તેઓ વખતસર ચેતી ગયા એ સારું જ થયું.

આવી અવળી દૃષ્ટિ કોઈક દિવસ આપણને પણ ગ્રસી લે તો આપણી શી દશા? શું પેલા મિત્રો પહેલાં આપણા જેવા જ અડગ અને ઉત્સાહી નહોતા? તે જોતાં આપણા પોતાના બળ ઉપર અતિ વિશ્વાસ અને અભિમાન રાખી રહેવું ઠીક છે શું? શું આપણે પરમેશ્વરની કૃપાના સદાય ભૂખ્યા નથી? શું આપણે તેના પ્રત્યે સદાય પ્રાર્થનાપરાયણ રહેવું એમાં જ આપણું કલ્યાણ નથી?

પરમેશ્વર આપણને મદદ દેવા દોડીને આવતો નથી. તે તો આપણને ન કલ્પીએ તેવી રીતે અને ન ધારીએ તે દિશામાંથી કસોટીએ ચડાવતો જ રહે છે. આપણે કસોટીની આંચથી શેકાતા શેકાતા વધારે ને વધારે પક્વ થઈએ એવી તેની યોજના લાગે છે.

પરંતુ તેણે દયા કરી આપણને સારા સારા સાથીઓ આપ્યા છે. તેમની હૂંફથી આપણે ભારેમાં ભારે કસોટીમાંથી પાર ઊતરી શકીશું. મારી શ્રદ્ધાજ્યોત કોઈક દિવસ ઝાંખી પડવાનો ભય છે, પણ આપણી સૌની તો સાથે ઝાંખી નહીં જ પડે. આપણામાંથી એકાદનું બળ અને ખરે ટાણે ખપમાં આવી જશે. તેમ જ તમારી જ્યોત ઝંખવાશે ત્યારે તમનેય આમ ટેકો મળી રહેશે. આવી વૃત્તિથી આપણે સૌ એક માર્ગના મુસાફરો, પ્રેમ-બંધનથી બંધાયેલા સાથીઓ, રોજ પ્રાર્થનાપરાયણ થઈ એકબીજા સાથે ટોળે વળીને બેસીએ છીએ. તે વખતે આપણે કેવી અદ્‌ભુત ગરમી અનુભવીએ છીએ! ભગવાનને આપણે દેખતા નથી, પણ સાથીઓ સાથે મળી

પ્રાર્થના કરીએ છીએ ત્યારે આપણાં હૃદયો ભગવાનની હાજરી અનુભવે છે. એ હાજરીમાં આપણી શ્રદ્ધા તેજ થાય છે, આપણા પગમાં જોર આવે છે, સંકટનો પહાડ આપણને ઊધઈના રાફડાની નાનકડી ટેકરી લાગવા માંડે છે.

પ્રાર્થના વિષે મારી આવી ભાવના હોવાથી તમે સૌ આનંદથી પ્રાર્થનામાં આવો છો તેથી મારો આત્મા ખૂબ જ પ્રસન્ન થાય છે, અને તમારો મૂંગો મૂંગો આભાર માને છે.

ઈશ્વરરૂપી સૂર્ય જોવાની મને આંખ મળી નથી. તે પ્રત્યક્ષ દેખા દે તો કદાચ હું બળી પણ મરું. પણ તેનો ગરમાટો તો મારે જોઈએ જ. તે ન હોય તો મારું જીવન ઠરીને ઠીકરું થઈ જાય. તમે સૌ ભેગા મળી મારી સાથે પ્રાર્થના કરો છો ત્યારે તમે મારે માટે એ સૂર્યનો ગરમાટો પેદા કરો છો. પછી હું તમારો આભાર કેમ ન માનું? હું કેમ પ્રભુને પ્રાર્થના ન કરું કે તમારા હૃદયમાં તે રોજ પ્રાર્થના માટે શ્રદ્ધા પ્રેર્યાં કરે, અને મારા માટે પ્રેમ વહેવડાવ્યાં કરે? તમારા એ ઉપકારના બદલામાં, તમારા પ્રેમના બદલામાં હું પણ પ્રાર્થનામાં મારો પોતાનો અલ્પ ફાળો આપવા વખતસર હાજર થાઉં છું. એમ કરવામાં હું કંઈ મોટી અસાધારણ વસ્તુ કરી નાખું છું એમ નથી. તેમ ન કરું તો મારા જેવો નગુરો અને કૃતઘ્ની કોણ? જેવી વૃત્તિ ધારણ કરીને હું પ્રાર્થનામાં બેસું છું તેવી જ વૃત્તિ ધારણ કરીને તમે પણ બેસો છો. આપણી પ્રાર્થનામાં કંઈ રંગ ચઢતો હોય તો તે આપણી આ પ્રાર્થનાપરાયણ વૃત્તિને જ આભારી છે.

આજે આપણે સાથે છીએ, પણ જિંદગીમાં રોજ સાથે રહી શકીએ એમ બની શકે નહીં. એવી આશા પણ આપણે રાખી શકીએ નહીં. આપણાં કાર્યો આપણને ક્યારે અને ક્યાં લઈ જશે એ તો એકલો પરમેશ્વર જ જાણે છે. આપણને સૌને સાથે રહેવું ગમે છે અને એકબીજાની હૂંફથી આપણને આગળ વધવું સરળ પડે છે, પણ તેથી શું ફરજ બોલાવે ત્યારે અજાણ્યાઓની વચ્ચે વસવાની આપણે આનાકાની કરી શકીએ?

ફરજના બોલાવ્યા ક્યારેક આપણને સાથીઓનો હૂંફાળો સહવાસ જતો કરી એકલા પણ રહેવાનો પ્રસંગ આવી પડે છે. કોઈ વાર ફરજના બોલાવ્યા આશ્રમના શાંત અને સગવડભર્યા વાતાવરણને છોડી કોઈ સત્યાગ્રહના ઝઘડામાં ઊતરવું પડે છે. અને ફરજના બોલાવ્યા આપણે કૃત્રિમ, નિષ્ઠુર અને અમાનુષી એવા જેલવાસમાં અનેક વાર જવાનું થયાં જ કરે છે ને?

આપણામાં જે પ્રાર્થનાપરાયણતા કેળવીશું તો આપણને ક્યારે કેવી સ્થિતિમાં મુકાઈએ છીએ તેની કશીયે ચિંતા થવાની નથી. ગમે તે પરિસ્થિતિમાં આપણી પ્રાર્થના આપણને ટકાવી રાખશે. કારણ કે આપણે

જુદા પડ્યા છીએ તે તો માત્ર જ્યાં સુધી આંખો ઉઘાડી રાખીએ છીએ ત્યાં સુધી જ છે ને? એક વાર ધ્યાનસ્થ થઈને બેસીએ, આંખો મીંચીએ, પ્રિય સાથીઓનું સ્મરણ કરીએ, એટલે પછી કોણ દૂર રહ્યું? નાની કોટડીમાં પુરાયા હોઈશું તો પણ આંખો મીંચીએ કે તરત તેમાં આપણી સાથે આપણો આખો આશ્રમ સમાઈ જશે અને જગત પણ અગવડ વગર આપણી સાથે પ્રાર્થનામાં સામેલ થઈ શકશે, અને આપણને પોતાની હૂંફ આપશે.

આજે સગવડ છે તેનો આપણે પૂરો લાભ લઈ લઈએ, સૌની સાથે પ્રાર્થના કરવાનો આનંદ લેતાં શીખી લઈએ, સૌના સહવાસની ગરમી અનુભવવાની ટેવ પાડીએ. ખરે દુઃખના ટાણે એ શિક્ષણ અને એ ટેવ આપણને કામ આવશે. એવે ટાણે આપણા આશ્રમના આશ્રમવાસીઓ તો આપણને ધીરજ આપશે જ, પણ જો આપણી કલ્પનાશક્તિને આપણે કેળવી હશે તો ખુદ બાપુજીને પણ આપણી પ્રાર્થનામાં આવાહન કરતાં અને તેમની પાસેથી પવિત્ર બળ મેળવતાં આપણને કોણ રોકી શકનાર છે? અને સ્વર્ગમાં બિરાજતા પરમભક્ત મહાદેવભાઈને પણ આપણે ઘડી માટે આપણી પ્રાર્થનામાં નોતરી લાવીશું, અને તેમની ભક્તિનો સ્પર્શ અનુભવીશું. કોઈ વાર ભક્તગાયક સ્વ૰ પંડિત ખરેનાં ભક્તિપૂર્ણ ભજનો સાંભળી પણ આપણા સુકાતા જીવનમાં અમૃત સીંચી શકીશું. તેઓ પ્રાર્થનારસિયાઓ હતા. આપણે પણ તેવો રસ કેળવવો છે.

# ધ્યાનયોગ

આપણે સૌ પ્રાર્થનામાં સ્થિર આસન લગાવીને અને આંખ મીંચી, ધ્યાનમુદ્રા ધારણ કરીને એ ઘડી બેસીએ છીએ તે કંઈ એટલા ખાતર નથી કે આપણે કોઈ મોટા યોગી કે સિદ્ધ થઈ ગયા છીએ એવો આપણે દેખાવ કરવો છે. નહીં, નહીં, સ્વપ્નામાં પણ આપણો એવો ઇરાદો હોઈ શકે નહીં. જન્મજન્માન્તરે તેવા સમાધિસ્થ યોગી થવાની આપણી અભિલાષા જરૂર છે. પણ આજે તો આપણે તેનાથી હજારો કોસ દૂર છીએ. તેમની જેમ ચોવીસે કલાક ઈશ્વરનું અને આપણા ધ્યેયનું ધ્યાન જાગતું રાખવા આપણે જરૂર ઇચ્છીએ છીએ. બાકી આપણે જાણીએ છીએ કે આજે તો પ્રાર્થના વખતે પણ પૂરું એકધ્યાન રાખવું આપણને ભારે પડે છે.

આપણે શ્લોકો ભણી જઈએ છીએ, પણ બધા શ્લોકોમાં હજુ સળંગ ધ્યાન ક્યાં રાખી શકીએ છીએ? ભજન ચાલે છે ત્યારે પણ તેના દરેક ભાવમાં સરખી તલ્લીનતા ક્યાં રાખી શકીએ છીએ? કોઈ ખેડૂત નવા નવા ધોરિયામાંથી પાણી વાળતો હોય તેની માફક પાવડો લઈને આપણે મન-રૂપી પાણીની સાથે સાથે ચાલીએ છીએ. ઠેકઠેકાણેથી મન ફૂટી નીકળે છે, અને આપણે દોડી પહોંચી ધોરિયો સુધારી લઈએ છીએ. પણ એક જગ્યા સુધારીએ ત્યાં બીજી પાંચ જગ્યાએ ફૂટ પડે છે, અને તે બધી સુધારીને હાશ કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે આપણી પીઠ પાછળ કોણ જાણે ક્યારની એક મોટી નીક પડી ગઈ છે અને ઘણું ખરું પાણી તેમાંથી વહી ગયું છે.

પણ એમ છતાં આપણે એકબીજાની મદદથી અને હૂંફથી જાગતા રહેવાની મથામણ કર્યા જ કરીએ છીએ; એમ કરવામાં આપણને એક જાતની મઝા પણ આવે છે. એમ કરતાં કોઈ કોઈ શુભ ક્ષણે એકાદ શ્લોક-રત્નનું પ્રતિબિંબ હૃદયમાં ચમકી ઊઠે છે, એકાદ ભજનનો ભાવ હૃદયવીણામાં રણકી ઊઠે છે. તે દિવસની પ્રાર્થના જાણે ધન્ય થઈ એવો આપણને આનંદ ઊપજે છે. તેની લહેજતમાં આપણો આખો દિવસ ઉલ્લાસમાં પસાર થાય છે. જે કંઈ કામ તે દિવસે કરીએ છીએ તેમાં આપણને ઓર રસ પડે છે. જીવનની સૂકી ડાળી ઉપર નવપલ્લવ પાંગર્યા હોય એવી ખુશાલી તે દિવસે મગજમાં રહે છે.

કોઈ દિવસ મહા પ્રયત્ને આપણે મનને કોઈક સારું વ્રત ધારણ કરવા તૈયાર કર્યું હોય છે. બરાબર તે જ દિવસે આપણા ઉપકારી સંગીતશાસ્ત્રી

ગાય છે—"अब की टेक हमारी". થયું! આપણી પોતાની છીપલીમા સ્વાતિનું બિંદુ પડી ચૂક્યું. તે ક્ષણથી મહેનત અને મથામણનો ક્લેશ ઊડી જાય છે. કોણ જાણે ક્યાંથી છાતીમાં બળ આવી મળે છે. તે ક્ષણથી વ્રત એ વ્રત મટી રમત જેવું સહેલું થઈ પડે છે. આજે તો વરસને વચલે દિવસે આવો અનુભવ પામીએ છીએ, પણ તેટલાથીયે આપણી પ્રાર્થનાપરાયણતાને સારું પોષણ મળે છે, અને કોઈક દિવસ તે વૃત્તિ નિરંતર ગખી શકીશું એવી શ્રદ્ધા દૃઢ થાય છે.

પ્રાર્થના કેવી વૃત્તિ ધારણ કરીને આપણે કરીએ છીએ એનો કઈક ખ્યાલ હું અત્યારે આપી ગયો. દિવસે દિવસે આપણે આવી પ્રાર્થનાપરાયણ વૃત્તિ કેળવવાનો પ્રયત્ન કરીએ છીએ. કંઈક આપણા પ્રયત્નથી, કંઈક આપણા એકબીજાની હૂંફથી, પણ મોટે ભાગે તો પરમકૃપાળુની કૃપાથી આપણે વહેલા મોડા એ વૃત્તિ સંપૂર્ણ કેળવી શકીશું. અધૂરી અધૂરી પણ તે આપણને ઠીક ચડાવે છે, સંકટો કુદાવે છે, એમ અનુભવીએ છીએ; તેથી તો આપણને એમા રસ રોજ રોજ વધતો રહે છે, અને પ્રાર્થના માટેની આપણી ભૂખ ઊઘડતી જાય છે.

આજે તો હજુ એ ભૂખ પૂરી ઊઘડી છે એમ આપણામાથી ઘણા થોડા કહી શકીશુ. હું પોતે તો પ્રામાણિકપણે તેમ કહી શકું તેમ નથી. મધમાખી ફૂલ ઉપર બેસે છે ત્યારે કેવી તલ્લીન થઈ જાય છે? આજુબાજુ ગમે તેટલી ધમાલ થતી હોય, આપણે ગમે તેટલા તેની નજીક જઈએ તો પણ, તેને પ્રત્યક્ષ આંગળી લગાડીએ નહીં ત્યાં સુધી, તેની તલ્લીનતા તૂટતી નથી. એવી તલ્લીનતા — એવી ભૂખ પ્રાર્થના વિષે જાગે એ માટે આપણે ઝંખી રહ્યા છીએ.

આજે તો એ અનુભવ અધૂરો છે. પણ હા, આટલો અનુભવ થાય છે ખરો: ઘણી વાર કામ પ્રસગે લાંબો વખત બહારગામ જવાનું થાય છે કોઈ વાર તમે સૌ પોતપોતાને ઘેર જાઓ છો. ત્યારે દિવસના દિવસ સૌની સાથે બેસીને પ્રાર્થના કરવાનું સુખ મળતું નથી. ક્યાંક એકલા બેસીને પ્રાર્થના કરી લઈએ છીએ ખરા. આંખ મીચી સૌ સાથે બેઠા છીએ એવું ધ્યાન કરવાનો પ્રયત્ન પણ કરીએ છીએ. પણ તેથી જાણે તૃપ્તિ જ થતી નથી સૌના સામટા કંઠોનો ગભીર ઘોષ સાંભળ્યા વિના કાનને જાણે ભૂખ્યા ભૂખ્યા જેવું લાગે છે. પાસે પાસે ટોળુ વળીને બેઠેલા સંઘની ગરમી વિના જીવને જાણે એક જાતની ટાઢ વાતી હોય એવું લાગે છે. શું થાય છે તે સમજાતું નથી. પણ કંઈક અસ્પષ્ટ અસ્વસ્થતા લાગ્યાં કરે છે. જાણે કંઈક અતૃપ્ત ભૂખથી આત્મા પીડાતો હોય એવુ લાગ્યાં કરે છે.

અને પછી બે મહિને કે ચાર મહિને ફરી આખા સંઘને સાથે મળી પ્રાર્થના કરવાનો પ્રસંગ આવે છે. તે દિવસના આનંદની શી વાત કરવી? જાણે બહુ દિવસના ક્ષુધાર્તને ભોજન મળ્યું! જાણે આખો ઉનાળો તપેલી ધરતી પર મેહ વરસ્યો! પ્રભુ કરે ને જો એ પહેલા દિવસનો આનંદ રોજ રહ્યાં કરે. પ્રભુ કરે ને પ્રાર્થના વખતનો આનદ જીવનનાં નાનાંમોટાં બધાં જ કામો વખતે પણ ચાલુ રહે.

આપણી એકાગ્રતાની ખામી, પ્રાર્થના વખતની આપણી માનસિક શિથિલતા જોતાં, કોઈ વાર મનમાં એવું થઈ આવે છે કે, આ રીતે સંઘમાં મળીને પ્રાર્થના કરવી એમાં પ્રાર્થના રહેવી શકય જ નથી. એ એક નિર્જીવ વિધિ બન્યા વિના ન જ રહી શકે. સામાન્ય માણસોની બાબતમાં તે બહારનો ખોટો દેખાડો અથવા દભ પણ બની જાય. કોઈ કોઈનુ મન આ વિચારથી એટલુ બધુ અસ્વસ્થ બની જાય છે, કે તેમને સંઘપ્રાર્થનામાં ભળવું વ્યર્થ અને નુકસાનકારક લાગે છે, સંઘપ્રાર્થનાની વિધિ અસહ્ય લાગે છે. એમાં એકધ્યાન થવુ કેવળ અશકય જ છે એમ તેઓ માને છે.

તેઓને પ્રાર્થના સામે વાંધો છે એમ નથી. તેઓ ઈશ્વરપરાયણ હોય છે અને પ્રાર્થના માટે તો એમનો આત્મા ઝખતો હોય છે. પણ આપણી સંઘપ્રાર્થના તેમને પ્રાર્થના જ લાગતી નથી. તેઓને તો પોતાના આત્મામાં લીન થવાની ભૂખ છે, અને તે માટે તેમને આસપાસના સર્વ વિક્ષેપોમાંથી છૂટા થઈ પોતાના ચિત્તને એકધ્યાન થવાની કેળવણી આપવી છે.

એકધ્યાન થવું એને જ તેઓ પ્રાર્થનાનો મૂળ અને ખરો હેતુ માને છે. એમને સઘપ્રાર્થનાના વખતની વાટ જોઈ ને બેસવુ કેમ રુચે? એકધ્યાન થવા માટે માણસે એકલાએ એકાંતમા જ સાધના કરવી જોઈએ એમ તેઓનું કહેવુ છે.

તેમનુ આ કથન એકધ્યાનની દૃષ્ટિએ તો ઠીક જ લાગે છે. ધ્યાનની સાધના તો માણસને, તેની ઊર્મિ આવે કે તરત, કરવા બેસી જવાનુ હોય. સંઘપ્રાર્થનાનો ઘટ વાગે અને સૌ ભેગા થાય ત્યાં સુધી વાટ જોવાની તેને ન હોય. સંઘપ્રાર્થનામાં તો કાર્યક્રમ પૂરો થતા સૌ ઊઠી જાય, તેયે એને કેમ પોષાય? તે તો રગ ચડે તો કલાકોના કલાક અને દિવસોના દિવસ સાધના છોડે નહીં.

વળી સંઘમા અનેક પ્રકારના વિક્ષેપો થવાનો પણ સભવ રહે છે. સાથીઓમાંથી કોઈ ને કોઈ ઉધરસ ખાય, છીક ખાય, કોઈ મોડો આવનારો તકલીફ આપે; અને એટલા બધા બેઠા હોય તેમાથી કોઈ ને અધવચમાં ઊઠવાની હાજત પણ થઈ આવે. સઘમા સૌ સરખા ભક્તિલીન ન હોય, અને તેવા હોય તોયે કોઈના અવાજ બેસૂરા હોય, કોઈ ઉત્સાહથી તાલ દેતા

હોય, પણ ખોટા તાલ દેતા હોય. એ બધું પણ ધ્યાનભંગ કરવામાં જેવો તેવો ભાગ ભજવતું નથી. અથવા સંઘમાં તો માતાઓ આવી હોય, તેમની સાથે બાળારાજાઓ પણ આવ્યા હોય. તેઓ અનેક પ્રકારની ચેષ્ટાઓથી વિક્ષેપ કરી પાડે. કોઈ આવીને તમારા ખોળામાં બેસી જાય, કોઈને તમારી મૂછ કે ચશ્મા સાથે રમવાની ઇચ્છા થાય, અને કોઈ વળી લોકો તેના તરફ ધ્યાન આપતા નથી એ જોઈ મૂંઝાય અને વિરોધ તરીકે ગળું ફાડીને રડવા લાગે.

આવા આવા વિક્ષેપોમાંથી બચીએ તોયે સંઘપ્રાર્થનાનું બંધારણ જ એવું છે કે તે ધ્યાનમાર્ગીને વિક્ષેપજનક લાગવા સંભવ છે. તેને એક વિચાર કે એક મૂર્તિ ઉપર એકાગ્ર થવાનો અભ્યાસ કરવાની જરૂર હોય, અને અહીં તો એક પછી એક દસ વીસ શ્લોકોની હારમાળા રટાતી આવે. એક વિચાર પૂરો થયો ન થયો ને બીજો, અને તેની પાછળ તરત ત્રીજો. શ્લોકો પછી તરત ભજન ઊપડે. ધ્યાનના અભ્યાસીને તો એ કોઈ રેલગાડી ખડખડ બડબડ કરતી અને શરીરના સાંધેસાંધાને હલાવી નાખતી એક સલેપાટ પરથી બીજા પર ચડતી હોય એવું જ લાગે!

વળી સંઘપ્રાર્થનામાં ભજનના રાગ અને ભાવની પસંદગી કોઈ ત્રીજાની જ હોય. કોને ખબર તે આજની આપણી પોતાની મનોવૃત્તિમાં બંધ બેસતી નીવડશે કે મેળ બહારની?

ખરી વાત એ છે કે જેને ધ્યાનનો અભ્યાસ એ જ પ્રાર્થનામાં બેસવાનો હેતુ છે તેને આપણી સંઘપ્રાર્થના બહુ મદદ ન કરી શકે. ઊલટી વિક્ષેપો જ ઊભા કરે. એ હેતુવાળાઓએ તો કોઈ એકાંત શાંત સ્વચ્છ સ્થાન શોધી ત્યાં એકલા જ પોતાની સાધના કરવી જોઈએ.

સંઘપ્રાર્થનામાં ભળનારા આપણા જેવાઓ પણ એવો અભ્યાસ પોતે પોતાની મેળે કરવાની જરૂરમાંથી મુક્ત નથી. આપણી એકાગ્રતાશક્તિ કેટલી ટૂંકી છે એ આપણે ક્યાં નથી જાણતા? શ્લોકો કે ભજનોના અર્થો સાથે આપણે મનને એકધારું ક્યાં રાખી શકીએ છીએ? આપણા સંઘમાં ક્યારેક કોઈ બગાસાં અને ઝોકાં પણ ખાતા હોઈએ છીએ. એ શિથિલ મનની નહીં તો બીજા શાની નિશાની છે?

વળી પ્રાર્થનામાં શ્લોકો સંસ્કૃત ભાષામાં હોય છે અને ભજનો હિંદીમાં હોય છે. કોઈ વાર કુરાનની આયાત ભણતા હોઈએ છીએ તો તે અરબીમાં હોય છે. સંઘમાં બેઠેલા મંડળમાં કેટલાક તો તે ભાષાઓ જાણતા નથી જ હોતા. શું તેઓ ચીવટ રાખીને પ્રાર્થનાના અર્થો સારી રીતે શીખી લે છે? જેટલા દિવસ સમજ્યા વિના પોપટિયા રટણ કરવું પડે તેટલા દિવસ શું તેઓ મનની અસ્વસ્થતા અનુભવે છે?

આપણે ત્યાં નવી મંડળી આવે ત્યારે આપણે એક વાર પ્રાર્થનાના અર્થો સમજાવવાનું રાખીએ છીએ. પણ માત્ર એટલું સમજાવવાથી પ્રાચીન ભાષાઓના અર્થ મગજમાં એટલા પાકા બેસવા શકય નથી, કે લીટીઓ બોલતાં તેનો અર્થ મગજમાં પ્રકાશી ઊઠે. અમારા જેવા સમજાવીએ તે ઉપરાંત દરેક જણે પોતાના જાતપ્રયત્નથી અર્થો અને તેની અંદર છુપાયેલા ભાવો ઉકેલવા મથવું જોઈએ. પણ આવું થતુ બહુ જોવામાં કયાં આવે છે? પછી પ્રાર્થનામાં તેજ કયાંથી આવે કે જીવ પણ કયાંથી આવે? તેવી પ્રાર્થના વર્ષોના વર્ષો કરવા છતાં આપણે જરાયે ઊંચે ચઢીએ નહીં અને જયાંના ત્યાં રહીએ એમાં શું આશ્ચર્ય?

ધ્યાનયોગના ઉપાસકોને એવા શિથિલ મંડળની સાથે ભળવું એ એક જાતનું પ્રાર્થનાનું નાટક ભજવવા જેવું અને નિરર્થકનો કાળક્ષેપ લાગે એ પણ સમજી શકાય તેવુ છે.

એટલે સંઘપ્રાર્થનાનો મૂળ હેતુ ધ્યાનસિદ્ધિનો ભલે ન હોય, પણ તેને યાંત્રિક કે નાટક તો થવા દેવી ન જ જોઈએ. પ્રાર્થના કરનારાઓએ શિથિલતા રાખવી ન જ જોઈએ. ઓછામાં ઓછું, આપણે પ્રાર્થનાના અર્થો પ્રયત્ન કરીને સમજી લેવા જોઈએ, અને બોલતી વખતે તે અર્થોનુ ચિંતન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેમજ એકાન્તમાં ધ્યાનયોગ સાધવાનો પણ કંઈક કંઈક પ્રયત્ન કરી એકાગ્રતાની શક્તિ દિન પ્રતિદિન વધારતા જવી જોઈએ.

એકાન્તમાં બેસીને ધ્યાનયોગ સાધવાથી પણ સાચું એકધ્યાન થવું મુશ્કેલ જ છે. શરીરને હાથપગ વાળીને બેસાડવાથી તો મનને વધારે છૂટા દોર મળી જાય, મનને કબ્જામાં રાખવુ વધારે ભારે થઈ પડે, એવો ભય છે. એ કરતા તો નિર્દોષ જાતમહેનતનાં કામોમાં મચ્યા રહીએ તો મનને એકાગ્ર થવું વધારે સુલભ થાય. જે કર્મોમાં આપણને વધારે ઊંડો રસ પડતો હોય, જે કરવામાં આપણને સ્વાભાવિક ઉલ્લાસ અને ઉત્સાહ થતાં હોય, તેમાં મન આપોઆપ તલ્લીન થઈ જાય. તેવી પ્રવૃત્તિમાં મનને ભાવતુ વાતાવરણ મળી જાય છે, અને આપણને આંતરિક પ્રીતિ હોવાથી, તેને આડા અવળા ભટકવાની ઈચ્છા રહેતી નથી.

આમ આપણી પ્રાર્થનાઓ દ્વારા, અથવા એકાન્ત ધ્યાનસાધના દ્વારા, અથવા જાતમહેનતનાં ઉત્સાહપ્રદ કર્મો દ્વારા — જેને જે રીત સરળ પડે તે રીતે, અથવા તે સઘળી રીતો સામટી અજમાવીને પણ, આપણે આપણી એકાગ્રતાની શક્તિ વધારી પ્રાર્થનાઓને સાચી અને જીવંત બનાવવી જોઈએ, એ વિષે શંકા નથી.

આપણે તો વળી પ્રાર્થનાના વખતે પ્રાર્થના કરીને દિવસના બાકીના

ભાગમાં તેને વીસરી જવા પણ ઇચ્છતા નથી. આપણે તો આખું જીવન એક અખંડ પ્રાર્થના રૂપ બનાવી દેવા ઇચ્છીએ છીએ. આપણા જીવનનાં નાનાંમોટાં કામો અને આપણી પ્રાર્થના એ બન્નેમાં આપણે મેળ જમાવવા ઇચ્છીએ છીએ ખરી રીતે કામો એ આપણું જીવનવૃક્ષ છે, અને તે લીલું લીલું ને તાજું તાજું રહે, યોગ્ય ઋતુએ પાંગરે ને સુંદર ફૂલ ફળ ધારણ કરે એટલા ખાતર જ તો તેના ઉપર પ્રાર્થનાના અમૃતજળનું આપણે રોજરોજ સિંચન કરી રહ્યા છીએ. કામો એ તો આપણી જીવનવીણા છે. તેના તારોમાંથી બોદા સૂરો ન નીકળે પણ મધુર અને ભાવભર્યા સૂરો જ ઝરે, એ ખાતર જ આપણે પ્રાર્થનાથી રોજ તેના તારોને ચડાવતા રહીએ છીએ.

માત્ર પ્રાર્થનામાં બેસીએ એટલો વખત દુનિયાના બધા ઊંચા સિદ્ધાન્તોનું ચિન્તન કરીએ, પણ પ્રાર્થનામાંથી ઊઠી કામકાજની ઘટમાળમાં પડતાં એક પશુની જેમ વર્તવા મંડીએ, તો પ્રાર્થનાની બધી મઝા મારી જ ગઈ ને? પછી તો પ્રાર્થના એ બે ઘડી ભજવવાનું નાટક જ બની ગઈ ને? પ્રાર્થના સાચી કરી હોય તો તેની કલ્યાણકારી અસર આપણા એકેએક કામમાં વ્યાપ્યા વિના ન જ રહે. આપણે હાથે જે કંઈ કામ પ્રભુ કરાવે તે ઊંચાં જ હોય, ઉમદા જ હોય, યજ્ઞમય જ હોય, ધર્માર્થ જ હોય, તેમાં સ્વાર્થની દુર્ગંધ આવે જ નહીં, તેમાં ભોગ વિલાસનો મેલ ભળી શકે જ નહીં, તેમા કૂડકપટનું ઝેર હોય જ નહીં.

પ્રાર્થનાનો વખત પૂરો થતાં તેના શ્લોકો અને ભજનોનો કાર્યક્રમ પૂરો થાય, પણ આપણી પ્રાર્થનાપરાયણતા કંઈ સમાપ્ત નથી થઈ જતી. તે તો સંગીતના લયની જેમ આપણા જીવનના વાતાવરણમાં લાંબો વખત રેલેલી રહે છે એ લય પૂરો થાય ન થાય ત્યાં વળી આપણે પાછા પ્રાર્થના કરવા બેસીએ છીએ અને નવો સ્વર છેડીએ છીએ. એમ પ્રાર્થનાપરાયણતાના લયને છેક વિલીન થવા દેતા જ નથી, નિરંતર ચાલુ રાખતા જ રહીએ છીએ.

ખરી રીતે, આપણા નાનાં મોટાં કામો એ જ આપણી સાચી ઉપાસના છે. એ જ ભગવાનને ચરણે ધરવાનાં આપણા પુષ્પો છે. કામોમાં પ્રાર્થના-પરાયણતા ભળેલી ન હોય, તો એ તો કાગળના ખોટાં ફૂલો થયાં. તે દેવના મસ્તકે કેમ ચઢે? સવાર સાંજની પ્રાર્થનાઓ એ તો આપણી ફૂલની છાબડીને સીચી સીંચીને તાજી રાખવાનો આપણો પ્રયત્ન માત્ર છે. પણ છાબડીમાંનાં પુષ્પો એ તો આપણાં કર્મો છે. તે બધાં પ્રભુભક્તિની, દેશ-ભક્તિની, જનસેવાની સુગંધથી મહેકતાં હોય તો જ તે દેવને ચઢવા લાયક સાચાં પુષ્પો, અને તે તેવાં હશે તો જ પ્રાર્થનાના છંટકાવથી તાજાં રહેશે. ખોટાં કાગળનાં હશે તો છંટકાવથી તે તો ઊલટાં લોચા જેવાં થઈ જશે.

પ્રવચન ૪૫ મું

# કેટલાકને પ્રાર્થના કેમ ગમતી નથી?

આપણે રોજ કેવી ભાવનાથી પ્રાર્થના કરીએ છીએ, તેનાથી કેવી ભાવના કેળવવા ઇચ્છીએ છીએ, એ સમજાવવાનો મેં ગઈ કાલે પ્રયત્ન કર્યો હતો. પણ તમને ઘણા એવા મળશે અને ઘણા આજ પહેલાં મળ્યા પણ હશે કે, જેમને પ્રાર્થના જરા પણ ગમતી નથી, જેમનાથી સાથે મળીને બે ઘડી શાંતિમાં બેસવું અને એકરાગથી પ્રભુસ્મરણ કરવું એ સહન જ થતું નથી.

એમના મગજનું ઘડતર કોણ જાણે કઈ જાતનું હશે, પણ તે કંઈક અવળી જ દિશામાં કામ કરે છે, અને એમનો સ્વાભાવિક રસ જ કંઈક અવળો હોય છે. આપણને શાંતિ અને વ્યવસ્થા ગમે છે, તેમને ભાંગફોડ અને તોફાનમાં જ મજા આવે છે. આપણને સંગીત પ્રિય છે, એમને ખૂમબરાડા જ ગમે છે. એમને ફૂલ જોઈ તોડી ચોળી નાખવાની ચળ આવે છે, સ્થિર જળ જોઈ તેમાં પથરો નાખવાનું મન થાય છે. તે જ પ્રમાણે વાતાવરણમાં શાંતિ જુએ તો તેમનાથી તે સહન થતી નથી. ખૂમબરાડાથી અને ખડખડાટ ભડભડાટથી તે બગાડે ત્યારે જ એમને ચેન પડે છે. ચાલવામાં તેમને એક સાથે, એક ઢબે, એક સરખું ચાલવું નહીં ગમે, વાંકાચૂંકા, ગૂંચાતા, અથડાતા, સાથીઓને હેરાન કરતા જ તેઓ ચાલશે. આવા સ્વભાવના માણસોથી આપણી પ્રાર્થના પણ દેખી ખમાતી નથી. એમાં વિક્ષેપ નાખવામાં, ટીખળ કરવામાં, એની મજાક ઉડાવવામાં, એમને ન સમજાય એવો વિચિત્ર રસ આવતો હોય છે.

એવા અસામાજિક પ્રાણીઓ પ્રાર્થનાના ઉપાસકોને કોઈ ને કોઈ મળી રહે છે જ. એમનાં ટીખળથી અને વિક્ષેપોથી મનને ત્રાસ થાય એ સ્વાભાવિક છે. પણ તેમની સાથે ઝઘડો બાંધવા જેવા તેઓ હોતા નથી. નાનપણથી ખોટી કેળવણીને લીધે એમને આવી અવળી દિશાની લહેજત લૂંટવાની ટેવ પડી ગઈ હોય છે પણ તેઓ ખરેખર દુષ્ટ હોતા નથી. તમે પ્રાર્થનાને અને એકંદર જીવનને જેવી ગંભીરતાથી જુઓ છો તેવી ગંભીરતાથી તેઓ જોઈ શકતા જ નથી. તેઓ નાનાં હોય કે મોટાં, સ્વભાવ ઉપરથી જોતાં તેમને બાળકની કોટીમાં જ મૂકવા જોઈએ. તેઓ છેટેથી આપણાં કામકાજ જોતા જોતા કોઈક દિવસ બાળકબુદ્ધિ વર્જે અને ગંભીરતા ધારણ કરે એવો સંભવ છે. એવી આશા આપણે રાખ્યાં કરવી.

પ્રાર્થનાનો વિરોધ કરનારાઓમાં એક બીજો વર્ગ પણ કોઈ કોઈ વાર જોવામા આવે છે કોઈ પણ ફરજિયાત નિયમ થયો કે તેમનું માથુ ફાટી જાય છે શિક્ષણશાસ્ત્રના આધુનિક પુસ્તકોમા એમણે સ્વતંત્રતા અને સ્વયસ્ફૂર્તિ વિષે પુષ્કળ વાચ્યુ હોય છે, તેનો આવો વિચિત્ર બોધ તેમની બુદ્ધિ ઉપર ઊઠ્યો હોય છે અમસ્થા કદાચ તેઓ પ્રાર્થનામા જરૂર ભળત, પણ નિયમ છે એમ જાણ્યુ કે વાત ગઈ! તેમનો વાધો ખરુ જોતા પ્રાર્થના સામે નથી, પરતુ કોઈ પણ બાબતનો ફરજિયાત નિયમ કરવામા આવે તે સામે હોય છે ખાવામા, બેસવા ઊઠવામાં, કામકાજમા—જ્યા જ્યા નિયમ જુએ છે ત્યા તેઓથી સહન થતું જ નથી પોતાની સ્વતંત્રતાનો ભગ થતો હોય એમ જ તેમને લાગે છે સાપને કોઈ જાણે કે અજાણે જરાક અડી જાય તો તે કેવો ફૂફાડો મારતો કરડવા દોડે છે? અડનાર તેનો ઘાતક જ હોવો જોઈએ—એ સિવાય બીજો વિચાર આવવો તેને માટે શક્ય જ નથી. તેવુ આમનું નિયમો વિષે છે. નિયમનુ નામ પડ્યુ કે તે સ્વતંત્રતા પર તરાપ મારવા ખાતર જ હોવો જોઈએ એ સિવાય બીજી રીતે તેમનું મગજ કામ જ કરશે નહીં

અને નિયમોમાયે પ્રાર્થનાનો નિયમ તો એમને દમન અને જુલમની પરાકાષ્ઠા જ લાગવાનો "ઈશ્વરસ્મરણ, જે પોતાના દિલથી કરવાનુ કામ છે, તેમા પણ નિયમ! અમને સ્ફૂર્તિ થાય તો કાળી રાતે ઊઠીને પ્રાર્થના કરીશુ, પણ તમારો ઘટ વાગે કે તરત, સ્ફૂર્તિ ન હોય તો પણ આખ મીચીને બેસવાનો નિયમ અમે હરગિજ માનવાના નથી અમે કંઈ ઘેટા નથી!"

આવા સ્વભાવનો ઇલાજ થવો મહામુશ્કેલ છે સંઘજીવન એ નિયમ વિના કેમ હોઈ શકે? નિયમ વિનાનો સઘ રહે તો તે સસ્થા કે આશ્રમ કે સભા કે સમાજ નહીં કહેવાય પછી તે તો કેવળ એક ટોળુ જ થાય. જેમા એક રાગ ન હોય, એક પ્રવાહ ન હોય, એક ઉદ્દેશ ન હોય, તે સસ્થા નહીં પણ ટોળુ છે તેમા વ્યવસ્થિત જીવન ન હોય, પણ ધાંધાધાંધી હોય, અથડાઅથડી હોય, ખેંચાખેંચી હોય હુંસાતુંસી હોય, મારામારી હોય. સ્વયસ્ફૂર્તિના ગ્રંથોમાં આ બાબતનો સ્વીકાર હોય છે પરતુ તે વિચારવા અને સમજવાની ધીરજ તેમને ક્યા છે? ફરજિયાત નિયમની ગધ આવી કે તરત સામા થવાની ચળ તેમને થઈ જ સમજવી

આવો સ્વભાવ થઈ જવાથી તેઓ પોતાના જીવનને ઘણું નુકસાન કરી બેસે છે સુદર વ્યવસ્થિત, નિયમબદ્ધ સસ્થાઓથી તેઓ સદા ભડકતા જ રહે છે અને તેનો લાભ પોતાના વિચિત્ર કૃત્રિમ સ્વભાવને લીધે ગુમાવે છે

એવા લોકોનો સ્વભાવ સુધારવાનો એક જ ઉપાય જણાય છે. તેમના ઉપર કોઈ સંસ્થા કે કાર્ય ચલાવવાની જવાબદારી આવી પડે તો સંભવ છે કે તેમને નિયમબદ્ધ વ્યવસ્થિત જીવનમાં રહેલાં સુખ સગવડ અને કેળવણીની કિંમત સમજાવા લાગે. સંભવ છે કે સૈનિક તરીકે જે શિસ્ત તેમને કડે છે તે સરદારી આવી પડતાં તેમને ગમવા મંડી જાય, અને વિદ્યાર્થી તરીકે જે નિયમો કરવા લાગતા તે શિક્ષકને સ્થાને બેસતાં જરૂરના લાગવા મંડી જાય.

પણ આવી તક બહુ જ થોડા નસીબદાર લોકોને મળી શકે. બધા બંડખોરો એવી તકની આશા ઉપર મદાર બાંધી ન શકે. તેથી તેમને જો પ્રાર્થના સામે બીજો કોઈ નક્કર વાંધો ન હોય તો, તે અમુક વખતે અને અમુક ઢબે કરવાનો નિયમ છે એટલા જ કારણસર તેમણે તેમાંથી આત્માને મળતાં શાંતિ, ઉત્સાહ, આનંદ ગુમાવવાં એ યોગ્ય નથી. કોઈ સંસ્થાના ઉદ્દેશો અને કામકાજ અને ત્યાંનાં માણસોનાં જીવન તેમને સારાં લાગતાં હોય, અને તેમાં પોતાનું જીવન ભેળવી દેવાની ઊર્મિ આવતી હોય તો, ત્યાં પ્રાર્થના વગેરેના નિયમો છે એટલાથી ભડકી તેનો લાભ ગુમાવવો, એ તો ગંગાજીનું પાણી બે કાંઠાઓથી બંધાયેલું છે એથી તેને બંધિયાર ગણી તેનો લાભ છોડવા સમાન જ છે. એ પાણી ઉપકારક નિયમોના બે તટો વચ્ચે બંધાયેલું છે તેથી જ તે નદી બની સડસડાટ વહી શકે છે. તટો ફૂટી જાય તો પાણી મેદાનોમાં ફેલાઈ જાય અને થોડા વખતમાં સુકાઈને હતું ન હતું થઈ જાય.

હવે એક ત્રીજા વર્ગના પ્રાર્થનાવિરોધીઓની વાત કરીએ. જ્યાં જશો ત્યાં તમને કોઈને કોઈ માણસો એવા મળવાના જ, જેઓ સાચ વાદી. વાદીને પ્રાર્થનાવિરોધની દલીલો કરે છે, અને કરતાં થાકતા જ નથી. તેઓ મોં બગાડી કહે છે, "માણસ જેવા માણસ થઈ કોઈની પાસે ભીખ માગવી? આખો દિવસ મોં ગરીબડું કરી દીનભાવે યાચના કરવી? હિંદુસ્તાનની પ્રજા ગુલામી ભોગવીને તેજ તાપ ખોઈ તો બેઠી છે. જે થોડું હાડમાં બચ્યું હશે તેનેય તમે લોકો દિવસમાં બે વાર રાંકડું મોઢું કરી પ્રાર્થનાઓ કરવાની ટેવ પાડી ઉડાડવાનો રસ્તો લઈ બેઠા છો!"

આપણે ઘણું સમજાવીએ છીએ "પ્રાર્થના આપણે કોઈ માણસની ક્યાં કરીએ છીએ કે તેમાં તમને દીનતા આવી જવાનો ડર લાગે છે? સકળ સૃષ્ટિના સરજનહાર પાસે યાચના કરવી એને તે કોઈ દીનતા કહે? અને એની પાસે યાચના શી કરીએ છીએ? હે પ્રભુ, ગમે તેવું સંકટ આવે તો પણ અમે તારો માર્ગ ન છોડીએ એવું બળ અમને આપ; હે ઈશ્વર, ગમે તેવો બળિયો મારવા આવે તો પણ ડરીને અમે સત્ય છોડીએ

નહીં એવી નિર્ભયતા અમને આપ" આને તે યાચના અને દીનભાવ કદી કહેવાય? સાચું સમજો તો પ્રાર્થના રૂપે આપણે બીજા કોઈની યાચના કરી નથી, પણ આપણા પોતાના અંતરઆત્મા સમક્ષ 'અમે કોઈથી ડરનાર નથી, ગમે તે થઈ જાય તો પણ સત્યથી ડગનાર નથી' એવી દૃઢ પ્રતિજ્ઞા જ કરી છે

પરંતુ આના સ્વભાવના લોકોને પ્રાર્થના એ શબ્દ જ અકારો ઝેર જેવો લાગે છે "પ્રાર્થના એટલે ભીખ અને ભીખ ભના ભગવાન પાસે પણ શા માટે માગવા જવું? અને જો પરમેશ્વર સર્વશક્તિમાન અને પરમકૃપાળુ હોય તો આપણે ગરીબ મો કરતા અને તેની ખુશામત કરતા તેની યાચના કરવા જઈએ એવી ગરજ તેણે શા માટે જોવી જોઈએ?" આમ તેમનું મગજ ચાલે છે

અને પ્રાર્થનામાં પણ જ્યારે —

રઘુવર તુમકો મેરી લાજ!
દો તો પતિત પુરાતન કહીએ
પાર ઉતારો જહાજ

અથવા

મો સમ કૌન કુટિલ ખલ કામી
જિન તનુ દિયો તાહિ બિસરાયો
ઐસો નિમકહરામી

અથવા

સુનેરી મૈંને નિર્બલકો બલ રામ

આવા આવા દીનતાનો ભાવ દર્શાવનારા ભજનો ગાવામાં આવે છે ત્યારે તો તેમની ધીરજ છેક જ ખૂટી જાય છે જન્મારામાં કદી, પ્રાર્થના થતી હોય તેની પાસે ઊભા ન રહેવું, અને પ્રાર્થના કરનારાઓના સહવાસમાં જ ન આવવું, એવી ગાંઠ વાળી લેવાનું એમને મન થઈ જાય છે

તેઓ આપણને ઠપકો આપે છે "હું નિર્મળ છું, તું નિર્મળ છું, એમ જપ કરતા તમે લોકો સાચેસાચા જ નિર્મળ થઈ જશો પરમેશ્વરના ગુણ ગાતા ગાતા માણસની ખુશામત કરતા થઈ જશો રોજ દીન મુદ્રા અને ગરીબડો અવાજ કાઢી પ્રાર્થના કરવાથી ભગવાન કેટલી મદદ કરે છે તે તો ભગવાન જ જાણે, પણ તમને કાયમને માટે ગરીબડું મો કરવાની અને શૌર્યહીન નિસ્તેજ જીવન ગાળવાની ટેવ તો પડી જ જવાની."

એ જ ભજનો આપણે પ્રાર્થનાપરાયણ ભાવમાં આવીને ગાઈએ છીએ ત્યારે આપણને હૃદયમાં જાણે નવું બળ સંચાર પામ્યું હોય એવું લાગે છે, જાણે પ્રભુની અદૃશ્ય પ્રેરણાથી આપણી નબળાઈ ઊડી ગઈ હોય

એવી આપણામાં હિંમત આવે છે, જાણે ખરેખરી ગબડી પડવાની પળે ભગવાને બાંય સાહી આપણી લાજ રાખી હોય એવો સંતોષ આપણને થાય છે પણ પેલાઓ તો એ વૃત્તિમાં આવવાને તૈયાર જ હોય ત્યારે ને!

આમ પ્રાર્થનાની ઉપર અનેક કારણે અનેક લોકોને અભાવ જોવામાં આવે છે. અભાવનું મૂળ કારણ લોકોની જુદી જુદી પ્રકૃતિઓમાં રહેલું છે વાદવિવાદ કરીને તેમનામાં પ્રાર્થના ઉપર પ્રેમ ઉપજાવવાનું આપણને મન થશે. પણ પ્રકૃતિ અતિ પ્રબળ છે. તે કંઈ વાદવિવાદથી બદલાય? તેનાથી તો ટીકાકારને ટીકા કરવાનો જ રસ ચડે અને એકબીજાની વચ્ચે અંતર જ વધે તેથી સાગમાં સારો માર્ગ એ જ છે કે એકબીજાના સ્વભાવો સહન કરી લેવા બેગા બેસીને પ્રાર્થના ભલે ન કરી શકીએ, પણ બેગા મળી સેવા કરવી શક્ય હોય તો તે પ્રેમથી કરવી આપણે ખરા પ્રાર્થનાપરાયણ માણસો હોઈએ તો આપણને આ જ માર્ગ લેવો શોભે છે.

## પ્રવચન ૪૧ મું

# પ્રાર્થના-નાસ્તિકો

અત્યાર સુધીના પ્રાર્થનાવિરોધીઓના પ્રકારો વિચાર્યા તેમને પ્રાર્થનાની આપણી રીત વિષે અને પ્રાર્થના કરવાની આપણી લાયકાત વિષે કંઈ ને કંઈ તકરાર છે. એ રીતમાં અને લાયકાતમાં તેમના સ્વભાવને અનુકૂળ ફેરફાર થાય તો તેમને આપણી સાથે કોઈ ધરમૂળનો અણબનાવ નથી. આપણે સાચા દિલથી પરમેશ્વરને માર્ગે ચાલીએ અને તેના તરફથી બળ પ્રેરણા મેળવીએ એમાં તો તેઓ આપણને આશીર્વાદ આપવા અને કદાચ સાથ આપવા તૈયાર થશે.

પણ હવે આપણે જુદા વર્ગના ટીકાકારોનો વિચાર કરીશું. તેઓને મૂળમાં પરમેશ્વર જ કબૂલ નથી તો પછી પ્રાર્થનાનો પ્રશ્ન જ ક્યાં રહ્યો? તેઓ પોતાને નાસ્તિક કહેવડાવે છે, અને એમ કહેવડાવવામાં અભિમાન લે છે. ઈશ્વરને જનકી જનની માની લેનાર, તેની સાથે પુત્રભાવ કે શિષ્યભાવ કે સેવકભાવ કલ્પી લઈ તેની પ્રાર્થના કરવા બેસી જનાર લોકોના ભોળપણની, એમના છીછરા શ્રદ્ધાળુપણાની, એમને દયા આવે છે. તેઓ દર્શનશાસ્ત્રોમાં ઊંડા ઉતરે છે, સૃષ્ટિનું છેવટનું તત્ત્વ શું હશે એનો પોતાની બુદ્ધિને તાણી તાણીને તાગ કાઢવા મથે છે. કોઈ જડ નિહારિકા ઉપર આવીને અટકે છે, તો કોઈ પરમાણુ ઉપર. કોઈ કહે છે ગતિ અથવા કર્મ વિના કશું નથી, તો કોઈ કહે છે કાયદા વિના કશું નથી. કોઈ કહે છે પ્રકૃતિ પુરુષ એએ થઈને બધું સરજ્યું છે, તો કોઈ કહે છે, જે છે તે બધું બ્રહ્મ, બ્રહ્મ ને બ્રહ્મ જ છે—જેને શરીર ન હોઈ શકે, મન ન હોઈ શકે, લાગણી ન હોઈ શકે. આવી સ્થિતિમાં હાથ જોડીને પ્રાર્થના કોની પાસે કરવી? જ્યાં કોઈ આપી શકે એવું હોય જ નહીં ત્યાં માગવાપણું છે જ ક્યાં? આપણી પ્રાર્થનાઓ તેમને હસવા જેવી મિથ્યા પ્રવૃત્તિ લાગે છે, અબુદ્ધિનું લક્ષણ લાગે છે, માટીની પૂતળીને મા માની તે ખોળામાં લઈ ધવડાવશે એવી આશા રાખનાર નાદાન બાળક જેવી લાગે છે.

આવા નાસ્તિકો પ્રાર્થનામાં તો આપણી સાથે નહીં બેસે; પણ જેમ તેઓ છેવટના પૃથક્કરણમાં અણુ હોય કે કર્મ હોય કે બ્રહ્મ હોય છતાં, ભૂખ લાગતાં શરીરને અન્નપાણી આપે છે અને મનનેયે શાસ્ત્રપાઠનો ખોરાક આપે છે, તેમ જો તેઓ સમાજમાં સૌ સાથે રહે છે અને સૌની

સેવાનો લાભ લે છે, તો તેમણે સૌની પ્રત્યેનો પોતાનો ધર્મ પણ કેમ ન બજાવવો?

કોઈ કોઈ નાસ્તિકો એવા સરળ અને સીધા હોય છે. તેઓ પ્રાર્થના ન કરવા છતાં દેશ પ્રત્યેની ફરજો બજાવવામાં કોઈની પાછળ રહેતા નથી. તેમની સાથે આપણું બહુ સારી રીતે બની શકે છે.

પણ બધા નાસ્તિકો તેટલા સરળ હોતા નથી. કેટલાકનું મગજ જુદી જ રીતે ચાલે છે. "જો બ્રહ્મ જ સત્ય છે અને બીજું બધું માયા અથવા ભ્રમ છે, તો સ્વરાજ શું ને પરરાજ્ય શું? જુલમી કોણ ને મજલૂમ કોણ? શોષક કોણ ને શોષિત કોણ?"

કોઈ કહે છે, "જો કર્મના કાયદા સિવાય કશું છે જ નહીં અને સૌ સૌના કર્મ પ્રમાણે જ ભોગવે છે, તો દુ:ખીની દયા અર્થે તેની મદદે દોડવું કે સુખ મળ્યું હોય તેનો ત્યાગ કરવો એ તો કર્મના કાયદાનો ભંગ કરવા બરાબર જ થાય!"

એવા તાર્કિકોને આપણી પ્રાર્થના જ નહીં પણ આપણાં ધ્યેયો, આપણી સેવાઓ, આપણા સત્યાગ્રહો, આપણા રેંટિયા ને ગ્રામઉદ્યોગો, આપણી હરિજનસેવા એ બધું જિંદગીનો તદ્દન દુર્વ્યય કરવા જેવું લાગે છે. દોરીને સર્પ માની કોઈ નાહકનો ગભરાય, અને તેને પકડવાની કે મારવાની દોડધામ કરવા મંડે એના જેવું તેમને એ બધું અસાર લાગે છે. સાર માત્ર તેમને તેમના ફિલસૂફીના ગ્રંથો અને પોતાના જેવાઓ સાથે તેની ચર્ચાઓ— એટલું જ લાગે છે.

અલબત્ત બપોરે બાર વાગે થોડા વખત માટે તેમને ભાણા ઉપર બેસી આ અસાર સંસારમાં ઊતરી આવવું પડે છે! તેટલો વખત તેઓને તે ભાણું કેમ ને ક્યાંથી આવ્યું, આસપાસનાં ગામોમાં સૌને તે પેટ ભરીને મળ્યું કે ન મળ્યું, ન મળ્યું તો શા કારણથી ન મળ્યું, એના વિચાર આવવા લાગે તો કેવું સારુ? શાસ્ત્રસેવનથી તીક્ષ્ણ થયેલી તેમની બુદ્ધિ એ સ્થિતિનો ભેદ ઉકેલવામાં તેમને જરૂર મદદ કરી શકે અને એકલી શાસ્ત્રચર્ચાનું જીવન કૃત્રિમ છે એમ તેમને ભાન કરાવી શકે, અને તેમ થાય તો તેઓ આપણી સાથે ખભેખભા લગાવી દેશકાર્ય કરતા થયા વિના ન રહે— પછી ભલે તેઓ આપણી સાથે પ્રાર્થના કરવા ન બેસે, અને રાતને વખતે દીવા પાસે બેસી ફિલસૂફીનાં પુસ્તકોમાં તસ્ત્રાનુ ચાલુ રાખે.

છતાં આવા નાસ્તિકો પ્રમાણમાં નિર્દોષ ગણાય. તેઓ ક્યારેક આપણી દયા ખાઈ પાછા પોતાનાં પુસ્તકોમાં ડૂબી જાય છે; અને મદદ કરતા નથી, તો ખાસ આડા પણ આવતા નથી.

*

પણ ખરા તીખા નાસ્તિકો તો હાલના પશ્ચિમના પવનથી રંગાયેલા જુવાનિયાઓ છે. તેઓ લડાયક મિજાજના નાસ્તિકો છે, અને પરમેશ્વર અને પ્રાર્થના અને ધર્મ અને મંદિરો અને શાસ્ત્રો અને સંન્યાસીઓ એ બધાં જુલમગાર સત્તાઓના જુદી જાતના બૉંબ ને ઝેરી ગૅસ જ છે એમ શીખ્યા છે. તે હથિયારોથી મૂડીવાદીઓ ને શાહીવાદીઓ પ્રજાઓને સદા અફીણના ઘેનમાં ડુબેલી રાખે છે, તેનું માથું ઊંચું થવા દેતા નથી, જેથી તેઓ તેને અજ્ઞાન અને ગુલામીમાં રાખી નિરાંતે ચૂસી શકે—એમ તેઓ માને છે. આપણી પ્રાર્થનાઓને અને આપણે વાતવાતમાં ઈશ્વરનું નામ લઈએ તેને પણ તેઓ એ જ નજરે જુએ છે અને તેથી તેમને આપણા ઉપર મોટો રોષ છે.

સાચું જુએ તો એ રોષ અસ્થાને છે. આપણી પ્રાર્થના એ તો દલિત શોષિત લોકોનો પોતાનો જ, અંતરમાં રહેલા બળને ઓળખવાનો પ્રયત્ન છે; પોતાની મહાન લડતમાં છાતી છેવટ સુધી મજબૂત રહે, કશાથી પાછા પડે નહીં, એવો દૃઢ સંકલ્પ કરવાનો પ્રયત્ન છે. આપણી પ્રાર્થના એ આપણા જેવા સેવકોનો, દલિત શોષિત પ્રજા સાથે એકાત્મ્ય સાધવાનો જ પ્રયત્ન છે. આપણે તેમને જાગ્રત કરવા છે, પોતાની શક્તિનું તેમને ભાન કરાવવું છે, તેમને પડખે રહી આખી જિંદગી લડવું છે, તેમ કરતાં જે ત્યાગ અને સહન કરવાં પડે તે કરવાં છે. એવા કઠણ જીવનમાં અડગ રહી શકીએ તે માટે આપણને પ્રેરણા જોઈએ છે. તે બળ અને પ્રેરણા આપણને આપણી પ્રાર્થના આપે છે, આ વિશ્વની અંદર ઓતપ્રોત રહેલો પરમેશ્વર આપે છે, આપણા પોતાના હૃદયકમળમાં બિરાજેલો અંતરાત્મા આપે છે, જેમની સાથે બેસીને આપણે પ્રાર્થના કરીએ છીએ તે આપણા મિત્રો, સાથીઓ અને શ્રદ્ધેય જનો આપે છે, આપણા વિચારોને પોષક ગીતા જેવા સદ્ગ્રંથો આપે છે. આપણી પ્રાર્થના ઉપર તેમણે રોષ કરવા જેવું ક્યાં છે કે દ્વેષ કરવા જેવું પણ ક્યાં છે?

પરંતુ તેઓના આચારવિચાર જુદા છે, તેમના શ્રદ્ધેય ગુરુઓ, અને તેથી તેમની કાર્ય કરવાની પદ્ધતિ, જુદાં છે.

છતાં તેમને પણ દુનિયામાં સમાનતા સ્થાપવી છે, રાજ્યતંત્રો, ધર્મતંત્રો, ધનતંત્રો વગેરેની ચૂડમાંથી પ્રજાને છોડાવવી છે. એ મહાન ધ્યેય સર કરતાં શું તેમના લોકોને જાન તેમ જ માલના સુખ અને સગવડના ભોગ આપવા પડ્યા નથી? જીવન સટોસટની લડાઈઓ લેવી પડી નથી? તેઓ ભલે આપણી જેમ પ્રાર્થના કરવા નથી બેસતા કે ઈશ્વરને શરણે નથી જતા, પણ પોતાના જોખમભર્યા જીવનમાં શું તેઓએ કોઈએ કદી આંખ મીચી

અંદરથી બળ મેળવ્યું નથી ? શું તેઓ કોઈ કદી પોતાના શ્રદ્ધેય ગુરુઓ અને મિત્રો પાસે શ્રદ્ધાથી બેસવાની કે માન્ય ગ્રંથોમાં ડૂબકી મારવાની ભૂખ અનુભવતા નથી ? તેઓ ભલે આપણી જેમ ભજન ગાતા નથી અને ધૂન મચાવતા નથી, પણ શું તેઓ ઊછળી ઊછળીને પોતાનાં ધ્યેયને લગતાં ગાયનો અને ગર્જનાઓ બોલતા નથી ?'

શું આ બધામાં, ઈશ્વરનું નામ લીધા સિવાયનું, પ્રાર્થનાનું એકે લક્ષણ બાકી છે ? અથવા ઈશ્વરભક્તિને જો આપણે 'આજનું દેખીતું દુઃખ અને નુકસાન બરદાસ્ત કરીને પણ અદૃશ્ય આદર્શને વફાદાર રહેવું' એવી આધુનિક ભાષામાં ઉતારીએ તો એમના વર્તનમાં પરમેશ્વર નથી, એમ પણ આપણે માની શકતા નથી.

પરંતુ ઈશ્વર અને ધર્મ સામેના તેમના ક્રોધનું જુદું જ કારણ છે. તેઓ પશ્ચિમના ગુરુઓ પાસેથી ભણેલા છે. એ દેશમાં એક જમાનામાં ખ્રિસ્તી ધર્મનાં દેવળો અને તેના મહંતો રાજ્યસત્તાથીયે વધારે સત્તા ભોગવતા થયા હતા. તેઓ ચાલી આવતી ધાર્મિક રૂઢિઓ અને વહેમોને રાજ્યનો કાયદો હોય એવી સખ્તાઈથી પળાવતા અને ન પાળે તેને ભયંકર સજાઓ કરતા. રાજાઓ આ મહંતોના જુલમ કરવાના દલાલો તરીકે કામ કરવા તત્પર રહેતા, અને બદલામાં મહંતો પણ રાજાના જુલમોને ધર્મ અને પુણ્યનો ઓપ આપતા.

આ બે સત્તાઓ એકલી હોય તો પણ પ્રજાને પૂરો ત્રાસ આપવાને પૂરતી છે, તો બે ભેગી મળે પછી પૂછવું જ શું ? તેમણે તો લોકોને માણસ મટાડી જાનવર જ બનાવ્યા. સ્વતંત્ર બુદ્ધિ ચલાવવી, સત્તા સામે માથું ઊંચું કરવું, એને એક સત્તા રાજદ્રોહ કહેવા લાગી અને બીજી સત્તા મહા પાપ જાહેર કરવા લાગી.

આવા સંજોગોમાં પશ્ચિમના પ્રજાસેવકોને બંને સત્તાઓ સામે શીંગડાં માંડવાની જરૂર પડી. તેમાં રાજતંત્ર સામે પ્રજાને જાગ્રત કરવી તો પ્રમાણમાં સહેલી હતી, કારણ કે તેનો જુલમ સૌ નજરે દેખે એવો રહ્યો. પણ ધર્મતંત્ર સામે લડવું મહા મુશ્કેલ હતું. તેની સામે થવાથી પાપ લાગે એમ ભોળા લોકો પોતે જ માને, તેમને કેમ સમજાવી શકાય ? આપણે ત્યાં હરિજનો પોતે જ પોતાને અસ્પૃશ્ય માને છે અને કોઈ સવર્ણ તેમને અડકે તો સવર્ણને પાપમાં પાડવાનું પાપ પોતાને લાગ્યું એમ માને છે, એના જેવું જ એ થયું.

તેથી ત્યાં પ્રજાની લડતો ઉપાડનારાઓને મહંતો સામે અને તેમનાં ધર્મતંત્રો સામે ખૂબ જ ક્રોધ ચડવાનું કારણ હતું. અને ધર્મતંત્રના બળનો

મૂળ પાયો દેવ અને દેવાલયો અને ધર્મ — એટલે એ ક્રોધ તેમના ઉપર વળ્યો. નેતાઓ પોકારવા લાગ્યા, "ધર્મ એ તો અફીણ છે, જેનાથી ધર્મતંત્ર લોકોને ઘેનમાં રાખી તેમનું શોષણ કરે છે. ઇશ્વર એ તો જાલિમોનો સરદાર છે, કારણ કે તેની ઓથે રહીને જ મહંતો તેમ જ રાજાઓ પોતાના જુલમ લોકો ઉપર ચલાવે છે. તેથી સૌથી પહેલાં એ ઇશ્વરને જ અમે ઠાર કરીશું, અને રાજતંત્રો તોડતાં પહેલાં દેવનાં દેવાલયો જ તોડીશું."

પશ્ચિમમાં ધર્મ અને પરમેશ્વરના નામ ઉપર નેતાઓને કેમ એટલું બધું ઝેર ચડયું છે તેનું આ કારણ છે. પશ્ચિમના ગુરુઓ પાસેથી શીખેલા આપણા બિરાદરો ઊછળી ઊછળીને એવો જ ક્રોધ અને એવું જ ઝેર અહીં પણ ધર્મ અને ઇશ્વરના નામ ઉપર વરસાવતા જોવામાં આવે છે.

પણ આ દેશમાં તો ઇશ્વરે કોઈ દિવસ એવી જુલમી સત્તા જમાવી છે જ કયાં? આપણાં દેવાલયો રાજસત્તાનાં ધામો કયારે થયાં છે? આપણા સાધુમહંતો પાસે ઉપદેશ આપવા સિવાય બીજી સત્તા કયારે હોય છે? અને મોટે ભાગે તેમણે ત્યાગી સંન્યાસી અને ભિક્ષુકનું જ જીવન ગુજારવાનું હોય છે. તેઓ તેવું જીવન ન ગુજારતાં ભોગી થાય છે કે તરત પ્રતિષ્ઠા ગુમાવી બેસે છે. તેમની સામે આપણી પ્રજામાં ત્યાંના જેવો ક્રોધ ઉશ્કેરવો શકય જ નથી, સ્વાભાવિક નથી, અને જરૂરનો પણ કયાં છે?

એટલે આપણા શૃગ બિરાદરો ધર્મ, પ્રાર્થના કે પરમેશ્વરની સામે જેહાદ ઉઠાવી રહ્યા છે તે આપણી પ્રજાને સમજમાં ઊતરતું નથી. બગીચાનાં ફૂલઝાડોને દુશ્મનો કલ્પી તોફાની છોકરાઓ તેમના ઉપર તરવાર સમણતા હોય એવા તે લોકો એમને ગાંડા લાગે છે!

હા, એટલું ખરું કે ધર્મ અને ઇશ્વરનું નામ ભોળી પ્રજાને અંધશ્રદ્ધા અને વહેમોમાં ગબવાનું સાધન આપણે ત્યાં પણ ઠીક ઠીક પ્રમાણમાં થયું છે. ધર્મ કે ભગવાનને નામે પણ વહેમ અને જૂઠાણાં ચાલવા દેવાં ન જોઈએ. ધર્મશ્રદ્ધાને બુદ્ધિ કે જ્ઞાનની મારક ન થવા દેવી જોઈએ. ધર્મને નામે ઊંચનીચના ભેદને અને જુલમીઓના જુલમને ઉત્તેજન ન આપવું જોઈએ.

તેથી જ ધર્મને નામે એવું આપણા દેશમાં ચાલે છે તેની સામે આપણે સેવકો આકરામાં આકરી લડત ચલાવીએ છીએ. ઊંચનીચનો ભેદ, સ્ત્રી શૂદ્ર પ્રત્યેનો અન્યાય એ ઇશ્વરનો રચેલો સનાતન ધર્મ છે અને તેને શાસ્ત્રનો આધાર છે એવી માન્યતા આપણે ત્યાં સનાતન ધર્મને નામે ચાલે છે. લોકોનો આકરો વિરોધ વહોરીને પણ આપણે તેની સામે બંડ ઉઠાવી રહ્યા છીએ. ધાર્મિક માણસોએ સંસારથી વિરક્ત થઈ શાંતિમાં પૂજાપાઠ અને ભજનકીર્તન જ કરવાં જોઈએ, સંસાર એ તો માયા

છે, અને સમાજમાં ચાલતા રાજદ્વારી, સામાજિક, આર્થિક અન્યાયો સાથે લડવાની જંજાળમાં પડવું એ તેમનું કામ નથી — આવું આવું પણ આપણને સનાતન ધર્મને નામે ભણાવવામાં આવે છે. તેની સામે પણ આપણો સેવકોનો પાકો સત્યાગ્રહ છે.

આપણે ઈશ્વરનું નામ લઈએ છીએ, પોતાના જીવનમાં ધાર્મિકતા લાવવા મથીએ છીએ, સવાર સાંજ પ્રાર્થના કરીએ છીએ — એ બધાંને જૂના વહેમ, અંધશ્રદ્ધા અને ધર્મને નામે ધતિંગ ચાલી રહ્યાં છે તેની સાથે જેઓ ભેળવી દે છે તેઓએ આપણને ઓળખ્યા જ નથી, એમ કહેવું જોઈએ.

પ્રાર્થના, ધર્મ વગેરે નામથી ભોળવાઈને ભલે તેઓ આપણી નિંદા કરી લે, પણ જો આપણે સાચા સત્યાગ્રહી અને પ્રજાની સ્વતંત્રતાની લડતના મરણિયા સૈનિક હોઈશું, અને જો તેઓ પણ ધ્યેયવાદી અને લડવૈયાઓ હશે, તો તેઓ આપણને વહેલા મોડા જરૂર ઓળખી લેશે અને આપણી સાથે પ્રેમ બાંધશે, અને સ્વાતંત્ર્યયુદ્ધમાં આપણી સાથે એક થશે; પછી સ્વભાવભેદને લીધે તેમ જ શિક્ષણભેદને લીધે ભલે તેઓ આપણી સાથે પ્રાર્થનામાં ન બેસે, અને ભલે ગીતાના પારાયણમાં ન બેસે. આમને પણ આપણે આપણી પ્રાર્થનાના ખરેખર વિરોધીઓ માનવા જ ન જોઈએ. સાચા વિરોધીઓ બીજા જ છે. એમને તો વિરોધીઓ કહેવા કરતાં પ્રાર્થનાનિંદકો જ કહેવા પડશે.

એમને એકલી પ્રાર્થનાની જ સૂગ છે એમ નથી, પણ આપણા આખા જીવનની જ સૂગ છે. દરેક બાબતમાં આપણાથી એમનો રાહ જ ન્યારો છે. સ્વાર્થ એ જ એમનો પરમેશ્વર છે. તેને માટે મારામારી કાપાકાપી કરવી, કૂડકપટ કરવું, અન્યાયો કરવા, ચોરી કરવી, લૂંટ કરવી એ તેમનો ધર્મ છે. સ્વાર્થની આડે જે કોઈ આવે તે તેમનો દુશ્મન છે — પછી ભલે તે સગો હોય, મિત્ર હોય, સ્વદેશ હોય કે સ્વધર્મ હોય.

આપણે તો તેમને ખાસ આંખના કણા જેવા લાગીએ છીએ. આપણે સમાજની નીતિ ઊંચે ચડાવવા અને સંયમ અને ત્યાગનું મૂલ્ય વધારવા મથીએ છીએ. તેમનું ડંખતું હૃદય એમ જ માની લે છે કે આપણે તેમના ભોગવિલાસ રૂપી છપ્પનભોગમાં ઝેર ભેળવીએ છીએ અને દુનિયામાં તેમને હલકા પાડીએ છીએ. આપણે દીન દલિતોને સમાનતા, સ્વાશ્રય અને શૌર્યના પાઠ ભણાવીએ છીએ એ તો તેમને તેમની સામેના પીર હિટલર જેવું જ લાગે છે, કારણ કે એમ કરીને આપણે એમના ગુલામોને ઉશ્કેરી તેમની સામે લડાવીએ છીએ અને તેમના મોંમાંથી કોળિયો પડાવી નાખીએ છીએ.

વળી આ બધું આપણે અહિંસાને રસ્તે કરીએ છીએ, સચ્ચાઈ અને સભ્યતા છોડ્યા વિના કરીએ છીએ, લડીએ તો એવી રીતની લડત લડીએ છીએ કે જેમાં સહન આપણે જાતે જ કરવાનું આવે. આથી તો તેઓ ઊલટા આપણી ઉપર વધારે જ ચિડાય છે. તેઓ એમ જ માને છે કે દુનિયામાં એમની ફજેતી કરવા ખાતર જ આપણે આ એક જાતની યુક્તિ કરીએ છીએ. આપણે નિર્દોષ રહીએ છીએ, તે એટલા જ માટે કે તેથી તેઓ લોકોમાં ભૂંડા દેખાય.

સાચા પ્રાર્થના-નિંદકો તો આ જ; પરંતુ ઈશ્વરનો મોટો ઉપકાર છે કે આવા સ્વભાવના માણસો દુનિયામાં બહુ થોડા જ હોય છે.

પ્રાર્થનાના આ બધા વિરોધીઓ ગણાવ્યા તેમાં સૌથી ભયંકર અને ચેતવા જેવા કયા? તમે તરત જવાબ આપશો કે છેલ્લા, જેમને મેં પ્રાર્થના-નિન્દકો એવું ખાસ હીનતાવાચક નામ આપ્યું છે. તેઓ તો ભયંકર ખરા જ, પણ એક તો તેઓ થોડા હોય છે તેથી, તેમ જ તેમને પડકાર આપવા ન જઈએ ત્યાં સુધી તેઓ પોતાના ઈશ્વરહીન જીવનમાં મશગૂલ હોય છે તેથી, તેમનાથી ડરવા જેવું તાત્કાલિક બહુ નથી.

ખરા ભયંકર તો મેં સૌથી પહેલા ગણાવેલા તે જ, જેઓ જીવન વિષે જરા પણ ગંભીર હોતા નથી; અને નિયમિતતા, સાદાઈ, સંયમ, સેવા, પ્રાર્થના એ બધી બાબતોને હસી કાઢે છે અને એક જાતનું હળવું હળવું ને હલકું હલકું જીવન ગુજારે છે. તેઓને ભયંકર કહું છું એટલે તેઓ દુષ્ટ છે કે આપણને ત્રાસ આપનારા છે એમ કહેવાનો હેતુ નથી. પણ તેમને જોઈને આપણા પોતાના માર્ગમાંથી લપસી પડવાનું જોખમ આપણને ભારેમાં ભારે છે.

જરા અંતર્મુખ થઈશું તો, આપણામાંના ઘણાખરા એ વર્ગના જ છીએને? માંડ માંડ કોઈ સારા સજ્જન કે સન્મિત્રની પ્રેરણાથી, કે કોઈ સારા પુસ્તકના વાચનથી, કે દેશમાં ચાલતા મહાન આંદોલનોની પવિત્ર અસરથી આપણામાં જીવન વિષે કંઈક ગંભીરતા આવવા માંડી છે, આપણે જીવનધ્યેયનો મેરુદંડ કંઈક કઠણપણું ધારણ કરવા લાગ્યો છે. એવે વખતે લપસવું આપણને પોસાય તેમ નથી. આપણે સાવધાન રહેવાની મોટી જરૂર છે.

પરંતુ એમને ભયંકર માની ભાગવાનું નથી. આપણામાં ઈશ્વરકૃપાથી અને આપણા સર્વ સાથીઓના સારા સહવાસથી આત્મવિશ્વાસ આવી જતાં વાર લાગવાની નથી. પછી આપણને આ આનંદી પણ અગંભીર લોકો લપસાવી શકશે નહીં. ઊલટા આપણે જ તેઓને સેવાજીવન તરફ ધીમે ધીમે વાળી શકીશું. આપણા જીવનનો છોડ કુમળો છે ત્યાં સુધી આપણે સાવધાન

રહી તેનું જતન કરવાની આપણી ફરજ છે. ઝાડ મજબૂત થશે ત્યારે તો તે સૌને પોતાની તરફ ખેંચશે, અને કોઈ ક્યારેક તેના ઉપર મારઝૂડનું દુર્વર્તન અજમાવશે તો પણ તે એ બધું અનાયાસે ખમી લેશે, અને છતાં સૌને લાભ આપવાનો પોતાનો ધર્મ તો એટલા જ આનંદથી બજાવ્યે જશે.

આ બધું મેં કહ્યું તેનો સાર એટલો જ છે કે લોકોનાં મગજો અને સ્વભાવોનાં બંધારણો જુદી જુદી જાતનાં હોવાથી ભલે અનેક લોકોને અનેક કારણોથી પ્રાર્થના નકામી લાગતી હોય, પણ આપણને તો શ્રદ્ધા છે, અને દિવસે દિવસે તે પ્રમાણેનો અનુભવ પણ આવતો જાય છે કે, આપણને તેમાંથી ખૂબ પ્રેરણા મળે છે. આપણા સર્વ સાથીઓ સાથે તેનાથી આપણો આત્મા એકતા અનુભવે છે. આપણાં સેવાકાર્યોમાં તે આશાનું સિંચન કરે છે. આપણાં કઠણ જીવનમાં તે રસ રેડે છે. કસોટીને ટાણે આપણને તારી લે છે.

અવચન ૪૭ મું

## પ્રાર્થનાનું ખોળિયું

અત્યાર સુધી આપણે પ્રાર્થનાના આત્માનો વિચાર કર્યો. હવે તેના ખોળિયાનો વિચાર કરીશું. ખોળિયાનો એટલે તેના બાહ્ય સ્વરૂપનો. એટલે કે તેમાં શું શું આવે? તેને માટે કેવું સ્થળ પસંદ કરવું, તેને કેટલો સમય આપવો, તે કરતી વખતે કેવા આસને બેસવું, તેની ભાષા કઈ હોય? વગેરે વગેરે.

સ્વયંસ્ફૂર્તિવાદીઓનું તો આ સાંભળી મોઢું જ ઊતરી જશે. તેઓ કહેશે: આમ પ્રાર્થનાને પણ જો ચારે તરફથી ઘેરી તેનું ચોકઠું બનાવવાનું હોય તો પછી સ્વયંસ્ફુરણા માટે અવકાશ જ ક્યાં રહે છે? પણ એમને પણ પોતાનાં સ્ફુરણોયુક્ત ધ્યાન-ધારણા-ભક્તિમાં બાહ્ય અંગોનો કંઈક તો આશ્રય કરવો જ પડે છે ને? પોતાનો ખૂણો નિશ્ચિત કરવો પડે છે, ત્યાં પોતાને અનુકૂળ એવું આસન નિશ્ચિત કરી રાખવું પડે છે. કંઈક ભજનો, મંત્રો ઇત્યાદિ પણ વિચારી લેવાં જોઈએ છે.

આપણે એક મોટા સંઘને ભેગા મળી પ્રાર્થના કરવાની રહી એટલે ખોળિયાનો વિચાર અનેક દિશાએથી કરવો જ રહ્યો. આખા સંઘમાં સૌની સગવડ સચવાય, સૌની વ્યવસ્થા સચવાય, સૌની રુચિ સચવાય એ બધું સારી રીતે વિચારમાં લઈને જો પ્રાર્થના ગોઠવી હોય તો જ તે સફળ

નીકળે અને સર્વનો પ્રત્યેક સભ્ય તેમાંથી પોતપોતાની યોગ્યતા પ્રમાણેનો લાભ આનંદથી ઉઠાવી શકે

### પ્રાર્થનાનું સ્થળ

ત્યારે પ્રથમ વિચાર પ્રાર્થનાના સ્થળનો કરીશું તે શાંત હોવું જોઈએ, સ્વચ્છ હોવું જોઈએ, સુંદર હોવું જોઈએ

માણસનો 'શાંત સ્વચ્છ અને સુંદર'નો ખ્યાલ જાડો હોય છે ત્યારે તે ઘણી ઘણી રીતે અતિશયતા કરીને પ્રાર્થનાભૂમિને ચિત્રવિચિત્ર બનાવી દે છે આપણાં દેવાલયોમાં એવું જ બને છે ને? દીવાઓથી તેને ઝાકઝમાળ કરી મૂકવામાં આવે છે, ચારે તરફ છબીઓ અને પડદાઓ અને નકશીદાર પૂતળાઓ ગોઠવી દેવામાં આવે છે આ બધી શોભા અને સુગંધી બંધ મકાનમાં જ સગવડથી થઈ શકે, તેથી કૃત્રિમ શોભાને ખાતર કુદરતી સૌંદર્યનો ભોગ આપવામાં આવે છે

તમે સૌ સહેલાઈથી કબૂલ કરશો કે પ્રાર્થનાભૂમિ ઘર કે ઓરડા કરતાં ખુલ્લા વિશાળ ચોકમાં હોય એ જ વધારે સારી, દીવાના ઝગમગાટ કરતાં શ્યામળા આકાશમાંથી માથા ઉપર તારાઓ ચમક ચમક કરી રહ્યા હોય તે જ સારા છબીઓ, અને પડદાઓ અને તોરણોના શણગાર કરતાં આસપાસના વૃક્ષો, ખેતરો, નદીઓ, ડુંગરાઓ, અને પૂર્વ પશ્ચિમના રંગબેરંગી વાદળાઓ — એમાંથી જે કંઈ શોભા આપણે ભાગે કુદરતમાતા ધરતી હોય તે જ વધારે સારી

જો અતિરેક ન કરીએ તો થોડીક ધૂપસળીઓ, થોડાં પુષ્પો એ આપણી પ્રાર્થનાભૂમિનું વાતાવરણ પ્રસન્ન બનાવવામાં મદદ કરે ખરાં, પણ મોટે ભાગે એવી બાબતોમાં અતિશયતા ન થઈ જાય એનો ખાસ ખ્યાલ રાખવો સુરુચિ માનુસ પડ્યો છે અને એ સુગંધી હવા ગમે તેટલી મીઠી લાગે તો પણ નદી કે ખેતરોમાંથી કે પહાડો કે સમુદ્રમાંથી ચાલી આવતી, પ્રાણવાયુથી લદાયેલી સ્વચ્છ ખુલ્લી હવાની તોલે તે કેમ કરીને આવે? અને તો પછી શા માટે થોડાં નિર્દોષ ફૂલોના બલિદાનથી આપણી પ્રાર્થનાની પવિત્રતા બગાડવી? અને શા માટે પ્રાર્થના, કે જેનો બધો આધાર આપણા અંતર ઉપર જ રહેવો જોઈએ, તેનો આધાર સરેસાને હાથથી સોવા એ આના બગીચાને ખરીદેલી અગરબત્તીઓ ઉપર રાખવો?

### પ્રાર્થનાના સમયો

સવાર સાંજના સંધ્યાકાળો એ પ્રાર્થના માટેના ઉત્તમ સમયો જૂના વખતથી સ્વીકારાયેલા છે, અને તે યોગ્ય જ લાગે છે રાત અને દિવસ એ

બે વચ્ચેના તે સંગમસમયો દરેક રીતે પવિત્ર અને ખુશનુમા હોય છે. કેવી મીઠી શીતળ તે વખતની હવા, કેવી શાંતિ, કેવું અજવાળા અંધારાનું એ મધુરું મિશ્રણ ?

સવારે આપણે નિદ્રાને ખોળેથી જાગીને તાજા થયા હોઈએ છીએ. દિવસના ઉદ્યોગે લાગીએ તે પહેલાં ભગવાનને ચરણે બે ઘડી બેસી લઈએ એના કરતાં વધારે કલ્યાણમય સૂચના બીજી કઈ હોઈ શકે ? અને સાંજે આપણે દિવસનાં કામકાજ પૂરાં કર્યાં હોય છે. પ્રભુને ચરણે બેસી દિવસનાં સારાં નરસાં કામનું સરવૈયું રજૂ કરવું એ શું એક વફાદાર સેવક તરીકે આપણું કર્તવ્ય નથી ? શું તેની રૂબરૂ મોં બતાવતાં આપણને શરમ આવે છે ? હવેથી શરમ ન આવે એ રીતે જ આપણે આપણો દિવસ ગાળીશું; પછી આપણે તેની રૂબરૂ જતાં શરમાઈશું નહીં, આશીર્વાદ અને ઉત્તેજન મળવાની આશાથી હોંશે હોંશે જઈશું.

બે વખતના બે સંધ્યાકાળ એટલું કહેવાથી આપણને આ જમાનાના લોકોને સ્પષ્ટ ખ્યાલ નથી આવતો. આપણે તો ઘડિયાળને કાંટે અને મિનિટ મિનિટને હિસાબે ચાલનારા રહ્યા ને ? સંઘની અનુકૂળતા માટે ઘડિયાળના ચોક્કસ વખતો જ નક્કી કરવા જોઈએ. બરાબર એ જ મિનિટે અને એ જ સેકન્ડે પ્રાર્થના શરૂ થાય, એક મિનિટ વહેલી નહીં કે એક મિનિટ મોડી પણ નહીં. તેવી ચોકસાઈ જાળવીએ તો જ સંઘના દરેક સભ્યને હૈયે નિરાંત રહે અને પોતાનાં હાથ પરનાં કામકાજમાંથી પરવારી તે શાંતિથી પ્રાર્થનામાં વેળાસર પહોંચી જાય.

ઘડિયાળના વખત ઠરાવતી વખતે, આપણા જેવાં સર્વ આશ્રમો દેશમાં ગમે ત્યાં હોય તે સૌને અનુકૂળ થાય એ ખ્યાલ પણ રાખ્યો હોય તો કેવું સારું ? તેમ કરીએ તો ગમે તેટલા દૂર હોઈએ, ગમે તે પ્રાંતમાં કે ગામમાં બેઠા હોઈએ, પણ આપણે સર્વ એક વિચારના અને એક આચારના લોકો એક જ વખતે પ્રાર્થના કરી શકીએ.

સાંજની પ્રાર્થના માટે આ રીતે વિચારતાં સાડાસાતનો વખત દરેક રીતે અનુકૂળ ગણાય. આશ્રમપદ્ધતિએ રહેનારાં સંસ્થાઓ અને કુટુંબો સામાન્ય રીતે ૭ વાગે સાંજનું ભોજન પતાવી લે છે. ત્યાર પછી વાયુ-સેવન, રમતગમત આદિ હળવા કાર્યક્રમો માટે પૂરતા સમયની જોગવાઈ રાખતાં સાડા સાતનો સમય પ્રાર્થના માટે ઠીક લાગે છે. આકાશમાં સંધ્યા પણ તે વખતે ખીલવાની તૈયારીમાં હોય છે.

એથી મોડું કરવું એ પણ આપણને પોષાશે નહીં. પ્રાર્થના બાદ અને નિદ્રા પોતાનો પ્રભાવ જમાવે તે પહેલાં અભ્યાસીઓ થોડોઘણો પણ

શાંતિનો સમય પોતાને માટે રહે એમ જરૂર ઇચ્છે પ્રાર્થના મોડી થતા તે પર કાપ પડે

એ જ પ્રમાણે સવારની પ્રાર્થનાનો સાચો સમય કયો? તે ઠરાવવુ સાંજપ્રાર્થના જેટલું સહેલુ નથી તેમા ઘણી ઘણી દૃષ્ટિઓ વિચારમા લેવાની છે, અને આશ્રમવાસીઓમા મતભેદો પણ છે

સૂર્ય ઊગવાની કે આકાશ લાલ થવાની પણ ગડ જોવા જઈએ તો ઘણું મોડુ થઈ જાય. પ્રાર્થનાનો સાચો વખત ઉઠાથી પણ જાગ વહેનો રાખવા જેવો છે એ વખતને જ જૂની ભાષામા બ્રાહ્મમુહૂર્તનુ નામ આપવામા આવતું, આજની ઘડિયાળની ભાષામા તેને ચાર વાગવાનો વખત કહી શકાય વહેના ચાર વાગ્યે જાગવુ અને સૂર્ય ઊગે તે પહેલા તો પ્રાર્થના કરી શૌચ આદિના નિત્ય કર્મ પરવારી, પોતપોતાના ઉદ્યોગે ચડવા તૈયાર થઈ જવુ એ આશ્રમનિયમોનો પાયો છે

- એટલા વહેલા જાગવા સામે કોઈ કોઈ લોકોનો પોકાર છે, પણ એમના પોકાર સામે જોવુ આપણને પોસાશે નહીં કારણ કે આપણને માલૂમ પડશે કે એ પોકાર ઉઠાવનારાઓને તો આશ્રમજીવનની ઘણી ઘણી કઠણાઈઓ સામે પણ તકરાર હોય છે વહેના સૂવાની ટેવ પ્રયત્નપૂર્વક પાડીને વહેના જાગવાની ટેવ કેળવવી અને તેમા પ્રસન્નતા અનુભવીએ એવી આપણી સ્થિતિ કરી લેવી, એ જ સારુ છે

તે સબંધમા વિચાર કરવા જેવુ કાઈને વિષે હોય તો તે કાચી ઉમરના છોકરાછોકરીઓ વિષે છે તેમને ખાતર પ્રાર્થના મોડી કરવાની જરૂર ન હોવી જોઈએ એનો અર્થ એવો નથી કે દયા ખાઈ તેમને પ્રાર્થનાનો લાભ ખોવાનું ઉત્તેજન આપવુ નહીં જ તેમને વહેના જાગી પ્રાર્થનામા ભાગ લેવાનો સદા ઉત્સાહ જ ચડાવવો જોઈએ એ ખાતર તેઓને રાત્રે આઠ સાડાઆઠ વાગતામા ઊંઘી જવાની ટેવ આગ્રહપૂર્વક શીખવી દેવી જોઈએ મોટી ઉમરના લોકોની સાથે મોડી રાત સુધી દીવે બેસીને વાચ્યા કરવાની કે પાના રમવાની કે ગપ્પા મારવાની કુટેવ આજના જમાનામા નાની ઉમરના છોકરાઓ પણ પાડી બેસે છે, એ ઘણી જ ખોટી છે

આટલુ વહેનું સૂતા પછી પણ ઊંઘનું દેવુ અધૂરુ રહી જતુ માલૂમ પડે તો તેવા છોકરાઓ બપોરે ભોજન પછી ૧૫ થી ૩૦ મિનિટ વામકુક્ષી કરી લેવાની ટેવ પાડવાને હરકત નથી, જોકે સાવધાન ન રહેવામા આવે તો આ ટેવ પાડતા ઘરુ કાઢતા ઊંટ પેસવા જેવુ જોખમ છે રાતે વહેના સૂવામા ધીમે ધીમે ઢીલાશ આવે, વહેના જાગવામા પણ તેમ જ થવા માંડે, અને

બપોરનું ઊંઘવાનું માત્ર ૧૫ મિનિટની વામકુક્ષી મટી ખાસ્સું બે ત્રણ કલાકનું સોડ તાણીને સૂવાનું બની જાય! પણ એમ તો આશ્રમજીવનનું એક પણ અંગ એવું ક્યાં છે કે જેમાં, જો જાગ્રત ન રહીએ તો, ઘસડાઈ પડવાનું જોખમ ન હોય?

પ્રાર્થના કંઈક મોડી રાખવા માટે એક બીજી મજબૂત દલીલ થાય છે તે એ છે કે પ્રાર્થના જેવું પવિત્ર કાર્ય નાહીધોઈ પવિત્ર થઈને કરવું જોઈએ. એક તરફથી આ પવિત્ર થવાનો આપણા પૂર્વજોનો પ્રાચીન ખ્યાલ છે, અને બીજી તરફથી જાગીને દિવસનો શુભ પ્રારંભ પ્રાર્થનાથી જ કરવો એ આપણો આધુનિક વિચાર છે. આ બે વિચારોમાં પાછળનો જ દરેક રીતે જોતાં સારો જણાશે. પ્રાર્થના પહેલાં શૌચ મુખમાર્જન તો થઈ જવાં જ જોઈએ; તે માટે સગવડ આપવા ખાતર જાગવાનો વખત ચારનો રાખી પ્રાર્થનાનો સાડાચારનો રાખવો એ યોગ્ય છે.

એમ કરતાંયે પાછું જોખમ તો ઊભું છે જ. શૌચ આદિના બાગનો અરધો કલાક લોકો ઊંઘને જ અર્પણ કરી દે અને પ્રાર્થનાનો ઘંટ વાગતાં પથારીમાંથી દોડતાં, તેવાં ને તેવાં ઓં આંખ મોં સાથે, આવીને બેસે એ બનવા જોગ છે. આશ્રમોમાં આવા બનાવો રોજના છે. તે જોઈ ઘણી વાર વડેના જાગવા સામે લોકોનું દિલ ઉદાસ થઈ જાય છે. પણ એમ થવા દેવું બરાબર નથી. આશ્રમ જેવી સંસ્થાઓમાં આપણે એ હેતુથી રહીએ છીએ કે સબળા સાથીઓના ટેકાથી નબળા મનવાળાઓ પણ દિવસે દિવસે ચઢી શકીએ. નિર્બળ સભ્યોના માપે જ સૌ ચાલવા મંડીએ તો તો આપણે થોડા જ વખતમાં આશ્રમ મટીને એક ધ્યેય કે નિયમ વિનાનો અવ્યવસ્થિત અખાડો જ બની જઈએ.

### પ્રાર્થનાનું આસન

આસન વિષે પણ બે ચાર વિચારો કરી લેવાની જરૂર છે. પ્રાર્થનામાં એકાગ્ર થવાનો પ્રયત્ન હોવો જ જોઈએ; અને તે માટે આપણે સ્થિર, અડગ આસને બેસીએ એ જરૂરનું છે.

આ સંબંધમાં જૂના યોગીઓએ ઘણો ઊંડો વિચાર કરેલો છે. પંડ, મસ્તક અને ડોક સાધી લીટીમાં રહે તેમ બેસવું, પદ્માસન વાળવું, હાલવું ચાલવું નહીં, આંખો અધખોલી અને બે ભ્રમરની વચ્ચે ગાળવી, શ્વાસો સમાન ગતિએ ચલાવવા વગેરે વિગતવાર સૂચનાઓ તેઓએ આપી છે.

આમાંનું ઘણુંખરું પુષ્કળ અભ્યાસ કરીએ તો જ સિદ્ધ થઈ શકે તેવું છે. આપણે આશ્રમપ્રાર્થનામાં બધા જ તેવા અભ્યાસ કરેલા આવે એવો નિયમ ન કરી શકીએ. પણ યોગમાર્ગની ઉપરની સૂચનામાં રહેલો

સિદ્ધાન્ત સમજી લઈ, સૌ સહેલાઈથી કરી શકે અને એકાગ્રતામાં પણ મદદરૂપ થાય એવું આસન દરાવી શકીએ છીએ. સાદી પલાંઠી વાળીને બેસવું, ડોક કમર અને કરોડો ટટ્ટાર રાખવાં, શરીર કે હાથ પગ હલાવવાં નહીં, આંખો બીડી રાખવી — આ રીતે ખાસ શ્રમ વિના સૌ કોઈ બેસી શકે છે.

તે માટે પણ મનની તૈયારી તો હોવી જ જોઈએ. તે ન હોવાથી આશ્રમપ્રાર્થનાઓમાં લોકો ઢીલી કમર રાખીને કોથળાની જેમ બેઠેલા જોવામાં આવે છે. ઘણાની ડોક પણ ઢળી પડેલી હોય છે.

આ બાબતમાં કેટલાકની એક ગેરસમજૂત પણ હોવાનો સંભવ છે. આશ્રમજીવનમાં નમ્રતા — અહિંસા એ એક બહુ જ મહત્ત્વનો ગુણ ગણાય છે. અને ઢીલા અને વાંકી ડોક રાખીને બેસવું — એવા આસનનો નમ્રતા સાથે સંબંધ માણસના મનમાં જોડાઈ જવાનું જોખમ છે. ખરું જોતાં આ ભયંકર ભ્રમ છે. જેમ નિર્બળતા એ અહિંસા નથી તેમ ઢીલાપણું અને પીલાપણું એ નમ્રતા નથી જ. પ્રયત્નપૂર્વક દૃઢ — ટટ્ટાર આસનની ટેવ પાડી જ લેવી જોઈએ; ખાસ કરીને પ્રાર્થનાનો મૂળભાગ ચાલે તેટલો વખત — એટલે કે ૧૫થી ૨૦ મિનિટ સુધી તેવું આસન રાખવું જ. પાછળથી પ્રવચન અને વાચન ચાલતાં સામાન્ય રીતે બેસીએ તો ચાલે.

બીજું, જો આસનની દૃઢતામાં દૃઢ મનનો સાથ હોતો નથી તો જરા વારમાં કમર લચી જાય છે, શરીર વારે વારે હાલે છે, ડોક અને હાથ અને પગ વારે વારે ડાબા જમણી કર્યાં કરે છે. ઘડીમાં પલાંઠી, ઘડીમાં ઊંધા પગ, ઘડીમાં હાથનો ટેકો એમ આખી પ્રાર્થના દરમ્યાન ચળવિચળપણું ચાલ્યાં જ કરે છે. એટલે અહીં બતાવેલું સાદું આસન પણ તેમાં મન લગાડીને પ્રયત્ન કરીએ તો જ સિદ્ધ કરી શકીએ તેમ છે.

આસનનો વિચાર કરતાં બીજી કેટલીક દૃષ્ટિઓ રાખવા જેવી છે તે ટૂંકમાં આ છે — એક તો કોઈ કોઈનાં ગોઠણ કે શરીર એકબીજાને અડે નહીં, તેમ જ કોઈના શ્વાસ એકબીજાના મોં ઉપર છૂટે નહીં, એટલું અંતર રાખીને બેસવાની કાળજી રાખવી જોઈએ. શરીરમાં કંઈ વિકારને કારણે કોઈનો શ્વાસ દુર્ગંધ મારતો હોય તો તેણે પોતાની મેળે સમજી વિચારીને બીજાઓથી જરા અલગ બેસવું જોઈએ.

સામાન્ય રીતે પ્રથમ આપણે બેસીએ છીએ ત્યારે તો અંતર રાખીને બેસીએ છીએ, પણ કોઈ ને કોઈ મિત્રો જરા મોડા આવનારા હોય જ છે, અને તેમને પોતાના અમુક મિત્રોની પડોશમાં બેસવાની ઇચ્છા થઈ આવે છે, અથવા તો અમુક જગ્યા સારી માની ત્યાં જ બેસવાનો આગ્રહ ખાધીને આવે છે, અથવા તો પ્રાર્થનાની વ્યાસપીઠની નજીક એમને બેસવું

હોય છે. તેથી તેઓ ફાચરની જેમ વચ્ચે ભરાય છે. આથી બન્ને બાજુના સભ્યોને દબાવું પડે છે. અને ગોઠણ ઉપર ગોઠણ અને ખભા ઉપર ખભા ચડાવવાની ફરજ પડે છે. એ રીતે ઘણાને માટે તે દિવસની આખી પ્રાર્થના એક પ્રકારની અગવડ અને અસુખની લાગણીથી ઘેરાઈ જાય છે. એમાં પણ જો એ મોડા મિત્રો પ્રાર્થના શરૂ થયા પછી વચ્ચે આવીને ભરાય છે તો તો આપણી એકાગ્રતાનું આવી જ બને છે. દાળ ઢુણાય તેવી રીતે આપણી તે દિવસની પ્રાર્થના ખરેખર ઢુણાઈ જ જાય છે.

જેમ છાતીકઢાઓ વચ્ચે ઘૂસીને ખેલ બગાડે છે તેમ છાતીહીણાઓ વળી બીજી રીતે બગાડ કરે છે. એવા પોચા, શરમાળ સ્વભાવના માણસોને કોઈ પણ સભામાં, ખાત્રી જગ્યા હોય તો પણ આગળ જઈને બેસતાં હિંમત ચાલતી નથી. તેઓ હમેશાં સભાસ્થાનમાં દાખલ થાય તેવા જ, પહેલામાં પહેલી ખાલી જગા જોઈને બેસી જાય છે તેમના જેવા સ્વભાવનો બીજો આવે તે પણ તેની આગળ જઈને કેમ બેસી શકે? તે વળી તેની પાછળ બેસશે. એમ કરતાં કરતાં આ શરમાળ ભાઈઓની શરમનો સરવાળો એવડો મોટો થઈ જાય છે કે સભાનું પ્રવેશનું નાકું ભરાઈ જાય છે અને નવા આવનારાઓ માટે પેસવાની જગ્યા રહેતી નથી. સભાની અંદર વચ્ચે પુષ્કળ ખાલી જગ્યા હોય છે, પણ ત્યાં પહોંચવા માટે અનેક લોકો ઉપર કૂદી કૂદીને જવું પડે છે.

આપણે જરા વધારે વ્યવસ્થિત થતાં શીખીએ તો આવા વિક્ષેપોથી ખહુ સહેજે બચી શકીએ એમ છે. પ્રાર્થનાના નિયમિત સભ્યોએ પોતાની જગ્યાઓ ચોક્કસ ઠરાવી રોજ ત્યાં જ બેસવાનું રાખવું, અને તે વહેલા મોડા આવે તો પણ બીજાઓએ તેમની જગ્યા ખાલી જ રહેવા દેવી. પ્રાર્થનામાં ગામલોકો વગેરેની અનિયમિત વસ્તી આવતી હોય તો તેમને માટે એક ચોક્કસ જગ્યા અલગ ઠરાવી મૂકવી જોઈએ, અને તેમને ફાવે તેમ નાકા ઉપર ન બેસતા, આવતા જાય તેમ ઠેઠ અંદરના ભાગથી બેસતા જાય એવી તાલીમ આપી દેવી જોઈએ.

# પ્રાર્થના કઈ ભાષામાં કરવી ?

પ્રાર્થનામા સસ્કૃત, અરબ્બી, વગેરે પ્રાચીન ભાષાઓમાથી મત્રો, શ્લોકો, આયતો લેવા પ્રત્યે આકર્ષણ રહ્યા જ કરે છે આપણા ધર્મગ્રથો, વેદો, ઉપનિષદો, ગીતા, કુરાન વગેરે તે ભાષાઓમા રહ્યા, અને આપણી સર્વ ધાર્મિક ભાવનાઓના મૂળિયા આપણને તેમા જડી રહે છે, તેથી પ્રાર્થનાની પસદગી કરતા આપણે એ જૂના ઝરણા તરફ વળીએ એ સ્વાભાવિક છે

પરતુ પ્રાર્થના એ આપણે માટે માત્ર એક ધર્મવિધિ અથવા બાહ્યાચાર જ નથી આપણે તો તેમાથી નિત્ય નવ પ્રેરણા અને આત્મબળ મેળવવા માગીએ છીએ તેથી તેની ભાષા એવી જ હોવી જોઈએ કે જે આપણે સ્વાભાવિક રીતે અનાયાસે સમજી શકીએ

આપણો સઘ સસ્કૃત આદિ ભાષાઓનુ જ્ઞાન ધરાવનાર વિદ્વાનોનો બનેલો હોય તો તે ભવ્ય ભાષાઓમા પ્રાર્થના કરવાનો આનદ તેઓ જરૂર ભોગવી શકે પરતુ મોટે ભાગે તો આપણે આપણી પ્રાર્થનાઓમા આશ્રમ વાસી બહેનોને તેમ જ બાળકોને ભેળવવા ઇચ્છીએ છીએ, ગ્રામવાસી જનતાને પણ તેમા રસ લગાડવા માગીએ છીએ, તેથી આપણે પોતે પ્રાચીન ધર્મ ભાષાઓની સીધી લહેજત ભોગવી શકતા હોઈએ તો પણ આપણી સઘ પ્રાર્થનાની ભાષા સૌ સમજે એવી જ રાખવી જોઈએ સસ્કૃત મત્રો પઢવાથી એક જાતનો ધાર્મિક દેખાવ ઊભો થાય ખરો, પણ દેખાવ કરવા જતા આત્મા ઊડી જાય એ શા ખપનું ?

ત્યારે સત્યાગ્રહાશ્રમની પ્રચલિત પ્રાર્થનાઓ સસ્કૃતમા કેમ ચાલે છે? એનાં કેટલાક કુદરતી કારણો છે એક તો ગાધીજીના આશ્રમમા હમેશા અનેક ભાષા બોલનારા સભ્યોનો સઘ હોય છે અને તેઓમા ઘણાખરા વિદ્વાનો હોઈ સૌને માટે સામાન્ય ભાષા તરીકે સસ્કૃત ભાષા ત્યા સહેજે ગરજ સારી શકે છે જોકે ત્યા પણ સ્ત્રીઓ, બાળકો, કારીગરો આદિ ઓછા વિદ્વાનો અથવા અવિદ્વાનોનો વર્ગ નાનો હોતો નથી, અને તેમને તો વિદ્વાનોની સાથે વગર સમજ્યે ઘસડાવાનું અને પોપટિયા રટણ કરવાનું જ રહે છે

બીજુ, ગાધીજીના સિદ્ધાંતોની પ્રેરણાથી દેશના જુદા જુદા પ્રાંતોમા અનેક આશ્રમો ચાલી રહ્યા છે એ સર્વ સસ્થાઓમા પ્રાર્થનાઓ એક સરખી ચાલે એ ઘણુ સુદર અને ભવ્ય છે સસ્કૃત એક સર્વસામાન્ય

ભાષા તરીકે એમ પણ સારી ગરજ સારે છે. આજે ગાંધીજી દેશમાં ગમે તે ભાગમાં પ્રવાસ કરતા હોય ત્યાં પ્રાર્થનાનું ખોળિયું સર્વસામાન્ય હોવાથી લોકોને તેમની પ્રાર્થનામાં ભળવું શક્ય બને છે, તે જો તેઓ પ્રાર્થના ગુજરાતીમાં કરતા હોય તો ન બની શકત.

પરંતુ છેલ્લી દૃષ્ટિ જ હોય તો તો પ્રાર્થનાની સર્વસામાન્ય ભાષાનું સ્થાન સંસ્કૃત કરતાં રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની જ વધારે સારી રીતે સંભાળી શકે. દેશના કોઈ પણ પ્રાંતમાં તે શીખી લેવી અને સમજવી સંસ્કૃત કરતાં ઘણી વધારે સહેલી પડે, અને ન શીખેલા લોકો પણ સહેલાઈથી તેનો ભાવાર્થ ગ્રહણ કરી શકે.

ખરું જોતાં આશ્રમ-પ્રાર્થનાઓનું સૌથી વધારે લોકપ્રિય અંગ કોઈ હોય તો તે તેમાંનો શ્લોકવિભાગ નહીં, પણ સંતકવિઓનાં હિંદી ભાષાનાં ભજનો જ છે. શ્લોકો એક પ્રકારનું ધાર્મિક વિધિનું વાતાવરણ જમાવતા હશે ખરા, પણ જીવ વિનાના વાતાવરણની શી કિંમત? બહુ બહુ તો લોકો મોઢાં વકાસીને કહેશે: "વાહ! કેવી ભવ્ય પ્રાર્થના! જાણે કોઈ પ્રાચીન ઋષિનું આશ્રમ!" પણ ઋષિનો શો સંદેશો છે એ તેમાંથી ઘણા થોડા જ લોકો સમજશે. પરંતુ ભજન તો હિન્દી ભાષામાં હોવાથી સોંસરું તેમના અંતરમાં ઊતરી જાય છે, તેમને ડોલાવે છે અને ગાંધીજી શું કહેવા માગે છે એ સમજવા માટે એમની હૃદયભૂમિને તૈયાર કરી દે છે.

ત્યારે પ્રચલિત પ્રાર્થનામાં સંસ્કૃત ભાષાને સ્થાન કેમ મળી ગયું હશે? પ્રથમ તો તેના મૂળ રચનારાઓ, સંસ્કૃતના અભ્યાસીઓ અને પ્રાચીન ધર્મ-સાહિત્યના ભક્તો હશે એમ લાગે છે. તેમાંથી તેમને પ્રાર્થનામાં ઉપાડી લેવાને લાયક આખાં ને આખા પ્રકરણો મળી ગયાં.

ગીતામાંથી સ્થિતપ્રજ્ઞ પ્રકરણ આખું ને અકબંધ મળી ગયું. આપણે જેવા થવા રાતદિન મથી રહ્યા છીએ એનું કેટલું સુંદર, કેટલું શાસ્ત્રશુદ્ધ નિરૂપણ' અને તેની સાથે ગીતા જેવા પૂજ્ય ગ્રંથનો સંબંધ, વ્યાસ મુનિ જેવા ઋષિ અને શ્રીકૃષ્ણ જેવી દેવતા. પછી પસંદગી થઈ જવામાં શી વાર લાગે! ભાષા સંસ્કૃત છે, સ્ત્રી બાળકોને મુશ્કેલ પડશે, પણ મન વાળી લીધું હશે. "તેમને આપણે મદદ કરીશું, શીખવી દઈશું, એટલી મહેનતના ડરથી આવી પ્રાસાદિક વસ્તુ છોડવી એ કાયરતા જ ગણાય."

એ જ પ્રમાણે શ્રી શંકરાચાર્યનાં प्रातः स्मरामि અને नमस्ते सते વાળાં સુંદર સ્તોત્રો મળી ગયાં. "પ્રાર્થનામાં આપણે એ જ જોઈતું હતું. ગહન ગંભીર વેદાંતમાં ડૂબકી મારવી અને સાથે ભક્તિરસમાં તરબોળ થવું એ જ આપણા આત્માની ભૂખ હતી. શંકરાચાર્ય વિના બીજો કોણ એ ભૂખ

માગનાર મળે? એમની એ ભાષા સંસ્કૃત છે, પણ તેથી કાયર શા માટે થવું? તે આપણે પ્રયત્ન કરીને સમજી લઈશું. પ્રાર્થનાની પાછળ આપણો એટલો પ્રયત્ન ન હોય તો પછી તે પ્રાર્થના શાની?"

આવી આવી બીજી પણ તૈયાર વસ્તુઓ જૂના ધર્મ-સાહિત્યમાંથી મળી ગઈ, અને અર્વાચીન પ્રાંતીય અગર રાષ્ટ્રીય ભાષાઓમાં એટલો સંતોષ આપે એવું કઈ એકદમ મળી શક્યું નથી. સંસ્કૃત શ્લોકોનાં ભાષાન્તરો કરીને કામ ચલાવવાની ઇચ્છા થઈ હશે, પણ સાહિત્યની ઊંચામાં ઊંચી રસજ્ઞતા ધરાવનારાઓનાં મન એ વિચારથી ખાટાં થઈ ગયાં હશે. "ઋષિઓની અને મહાત્માઓની એ વાણીનો પ્રસાદ, એનો રણકાર તરજુમાઓમાં કોણ ઉતારી શકે? મૂળ તે મૂળ અને છાયા તે છાયા!"

આ તો મૂળ પ્રાર્થના રચનારાઓના માનસનો ચિતાર આપણે દોર્યો. પણ આશ્રમપ્રાર્થનામાં કેટલાક તાજા વધારાઓ પણ થયા છે. તેમાં પણ પ્રાચીન ભાષાઓ જ ઊતરી આવી છે. તેવા વધારામાં એક તો કુરાને શરીફમાંની આયતો છે. મુસલમાનોની પ્રાચીન અરબ્બી માટેની તેમ જ કુરાનની દિવ્ય વાણી માટેની ભક્તિ જાણીતી છે. કુરાનમાંથી કંઈક ભાગ લેવાનો વિચાર થાય એટલે તરજુમાનો ખ્યાલ સ્વપ્નામાં પણ આવતો મુશ્કેલ છે.

બીજો તાજો વધારો તે तेन त्यक्तेन भुञ्जीथाः એ વિચારવાળા ઉપનિષદ્-મંત્રનો છે. આપણે સૌએ રોમરોમમાં ગૂંથી લેવા જેવો આ વિચાર પ્રાર્થનામાં આવ્યો ત્યારથી પ્રાર્થનાની પ્રાણશક્તિ જરૂર ખૂબ જ વધી છે. કેવી કાવ્યમય, કેવી સરળ, કેવી મધુર એ ઋષિની સંસ્કૃત ભાષા! પ્રચલિત ભાષાના કોઈ કવિએ એવી સુંદર રીતે એ વિચાર રજૂ કર્યો હોય એવું ક્યાંય જોવામાં આવતું નથી. કોણ જાણે આપણે આ જમાનાના માણસો કેવા પામર થઈ ગયા છીએ કે એ ઋષિઓના જેવી સીધી, સરળ, પાણીદાર વાણી બોલનારો એક પણ કવિ આપણામાં પાકતો નથી.

આ રીતે આશ્રમપ્રાર્થનાઓ સંસ્કૃત જેવી પ્રાચીન ધર્મભાષાઓમાં રચાઈ છે અને ચાલતી આવી છે એ જાણતાં છતાં અને જૂની વાણીમાં રહેલો પ્રસાદ વગેરે પિછાણતાં છતાં આપણે પ્રાર્થનાઓની ભાષા આપણી રાષ્ટ્રભાષાને જ કરી લેવી જોઈએ, એ વિશે શક નથી.

વળી આપણો આશ્રમ તો આમજનતાની વચ્ચે રહીને સેવા કરનારો રહ્યો, એટલે આપણને તો રાષ્ટ્રભાષા પણ ભારે પડે. તેથી આપણે તો પ્રાર્થનાઓને ગુજરાતીમાં જ ઉતારી લીધી છે. તેમ કરતાં ભાષાની પ્રાસાદિકતાનો ભોગ અપાયો છે એ આપણે જાણીએ છીએ, પણ આપણી સાથે બળનાર

આશ્રમવાસી ભાઈઓ અને બહેનો અને બાળકો તેમ જ ઘણાં ખરાં આશ્રમવાસીઓ પણ કશો અર્થ સમજે નહીં, પઢે તેમાંથી કશો પ્રાણ પામે નહીં એ આપણે કેમ સહન કરી શકીએ? મૂળ પ્રાર્થના સમજીને, ભણી શકે એવા આપણે ત્યાં ભાગ્યે જ પાંચ સાત જણ હોઈ શું. એવી પરિસ્થિતિ પિછાણીને જો આપણે ભાષા બદલવાની હિંમત ન કરીએ, તો, આપણે ખરે જ જડ અને ગતાનુગતિકમાં જ ખપીએ.

પ્રવચન ૪૯ મું

## પ્રાર્થનામાં શું શું આવે ?

પ્રાર્થના મારફત આપણે આપણા જીવનના સિદ્ધાન્તો, આપણું ધ્યેય — તેને આપણા લોહીમાં દાખવવા માગીએ છીએ, તેનું રટણ કરી કરી દિવસે દિવસે તેની અંદર છુપાયેલો અર્થ ઉકેલવા ઇચ્છીએ છીએ, એટલે પ્રાર્થનાનું મુખ્ય અંગ એ એવા સિદ્ધાન્ત અને ધ્યેયવાચક શ્લોકોનું બનેલું છે. ખરી રીતે એ જ મુખ્ય પ્રાર્થના. તેનાં બાકીનાં બધાં અંગો એ ડાળાં પાંખડાં છે.

કેટલાક ભક્તિભાવવાળા લોકોને કદાચ એથી સંતોષ નહીં થાય. એમનો આત્મા તો ભગવાનની મહાન શક્તિઓનું જેમાં વર્ણન હોય, તેના ચરણમાં પોતે દીન બનીને આરજૂ કરતો હોય એવા ભાવની પ્રાર્થના માટે ઝંખી રહ્યો હોય છે. વળી કેટલાક તત્ત્વચિન્તકો હોય છે. તેમનો આત્મા ઈશ્વર-તત્ત્વનાં નિરંજન નિરાકાર આદિ ગુણોનું અને સંસારની અસારતાનું વર્ણન હોય એવી જ પ્રાર્થનાથી સંતોષ પામી શકે છે. એમને આપણી પ્રાર્થના ફીકી લાગે એવો સંભવ છે. "આમાં ભક્તિનો ઊભરો ચડાવનાર કે જ્ઞાનના સાગરમાં ઝીલાવનાર તત્ત્વો ક્યાં છે?" તેઓ કહેશે. "આમાં તો માત્ર નીતિના નિયમો જ સંગ્રહીત કરેલા છે. પ્રાર્થના વખતે પણ એ ઘડી દુનિયાને ભૂલીને વૈરાગ્યમાં મસ્ત ન થઈએ તો તે પ્રાર્થના શાની? તમે તો તે વખતે પણ દુનિયાને — તમારા સમાજને અને સમાજમાં કેવા નીતિનિયમોથી વર્તવું, તેની ઉન્નતિ કરવા કેવું જીવન ગુજારવું એનું જ રટણ કરો છો. એટલાથી આત્માને સંતોષ કેમ થાય?"

ભક્તહૃદયવાળાઓ આમ પણ કહે છે: "આનું નામ જ 'પ્રાર્થના', તેથી ભગવાન પાસે ભક્તિભીની યાચના તેમાં ન હોય તો તેનું નામ ખોટું પડે ને?" કદાચ તેમનું કથન ખરું હોય, અને આપણે જો કરી રહ્યા છીએ તેને માટે, 'પ્રાર્થના' એ ખરું નામ ન હોય. કેટલાક વિચારક આશ્રમવાસીઓ

તેને માટે 'ઉપાસના' નામ વધારે બંધબેસતું માને છે—એટલે કે જીવનના ગંભીર પ્રશ્નોનું ચિન્તન કરવા, જીવનના સિદ્ધાન્તો પાકા કરવા બે ઘડી શાન્તિમાં બેસવું.

આપણે શાન્તિમાં બેસીને ભગવાનની ઉપાસના જ કરવી છે, પણ આપણે ભગવાનને જનતાજનાર્દન રૂપે અથવા દરિદ્રનારાયણ રૂપે જોઈએ છીએ. એટલે એની સેવા એ જ આપણું ભજન બને છે. એની સાચી પૂજા જો આપણે આપણું પોતાનું જીવન શુદ્ધ, નિસ્વાર્થ, નિર્વિકારી બનાવીએ તો જ કરી શકીએ. તેથી સ્વાભાવિક રીતે આપણે ઉપાસના વખતે 'સ્થિતપ્રજ્ઞ'નાં લક્ષણોનું ચિન્તન કરવું પસંદ કરીએ છીએ.

તે જ પ્રમાણે, પરમાત્માએ પોતાનું નિર્ગુણ નિરંજન રૂપ તો આપણાથી ઢાંકી રાખ્યું છે. આપણાં આંખ કાન નાક એટલાં જાડાં છે કે તેનાથી એને જોવા સાંભળવો શક્ય નથી. આપણી બુદ્ધિ ગમે તેટલી ઝીણી કરીએ તો પણ એનું ચિન્તન તે કરી શકે એવી આશા નથી. જીભ ગમે તેટલી લાંબી કરીએ તો પણ તે તેને વાણીમાં ઉતારી શકે એવી આશા નથી.

પણ ઈશ્વરે જો આપણને આમ સાંકડા આશ્રમમાં પૂર્યા છે તો સાથે સાથે પોતે પણ અપ્રકટ છતાં આપણે ખાતર આપણે જોઈ શકીએ તેવા રૂપે પ્રગટ થયો છે. કેવું સુંદર તેનું આ રૂપ છે! કેવું ભવ્ય! ઝગમગ કરતા તારાઓથી ભરેલું આકાશ, તેજસ્વી સૂર્ય અને શીતળ ચંદ્ર, ગગનચુંબી પર્વતો અને વિશાળ સમુદ્રો, લીલાં લીલાં વૃક્ષો, અને એ સૌ કરતાં અદ્ભુત પ્રાણીઓ, અને તેમાંયે સૌને શિખરે બુદ્ધિ અને ભાવનાથી ભરેલો મનુષ્યપ્રાણી—ભગવાનનું આ પ્રગટ રૂપ આપણે આંખે દેખી શકીએ છીએ, વાણીથી તેનું ગુણગાન કરી શકીએ છીએ, આપણે તેના ઉપર પ્રેમ કરી શકીએ છીએ, આપણાં ભોગવિલાસ સ્વાર્થોનો ત્યાગ કરી તેને પ્રસન્ન કરી શકીએ છીએ. તેની સેવામાં આપણી જાતને ઘસીને, મસ્તકનું બલિદાન આપીને તેનામાં સમાઈ જઈ શકીએ છીએ. આપણે ભક્તિના ઉભરાથી પ્રાર્થનામાં રોજ સવારે એ પીડિતનારાયણ અથવા દરિદ્રનારાયણનું સ્મરણ કરીએ છીએ:

"નથી મને કામના રાજ્યની વા<br>
ન સ્વર્ગની, ના ભવ છૂટવાની,<br>
છે કામના એક ખપી જવાની<br>
પીડિતનાં દુઃખ નિવારવાને."

આ આપણો ભગવાન છે, આવી આપણી ભક્તિ છે, એને જ અનુરૂપ આપણી ઉપાસના અથવા પ્રાર્થના આપણે બનાવી લીધી છે.

પ્રાર્થનાનું બીજું અંગ છે ભજન અને ધૂન. તે પ્રાર્થનાનું સૌથી મધુર અને તેથી લોકપ્રિય અંગ છે. નાનાં બાળકો અને ગ્રામવાસીઓ પણ તેમાં ભાવથી ભળી શકે છે. તેમાં પણ આપણા પ્રિય સિદ્ધાન્તો જ આપણે ગાઈએ છીએ, પણ સંગીત અને કાવ્યના રસોમાં ભળીને તે સારી રીતે પકાવેલા અન્નની જેમ સુપાચ્ય, રુચિકર અને હળવા બનેલા હોય છે.

આ માટે તુલસીદાસ, સુરદાસ, કબીર, નરસિંહ મહેતા, મીરાંબાઈ, તુકારામ જેવા સંતકવિઓનો વારસો આપણને મળ્યો છે એ આપણું કેવું મોટું ભાગ્ય છે? એ વારસો લૂંટવામાં આપણે ભાષાનો ભેદ આડો આવવા દીધો નથી. ગુજરાતી, હિન્દી, બંગાળી, મરાઠી એ બધી ભાષાનાં ભજનો આપણે ગાઈએ છીએ.

ચાલુ જમાનો આ બાબતમાં આપણને જાણે વસૂકેલી ગાય જેવો માલૂમ પડે છે. કવિઓ અને લેખકો તો ઘણા છે. પણ તેઓ ભક્તો અને સંતો હોતા નથી. છતાં જૂનું ને જ સોનું અને નવામાં કંઈ હોય જ નહીં એવી જડ માન્યતા આપણી નથી. આપણા આત્માને સંતોષ આપે એવાં ભજનો આજના કવિઓમાંથી મળી જાય છે તો આપણે ઉપકાર સાથે તેને લઈએ છીએ. ગુરુદેવ રવીન્દ્રનાથ, નાનાલાલ, નરસિંહરાવનાં કેટલાંક ભજનો આપણાં માનીતાં ભજનોમાંનાં છે.

આપણા સિદ્ધાન્તો જૂના છતાં તેનાં રૂપરંગ અને લેબાસ નવાં જ છે. સત્યાગ્રહ, બળિયાની અહિંસા, નિર્દોષમાં રહેલી સામાનું હૃદયપરિવર્તન કરવાની અદ્ભુત શક્તિ, અનાસક્તિ, આપણાં એકાદશ વ્રતો, દરિદ્રનારાયણની અને પતિતપાવનની ભક્તિ,—આવી આવી તે નવી ભાવનાઓ છે. તે સિદ્ધાન્તોનાં ભજનો અને ધૂનો ગાનારા નવા સંતકવિઓ પાકશે અને આપણા ભજનસંગ્રહમાં નવી ભરતી કરશે એવી આપણે સદા આશા રાખી રહ્યા છીએ, અને ત્યાં સુધી આપણે જૂના સંતોની વાણીમાં આપણા દિલના ભાવો ચડાવીને તે ગાઈએ છીએ.

શ્લોકવિભાગમાં આપણે આપણા ધ્યેયનું સીધું રટણ જ રાખેલું છે, પણ ભજનોમાં તો આપણે નિત્ય નવા ભાવો ધારણ કરી શકીએ છીએ. કોઈ વાર સીધાં વૈષ્ણવજનનાં લક્ષણો ગાઈએ, તો કોઈ વાર 'હરિનો મારગ છે શૂરાનો' કે 'शूर संग्राममें देख भागे नहीं' એવી વીરવાણી પણ ગાઈએ છીએ. કોઈ વાર રજ જેવડા બની પ્રભુને ચરણે બેસીએ છીએ અને 'मो सम कौन कुटिल खल कामी' એમ ગાઈએ છીએ, અને પોતામાં રહેલા દોષો શોધવા પ્રયત્ન કરીએ છીએ. સત્યને માર્ગે ચાલતાં કષ્ટો પડે અને ચારે તરફથી હાથ હેઠા પડે એવા તો જિંદગીમાં નાના

મોટા પ્રસંગો આવ્યા જ કરે છે. તેવે વખતે 'सुनेरी मैंने निर्बल के बल राम' એ ગાઈને આપણે છાતીમાં બળ ભરીએ છીએ અથવા 'હરિને ભજતાં હજુ કોઈની લાજ જતાં નથી જાણી રે' એ ભજન ગાઈને આશાના તંતુને વળગી રહેવાનું બળ મેળવીએ છીએ.

ભજનોના કેટલાક પ્રકારો જૂના લોકોમાં માનીતા જણાય છે, પણ આપણને તે બહુ ગમતા નથી. વૈરાગ્ય ચઢાવવાના હેતુથી ઘણાં ભજનોમાં સંસારનું નરકની ખાણને રૂપે વર્ણન કરેલું હોય છે. સંસારની સેવા એ તો આપણી સાધના જ રહી, એટલે આપણને એવાં ભાવનાં ભજનો કેમ ગમી શકે? કામને જીતવામાં મદદ થશે એવા હેતુથી કેટલાંક ભજનો સ્ત્રીશરીરનું સૂગ ચડે એવું વર્ણન કરે છે અને તેનાથી ભાગવાનો ઉપદેશ કરે છે. આપણે પણ કામ જીતવા તો ઇચ્છીએ છીએ, પણ આપણી આ રીત કેમ હોઈ શકે? આપણી રીત તો સ્ત્રી પ્રત્યે માતાભાવ અને સેવાભાવ કેળવવો એ છે. કેટલાંક ભજનો વળી મરણના — યમયાતનાઓના ભયનાં વાજાં વગાડે છે, તેનાથી તેઓ આપણને ભડકાવે છે — અને તે એવા હેતુથી કે આપણે એથી બચવા માટે પવિત્ર જીવન ગાળવા લાગીએ. છતાં આપણને એવાં ભજનોમાં મઝા પડી શકતી નથી. આપણને તો 'कर ले सिंगार चतुर अलबेली, साजनके घर जाना होगा'— એવાં ભજનો જ વધારે પ્રિય છે, જેમાં મૃત્યુને આપણા પરમ હિતૈષી સ્વજન તરીકે ગાયું હોય.

પ્રાર્થનાનું ત્રીજું અંગ સ્વાધ્યાય અથવા ગ્રંથપાઠ છે. ગીતા, ઉપનિષદ અને રામાયણ, એ આપણા મૂળ ગ્રંથો છે — કુરાન, બાઇબલ અને બુદ્ધ જીવનમાંથી પણ આપણે વખતોવખત પ્રેરણાનાં પાન કરીએ છીએ. તાજું તાજું સત્યાગ્રહસાહિત્ય એ તો આપણો રોજરોજ ખાવાનો આધ્યાત્મિક રોટલો છે.

પ્રાર્થનાનું ચોથું અંગ પ્રવચન. દરેક આશ્રમમંડળમાં કોઈ ને કોઈ વ્યક્તિઓ એવી હશે જ, હોવી જોઈએ, જે એ આખા મંડળના મધ્યબિંદુ જેવી હોય. એવી વ્યક્તિ કે વ્યક્તિઓ હોય તો જ આશ્રમોમાં જીવ દેખાય છે. જે આશ્રમોમાં તેવી વ્યક્તિઓ નથી હોતી તે માત્ર નામે જ આશ્રમો છે. ત્યાં મકાનો હશે, પૈસાટકાનું બળ હશે, કંઈક બંધારણસરનું કામ પણ ચાલતું હશે, છતાં જીવ જોવામાં નહીં આવે.

આશ્રમ એટલે કોઈ સ્ફૂર્તિમય વ્યક્તિ અને તેની આસપાસ તેના આકર્ષણથી વીંટળાયેલું મંડળ. આખા મંડળને તેના પ્રત્યે શ્રદ્ધા હોય છે, માન હોય છે, પ્રેમ હોય છે. તેને પણ આખા મંડળ માટે અત્યંત પ્રેમ હોય છે. તેની પાસેથી મંડળને પ્રેરણા મળે છે, તો મંડળ પણ તેનામાં

પ્રેરણા પૂરે છે. મંડળને પોતે ઉત્તમમાં ઉત્તમ દોરવણી આપવી છે એ વિચાર તેના મનમાં ચોવીસે કલાક જાગૃત રહે છે, તે વિચારની પ્રેરણાથી તે સદા સાવધાન રહે છે અને પોતાની અંદર શિથિલતા દાખલ થવા દેતો નથી.

આવું પરસ્પર પ્રેમ શ્રદ્ધાવાળું મંડળ હોય તેવો આશ્રમ જીવતો જાગતો અને રોજ રોજ વધતો રહે છે. તેની બધી પ્રવૃત્તિઓમાં પ્રાણ સ્ફુરતો માલૂમ પડે છે. તેની પ્રાર્થનાઓ પણ રસમય અને જીવંત હોય છે. તેવું નથી હોતું ત્યાં પ્રવૃત્તિઓ બધી થતી હશે, પણ તે યાંત્રિક જેવી. ત્યાંની પ્રાર્થનાઓ તો ખાસ શુષ્ક અને ગ્રામોફોનની રેકર્ડ જેવી નિર્જીવ લાગશે, પછી ભલે તેમાં ધૂપ, દીપ, વાદ્ય જેવા કૃત્રિમ ઉપાયોથી રસ લાવવાનો પ્રયત્ન કરતા હશે.

પુસ્તકોના વાચન કરતાં શ્રદ્ધેય પુરુષના મુખની જીવતી વાણીની ખૂબી ન્યારી જ છે. મુખની વાણી ભલે પુસ્તક જેટલી ગોઠવાયેલી નહીં હોય પણ તેની અંદર જીવતો રણકાર હોય છે, પ્રેમનો ઊભરો હોય છે; બોલનારને આપણને કંઈક આપવાનો આવેશ ચડેલો હોય છે, તેથી તેની વાણી આપણા દિલમાં સોંસરી ઊતરી જાય છે, અરધુ વચન બોલાય તે પહેલાં આપણે આખુ સમજી જઈએ છીએ.

પણ પ્રવચનનો રિવાજ પાડી નાખવાનો હોય નહીં. પ્રાર્થનાનુ તે એક અંગ છે, માટે કઈ ને કંઈ પ્રવચન કોઈએ કરવુ જ જોઈએ એમ સમજી રિવાજ પાડી દેવામાં આવે તો પ્રવચન કૃત્રિમ અને ભાષણિયુ થઈ જવાનો ભય છે. પછી તો જેમ લાગુ બોલાય તેમ બોલવુ, તેમા બનાવટી રસ જમાવવા માટે નિંદા, અને ટીકાઓમા ઊતરી પડવુ, યુદ્ધ આદિના છાપાના બનાવોના તીખા તમતમતાં બયાનો આપવા, તેના ઉપર રેડિયોના વક્તાઓની અથવા દૈનિક છાપાંના અગ્રલેખોની શૈલીમા વિવેચન કરવુ,— આવુ તેનું સ્વરૂપ બની જવાનો ભય છે તેમ થવા દેવુ ન જ જોઈએ.

પ્રવચન કરવાને ખાતર — રિવાજ પાળવાને ખાતર પ્રવચન કરવાનુ નથી. પરંતુ આપણી આસપાસ રોજ અનેક બનાવો બને છે, અને આપણે જાહેર સેવકો રહ્યા, તે બનાવો વિષે આપણા સિદ્ધાંતો પ્રમાણે આપણે આપણા વિચારો ઘડવા જોઈએ. આપણા સંસ્થાજીવનમા પણ નાની મોટી ઘટનાઓ બનતી હોય છે, મૂંઝવણો ઊભી થાય છે. આ બધા વિષે આપણા મંડળે ધર્મબુદ્ધિથી — સિદ્ધાંતની દૃષ્ટિએ વિચારો કરતા રહેવુ જોઈએ. એટલે પ્રવચનનો રિવાજ ન પાડીએ તો પણ નિત્ય નવા વિચારો કરવાના પ્રસંગોનો કદી દુષ્કાળ પડતો નથી. આપણી સંસ્થા જીવતી હશે, માત્ર ઘરેડમાં ચાલનારી નહીં હોય, અને જો આપણા સદ્‌ભાગ્યે આપણી વચ્ચે ચારિત્ર્યવાન અને

વિચારક નેતાનો વાસ હશે, તો આપણી પ્રાર્થનાઓમાં નિત્ય નવાં નવાં સુરસ પ્રવચનોરૂપી ગંગા વહેતી જ રહેશે, અને આપણને નિત્ય નવી શ્રદ્ધા અને પ્રેરણા આપ્યાં જ કરશે.

એમાંથી જ પ્રશ્નોત્તરીનું અંગ પણ સ્વાભાવિક રીતે ઊભું થશે. આપણે જો પ્રવચનો ઊંડા ઊતરી સાંભળતા હોઈશું, વિચારમય જીવન ગાળતા હોઈશું, જેટલું આચરીએ તેટલું બધું સમજવા પ્રયત્ન કરતા હોઈશું અને સમજીએ તેટલું આચારમાં ઉતારવાની હિંમત કેળવતા હોઈશું, તો આપણને જાત જાતના જીવતા પ્રશ્નો ઊભા થયા વિના કેમ રહે? પ્રાર્થનાના પવિત્ર વાતાવરણમાં આપણે આપણી શંકાઓ રજૂ કરીએ છીએ અને આપણા શ્રદ્ધેય ગુરુજનો પાસેથી તેનાં સમાધાન મેળવી શાંત થઈએ છીએ. એટના પ્રશ્નના જવાબો સાંભળી આખું મંડળ લાભ ઉઠાવે છે.

પૂછનાર પોતાની હોશિયારી બતાવવા પૂછતો નથી, મનમાં ખરી મૂંઝવણ ઊઠી છે તેથી જ પૂછે છે; જવાબ આપનાર પોતાની બુદ્ધિ કે ચાલાકી બતાવવા જવાબ દેતો નથી, પણ પ્રેમથી સામાને પોતાના અનુભવ અને જ્ઞાનનો લાભ આપવાની વૃત્તિથી જવાબ આપે છે. નાનાં અને મોટાંને એકબીજા ઉપર ભાવ છે. નાનાંઓ પ્રશ્નો પૂછતાં શરમાતાં નથી કે ડરતાં નથી. છૂટથી પૂછે છે, પોતાની નાની બુદ્ધિ પ્રમાણે ગાંડીઘેલી અને રમતિયાળ ભાષા પણ વાપરે છે; પણ તેમાં ગુરુજનનું અપમાન હોતું નથી, તેની પાસેથી શીખવાની વૃત્તિ જ હોય છે. ગુરુજન પણ તેને નિરુત્તર કરવા કે ઉડાવવા માગતો નથી. પ્રેમના સંબંધને લીધે તેની મૂંઝવણ ક્યાં છે તે તરત પકડી પાડે છે. હાસ્યવિનોદમાં વીંટાળીને પોતાનો ઉત્તર તેના હૃદયમાં પહોંચાડી દે છે. ઘણી વાર અંગત અનુભવો અને ધનતનરૂ દૃષ્ટાંતોથી તેની આંખ ઉઘાડી દે છે. અરસપરસમાં આવાં પ્રેમશ્રદ્ધા ન હોય તો પ્રશ્નોત્તરી પણ ખૂબ જ કૃત્રિમ અને વિતંડાવાદ જેવી બનવાનો ભય છે. એક પોતાની અક્કલનું પ્રદર્શન કરવા ખાતર બનાવટી પ્રશ્ન ઉઠાવશે અને બીજો સામાને આંજી નાખવા ખાતર જવાબ આપશે. આ બાબતમાં ખૂબ સાવધાન રહેવું જોઈએ, અને પ્રશ્નોત્તરીને આવી હલકી જાતની બનાવીને પ્રાર્થનાનું વાતાવરણ બગાડવું ન જોઈએ.

પ્રાર્થનામાં એક નવું અંગ હમણાં હમણાં દાખલ થયું છે—તે છે થોડી મિનિટોની શાંતિનું. આખો સંઘ થોડી મિનિટ કંઈ પણ બોલ્યા વિના અને હિલચાલ કર્યા વિના શાંતિથી બેસી રહે, એ સ્થિતિમાં જ ખરેખર કંઈક અદ્‌ભુત આનંદ રહેલો છે. આખા સંઘની અંદર જાણે કોઈક અલૌકિક વીજળી ફરી વળતી હોય એવું દરેક જણને તે વખતે લાગે છે.

આ શાંતિ જો શ્લોકો બોલ્યા પછી તરત ધારણ કરવામાં આવે તો રટણ કરેલા સિદ્ધાંતોનું તે વખતે મગજમાં મનન ચાલશે, અને તેમાં છુપાયેલા અર્થોના કંઈ ને કંઈ ચમકારા રોજ આપણા અંતરમાં પ્રગટ થશે.

પ્રવચન ૫૦ મું

## પ્રાર્થના-ચાલકોને ઉપયોગી સૂચનાઓ

સૌનો સક્રિય ભાગ — સંઘપ્રાર્થના જ્યાં જ્યાં ચાલતી હોય ત્યાં એક સૂચના ખાસ વિચારવા જેવી છે. પ્રાર્થના એવી ઢબે કરવી જોઈએ કે સર્વ સભ્યોને તેનાં સર્વ અંગોમાં સક્રિય ભાગ લેવાની તક મળે.

સક્રિય ભાગ લેવાનો હોય તો જ સંઘ એકાગ્રતા જાળવી શકે. આ તો પ્રાર્થના છે, દરેકે પ્રયત્ન કરીને એકાગ્ર રહેવું જ જોઈએ, એમ ધારી લઈ પ્રાર્થનાને શુષ્ક કરી મૂકવી ન જોઈએ. એકાગ્રતા ગખવામાં મદદ થાય એવી સર્વ તદબીર રાખવી ઘટે.

શ્લોકો નાનાંમોટાં સૌને પ્રયત્નથી શીખવી દેવા, જેથી સૌ એકસાથે, સરખા શુદ્ધ ઉચ્ચારથી તે બોલી શકે; અને ન આવડવાને કારણે કોઈને નવરા બેસી રહેવું ન પડે. ભજનમાં એક ભજનિક ગાય અને બીજાઓ સાંભળ્યા કરે એમ ઘણી વાર કરવામાં આવે છે, એથી સભ્યોને પોતાને લાંબો વખત સીધો ભાગ લેવાનું મળતુ નથી. તેવા ગાળાઓમાં નાની ઉંમરના સભ્યો ચંચળ બનશે, એકાગ્રતાની ઓછી ટેવવાળાઓને ઝોકાં આવશે અને ટેવવાળાઓને પણ તાણ પડ્યા વિના નહીં રહે. ભજનિક ગવડાવે અને બીજાઓ ઝીલે એમ રાખવું એ વધારે સારું છે. આખો સંઘ ભજનો સારા સૂરે અને એક સાથે ગાય એવું પણ કરી શકાય, માત્ર તે માટે સૌને અગાઉથી સારી રીતે તાલીમ આપેલી હોવી જોઈએ.

વાચન ચાલતું હોય ત્યારે કાં તો સૌની પાસે તે પુસ્તક હોય એમ રાખવું અથવા તો વાંચનારે વિવેચન કરતા રહેવું. છાપેલી યાંત્રિક વાણી કરતાં મોઢાની જીવતી વાણી ઉપર ધ્યાન રાખવું લોકોને સહેલું પડશે.

પ્રવચનમાં તો સભ્યોને ભાગે મૂંગા બેસી સાંભળવાનું જ હશે, પરંતુ મોંઢાની જીવતી વાણી હોવાથી તેમાં ધ્યાન રહેવું એટલું બધું મુશ્કેલ નહીં પડે. છતાં બોલનારે શ્રોતામંડળના સર્વ વર્ગો — ઓછું ભણેલાં, બાળકો, વગેરે સૌનો ખ્યાલ રાખીને જ બોલવું જોઈએ. એમને નજર સામે રાખવાથી ગંભીરમાં ગંભીર વિચારોને સરળમાં સરળ કરીને રજૂ કરવાની કળા ખીલશે.

જેટલું બોલાય તે બધું બાળકો સમજશે એમ નહીં બને તે માટે કાલી ભાષા વાપરવાની કે રાજારાણીની વાર્તાઓ કહ્યા કરવાની જરૂર પણ નથી. પરંતુ તેઓ પણ સભામાં બેઠા છે એવો ખ્યાલ બોલનારના મનમાં હાજર હશે તો તે વખતોવખત તેમની સપાટીએ ઊતરી આવશે. તેથી પ્રવચનની ગંભીરતાને ખેંચ આવ્યા વિના તેમાં રસ વધશે. બાળકો કેટલુંક તો સારી રીતે સમજ્યા હશે અને પૂરું નહીં સમજ્યા હોય તેની પણ સુગંધ તેમના મગજમાં રહી જશે

પ્રાર્થના અતિ લાંબી ન કરો — પ્રાર્થનાના ખોળિયાનો વિચાર કરતાં આ મુદ્દો પણ સમજી લેવો ઘટે છે. ઘણી વાર કોઈ કોઈ સંસ્થાઓ કલાક, દોઢ કલાક અને તેથીયે લાંબો વખત પ્રાર્થનાઓ ચલાવે છે એથી સભ્યોને અનેક રીતે અગવડો પડે છે એટલો લાંબો સમય એકધ્યાન અને સ્થિર આસને બેસી રહેવું એ સૌને માટે સહેલું ન હોઈ શકે તે સિવાય હિસાબી વૃત્તિના સભ્યોને માટે એટલો લાંબો વખત પોતાના બીજા કાર્યોમાંથી ફાજલ પાડવો એ પણ પોસાય તેવું નથી હોતું

આમાં પ્રાતઃકાળની પ્રાર્થના તો ૧૫ કે ૨૦ મિનિટથી લંબાવવી ઠીક નથી જ. એ મહામૂલો વખત ખૂબ કરકસરથી વાપરવો જોઈએ, અને પોતપોતાની સ્વતંત્ર જરૂરિયાત પ્રમાણે દરેકના હાથમાં તે પૂરતો ફાજલ રહેવા દેવો જોઈએ આશ્રમ એ તો એકજીવવાળી સંસ્થા હોવી જોઈએ, તેમાં ઘણાં કામકાજ સૌએ સાથે મળીને સામુદાયિક કરવાનાં હોય એ ખરું છે, પરંતુ તેથી સભ્યોનું કુલ જીવન સામુદાયિક કે લશ્કરી છાવણીની ઢબનું બનાવી દેવું એ આપણો ઉદ્દેશ નથી જ સવારનો સમય કોઈને ચિન્તન માટે, કોઈને અભ્યાસ માટે, કોઈને વ્યાયામ માટે એમ પોતપોતાની જરૂરિયાત પ્રમાણે વાપરવાની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે સંઘપ્રાર્થના ગમે તેવી ઉપયોગી હોય તો પણ તેને તેની મર્યાદા છોડી સભ્યોના સ્વાધીન સમયમાં આક્રમણ કરવા ન દેવું જોઈએ

સાયંકાળની પ્રાર્થના કંઈક વધારે લાંબી કરી શકાય, પણ તેને માટે પણ હું તો ૪૦ થી ૪૫ મિનિટથી લાંબી ન કરવાની મર્યાદા સૂચવું સમયની મર્યાદામાં રહી શકાય એ માટે આખા સંઘે અને ખાસ કરીને પ્રાર્થનાના જુદા જુદા અંગોના સંચાલકોએ સહકાર કરી પોતપોતાના ભાગોમાં સાવધાની રાખવી પડશે ઠરાવેલી પળે પ્રાર્થના શરૂ થાય જ — મિનિટ મોડી નહીં કે વહેલી પણ નહીં આ વસ્તુ ધાર્મિક ચોકસાઈથી પાળવી જોઈએ. શ્લોકોનો વિભાગ ઘણી જગ્યાએ બહુ જ ઢીલાશથી લંબાવી લંબાવીને બોલાય છે તેથી એકાગ્રતામાં મદદ થાય છે એમ માન્યતા હોય તો બરાબર

નથી. શિથિલ અને ઢીલો સ્વર એકાગ્રતાનો પોષક નથી જ. મિનિટ બે મિનિટ પણ આ રીતે જવા દેવી આપણને પોસાય નહીં. આની મતલબ એવી નથી કે મિનિટ કાપવાને ખાતર શ્લોકો ધાંધલથી પઢી જવા.

ભજનિકોએ પણ સમયનો ખ્યાલ નજર બહાર જવા દેવો ન જોઈએ. લીટીઓ બેવડાં કરવી, લાંબા આલાપો ચલાવવા, એના ઉપર તેમણે અંકુશ રાખવો જોઈશે. ભજનિકો સ્વભાવે ધૂની હોય એ કુદરતી છે. તેથી આ સૂચના અગ્યાને નહીં ગણાય. એકલો ગાનાર હોય તો તે તાનમાં આવીને વખતનો વિચાર છોડીને મુક્ત કંઠે ગાઈ શકે, પણ સમૂહગાયન જુદી જ વસ્તુ છે. તે વધારે અંકુશ, વધારે મર્યાદા, વધારે વેગ માગી લે છે.

ધૂનનું તો નામ જ ધૂન. તે તો ધૂનમાં આવીને જ મચાવવાની હોય ને? કેટલીક જગ્યાએ સંઘપ્રાર્થનામાં ત્રીસ ત્રીસ ને ચાલીસ ચાલીસ ધૂનઆવર્તનો થતાં મેં જોયાં છે. ભજનિક તાનમાં આવીને તેમાં આલાપો અને પલટાઓ લેતો જ જાય છે અને ધરાતો નથી. પણ સંઘ થયો એટલે ધૂન પણ અતિ લાંબી તે સહન કરી શકે નહીં. તેને તે પોષાય પણ નહીં. ધૂનનાં દસ આવર્તનો આવી પ્રાર્થનાઓ માટે પૂરતાં ગણવાં જોઈએ.

વાચન, પ્રવચન, પ્રશ્નોત્તરીનાં અંગોએ પણ, વિવેકથી પોતાની મર્યાદા સાચવવી પડશે. બધાં અંગોને રોજ સામટું સ્થાન આપવાની જરૂર ન હોય, એક અંગ વધી જાય તો બીજાએ સંકોચાઈ જવું જોઈશે.

પ્રાર્થના સદા લીલી રાખો — જે પ્રાર્થના આપણે રોજ સવારે ને સંધ્યાકાળે રટી જઈએ છીએ તે આપણને દિવસ દરમ્યાન સાંભરે છે ખરી? ખાતાં, બેસતાં, ઊઠતાં, કામ કરતાં, સૂતાં તેમાના શ્લોકો, મોટા અક્ષરે લખેલાં સૂત્રોનાં પાટિયાંની જેમ આપણી આંખ સામે આપણને દેખાયાં કરે છે? જે કંઈ કામ કરતા હોઈએ તે કરતાં કરતાં આજના ભજનનું રટણ આપણા મનમાં ચાલ્યાં કરે છે ખરું? આવું રટણ અને સ્મરણ તાજું ને તાજું રહ્યાં કરે એવી આશાથી જ આપણે રોજ એની એ પ્રાર્થના બોલીએ છીએ.

પરંતુ જે વસ્તુ રોજ એકની એક કરીએ તે યાંત્રિક બની જાય, નિર્જીવ ટેવરૂપ બની જાય, ક્રિયાકાંડ માત્ર બની જાય, અને દિવસ દરમ્યાન આપણને તેનો ખ્યાલ પણ ન રહે, એવું શું નથી બનતું? પ્રાર્થના સંબંધમાં પણ આવું બની જાય છે એ સૌ કોઈ કબૂલ કરશે. એ આપણા મનુષ્યસ્વભાવમાં રહેલી નબળાઈ છે. આપણામાં કોઈ વિરલા જ એવા હોય છે કે જે સદા જાગ્રત રહી શકે છે, આવી નબળાઈથી પોતાની બુદ્ધિને ઘેરાવા દેતા નથી અને પોતાની પ્રાર્થનાને સદા લીલી ને લીલી રાખી શકે છે.

આપણા સ્વભાવની નબળાઈ લક્ષમાં લઈ આપણે પ્રાર્થનાને સદા લીલી રાખવા કંઈક ઉપાયો યોજવા જરૂરી છે.

પ્રાર્થનાના શ્લોકોના અને ભજનોના ઉચ્ચારો તેમ જ અર્થો સૌએ સારી રીતે શીખી લેવા જોઈએ. તે સંસ્કૃતમાં અને હિન્દીમાં હોય તો તો એ ખાસ જરૂરનું છે. આ માટે આશ્રમ જેવી સંસ્થાઓમાં વખતોવખત ખાસ વર્ગ રાખવા. એક વખતનો વર્ગ પૂરો થયે તે પ્રયત્ન કાયમનો પૂરો થયો એમ ન માનતાં ફરીથી વર્ગ ચાલુ કરવો. વખતોવખત ભરતી થતી નવી વસ્તીને ખાતર તે જરૂરનું છે એટલુ જ નહીં, પણ સામાન્ય રીતે સર્વ આશ્રમવાસીઓને પ્રાર્થનાના ઉચ્ચારો, શબ્દાર્થો અને ભાવાર્થો તાજા રહ્યાં કરે એ માટે પણ એ જરૂરનું છે.

પ્રવચન દરમ્યાન પણ પ્રાર્થનાની અંદર આવતા જુદા જુદા સિદ્ધાન્તો ઉપર પ્રસંગોપાત્ત વિવેચન કરવાં. આપણા ખાનગી જીવનને તેમ જ પ્રજાકીય જીવનને પ્રસંગોપાત્ત તે લાગુ પાડતાં રહેવું.

આમ દરેક ઉપાયે પ્રાર્થનાના શબ્દો, તેના ભાવો, તેમાં રહેલા સિદ્ધાન્તો આપણા દરેકના મનમાં ઘૂંટયાં કરવા એ ખૂબ જરૂરી છે. પ્રસંગે-અપ્રસંગે, સુખમાં દુઃખમાં તે ચિરપરિચિત મિત્રોની જેમ આપણી આંખ સામે હાજર રહે અને આપણને બળ અને દિલાસો આપતાં રહે એ આપણી અંતરની ઇચ્છા છે. તે શબ્દો અને ભાવો આપણે એટલાં ઘૂટવા માગીએ છીએ કે વાતવાતમાં પણ તે આપણી જીભે ચડતા આવે, અરે સ્વપ્નામાં પણ આપણે હોઠેથી તે શબ્દો જ નીકળી પડે. આપણે તેને એટલા હાડમાં ઉતારી દેવા માગીએ છીએ કે ભયંકર માંદગીની યાતના ભોગવતા હોઈએ ત્યારે પણ એ યાદ કરતાં આપણા મગજને થાક ન લાગે, પણ શાંતિ મળે; ગમે તેવી આફતમાં પણ આપણે તેને ભૂલી ન જ શકીએ, અને મરણની વિકટ પળે બીજું બધું ભાન ભુલાઈ જાય ત્યારેયે પ્રભુકૃપાથી તેનું ભાન લીધું ને લીધું રહે.

આપણે દરેક ઉપાયે પ્રાર્થનાને આવી લીલી ને તાજી રાખ્યા કરવી જોઈએ, તેને કદાપિ દિવસમાં બે વાર કરવાનો પોપટપાઠ બની જવા દેવી ન જ જોઈએ.

## પ્રવચન ૫૧ મું

# માંદગી કેમ ભોગવવી?

એક સેવક અથવા આશ્રમવાસીએ જીવન કેવું જીવવું એના આપણે આજ સુધી પુષ્કળ વિચારો કર્યાં. આજે હવે તેણે કેવી રીતે માંદગી ભોગવવી તેમ જ કેવી રીતે મરવું એનો વિચાર પણ કરી લઈએ.

મારી બાબત સાંભળીને તમને હસવું આવે છે! તમે મનમાં કહો છો: "શું માંદગી અને મરણ પૂછીને આવે છે? શું તે હંમેશાં અણધાર્યા મહેમાનોની જેમ, કલ્પના પણ ન હોય એવી દિશામાંથી, નથી આવતાં? તે વખતે આપણને વિચાર કરવાની તક જ ક્યાં રહે છે? માંદગી આવે ત્યારે એ તો આપણને ઊંચકીને ખાટલામાં ગબડાવી પાડે છે. આપણે તો તે વખતે તરફડિયાં મારીએ ને ઊહું ઊહું કરીએ કે માંદગી કેમ ભોગવવી એના વિચારો કરીએ? અને મરણ આવશે ત્યારે તો ભાન જ ક્યાં રહેવાનું છે કે કેમ મરવું એનો વિચાર કરવાપણું હોય?"

શું ખરેખર માંદગી તમારા કહેવા પ્રમાણે અણધાર્યા મહેમાનની જેમ આવે છે? તમે કબૂલ કરશો કે આપણે કેમ જીવવું એના અનેક સિદ્ધાન્તો વિચારી રહ્યા છીએ તેને અનુસરીને જો જીવીએ તો માંદગી આપણી પાસે આવી શકે જ નહીં. જો આપણે આપણા વિચારો પ્રમાણે ખાનપાન કરીએ, તે પ્રમાણે કપડાં પહેરીએ, તે પ્રમાણે જાતમહેનતના ઉદ્યોગો કરીએ, તે પ્રમાણે સ્વચ્છતા જાળવીએ, તે પ્રમાણે આકાશને ખોળે સૂઈએ અને બ્રાહ્મ મુહૂર્તમાં જાગીએ, અને તે પ્રમાણે સંયમ અને સેવાનું જીવન ગાળીએ તો આપણા જીવનમાંથી માંદગીનો છેદ જ ઊડી જવો જોઈએ. વિચાર કરશો તો તમે એ પણ જોઈ શકશો કે માંદગી આવે છે ત્યારે આ સિદ્ધાન્તોનો ક્યાંક ને ક્યાંક ભંગ થયો છે એ જ તેનું કારણ હોય છે.

આપણે ભોજન સંબંધી કશા સિદ્ધાન્તો સાચવીએ નહીં, મસાલા ને તેજાના ને ગળપણની મદદથી વધારે પડતું ખાઈએ, ચાવ્યા વિના ખાઈએ, પાચક તત્ત્વોનો ખાંડવા, કૂટવા, દળવામાં તેમ જ રાંધવામાં ઘણુ કાઢી નાંખીએ અને પછી પરિણામે આપણી હોજરી બગડે, આંતરડાં નબળાં પડે, શૌચ સંબંધી હંમેશાં ફરિયાદો રહ્યાં કરે, આંખ આવે, મોં આવે, એ કોનો વાંક? માંદગી અણધારી આવી કે આપણે નોતરી આણી?

આપણે સ્વચ્છતા સંબંધી કશા સિદ્ધાન્તો સાચવીએ નહીં, નહાવા ધોવાનું આળસ કરીએ, અથવા માત્ર નામનું જ નહાઈએ ધોઈએ;

બધિયાર ઘરમા બારીબારણા ઢાકીને ભરાઈ રહીએ, કયા શૌચ જવુ, કયાં થૂકવુ, કયા પાણી ઢોળવુ, કયા એઠવાડ ને કચરો ફેકવો એ કશાનો વિચાર ન કરીએ અને આપણી પોતાની ગદકીથી આપણા ઘર, પડોશ અને ગામનું પાદર દુર્ગંધ અને રોગનુ ઘર બનાવી મૂકીએ, માખી મચ્છર જેવા રોગપ્રચારકોને પેદા કરીએ અને પછી પરિણામે ચામડીના દર્દોથી પીડાઈએ, મલેરિયા, ન્યૂમોનિયા, ટાઈફોઇડ જેવા તાવોના અને અનેક ચેપી રોગોના ભોગ બનીએ એ પણ શુ આપણો પોતાનો વાક નહીં? શુ આપણે માદગીને હાથ ઝાલીને આગ્રહ સાથે નોતરી લાવ્યા, એમ નહીં?

આપણે શરીરના ધર્મ પ્રમાણે તેને જાતમહેનત કરી તાજુ, તરવરતું અને તાકાતવાળુ ન રાખીએ, અને મોટાઈના ખ્યાનથી આખો દિવસ બેસી રહીએ કે સૂઈ રહીએ, લખવા વાચવા ને વાતો કરવા સિવાય કશો ઉદ્યોગ જ ન કરીએ, હાથથી કોદાળી ને કુહાડી ચલાવવાને બદલે માત્ર લેખણ જ ચલાવીએ અને પૈસા જ ગણીએ, પગને પનાકીના બધથી બાધી મૂકીએ, અને અવરજવર કરવી જ પડે તો પોતાને પગે ન કરતા જાતજાતના વાહનો ઉપર સવારી કરીએ — પછી પરિણામે આપણા શરીર નબળા પડી જાય, હાથપગ દોરડી જેવા થાય, છાતી સાકડી ને પેટ ગોળી જેવડુ થાય ખાધુ પચાવી શકાએ નહીં, શરીરમા મેદ વધી જાય, શરદી, સધિવા અને દમ જેવા વ્યાધિઓથી પીડાઈએ — એ કોનો વાક? વ્યાધિનો કે આપણો પોતાનો?

આપણે આખો દિવસ ઘરમા ભરાઈને ટાઢા છાયડામા જ રહીએ, ખુલ્લી હવા ન સેવીએ, સૂરજનો તડકો ન સેવીએ, વળી ઘરમા છાયડામા પણ શરીરને ઉપરાઉપરી કપડા પહેરી તેમા વીટાળી રાખીએ — પછી પરિણામે આપણો ચહેરો નૂર વિનાનો થાય, આપણી ચામડી ફીકી પડી જાય, ટાઢતાપ ખમી ન શકીએ, વાતાવરણમા જરા ફેરફાર થતા જ આપણને સળેખમ થઈ જાય, અજીરણ થઈ જાય, આ પણ આપણે વાંકે થયુ કે માદગી પોતાની મેળે આવી?

આપણે કશો સયમ પાળીએ નહીં, બ્રહ્મચર્ય પાળીએ નહીં, પણ ભોગવિલાસને જ જિંદગીનો ધર્મ બનાવી ચાલીએ — પછી પરિણામે શરીર નિચોવાઈ જાય, નિસ્તેજ અને નિવીર્ય થઈ જાય, ભરજુવાનીમા આપણે ઘરડા થઈ જઈએ, આપણે ક્ષય જેવા રાજરોગ તો શુ પણ સામાન્ય શરદી કે ઉધરસ સામે પણ ટક્કર ઝીલી ન શકીએ — એવા માયકાગલા થઈ જઈએ એમા કઈ આશ્ચર્ય છે?

શું આપણે પોતે જ ખાસ પ્રયત્ન કરીને આપણાં શરીરને દરેક રીતે દરેક રોગને લાયક બનાવ્યું એમ જ ન કહેવું જોઈએ ? માંદગીના મૂળમાં આપણું સ્વાદિયાપણું છે, આપણા ભોગવિલાસ છે, આપણું આળસ છે. આપણું અવિચારીપણું છે, એમ કબૂલ કરી શું આપણે માંદગીને એક શરમાવનારી બાબત ન ગણવી જોઈએ ?

આમ જો આપણે જાણીએ કે માંદગી વગર કારણે કે વગર નોતરે આવી નથી, તે આવી તેમાં આપણી પૂરી જવાબદારી છે, આપણા જીવનના સિદ્ધાંતોનો ભંગ કરી આપણે તેને બોલાવી છે, અને આપણી બોલાવી જ તે આવી છે — જો આપણે આ વસ્તુ જાણીએ તો માંદગી કેમ ભોગવવી — માંદગી વખતે કેમ વર્તવું એની આપણને તરત સમજણ પડી જશે.

પેટમાં ભરાવો થયો હશે તો આપણે એક બે લાંઘણ ખેંચીને પેટની ઉપરનો ભાર હલકો કરીશું અને તેને આરામથી પોતાનું કામ કરવાની તક આપીશું. ભરાવો વિશેષ હશે તો આકડા કે દિવેલીનાં પાન પેટે બાંધીને કે માટીનો પાટો મૂકીને અને છેવટે કંઈક હળવો જુલાબ લઈ બગાડ કાઢવામાં શરીરને મદદ કરીશું. ઝાડા, માથું ચડવું, સળેખમ, આવી સામાન્ય તકલીફો તો આટલું કરતાં પોતાની મેળે શાન્ત થઈ જશે.

તાવથી પણ આપણે ગભરાટમાં પડીશું નહીં. આપણી લાંબી નિષ્કાળજીથી આપણે શરીરમાં ઘણો મળ અને ઘણું ઝેર ભેગું થવા દીધું છે, અને કુદરત હવે અકળાઈ ને તેને કાઢવા યુદ્ધે ચઢી છે, એમ આપણે સમજી જઈશું. કુદરતને કુદરતનું કામ નિરાતે કરવા દઈશું, શાંતિથી સૂઈ રહીશું, અને દુઃખ સહન કરીશું. કોઈ માથું દાબો, કોઈ પગ ચાંપો, માથે બામ ચોપડો, દાક્તરને ત્યાં દોડો — એમ નકામી ધાંધલ કરીને આસપાસના લોકોને નાહકના હેરાન નહીં કરીએ. ખાવાનું તો આપણને તાવમાં ભાવે જ નહીં. આપણે ખવાતું નથી એ કારણે નાહકના ગભરાટમાં પડીશું નહીં, અને બીઘમરચામાં લપેટીને ઢેબરું ભજિયું કરાવી ગમે તે રીતે ખાવા ઉપર મન રાખીશું નહીં. આપણે સમજી જઈશું કે શરીર રોગ સાથે લડવામાં રોકાયું છે, તેને નવો ખોરાક પચાવવાની હમણાં ફુરસદ નથી. કંઈ ભાવવું નથી એનો બીજો શો અર્થ ? આપણે કકડીને ભૂખ ઊઘડે નહીં ત્યાં સુધી ખાવાનું બંધ રાખીશું. તાવ બહુ અસહ્ય થશે તો માથે પેટે ભીની માટીનો પાટો મૂકીશું. તાવના દિવસોમાં કડવાશનું સેવન કરીશું.

ખસ ખૂજલી જેવાં ચામડીનાં દરદો નીકળશે તોયે નાહકના ગભરાટ કરી જાતજાતના મલમો ખરીદવા દોડીશું નહીં, પણ નહાવા ધોવામાં વધારે ચોકસાઈ રાખીશું. મેલા રહીને ચામડી બગાડી તેનું પ્રાયશ્ચિત્ત કરવા દિવસમાં

બે ને ત્રણ વાર પણ નહાવાનું ગમીશું. જરૂર હશે તો ગરમ પાણી કરી તેમાં લીમડાનાં પાન ઉકાળી તેનાથી નહાઈશું. ચામડીને સૂરજનો તાપ ખવડાવીશું, બીજી તરફથી પેટની અંદરનો કચરો પણ કાઢવામાં મદદ કરીશું.

શરીર જાડું થઈ જવા માંડે અથવા દમ કે સંધિવા જેવા રોગોનાં ચિહ્નો દેખાવા માંડે તો આપણે વખતસર એની જાણીશું. એ બેઠાડુ જીવનનું અને ખાવાપીવામાં કરેલા અસંયમનું ફળ છે એ આપણે તરત સમજી જઈશું અને દિનચર્યામાં મોટા ફેરફાર કરીશું. શરીરશ્રમનું કામ તેમાં દાખલ કરીશું. પહેલું હલકું કામ કરતાં કરતાં ધીમેધીમે તેનું પ્રમાણ વધારતા જઈશું. ખોરાકમાં મીઠાઈ અને ફરસાણોનો શોખ જતો કરી રોટલો, દૂધ અને શાકભાજી જેવા સાદા અન્નનો શોખ કેળવવા માંડીશું અને તે પણ પેટ કંઈક ખાલી રહે એટલું જ ખાઈશું.

ક્ષય જેવા કોઈ ગજરોગના ભોગ થઈ પડીએ તો પણ આપણે હાથ ગભરાટમાં પડીશું નહીં. મૂઆ પહેલાં મુડદા બની ગયા હોઈએ એમ વર્તીશું નહીં. દાક્તર વૈદ પાછળ ખુવાર થઈશું નહીં. પોતાની સ્થિતિ છે કે નહીં તે જોયા વિના કુટુંબને ભૂખે મારી પોતાની જાનને જીવાડવા ધમપછાડા મારીશું નહીં. આપણે સમજી જઈશું કે શરીર સૂર્યનો જીવનદાયી તડકો માગે છે, ખુલ્લી સ્વચ્છ ચેતનભરી હવા માગે છે. આપણે ગામનું સાંકડું, હવાઉજાસ વિનાનું, દુર્ગંધ વાતાવરણનું ઘર છોડી કોઈક ખેતર જેવી ખુલ્લી સ્વચ્છ જગામાં રહેવા નીકળી જઈશું. શરીરને કપડાંના કેદખાનામાંથી મુક્ત કરી તેના ઉપર સૂર્યનાં કુમળાં કિરણો નાચવા દઈશું અને હવાને રમવા દઈશું. ખાવાપીવાના સ્વાદો કરી નબળા પડેલા શરીરનો ભાર વધારીશું નહીં. આપણાં કફ આદિમાંથી બીજાઓને ચેપ ન લાગે તેની ખબરદારી રાખી તે કાળજીથી દાટીશું. અરધો રોગ તો આટલું કરવાથી જ શમી જશે. ગાય પાળી તેનું તાજુ દૂધ સેવન કરીશું અને શરીરમાં કંઈ ખાસ દોષો હોય તો તેના નિવારણ માટે યોગ્ય ઔષધિ લેવાનું ગમીશું. આમ વર્તીશું તો ઈશ્વરકૃપાથી ગજરોગ ઉપર પણ આપણે વિજય મેળવી શકીશું.

આ કંઈ આરોગ્યશાસ્ત્ર કે વૈદકશાસ્ત્ર ઉપરનું ભાષણ નથી. તે આપવાની મારી લાયકાત નથી, અને મને જરૂર પણ નથી. કોઈ રોગમાં વૈદ દાક્તરોને શરણે ન જવું પડે એમ કહેવાનોયે મારો હેતુ નથી. પણ એંશી ટકા માંદગી તો આવી સાદી બાબત જ હોય છે, અને આ રીતે આપણી રહેણીકરણીમાં સુધારો કરવાથી પોતાની મેળે મટાડી શકીએ એવી હોય છે.

શરીરને કંઈક થયું એટલે વૈદ્ય દાક્તર પાસે દોડવું જ જોઈએ, 'શરીરના રોગ વિષે આપણે શું જાણીએ! જેનું કામ તે કરે, આપણે તો પૈસા ખરચી બાટલીઓ ભરી લાવવી, એ સિવાય આપણે બીજું શું કરવાનું હોય!' એવી માન્યતા રાખવી એ જ એક જાતની મોટી માંદગી છે. બીજી મોટી માંદગી કોઈ હોય તો એ છે કે, શરીરને જરા વેદના થઈ કે હિંમત હારી જવું, પછાડા મારવા ને બરાડા પાડવા. "ગમે તે કરો પણ આ વેદનામાંથી મને છોડાવો, વૈદને લાવો, નહીં તો દાક્તરોને લાવો. રૂપિયાવાળો દાક્તર તેમ કરવામાં નિષ્ફળ થયો તો પાંચ રૂપિયાવાળો લાવો, અને તેની દવા પેટમાં પહોંચે તે પહેલાં વીસ રૂપિયાવાળાને બોલાવો!" વેદના આગળ આવા કાયર થઈ જવું, માંદગી આગળ આવા રાંકડા બની જવું, મગજનું સમતોલપણું ગુમાવી બેસવું, ડૂબતો માણસ તરફડે તેમ તરફડાટ કરવો, એ કોઈ પણ માણસની માણસાઈને લાંછન લગાડનારું વર્તન છે, તો પછી સેવકને તો તે કેમ જ શોભે?

વેદના, દુઃખ, સંકટ—પછી તે શરીરના રોગમાંથી આવેલાં હોય કે સુલતાનીમાંથી આવેલાં હોય કે આસમાનીમાંથી આવેલાં હોય, તેની સામે ગભરાયા વિના, હિંમત હાર્યા વિના; મગજને શાંત સ્થિર રાખીને, અડગપણે ઊભા રહેવું, સહન કરવું પડે તે હસતે મુખે સહન કરવું, અને સમજપૂર્વક તેનો ઉપાય કરવો એ જ મનુષ્યને શોભે છે, એ જ વીરધર્મ છે. માંદગીનો પણ એ જ વીરધર્મથી સામનો કરવો ઘટે છે.

ગભરાટનું એક કારણ સહનશક્તિ ન હોવી તે છે, તેમ તેનું બીજું કારણ અજ્ઞાન પણ છે. શરીર વિષે, તેને કેમ નીરોગી અને સશક્ત રાખવું તેના નિયમો વિષે, માંદગીઓ કેમ આવે છે અને કેમ મટે એ વિષે આપણે કેટલું ઘોર અજ્ઞાન ધરાવીએ છીએ? નથી તે બાબતનું જ્ઞાન આપણને ઘરમાંથી મળતું, નથી નિશાળમાંથી મળતું. આપણે પોતે માંદા પડીએ છીએ અને આપણી આજુબાજુનાં પણ વખતોવખત માંદાં પડે છે, પણ આપણા અનુભવોમાંથી પણ આપણે કશું જ્ઞાન મેળવતા નથી. તે વખતે આપણે કાયર અને ગભરાયેલા હોવાથી વૈદ્ય દાક્તરમાં પૈસા ખરચ્યા સિવાય આપણને કંઈ સૂઝતું નથી.

આપણું પોતાનું અજ્ઞાન જેમ મોટું તેમ દાક્તર સાહેબ આપણને સર્વજ્ઞ અને એકમાત્ર તારણહાર લાગે છે. આપણે દીન બનીને તેમની સામે તાકી રહીએ છીએ. આવા ગભરાયેલા, કાયર અને બેવકૂફ દરદીઓની બેવકૂફીનો લાભ વૈદદાક્તરો ન લે તો પછી કોનો લે? આપણો ગભરાટ

જેમ વધારે દેખે તેમ તેઓ આપણને વધારે ભડકાવતા જાય અને વધારે પૈસા કઢાવતા જાય, તો એમા નવાઈ છે ?

વળી તેઓ જુએ છે કે આપણે માદગીના દુખથી બચવુ છે, પણ આહારવિહારમા જરાયે કરી પાળવી નથી મોજશોખ ઉપર કાબૂ રાખવો નથી, ગાદીતકિયો છોડી મહેનત કરવી નથી એટને તેઓ આપણને બે ઘડી ઉપર ઉપરથી આરામ લાગે, પીડા દબાઈ જાય એવી જ દવાઓ આપે છે પીડા દબાય છે પણ રોગ તો ઊડો પેસે છે, અને થોડા વખત પછી વધારે જોર અને વધારે વેદના સહિત પાછો ફરી નીકળે છે દાક્તર પ્રામાણિક હોય અને આપણુ ધન હરવા આવી યુક્તિ ન કરતો હોય તો પણ જ્યા સુધી આપણે પોતે આરોગ્યના નિયમો પાળીને તેના કામમા સહકાર ન આપીએ ત્યા સુધી તે આપણને કાયમના સાજા કેમ કરીને કરી શકે ?

આપણે સેવકોએ તો ખાસ સમજવુ જોઈએ કે જેમ માદગીથી ગભરાવુ એ શરમભરેલુ છે તેમ માદગી વિષે અને શરીરના નિયમો વિષે આવુ અજ્ઞાન રાખવુ એ પણ બહુ શોભાસ્પદ નથી આપણે આળસ અને અજ્ઞાનથી પોતાનુ ઘર સાચવીએ નહી, ગદુ રાખીએ, પડી જવા દઈએ તો આપણે ગૃહસ્થ થવાને લાયક નથી એમ જ સમજવુ જોઈએ ને ? તો શરીર એ તો ઘર કરતા પણ આપણી વધારે નજીકની વધારે મોઘી મિલકત છે તેના વિના આપણે તણખલુ પણ તોડી શકીએ તેમ નથી, અને તેના વડે આપણે મોટામા મોટા કામો કરી શકીએ છીએ આવુ જે આપણુ શરીર, જે આપણને જન્મની સાથે પરમેશ્વરે બક્ષ્યુ છે તેને જરા પણ ઓળખીએ નહી, તેને સાચવવાની કળા શીખી લેવાનો જરા પણ પ્રયત્ન જ કરીએ નહી તો આપણે આવા સુંદર અને અનેક શક્તિઓ તથા ગુણોથી યુક્ત શરીરના સ્વામી થવાને લાયક જ નથી તેના ઉદાર દાતા પરમેશ્વર પાસે આપણે શરમથી માથુ નીચુ ઘાલવુ પડશે

તેથી આપણે સેવકોએ શરીર વિષે, આરોગ્ય વિષે બીમારીઓ અને તેના ઉપચારો વિષે ઠીક ઠીક જ્ઞાન મેળવવા સદા પ્રયત્નશીલ રહેવુ એ આપણો ધર્મ છે શાળા કૉલેજોમા જઈએ તો જ તે જ્ઞાન મળે એ વહેમ છે આપણને પોતાને માદગી આવે આપણા કુટુબમા અને સસ્થામા માદગી આવે તે વખતે આપણે ચીવટ રાખીને તે તે માદગીના કારણો લક્ષણો અને ઉપચારો જાણકારો પાસેથી સમજી લેતા રહીએ તો પણ આપણે વગર કૉલેજે અરધા દાક્તર તો બની જ જઈએ આવા પરમ આવશ્યક

કામ માટે તેટલો પ્રયત્ન ન કરવો એ શિથિલતાની અને મંદબુદ્ધિની નિશાની છે, અને સેવકો માટે તે ખરેખર શરમાવાનું કારણ છે.

શરીર અને તેના આરોગ્ય સંબંધીનું જ્ઞાન આપણે પોતે માંદગીમાંથી બચી શકીએ તે માટે જરૂરનું છે જ, પણ આપણા સેવકધર્મના પાલન માટે પણ એ અત્યંત જરૂરનું છે. સેવકધર્મ ઘણો વિશાળ છે, અને તેમાં અનેક જાતની સેવાઓનો સમાવેશ થાય છે. પણ સૌથી સીધી અને પ્રત્યક્ષ નજરે દેખાય એવી કોઈ સેવા હોય તો તે માંદાંની માવજત છે. આપણે ખાદીસેવક હોઈએ કે રાષ્ટ્રીય શિક્ષક હોઈએ કે સ્વરાજ્યના સૈનિક હોઈએ, આશ્રમમાં રહેતા હોઈએ કે ઘરમાં રહેતા હોઈએ કે ગ્રામસેવકોની વચ્ચે જઈને વસ્યા હોઈએ કે સ્વરાજ્યની લડત લડતાં જેલમાં ગયા હોઈએ — માંદાંની સેવા કરવાના પ્રસંગો હમેશાં આવવાના જ. ગીતાની ભાષા ચોરીને કહી શકાય કે, "ભાગ્યશાળી સેવકોને માંદાની સેવાના પ્રસંગો, ઉઘાડા સ્વર્ગદ્વારના સમા, સદા મળી જ રહે છે."

આવા પ્રસંગે સામાન્ય લોકો જે રીતે વર્તે છે અને સમજદાર સેવક જે રીતે વર્તશે તેમાં ફેર પડવાનો. સામાન્ય લોક માનશે કે માંદગી જેવી બાબત — તેમાં આપણને શું ખબર પડે? તે કામ વૈદ દાક્તરોનું. બહુ કરશે તો દાક્તરને ત્યાંથી દવા લાવી આપશે કે દાક્તરને બોલાવી લાવશે. સેવક તો સમજે છે કે દાક્તર પાસે જવા જેવી માંદગી ક્યારેક જ થાય છે, એંશી ટકા માંદગી તો સામાન્ય જાતની હોય છે, ઉપવાસ કરવાથી અને આપણે વિચારી ગયા છીએ તેવા સાદા ઇલાજોથી દરદી તેમાંથી સહેજે પાર ઊતરી જાય છે. તે દરદીની ગભરામણ વખતે તેને પડખે રહેશે, તેને હિંમત આપશે, આનંદમાં રાખશે, તેને વેદનામાં શાન્તિ વળે એવા નાના નાના ઇલાજો કરશે. તેનાથી ઊઠબેસ થઈ ન શકે તેવી સ્થિતિમાં તેને દરેક રીતે વણમાગી મદદ કરી તેને સંપૂર્ણ આરામ મળે તેમ કરશે, જરૂર પડતાં રાત્રે ઉજાગરા કરી તેની ચાકરી કરશે, તેના ઝાડાપેશાબ, થૂકકફ પ્રેમથી ઝીલી તેની યોગ્ય વ્યવસ્થા કરશે, તેનું શરીર, તેનાં કપડાં, તેનું ઓઢવા-પાથરવાનું, તેનું મકાન એ ખૂબ ખૂબ સ્વચ્છ રાખશે. તે જાણે છે કે સ્વચ્છતા એ માંદાની અરધી માંદગી હરણ કરે છે. માંદાને જૂની ટેવને લીધે અને ખોટી સમજને લીધે જે તે ખાવાપીવાની ઇચ્છા થશે તો તે તેને પ્રેમથી વારશે, અને તેને દવા કે ફળ આદિ ખવડાવવું જરૂરનું હશે તે પ્રેમથી સમજાવી પોતાને હાથે ખવડાવશે. માંદગીમાં દરદી ચીડિયો અને લાફળોફાંફળો થઈ જાય એ સ્વાભાવિક છે એમ તે જાણે છે, તેથી તેની સાથે તે ધીરજ અને ખામોશી રાખશે, અને પ્રેમભરી ચાકરીના બળથી તેને વશ કરશે. તેને તક જોઈને

માંદગીનાં કારણો સમજાવી તેનો ગભરાટ દૂર કરશે, અને ચાલતા ઇલાજોમાં તેનો સહકાર મેળવશે.

માંદગીમાંથી દરદી બેઠો થશે ત્યારે તેના શરીરના દોષ કુદરતે પોતે જ ધોઈ કાઢ્યા હશે. તે દરમ્યાન ચાકરી કરનાર સેવકે માંદગી સંબંધનું તેનું અજ્ઞાન દૂર કર્યું હશે. મોટામાં મોટો લાભ થવાનો સંભવ છે તે તો એ છે કે ખરે વખતે ચાકરી દેનાર અને લેનાર બંનેનાં હૃદયો ઊંડા પ્રેમ-સંબંધથી સંધાશે, અને માંદાને માંદગી કેમ ભોગવવી એની કળા આવડી જશે, એટલું જ નહીં પણ આવાં પ્રેમ-ચાકરી પામનાર દરદીને પોતાને માંદાની ચાકરી કરવાનો શોખ કાયમનો પેદા થઈ જાય તો પણ આશ્ચર્ય નહીં, કારણ કે સેવાનો શોખ એક ચેપી વસ્તુ છે.

સેવકની આવી પદ્ધતિમાં તેને દરદીના પોતાના તરફથી તેમ જ સગાંવહાલાં તરફથી શરૂઆતમાં સારી પેઠે વિરોધ નાખવામાં આવશે. દરદી પોતે તો ચાકરી અને પ્રેમ પાસે લાંબો વખત વિરોધ નહીં જ કરી શકે. પ્રેમ અને સેવામાં માણસને વશ કરવાની કેવી અદ્‌ભુત શક્તિ છે, તેનું પ્રત્યક્ષ દર્શન માંદાની સેવાચાકરી કરનારને અચૂક થાય છે.

પણ બીજાં સગાંવહાલાંઓનો વિરોધ જીતવો એટલો સહેલો નહીં લાગે. તેમને દરદીના સુખની જ એકલી દૃષ્ટિ હોય તો તો તેઓ પણ થોડા વખતના અનુભવથી શાન્ત થઈ જાય. પરંતુ તેમના મનમાં ઘણી વાર જુદા જ મોહો હોય છે. દરદીને માટે ઘણા રૂપિયા ખર્ચી દાક્તરો બોલાવીશું નહીં અને દવાઓ લાવીશું નહીં તો ન્યાતજાત અને આડોશીપાડોશીમાં અમારી નિંદા થશે—એ ચિંતા તેમના મનમાં છૂપી છૂપી હોય છે.

સેવક કાચો હોય છે તો તે પોતે પણ આવા મોહથી મુક્ત હોતો નથી. પોતાનાં છોકરાંની માંદગી વખતે પોતે તો જાણે છે કે એમાં ધાંધલ કરવાની કે દાક્તરોને ત્યાં દોડવાની કશી જરૂર નથી. પણ પત્ની પ્રહારો કરે છે, "તમને છોકરા માટે લાગણી નથી, તમે તેના કરતાં પૈસો વહાલો ગણો છો." ભાઈબહેનો માંદાં પડ્યાં હશે ત્યારે કદાચ માબાપ તેને આવાં વચનો સંભળાવશે. કાચો સેવક પોતાના વિચારો ખિસ્સામાં મૂકી દઈ સગાંને રાજી કરવા મંડી જશે. ઘરમાં માંદાનો ખાટલો હોય ત્યારે નિર્મોહપણે વિચાર કે ચર્ચા કરવા જેટલાં કોઈનાં મગજ સમતોલ ન હોય, આળાં થઈ ગયાં હોય અને જરા જરામાં માઠું લાગી જાય. પણ સાચી કળા માણસને આવે વખતે જ બતાવવાની હોય છે. શું તે આપણને આવડશે? કે આપણે પોતે જ માંદગી નજર સામે ખડી થતાં મગજ ગુમાવી બેસીશું અને આપણી પોતાની શ્રદ્ધા અને સમજણ હારી બેસીશું?

મોટા મોટા પ્રસિદ્ધ વૈદ્યદાક્તરો વિષે કહેવાય છે કે જ્યારે તેઓ જાતે બીમાર થાય છે અગર તેમના ઘરમાં કોઈ પોતીકું માણસ માંદું પડે છે ત્યારે તેઓ એટલા ગભરાઈ જાય છે કે તેઓ પોતાની બધી વિદ્યા ભૂલી ગયા હોય તેમ વર્તવા લાગે છે, સામાન્ય માણસની માફક બીજા દાક્તરોને ત્યાં દોડાદોડ કરે છે, દરદીનું દુઃખ ભુલાવવા કોઈ અજ્ઞાની માણસની માફક તેને જે માગે તે ખાવા આપે છે, અને તેની સામે રડવા બેસી તેની હિંમત મુકાવી દે છે. આવું એકલા દાક્તરોને જ બને છે એમ થોડું જ છે? આપણે સેવકો પણ એ જાતની નબળાઈને વશ નહીં થઈએ એવો આપણને આત્મવિશ્વાસ છે શું? દૂરનાં દરદીઓ વખતે આપણે જે ડહાપણ અને ધીરજ બતાવીએ છીએ તે જ્યારે જાત ઉપર કે નજીકનાં સગાંમાં અથવા પોતાને માથે જેની જવાબદારી હોય એવા વિદ્યાર્થી આદિમાં માંદગી આવી પડે ત્યારે આપણે રાખી શકીશું? કે એવા ખરેખરીના વખતે આપણે પણ આપણા વિચારો અને શ્રદ્ધાઓ છોડી સામાન્ય લોકોની જેમ વર્તવા લાગી જઈશું!

ભણેલા લોકોમાં માંદગી આવી કે તરત દાક્તર અને દવા જ સૂઝે છે તેમ ગામડાંઓમાં ભગતભૂવા સૂઝે છે. તેઓને તરત વહેમ જાય છે કે કોઈ ભૂત પ્રેત કે ડાકણ એમને નડે છે, કોઈની નજર લાગી છે કે કોઈ દુશ્મને મૂઠ મારી છે. ભૂવો આવી ધૂણે છે, પીંછી ફેરવે છે, બોકડા મરવાનો ભોગ ચડાવે છે, ઉતાર મૂકાવે છે, અને જાતજાતનું ખર્ચ અને ધતિંગ કરાવે છે.

ગામડાંમાંયે ઘણા સુધારકો આ બધું વહેમ છે એમ માને છે. પણ જ્યારે પોતાના ઘરમા માંદગી આવી પડે છે ત્યારે તેઓ બધા પોતાના સુધારક વિચારોમાં ટકી શકતા નથી અને પરંપરાથી ચાલ્યા આવતા વહેમને માથું ઝુકાવી ભૂવાને શરણે જાય છે. "કદાચ લોકોનો વહેમ સાચો હશે અને ડાકણ ભોગ ન મળવાથી કોપી જીવ લેશે તો? આટલી વાર સુધારાને દૂર રાખવામાં જ સલામતી છે," નબળાઈમાં તેમનું મન આવો વિચાર કરે છે, અને તેઓ ભૂવાનો આશરો લેતા જોવામા આવે છે.

આપણે ભણેલાઓ નાનપણથી આ જાતના વહેમમાં ઊછર્યા નથી તેથી આપણને ગ્રામવાસીઓના આ વહેમો જોઈ હસવું આવે છે અને તેમની દયા આવે છે પરંતુ તેમને જો તેમના વહેમો છે તો આપણને આપણા વહેમો ક્યાં નથી? જેવા ગભરાટને વશ થઈ તેઓ ભૂવાનું શરણું શોધે છે તેવા જ ગભરાટને વશ થઈ શું આપણે વૈદ્યદાક્તરનું શરણું શોધતા નથી? સાચું ભૂત અને સાચી ડાકણ આપણે ખાવા પીવામાં અને રહેણી-કરણીમાં જ્ઞાન કે સંયમ રાખ્યાં નહીં અને કુદરતના સિદ્ધાંતો તોડ્યા એ જ

છે, એ જેમ તેઓ જોતા નથી તેમ આપણેયે ક્યાં જોઈએ છીએ? અરે, કોઈ વાર તો વહેમી ગામડિયાઓને હમનાન બહેનાઓ માદગી આવતા એવા ગભરાતા માલૂમ પડે છે કે, તેઓ પણ જૂનાં ઓનાવી ડાકલુ વગડાવવા મડી જાય છે "કદાચ ગામડાના લોકોની માન્યતા સાચી હશે તો? આ પ્રસગ પૂરતો ભૂવો બુલાવી લેવામા શું જવાનું છે? હાનુ ડાકણના ભોગ થઈ પડવાનુ જોખમ શા માટે વેઠવુ?"—તેમનું ગભરાયેલુ નબળુ મન આ રીતે વિચાર કરવા મડી જાય છે

માદગીના ગભરાટમા એક બીજી નબળાઈ માણસ બતાવતો જોવામા આવે છે તેનો પણ ઉલ્લેખ અત્યારે જ કરી લઉં જેઓ સામાન્ય રીતે માસમદિરા વગેરેથી પરહેજ ખાનારાઓ છે અને જેઓમા તે વિરુદ્ધ સસ્કારો કેળવાયા છે તેઓ માદગીમા સપડાય છે ત્યારે મનથી છેક રાક બની જાય છે, અને દવા તરીકે અને પૌષ્ટિક ખોરાક તરીકે તે વસ્તુઓ લેવા મડી જાય છે આ રીતે ઈંડા, માછલીના તેલ, લીવરની બનાવટો, દ્રાક્ષાસવ, બ્રાન્ડી જેવી વસ્તુઓનો પ્રચાર દિવસે દિવસે વધતો ચાલ્યો છે

કેટલાક એવુ માનતા સભળાય છે કે હિંદુસ્તાનની પ્રજા અનેક પેઢીઓથી માસમદિરાનુ સેવન તજવાથી રજોગુણ વિનાની, નબળા શરીર અને ડરપણ સ્વભાવની બની ગઈ છે જોકે આજે માસાહારી લોકોમા અને આહારશાસ્ત્રના અભ્યાસીઓમા એવો મત જોર પકડતો જાય છે કે માસ એ શરીરમા અનેક રોગો પેદા કરે છે અને તે શક્તિવર્ધક કહેવાય છે એમા પણ પૂરુ સત્ય નથી દારૂને તો સૌ ભયકર અને નુકસાનકારી પીણુ જ ગણે છે છતા એ લોકોની જોડે ચર્ચામા ઊતરવાની આપણને જરૂર નથી માસાહારીઓ રોગામા પણ અહિંસા પાળતા થઈ જાય એવી તેમની પાસેથી આશા રાખવાની પણ આપણને જરૂર નથી પણ જેઓએ પેઢીઓથી તે વસ્તુ તજેલી છે, અને તેને પોતાનો મોટો વારસો માને છે અને તે માટે પોતાના વડીલોનુ ઋણ કબૂલ રાખે છે, તેઓ માદગીના ગભરાટમા પોતાનો વડીલોપાર્જિત સદ્ગુણ ફેકી દે એ શુ તેમને શોભે છે?

વળી જે વસ્તુઓને મૂળ રૂપમા તેઓ હાથ અડાડે નહી તે બાટલીઓમા ભૂકા કે ચાટણને રૂપે થઈને આવતા તેઓ લેવા મડે અથવા તેના ઇંજેક્શન લે એ શુ યોગ્ય છે?

પરતુ અહીં પણ માસાહાર કરીને તેઓ પેઢીઓની ટેક ગુમાવે છે એ મુદ્દા ઉપર આપણે ભાર મૂકવા માગતા નથી. પણ માદગીનો આટલો બધો ગભરાટ હોવો એ કેવી દીન દશા કહેવાય એ તરફ જ આગળી ચીધવા

લાગીએ છીએ. ખરેખર, માંદગીથી આટલી હદ સુધી ડરવું, દીન બની જવું, એ માણસની માણસાઈને મોટું લાંછન જ છે.

અને આપણે આજે જોયું કે આ ડર કેટલો બધો કલ્પિત અને નકામો છે. હું તમને કહી ગયો છું કે એંશી ટકા માંદગી તો જરાયે બીવા જેવી હોતી નથી. આપણે પોતે આપણું વર્તન સુધારી કુદરતી સિદ્ધાંતો પ્રમાણે આહારવિહાર રાખવા લાગીએ તો તેને આપણી મેળે, કોઈ વૈદ દાક્તર પાસે ગયા વિના મટાડી શકીએ છીએ. અરે, ઘણી ઝીણી ઝીણી માંદગીઓ તો લોકો કંઈ ન કરે, સંયમ પાળીને કુદરતને મદદ ન કરે, તો પણ પોતાનું શુદ્ધિનું કામ કરીને ત્રણચાર દિવસમાં શમી જવાની જ હોય છે. પણ ધીરજ કોને હોય છે? દાક્તરવાળાઓ દાક્તર પાસે દોડે છે અને ભુવાવાળાઓ ભુવા પાસે; ન ખાવાનું ખાય છે, ન પીવાનું પીએ છે, નિર્દોષ જાનવરનો જીવ લે છે, અને જે જશ કુદરતનો પોતાનો છે તે એ બધા ખોટા ઇલાજોને ભાગે નોંધાવે છે.

પ્રવચન ૫૨ મું

## મૃત્યુ સાથે કેવો સંબંધ રાખવો?

અત્યાર સુધી આપણે સાદી માંદગીઓ વિષે જ વિચાર કર્યો, પરંતુ જીવનમાં ખરી ગંભીર માંદગીઓના પ્રસંગ પણ દરેકને ભાગે ક્યારેક ને ક્યારેક આવવાના જ; અને તેમાંથી કોઈક માંદગી મૃત્યુ સુધી પહોંચનારી પણ નીવડવાની.

તેવા પ્રસંગોમાં જાણકાર વૈદદાક્તરોની સલાહ લેવી જોઈશે જ. પરંતુ વૈદની ગોળી જ બધું કરવાની છે એમ માનવું ભૂલભરેલું છે. તેવા પ્રસંગોમાં તો સારવારની ઉત્તમમાં ઉત્તમ કળા બતાવવાની, દર્દીને પ્રેમ અને સેવાથી નવડાવી તેની હિંમત અને આશા ટકાવવાની, માંદગી સાથેના યુદ્ધમાં તેનો સહકાર મેળવવાની ખાસ જરૂર છે. તેમ કરતાં મૃત્યુને પાછું નહીં વળાય તો પણ દર્દીના છેલ્લા દિવસોમાં તેને સુખ શાંતિ, આશા અને પ્રેમનું વાતાવરણ તો આપી શકાશે જ. ગંભીર માંદગીમાં વૈદ્યદાક્તરની મદદ અને સલાહ-સૂચના લેવી એમ મેં કહ્યું, પણ આપણે સેવકો ગરીબાઈને વરેલા હોઈએ છીએ. આપણે ગામડાંમાં વસીએ છીએ ત્યાંના લોકો પણ અત્યંત કંગાલ સ્થિતિમાં હોય છે. અને આ જમાનામાં વૈદ્યદાક્તરો કંઈ સેવાભાવથી કામ કરવામાં માનતા નથી, તેમ તેમની દવાઓ પણ સસ્તી

હોતી નથી. એટલે ધારીએ તો પણ તેમની મદદ કે સલાહનો લાભ આપણે બહુ જ અલ્પ પ્રમાણમાં લઈ શકીએ છીએ.

જે સારામાં સારા દાક્તરો તરીકે પંકાતા હોય છે તેઓ મોટે ભાગે શહેરોમાં જ વસે છે. બિચારાં ગામડાં તેમને કેમ નિભાવી શકે ? ગામડેથી કોઈ વખાનો માર્યો તેમને તેડવા જાય તો કષ્ટભરેલા પ્રવાસ અને તેમાં લાગતો પુષ્કળ વખત એ બન્નેની ગણતરી કરી તેઓ તેમની પાસે શહેરી આકડના કરતાં પણ વધારે ફી માગે છે ગામડાંના સામાન્ય લોકો આવે પ્રસંગે બહુ જ વલોપાત કરે છે, દરદીને તરફડતો મૂકી દાક્તરને તેડવા શહેરમાં જાય છે, પોતાનું ગજુ ન હોય તો પણ કરજ કરીને તેની આકરી ફી ભરે છે, તેને માટે આકરું ભાડું ભરીને ગાડી કે મોટર લઈ આવે છે. પણ ગામડાંની વસ્તીમાં આવુ કરી શકે એવા ભાગ્યે જ સોએ બે પાંચ જણા હોય છે. મોટા ભાગના લોકોને તો જીવ બાળીને બેસી રહેવું જ પડે છે.

સેવક આવે વખતે જીવ નહીં બાળે. તે જાણે છે કે ખરે વખતે કુશળ જાણકારની મદદ મળી શકે તો દરદીને લાભ થવાનો સંભવ છે ખરો, પણ જો તે પોતાના ગજા બહારની વસ્તુ હશે તો તે એ વાતનો અફસોસ કરવા બેસશે નહીં, પોતાના હાથમાં જે કંઈ ઉપાય હશે તેમાં જ તે મન પરોવશે. તે જાણે છે કે મોટામાં મોટા દાક્તર મેળવી શકાય તો પણ તેની પાંચ મિનિટની મુલાકાતથી અને તેની ગમે તેટલી કીમતી દવાથી પણ બહુ જ કામ થઈ ગયુ એમ બનવાનું નથી. દરદીએ પોતે તેમ જ સેવકે, તો પણ, ઘણું કરવાનું બાકી રહે છે. દવા અને દાક્તર કરતાં દરદીને બચાવવાની ચાવી તેમના પોતાના હાથમાં જ વધારે અંશે છે. આવી સમજ રાખીને સેવક તો પ્રેમ અને સેવાની જમાવ કરશે. દરદીને પણ રાતદિવસ કાળજી રાખનાર પોતાની નાનામાં નાની જરૂરિયાત જોનાર કોઈક છે એ જોઈ તે હિંમત બધાશે. એ જોઈને, તેનુ પોતાનુ હૃદય પણ પ્રેમ અને આનંદમાં રહેશે, અને મોટે ભાગે તે એ આનંદના પ્રભાવે બચી પણ જશે.

આખરી માંદગીમાં સગાંઓ દાક્તરો બીમાર માણસને તેની સાચી સ્થિતિ સંબંધમાં અંધારામાં રાખવામાં ડહાપણ માનતા જોવામાં આવે છે. તેઓ તેને અનેક જૂઠી વાતો કહીને મોત નજીક આવી રહ્યું છે એ ભુલાવવા મહેનત કરે છે. પણ એમાં કોઈ કદી ફાવ્યા હોય એવું મેં જોયુ નથી. તેઓ પોતે મોતના વિચારથી પૂરેપૂરા ગભરાયેલા હોય છે, અને તેમનું બોલવું, ચાલવું, તેમની આંખ, તેમનો ચહેરો, તેમનું દરેકે દરેક હલનચલન તેમનો ગભરાટ ઉઘાડો પાડી દે છે. દરદી સમજી ગયા વિના કદી રહેતો

નથી. ઊલટો તે તો સાચી હોય તેના કરતાં પણ વધારે ભયંકર સ્થિતિ કલ્પી લે છે, અને ભૂલવાને બદલે ઊલટો વધારે જ નિરાશ થઈ જાય છે.

આપણે સેવકો એવી નીતિમાં માનતા નથી. જૂઠાણાની જાળ ઊભી કરવાથી તે કોઈને લાભ કરી શકે એમ આપણે માનતા નથી. એ રીતે કોઈને લાંબો વખત અંધારામાં રાખી શકાય એમ આપણે માનતા નથી. આપણે તેમાં ડહાપણ નહીં પણ તેથી ઊલટું જ જોઈએ છીએ.

પોતાની જીંદગીનું સાચું સ્વરૂપ જાણવાથી દર્દી હિંમત હારી બેસે છે એમ નથી બનતું. જો તેની આસપાસ પ્રેમ અને સેવાનું સ્ફૂર્તિમય વાતાવરણ રાખીએ તો સાચી સ્થિતિ સમજવાથી તો દર્દી ઊલટો આપણી સારવારમાં મનપૂર્વક સહકાર આપે છે, અને જો રોગ અસાધ્ય હોય તો તે ધીમે ધીમે પોતાના મનને આખરની વિદાય માટે તૈયાર કરે છે અને અણસમજુ સગાંઓ ગભરાટ કે રોકકળ કરે છે તો સામો તેમને સાંત્વન આપે છે.

આમ મનથી તૈયાર થયેલા હોવાને લીધે જ્યારે અન્તકાળ આવે છે ત્યારે તેઓ જાણે કોઈ ગામતરે જતા હોય તેટલા શાંતિપૂર્વક પ્રયાણ કરી શકે છે, અને છેલ્લા દિવસોમાં સુંદર ચાકરી અને પ્રેમ મળવાને લીધે તેમનું મન આખરની ઘડી સુધી પ્રસન્ન રહે છે. તેઓ પોતાને પરમ ભાગ્યશાળી માને છે. આ દુનિયાનાં દુઃખ, દર્દો અને કલેશ-કષ્ટો ભૂલી તેનાં મીઠાં સંભારણાં લઈને વિદાય થાય છે, અને પોતાનું જીવન તેમ જ મૃત્યુ બને સુધર્યાં તે માટે સગાંસ્નેહીઓનો ઉપકાર માનતા તેમ જ પરમાત્માના ગુણ ગાતા ગાતા આ લોક છોડી જાય છે.

માંદગી સબંધમાં આપણો સેવકોનો ધર્મ વિચારતાં ચેપી રોગોનો પણ વિચાર કરી લેવાની જરૂર છે. રક્તપિત્ત જેવો ભયંકર રોગ કોઈ દુર્ભાગી માણસને લાગુ પડે છે ત્યારે તેનાં નજીકમાં નજીકનાં માણસો પણ ત્રાસીને તેનો ત્યાગ કરતાં જોવામાં આવે છે. એક તરફથી તેનાં ચાંદાં એટલાં દુર્ગંધ મારતાં હોય છે કે તેની નજીક રહી સારવાર કરવી એ ભારે કસોટીનું કામ છે. બીજી તરફથી પોતાને રોગનો ચેપ લાગુ પડી જવાનો ભય પણ કામ કરી રહેલો હોય છે.

ગામડાંના લોકો કરતાં પણ ભણેલાગણેલા લોકો ચેપ ચોંટવાના વિચારથી વધારે ભયભીત હોય છે. જોકે આ ચેપની વાત ખોટી નથી, અને તેનાથી મુક્ત રહેવા સમજપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ, પરંતુ તેનાથી ડરી દર્દીથી દૂર ભાગવું એ તો આપણી માણસાઈને એબરૂપ જ છે. તેનો રોગ એવો ત્રાસજનક અને ભયંકર છે તેથી તો તે આપણી સેવાનો વધારે પાત્ર છે. આપણે સગા તરીકે પ્રેમ બતાવેલો, મિત્ર તરીકે જે લાગણી

બતાવેલી, સેવક તરીકે જે ભાવ બતાવેલો એ તેના ખરા સંકટ સમયે ટકાવી ન શકીએ તો આપણે ખોટા જ નીવડ્યા ગણાઈએ ને ? જે માણસ ચેપ લાગવાથી આટલો બધો ડરે છે, પોતાનો જીવ એટલો બધો વહાલો કરે છે તે સાચો મિત્ર કે સાચો સેવક કદી બની શકતો નથી.

કેટલીક વાર ગામમાં કોલેરા, પ્લેગ જેવા ચેપી રોગો ફાટી નીકળે છે, ઘેર ઘેર ખાટલા પડે છે અને ઘણી જગ્યાએ તો બધા સામટા પડે છે, અને કોઈ કોઈને પાણી પાનારું પણ રહેતું નથી, લોકો વિચાર કરી શકે અને આવી પડેલી આફતને સમજી શકે તે પહેલાં તો ટપોટપ માંદાઓ મરવા માંડે છે અને મરનારાંઓની ચાકરી કરવાની વાત તો બાજુએ રહી, પણ મુડદાં ઉપાડી જનાર પણ કોઈ રહેતું નથી. યમરાજે જાણે પોતાના તમામ લાવલશ્કર સાથે ગામ ઉપર આક્રમણ કર્યું હોય એવો દેખાવ થઈ જાય છે.

તેવે વખતે ભલભલા લોકોમાં ગભરાટ ફેલાય છે. મોતના સાગમાંથી બચવા જેને જેમ સૂઝે તેમ નાસવા લાગે છે. સાધન હોય તે ગામ છોડી નાસે છે, સગવડ હોય તે ઇસ્પિતાલમાં આશરો લે છે. સગાં સગાંની વાટ જોવા રહેતાં નથી, મિત્રો મિત્રોને સંભાળવા થોભતા નથી. અને જાહેર સેવકો ? તેઓ પણ ઘણી વાર ખોટા નીવડે છે, અને સેવકધર્મને તિલાંજલિ આપી જીવ બચાવવા નાસી છૂટે છે.

પરંતુ મોતનો ભય માથા ઉપર ઝઝૂમે છે ત્યારે જેમ લોકોમાં આવો ગભરાટ ફેલાય છે, તેમ કોઈ કોઈ મરજીયાઓની છાતીમાં તેવે વખતે શૌર્ય પણ સ્ફુરી આવે છે. એવી વ્યક્તિઓ નીકળી આવે છે કે જે પોતાના કે પોતાના કુટુંબકબીલાના જાનની પરવા ઈશ્વરને સોંપી તે વખતે માંદાઓની પાસે રહે છે, તેમની ચાકરી કરે છે, મુડદાં ઉપાડે છે.

આવા ભયંકર રોગચાળાઓ વખતે આપણા જેવા સેવકોની ઉપર ખાસ ફરજ આવી પડે છે. જેમ રોગનો હુમલો સામુદાયિક રૂપમાં આવ્યો હોય છે તેમ તેનો સામનો પણ સામુદાયિક રૂપે સંગઠિત કરવો જરૂરી છે. આખું ગામ ગભરાટમાં હોય અને પોતપોતાની જાત પૂરતો વિચાર કરવા ઉપરાંત કોઈને કશું સૂઝતું ન હોય તે વખતે જો આપણે સેવકો પોતાનું મગજ કાબૂમાં રાખીએ, હિંમત અને વીરતા ધારણ કરીએ, ગામના સંકટ-સમયે તેનો ત્યાગ ન કરવાનો સંકલ્પ જાહેર કરીએ તો આપણે ગામનું આખું વાતાવરણ બદલી શકીએ. તો ગભરાટને બદલે લોકોમાં હિંમત રહે, નાસભાગને બદલે સ્વયંસેવકોનાં દળ બંધાય, માંદાઓની સારી રીતે સારવાર થાય, તે માટે કામચલાઉ ઇસ્પિતાલો જેવી કંઈ પણ વ્યવસ્થા ઊભી

થાય, વૈદ્યદાક્તરોની મદદ પણ આવી મળે. આમ ખરે વખતે જો ખરો સેવક મળી જાય તો ભય, નાસભાગ અને સ્વાર્થવૃત્તિને બદલે ગામમાં હિંમત, સેવા અને સંગઠન પેદા થઈ જાય. રોગ પોતાના ભોગ લીધા વિના તો નહીં જાય; પરંતુ ભલે ગામ થોડા માણસો ખોશે, છતાં આખરે તે હિંમત અને સેવાના પદાર્થપાઠ લઈને અને વધારે ટટ્ટાર થઈને ઊભું થશે.

એમ કરવા જતાં સેવક હંમેશાં સહીસલામત રહેશે અને તેને કશું જોખમ થવાનું નથી એમ કોણ કહી શકે ? જો જોખમ ન હોય તો પછી તેના કામની કિંમત જ શી હતી ?

જોખમ ખેડવા જતાં તે પોતે એવા રોગનો ભોગ થઈ પડે તો શું થાય ? કોઈ સેવક વીસ કે પચ્ચીસ વર્ષથી સેવાનો અનુભવ લેતો આજે પરિપક્વ થયો છે અને હજારો લોકોને પ્રેરણા આપી શકે તેવો છે. શું તેણે પોતાનું પરિપક્વ જીવન આવા જોખમી કામમાં હોડમાં મૂકવું ? કોઈ ખાદી-કામનો નિષ્ણાત થયેલો છે, કોઈ રાષ્ટ્રીય શિક્ષણનો નિષ્ણાત થયો છે, કોઈની પાસે ઇતિહાસનું કે સાહિત્યનું કે વિજ્ઞાનનું જ્ઞાન આખા જીવનના પરિશ્રમના ફળરૂપે એકઠું થયેલું છે. તે એક ભયંકર મહામારીને ભોગ ધરાવી દેવું એ શું નર્યું ગાંડપણ નથી ? તે વખતે સહીસલામત જગાએ ખસી જવું અને જીવતા રહી પોતાની આવડતના ક્ષેત્રમાં લાંબો વખત સુધી સેવા આપતા રહેવું, એમાં જ શું સરવાળે વધારે સાચી સેવા નથી ?

વળી રોગ સામે ઝૂઝવું એ ક્યાં સેવકનું મુખ્ય કામ છે ? માણસ પોતાનું મુખ્ય કામ છોડે તો જ તે દોષી ઠરે, રસ્તે ચાલતાં જે આવી પડે તે કામને હાથમાં લેતો ચાલે તો તે કદી મુકામે પહોંચે જ નહીં અને વચ્ચે ને વચ્ચે લટકી જાય — આવી આવી સલાહો આપનારા તેવા કટોકટીના વખતે બહુ મળવાના. સેવકના પોતાના મનમાંથી પણ તેવો અવાજ ઊઠવાનો. એ ગમે તેવો મોહક હોય તો પણ આપણને આપણા સાચામાં સાચા ધર્મથી ભ્રષ્ટ કરનારો છે, જોખમમાંથી નાસવાની ઇચ્છામાંથી, મરણના ભયમાંથી જ પેદા થયેલો છે. ખરે વખતે મરણનું જોખમ હસતે મુખે ઉઠાવવા તૈયાર ન થઈ શકીએ, ગણતરીઓ કરવા બેસીએ અને તેનાથી ભાગીએ તો આપણું જીવન નિષ્ફળ જ સમજવું જોઈએ. આપણું બધું જ્ઞાન, આપણી બધી આવડત અને અનુભવ આપણને કશા અર્થમાં ન આવ્યાં એમ જ સમજવું જોઈએ.

માંદગી વખતે તેમ જ મરણ વખતે આપણે સાચી રીતે વર્તીશું તો મૃત્યુ પછીના રડારોળના રિવાજ આપણે માટે પોતાની મેળે જ અસ્વાભાવિક

થઈ પડશે. મરનાર માટે આપણે યથાશક્તિ કર્યું છે એનો આપણને સંતોષ હશે. મરનારે પોતે પણ સુખ અને સંતોષમાં અને આપણો સૌનો ઉપકાર માનતાં વિદાય લીધી હશે. કાયમી વિદાય એ કુટુંબમાં કે સંસ્થામાં એક ગંભીર બનાવ તો હશે જ. પરંતુ માંદગીમાં સાચી રીતે વર્ત્યા હોઈશું તો આપણને કોઈને શોકના દેખાવો કરવાનું નહીં ગમે. તે વખતે તો આપણે ગંભીર ભાવે અંતરમાં ઊંડા ઊતરીશું, પરમેશ્વરનો મહિમા વધારે સારી રીતે સમજીશું અને સેવાધર્મના પાલનમાં વધારે મક્કમ થઈશું.

સમાજમાં મરણ પછી રડવા કૂટવાના દેખાવો કરવાના રિવાજો ચાલે છે. આશ્રમ જેવી જગ્યાઓમાં પણ તેની છાયા પ્રસંગોપાત્ત દેખા દઈ જાય છે. સેવકોએ પોતે આ બધા વિચારો હજુ ઝીલ્યા નથી હોતા અથવા પોતાનાં સર્વ સ્વજનોનાં જીવન ઉપર તેઓ હજુ આ વિચારોની છાપ પાડી શકયા નથી હોતા. તેવે વખતે માત્ર ઠપકો દેવાથી કે ભાષણ સંભળાવવાથી કે હાંસી કરવાથી એ રિવાજો નાશ પામવાના નથી. પરંતુ માંદગી વખતે આ પ્રકારનું પ્રેમ અને સેવાનું વાતાવરણ જેણે નજરે જોયું હશે, જેણે મરનારને સંતોષ અને આનંદ સાથે વિદાય લેતાં જોયો હશે, તે પોતાની મેળે જ સમજી જશે કે મરણ પછીના દેખાવો કરવા એ તેવા પ્રસંગની ગંભીરતાને ન શોભે તેવું છે. તેઓ પોતાની મેળે જોશે કે માંદાના ખાટલા પાસે નિરર્થકનાં ધમાલ અને ગભરાટ બતાવવાં એ જેટલું ખોટું છે તેટલું જ મરણ પછી શોકના દેખાવો કરવા એ પણ ખોટું જ છે.

આટલા વિચારો કર્યા પછી હવે આપણું પોતાનું મૃત્યુ આવી ચડે ત્યારે કેમ વર્તવું, તેનું કેવું સ્વાગત કરવું એ વિષે જુદો વિચાર કરવાનો રહે છે ખરો? તે સુખનું આવશે કે દુખનું, ધારેલું આવશે કે અણધારેલું, અકાળે આવશે કે પૂરો કાળ ભોગવે, એની પણ ચિંતા કરવાનું રહે છે ખરું? આપણને તો ખાતરી છે કે જો જીવન ઉત્તમ રીતે જીવતાં આવડશે તો મરણ પણ ઉત્તમ રીતે મરતાં આવડવાનું જ છે. જો જીવન સંયમનું હશે તો મરણ યાતનાનું નહીં પણ આનંદનું જ હોવાનું છે. જો જીવન સેવકનું ગાળ્યું હશે તો મરણ સેવકને શોભે એવું — એટલે કે માંદગીના ખાટલાનું નહીં પણ સ્વાર્પણ અને બલિદાનનું જ થવાનું છે. આપણે સાચા સેવક તરીકે, સત્યના આગ્રહી તરીકે જીવીએ તો મૃત્યુ એ આપણે માટે એક અજાણ્યા ચોર ડાકુ જેવું નહીં હોય. તે છેવટનું આવે તે પહેલાં તો આપણે કેટલીયે વાર તેના હાથમાં તાલી મારી આવ્યા હોઈશું, અને તેની સાથે બહુ જ નિકટનો પ્રેમસંબંધ બાંધી લીધો હશે. તેના વિષે આપણા હૃદયમાં કોઈ પ્રકારની ગભરાટની લાગણી રહી નહીં હોય.

સાચું જીવન જ ત્યારે ગણાય, જ્યારે મરણનો ભય કે ચિંતા ઉડાડી મૂકીએ. 'જીવવું છે તો સિદ્ધાન્તોને સાચવીને જ જીવવું છે; તે ખાતર કોઈ પણ ક્ષણે મોતને ભેટવાને તૈયાર રહેવું છે,' આવી પ્રતિજ્ઞા સાથે જીવવું એ જ જીવન. માત્ર ધમણની જેમ શ્વાસ લેવો અને ભઠ્ઠીની જેમ ભક્ષણ કરવું એ કંઈ જીવન નથી. સાચું જીવન તો મરણ ઉપર ડગલાં ભરતાં ભરતાં જ જીવવાનું હોય. આખરનું મરણ ક્યારે ને કેવું આવશે એની ચિંતા પરમાત્માને સોંપી આપણે તો નિર્ભયપણે સેવાજીવન ગુજાર્યા કરીએ, અને તેવું જીવન ગુજારતાં મૃત્યુને આપણા પ્રિય સાથી તરીકે સદા સાથે ને સાથે જ રાખીએ.

### પ્રવચન ૫૩ મું

## ઘડપણનાં નિશાન

આપણે માંદગી અને મૃત્યુનો વિચાર કરી ગયા છીએ. આજે 'જરા'નો વિચાર કરીએ. ઘડપણ વિષે હું વાત કરવાનો છું એટલે ઘરડા થઈએ ત્યારે શું ખાવું અથવા ઘડપણ વહેલું ન આવે તે માટે કેવી દવાઓ લેવી એવી વાતો કરીશ, એવું તો કોઈ નથી માનતા ને? હું તો તમને ચેતવવા માગું છું કે ઘડપણની બીક મોતની બીક કરતાં પણ ભૂંડી છે અને તમે ઘણાખરા તરુણો છો, છતાં તેનાથી ગાફેલ રહેવા જેવું નથી. તમારામાંના ઘણા તાજા તાજા તરુણો છો. તમારા મગજમાં દેશસેવા કરવાની નવી નવી ઊર્મિઓ ઊછળી રહી છે, ઉત્સાહથી તમે નાચી રહ્યા છો. સેવા માટે ગામડાંમાં વસશો ત્યાં કેવી કેવી મુશ્કેલીઓ પડશે એની વાતો કોઈ અનુભવી તમને કહે છે તો તમારા ઉત્સાહમાં તમે તેને હસી કાઢો છો. "આ નવા જીવનમાં સત્યાગ્રહો આવશે, જેલવાસો આવશે" એમ કોઈ યાદ આપે છે, તે સાંભળીને તો તમારું લોહી ઊલટું વધારે ગરમ થઈને દોડે છે. એ અનુભવો તો તમારે વહેલામાં વહેલી તકે જોઈએ છે.

કોઈ વાર તમારે ઘેર તમારાં સગાંવહાલાંઓની વચ્ચે તમે જાઓ છો. ત્યાં વળી તેઓ તમને ગભરાવે છે — "આજે તો તું ઊગતો જુવાન છે, તને સાહસનો શોખ છે, આજે તને ભવિષ્યનો વિચાર નહીં સૂઝે. પણ હંમેશાં તું આવો તાજો ને તરવરતો રહેવાનો નથી. ક્યારેક સાજોમાંદો થશે. આજે તું ગમે તેને ઓટલે પડ્યો રહી શકે છે અને ગમે તેવું ખાઈ શકે છે; એ શક્તિ હંમેશાં રહેવાની નથી. વળી આજે તો તું એકલો છે તેથી

રોટલો મળ્યો એટલે નચિંત થઈને તું રાજાના જેવો મસ્તાન થઈને ફરે છે, પણ આગળ જતાં તું બચરવાળ થશે અને તારા ઉપર જવાબદારીઓનો બોજો વધશે."

વળી સગાંવહાલાંઓ એમ પણ કહેશે: "આજે તો અમારા હાથપગ ચાલે છે, અમે ધંધોરોજગાર કરી ઘર ચલાવી શકીએ છીએ, અને પ્રસંગ પડે તો તારો પણ ભાર ખમી લઈએ છીએ. પણ હવે અમારી શક્તિ ક્યાં સુધી રહેશે? અમે હવે ઘરડાં થઈશું. જો તું આ જ રીતે જીવન ગુજારશે અને કમાશે નહીં તો તે વખતે અમને તું કેવી રીતે આધાર આપી શકશે? પણ અમારી વાત જવા દે. તારો પોતાનો જ વિચાર કરને. તું પોતે પણ કોઈક દિવસ ઘરડો નથી થવાનો શું? આજે કમાઈને ઘડપણ માટે બચાવશે નહીં તો તે વખતે તારો કોણ બેલી?"

આ બધી સલાહો અને ચેતવણીઓ તમે સાંભળો છો અને તેની ઉપર ખડખડાટ હસી દો છો. બધા જ સેવકો સેવાના ક્ષેત્રમાં નવા નવા ઝુકાવે છે ત્યારે તો તમારા જેવા જ ઉત્સાહમાં હોય છે. અમે સૌએ પણ ઉત્સાહથી ઝુકાવ્યું હતું. પણ આજે તે ઉત્સાહનો પારો ક્યાં છે? તમે સૌના પરિચયમાં વધારે ને વધારે આવતા જશો તેમ માલૂમ પડશે કે અમારો સૌનો પારો સરખો ટક્યો નથી કોઈનો ઓછો તો કોઈનો વધારે ઊતરી ગયો છે.

જો આપણે આપણા તરુણ ઉત્સાહને કાયમ ટકાવવો હોય અને દિન પ્રતિદિન વધારવો હોય તો આપણા જીવનની મર્યાદાઓ સમજીને તેને મક્કમપણે વળગી રહેવું જોઈએ. જે સેવકો તેમ કરી શક્યા નથી તેઓના ઉત્સાહને તાણ પહોંચ્યું છે અને છેવટે તેઓ તૂટી ગયા છે.

પોતાના ગૃહજીવનમાં વિવેક ન સાચવતાં સમાજના સામાન્ય અવિચારી માણસોની જેમ જેઓ પોતાનો સંતાનવિસ્તાર વધાર્યે જાય છે, તેઓ લાંબો વખત ઉત્સાહ ટકાવી શકતા નથી. પોતાના નિર્વાહની વ્યવસ્થા તેઓ પોતાના કાર્યક્ષેત્રમાંથી કરી લેતા હશે તો તેઓ થોડાં જ વર્ષોમાં જોશે કે તેમના વધેલા ખર્ચનો બોજો એ દરિદ્ર ગામડાનું ક્ષેત્ર ઉપાડી શકે તેમ નથી. પોતાની જરૂરિયાતનો આંકડો સેવકને પોતાને જ એવડો મોટો લાગશે કે તે ગ્રામવાસીઓ પાસે તે રજૂ કરતાં પોતે જ શરમાશે, અને વહેલા મોડા બગલમાં બિસ્તરો મારીને ત્યાંથી ચાલ્યો જશે.

નિર્વાહની વ્યવસ્થા જો કોઈ સંસ્થા તરફથી થતી હશે, અને તે સંસ્થા પણ જો તેના જેવી જ હશે અને તેનો વધતો જતો ભાર કંઈ પણ કહ્યા વગર ઉપાડ્યા કરતી રહેશે, તો સંસ્થાની સ્થિતિ માથાભારે થશે, તેના મહત્ત્વના

કાર્યકર્તાઓને સેવાનું મૂળ કામ મૂકી શહેરોમાં શ્રીમંતોના ઉંબરા ઘસવાનો ધંધો સ્વીકારવો પડશે, અથવા તો સંસ્થાનું કામ સંકેલી લેવું પડશે. સંસ્થા પોતાની મર્યાદા સમજનારી હશે તો તેવા સેવકોને જણાવી દેશે કે, 'આજ સુધી તમે સેવા કરી તે માટે તમારો આભાર, પણ હવે તમારો ભાર વધી ગયો છે તે સંસ્થા ઉપાડી શકે તેમ નથી અને લાચારીથી તમને છૂટા કરે છે.'

છોકરાંવાળા સેવકો છોકરાંના શિક્ષણનો પ્રશ્ન આવતાં જો તેને પોતાની મર્યાદામાં રહીને ઉકેલતા નથી, પરંતુ સામાન્ય લોકોની જેમ શાળાકૉલેજો અને બોર્ડિંગનાં ખર્ચ વહોરી લે છે, તો પણ તે પોતા માટે આવી જ કટોકટીની પરિસ્થિતિ ઊભી કરી લે છે.

તેમ જ માંદગીના પ્રસંગોમાં જે સેવકો પોતાની મર્યાદામાં રહેતા નથી અને સામાન્ય લોકોની જેમ વૈદ દાક્તરો અને દવાવાળાઓનાં ખિસ્સા ભરવા તૈયાર થાય છે, તેમને પણ વહેલા મોડા ગ્રામસેવાના કાર્યમાંથી ઊખડવાનો પ્રસંગ આવ્યા વિના રહેતો નથી.

જેઓ પોતાના આહારવિહારમાં — રોજના જીવનમાં છૂટો હાથ રાખવાની ટેવ પાડે છે, મહેમાન પરોણાઓ આવે તે વખતે ખવડાવવા પિવડાવવા વગેરેમાં, સંસારમાં સંસારનો કોઈ પણ કમાઉ સદ્‌ગૃહસ્થ વર્તે તે રીતે વર્તે છે તેઓ પણ સેવાના ક્ષેત્રમાં થોડા દિવસના જ મહેમાન સમજવા.

જે સેવક સગાંવહાલાંઓની અંદર બીજાં સગાંઓના સરખો થઈને વર્તવા જાય છે, ઘેર જાય ત્યારે ઉદાર હાથે નાના મોટાને ભેટો આપે છે, બહેનભાણેજને કપડાં ઘરેણાં આદિ આપીને રાજી કરવા ઇચ્છે છે, કૌટુંબિક ખર્ચમાં પોતાનો ભાગ આપવો જોઈએ એમ માને છે, કુટુંબીઓને આગ્રહ કરીને પોતાની પાસે બોલાવી લાવે છે અને તેમનું ખર્ચ માગવામાં શરમ રાખે છે — આ બધું દુનિયાના વ્યવહારમાં સારું ગણાતું હશે, પણ સેવાજીવન કોઈક દિવસ છોડવાના જ એ ચાળા છે. એમ કરવા જતાં કેટલાયે સેવકો વર્ષોના સેવાજીવન પછી હારીને ખાનગી ધંધા કરવા ગયા છે. એક સેવકના જીવનનો એ કેવો કરુણ અંત!

આમ સેવાજીવન છોડી છેવટના ખસી જઈએ તે પહેલાં આપણા વિચારોમાં જ આપણે ધીરે ધીરે સરતા જઈએ છીએ. ઉપર કહી તેવી ખર્ચાળ ટેવો પાડી બેસનાર સેવકોના મનમાં કેવા કેવા વિચાર આવવા માંડે છે તે હવે જુઓ.

પહેલો વિચાર આ આવશે: "મારું કામ સ્થિર પાયા ઉપર મારે મૂકવું જોઈએ. વર્ષોવર્ષ લોકોની પાસે ભિક્ષા માગવી, કોઈ કંઈ બોલે ને કોઈ

કંઈ બોને તે સાંભળી રહેવું, તે કરતાં મુંબઈ, મદ્રાસ, કલકત્તા આંટો મારી આવીશ અને એક મોટું ફંડ બનાવી સંસ્થાને સદ્ધર બનાવી દઈશ, અને પછી વ્યાજમાંથી વગરચિન્તાએ કામ ચલાવીશ."

હવે આમ ફંડ થવાં બહુ સહેલાં છે એમ તો નથી જ, અને શહેરોમાં જઈએ ત્યાંયે દાતાઓનાં વાગ્બાણો સહન કરવાં નહીં પડે એમ પણ નથી. તો પછી નજીકના દાતાઓનાં જ કેમ સહન ન કરવાં? તેઓ આપણું કામ પ્રત્યક્ષ જોતા હોવાથી સંભવ છે કે એમની કડવી ટીકામાં આપણા કંઈક સાચા દોષો વીંટાળેલા હોય.

બીજું, આવાં ફંડો જ્યાં સુધી સંસ્થાઓ દેશમાં થોડી છે ત્યાં સુધી કદાચ મળી રહે, પણ ગ્રામસેવકો તો દેશનાં સાતે લાખ ગામડાંઓમાં બેસે એમ આપણે ઇચ્છીએ છીએ. સાત લાખને ઠેકાણે સાત હજાર ગામમાં તેઓ બેઠા હોય અને તે સર્વ ઝોળી લઈને શહેરોમાં નીકળી પડે તોયે શી સ્થિતિ થાય, એનો વિચાર કરવા જેવો છે.

વળી ફંડ મેળવવાં સહેલાં છે એમ માની લઈએ, તો પણ આપણી સ્થિતિ એવી સદ્ધર અને સલામત કરી લેવી, જનતાની આપણને કશી ગરજ ન રહે એવી સ્થિતિ કરી લેવી, એ આપણા ગ્રામસેવાના કાર્ય માટે તો ઘાતક જ છે. તેથી, પ્રથમ તો, આપણે ગ્રામવાસીઓથી અતડા પડી જઈશું, કદાચ તેમની આપણને ગરજ નથી એમ માની તેમની સાથે અંગીરાઈ અને ઉદ્ધતાઈનું વર્તન પણ થયા વિના નહીં રહે. તેઓને પણ આપણા કામ વિષે મમતા કે માન નહીં રહે. આમ થાય એ તો પોતાની બેસવાની ડાળી ઉપર જ કુહાડો માર્યો ન ગણાય શું?

સલામત થવા જતાં બીજા પણ દોષો આપણા સ્વભાવમાં અને કાર્યપદ્ધતિમાં આવ્યા વિના રહેતા નથી પૈસાનું જોર વધ્યું હશે તો આપણને ઝૂંપડીમાંથી પાકાં મકાનો બાંધી સુખસગવડો વધારવાનું મન થશે, એક માણસથી કામ નભતું હશે ત્યાં ત્રણ નાખવાનું મન થશે, આપણાં ગાડીભાડાં અને પરચૂરણ ખર્ચમાં હાથ છૂટો કરી નાખીશું. વૈભાગમાં, આપણને કાલ્પનિક યોજનાઓ રચીને કામ વિસ્તારવાનો મોહ થશે.

આમ ફંડ કરીને સલામતી લાવવા જતાં આપણાં આગમ અને વિસ્તાર વધશે, સાચી ગ્રામસેવા ઝાંખી પડશે અને પાયા વિનાના બગલાની જેમ એક દિવસ અકસ્માત આપણે એ કૃત્રિમ રીતે વિસ્તારેલું કામ પડી ભાંગે તો નવાઈ નહીં.

ખર્ચાળ ટેવો પાડી બેસનાર સેવકોને બીજો વિચાર કેવો સૂઝશે તે જોઈએ: "મારે મારા કુટુંબીઓનો ભાર તો પૂરેપૂરો ઉપાડવો જ જોઈએ

અને સૌને સંતોષ આપવો જ જોઈએ. શું હું એવો નમાલો છું કે તેમને સંતોષ મળે એટલું કમાઈ ન શકું? અલબત્ત, ગ્રામસેવાની સંસ્થામાંથી મારે વધારે વેતન માગવું ન જોઈએ. ત્યાંથી તો હું ત્યાંના નિયમ જેટલું જ લઈશ, અથવા બિલકુલ લઈશ નહીં. હું મારું સેવાનું કામ સંભાળવા ઉપરાંત કંઈ ને કંઈ પેટા-ઉદ્યોગ કરીશ. એવા અનેક ઉદ્યોગો, ધારું તો, હું શોધી શકું છું, કે જેમાં મારે ખરું થોડો વખત આપવો પડે અને છતાં મારી વ્યાવહારિક જરૂરિયાત સારી રીતે નીકળી રહે. ઉત્તમ ધંધો ખેતીનો—તેથી હું તે જ કરીશ. કોઈ સારી જમીન શોધીને રાખી લઈશ. એ તો હું કોઈ સારી રકમ આપે તેવો ગણોતિયો શોધી તેને આપી દઉં, એટલે મારે ન કશી ચિન્તા કે નહીં જરાય વખતનો ભોગ આપવો પડે, અને ઘેર બેઠાં આવક મળ્યાં કરે. અથવા મજૂરિયાં રાખીને ખેતી પોતે કરાવું તો પણ મારે તેમાં એટલા બધા દિવસ ભાંગવા પડે એમ નથી. એ તો આવડતનો અને કુનેહનો જ સવાલ છે."

આમ પોતાની આવડત અને કુનેહના અભિમાનમાં સેવક ભાન ભૂલે છે. 'ઉત્તમ ખેતી'ની કહેવત પકડીને તે ભ્રમમાં પડે છે, પણ તે કહેવત કંઈ આવી ખેતી માટે હોઈ શકે? જે ખેતી વખત કે મહેનતનો ભોગ આપ્યા વગર ઘેર બેઠાં આવક આપે તે ખેતી માટે આ કહેવત કેમ હોઈ શકે? સેવકે તો વિચારવું જોઈએ કે શું આ રીતનો ખેતીનો ધંધો કરવો એમાં ગ્રામસેવક તરીકેનો તેનો એકે સિદ્ધાન્ત સચવાય છે? તે ખેતરમાં કયા પાકો ઉગાડશે? તેને ગામડાની સ્થિતિ સુધારવી છે તેનું એમાં ધ્યાન રાખી શકશે? તે મજૂરો જોડે કેવી રીતે વર્તશે? બીજા ખેતીકારોની જેમ તેમની મહેનતનો લાભ પોતે ખાઈ જશે કે તેમને માટે ઉપજમાંથી સિંહભાગ રહેવા દેવાની હિંમત કરશે? તેને તો અત્યારે કંઈક ખાનગી ધંધો કરવાની હોંશ થઈ હોય છે, એટલે આવા વિચારો તેને ભાગ્યે જ સૂઝશે. આમાંથી તો, પોતાના કેન્દ્રમાં ગ્રામસેવક અને ધંધાના સ્થાનમાં ધંધાદારી—એવું તેનું દ્વિમુખી જીવન બની જશે.

કોઈ સેવકને સગાંઓ કે મિત્રોનું બળ હોય છે, તો તેમની મારફત તે કંઈક વેપાર ઊભો કરે છે, અથવા તેમના ચાલતા વેપારમાં કંઈક ભાગ રખાવે છે. અને વેપાર તે વેપાર! તેમાં ગ્રામસેવાના સિદ્ધાન્તોને આડા આવવા દેવા એ વેદિયાપણું ગણાય. વેપાર માંડ્યો એટલે તો જેવો લાગ અને જેવા સંજોગ તેવો તેનો લાભ લેવો જ જોઈએ, જેમાંથી સહેલાઈથી ફાયદો થતો હોય તે ધંધો કરવો જોઈએ. આ ધંધો કરવા જેવો અને આ નહીં કરવા જેવો, એવી ઝીણવટમાં ઊતરવા બેસે તેનાથી કશું ન થઈ શકે.

દળવા ખાડવાની મિલ કરવાની સગવડ જોશે તો એ તો તે ચાલુ કરશે; પછી પોતાના કેન્દ્રમાં આવીને બહેનોને ઘંટીએ ચલાવવાનો ઉપદેશ દેશે, અને બને હશે તો પોને પણ દળવા બેસશે! મિલના કાપડની દુકાનમાં કે રૂના વેપારમાં લાગ દેખશે તો તેના ભાગ રાખી આવશે, અને કેન્દ્રમાં ખાદીનો વ્રતધારી થઈને ફરશે! પોતાની પાસે પૈસાનું જોર હશે તો વળી સારું વ્યાજ મળે એવા શેરોમાં તે રોકશે, પછી એ પૈસામાંથી ભલે ગ્રામરાષ્ટ્રને નુકસાન કારક અને ગામડાનો વિનાશક ધંધો ચાલતો હોય

સેવકો લાચાર થઈને આવા ધંધાઓમાં પડે છે ત્યારે તેમનું મન અંદરથી ડંખતું નહીં હોય એમ ન માનશો જરૂર ડંખે છે પણ વ્યવહાર તો ચલાવવો જ જોઈએ, સદ્ગૃહસ્થાશ્રમીનું જીવન તો ગાળવું જ જોઈએ, અને તે માટે કમાણી કર્યે જ છૂટકો — એવી સમજ હોવાથી મન મારીને તેઓ આવા ધંધા કરે છે, અને કેટલીક વાર શરમને લીધે પોતાના જીવનની એ બાજુ એનાસેવાના સાથીઓથી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરે છે પણ તેમ કરતાં તે દંભના અપરાધમાં સરી પડે છે અને આખરે લોકોમાંમાન પ્રતિષ્ઠા ગુમાવી સેવક તરીકેની પોતાની લાયકાત પણ ગુમાવે છે

આવા ધંધાઓ કરવા એમાં મૂડીની જરૂર સૌથી પહેલી પડવાની. સેવકને વખતનો ભોગ આપ્યા વિના કમાવું રહ્યું, એટલે તેણે તો મૂડીના જોર ઉપર જ કૂદવું જોઈએ બધા સેવકો પાસે કંઈ તે જોર હોતું નથી. તેથી તેઓ આશામાં ને આશામાં કરજ માં નાખે પ્રેરાય છે

વળી લાભવાળા વેપારધંધા મળી જવા એ કંઈ બધા માટે થોડું જ શક્ય છે? તે મળી શકે નહીં અને છતાં વ્યવહારના ખર્ચો તો કરવાના જ હોય આવા સેવકને પણ છેવટે કરજ કર્યા સિવાય બીજું શું સૂઝે?

આમ કરજ કાઢવાને રસ્તે સેવક એક વાર વળી ગયો, તો તેમાં લપટાઈને તે વહેલા મોડા પોતાના સિદ્ધાન્તો અને સેવામાં જીવન ગાળવાનો સંકલ્પ છોડવા જ પડવાના કરજ કરવાની ટેવ એ એક વ્યસન જેવી છે પહેલા પહેલા તેમાં પડતાં મન ખચકાય છે પણ જો ચેતીએ નહીં તો ધીમે ધીમે વધારે ને વધારે કરજ કરવાની હિંમત બંધાતી જાય છે

આપણા ખેડૂતો એ ટેવમાં ફસાવાથી કેટલા ખુવાર થયા છે એ આમ સેવકોથી અજાણ્યું નથી તે ટેવમાંથી એમને છોડાવવા, એ તો આપણા સેવાના કાર્યક્રમમાં એક મહત્ત્વનું કામ છે સેવક પોતે જ જો કરજનો વ્યસની બની જાય તો તે આ કામ કેમ કરશે? અને કરજનો બોજો તેને નિરાંતે ગામડામાં ક્યાં સુધી વસવા દેશે? કરજ કરવું એને માણસ નિર્દોષ વહેવાર સમજે છે 'આપણે ક્યાં કોઈના પૈસા મફત લેવા છે કે ઘાલવા

છે?' એવી દલીલમાં પોતાના મનને ભુલાવે છે. પરંતુ ખરેખર, કરજ કરવું સેવક માટે તો પોતાના ધર્મનો એક મોટો ભંગ જ છે.

પૈસા કમાવાની લાલસા થવાનાં કેટલાંક કારણો આપણે પહેલાં વિચારી ગયા છીએ, તેવું એક બીજું કારણ છે ઘડપણનો ભય. જો સેવક નિત્ય નવો, નિત્ય તાજો, નિત્ય તરુણ ન રહે, ઘરેડમાં પડી જાય, તો તે પોતાના સિદ્ધાન્તોમાં મોળો પડવાનો જ. અને મોળો પડતાં તેને ઘડપણની બીક લાગવા માંડે છે. તેને નબળાઈની ક્ષણોમાં આવા વિચારો આવવા લાગે છે: "ગ્રામસેવામાં તો કદી પણ પાઈયે બચાવવાની આશા જ ન મળે. પછી ઘડપણથી અથવા માંદગીથી કામ કરવાની શક્તિ ખોઈ બેસીશું ત્યારે અમારું શું થશે? આજે પૂરી શક્તિમાં છીએ ત્યારે પણ જેમ તેમ નિર્વાહ ચાલે છે, લોકો અરધા ખુશીથી અરધા નાખુશીથી અને ટીકાઓ કરતા કરતા આપે છે, પણ તે વખતે શું તેઓ અમને યાદ કરશે? જિંદગી આખી તેમની સેવામાં ઘસી નાખી તેની કદર શું તેઓ કરશે? આપણે એક માણસની નોકરી કરી હોય તો તેની તરફથી કદરની આશા રાખી શકીએ, પણ આ તો આખી પ્રજાની સેવા રહી. સૌનું કામ તે કોઈનું કામ નહીં! અને તેમાં અમારા ઘણાયે કાર્યક્રમો તો લોકો નારાજ થાય એવા પણ હોય. ખરેખર ઘડપણનો વિચાર કરવાનું સગાંઓ કહેતાં હતાં તે હસી કાઢવા જેવું નહોતું. વળી અમારી જાતનો વિચાર કરીને બેસી રહેવું એ પણ અમારે માટે યોગ્ય નહીં થાય. અમને કંઈ થાય તો પાછળ સ્ત્રીપુત્રોનું શું એનો પણ વિચાર ન કરીએ તો અમે અમારી ગૃહસ્થ તરીકેની ફરજ ચૂક્યા જ ગણાઈએ."

આવા વિચારવમળમાં તમારું મગજ ચડ્યું એટલે તમે દુનિયામાં ચારે તરફ ચાલતા વ્યવહાર તરફ નજર નાખશો, અને ભવિષ્યની સલામતી માટે બીજા ધંધાદારી અને નોકરિયાત વર્ગના લોકો જે યુક્તિઓ આજકાલ કરે છે તે કરવાની તમારી પણ ઇચ્છા થશે. "મારી સંસ્થા ભલે સેવા માટે નીકળેલી સંસ્થા હોય, પણ સેવકની આજની રોટી પૂરતું જ તે આપે એ તો અન્યાય જ ગણાય. તેણે અમારા જેવા સેવકોની માંદગી અને ઘડપણનો વિચાર કરી અમને આજની જરૂરિયાત કરતાં વધારે આપવું એ તેની ફરજ છે. બીજા કોઈ પણ ધંધા કરતાં અમારી સંસ્થાઓની આ ફરજ વિશેષ રૂપે છે, કારણ કે અમારે ગામડાંમાં ઘણી અગવડો વેઠીને રહેવાનું હોય છે, ત્યાંનાં હવા પાણીમાં માંદગીનો સંભવ મોટા પ્રમાણમાં રહે છે, હંમેશાં તંગીમાં રહેવાનું તેમ જ કામમાં પણ રાત દિવસ જોવાનાં નહીં કે રજા ભોગવવાની નહીં, અને ઘણી વાર અમારે ભાગે લડતોમાં ઊતરવાનું આવતાં

જેલવાસનાં કષ્ટો વેઠવાનાં આવે — આમ દરેક રીતે શરીરનો ઘસારો બીજા કોઈ પણ ધંધા કરતાં અમને વધારે પહોંચે છે. સંસ્થા વેતનની રકમ ઠરાવવામાં આ સંજોગોનો ખ્યાલ કરે એવી માગણી કરવાનો અમારો હક છે. તેણે વેતનનું ક્રમિક ધોરણ ઠરાવવું જોઈએ કે જેથી વખતોવખત ઉપરી સંચાલકોનાં મોં સામે અમારે તાકતા જવું ન પડે."

આમાંથી જ આગળ ચાલતાં આવા વિચારની શાખા કુદરતી રીતે ફૂટશે: "મારે મારું કામ આખી જિંદગીભર કરવાનું હોય તો શા માટે મારી સંસ્થાએ પેન્શનની કંઈક યોજના કરવી ન જોઈએ? તે વ્યવહારુ માલૂમ ન પડે તો તેણે બીજી કોઈ પણ ધંધાદારી સંસ્થાઓની જેમ પ્રોવિડન્ટ ફન્ડની યોજના ઘડવી જોઈએ, જેથી હું પોતે મારા પગારમાંથી નિયમિત થોડું થોડું બચાવતો રહું અને તેમાં સંસ્થા પણ પોતાનો યોગ્ય ફાળો ઉમેરે."

આટલે સુધી જેના વિચારો જાય તે પાછળનાંઓની સલામતી ખાતર વીમો ઉતરાવવાનું ડહાપણ ન બતાવે, એ તો બને જ કેમ?

આ બધા સલામતીના વિચારો મજબૂતમાં મજબૂત મનોબળવાળા સેવકોને પણ જિંદગીમાં પ્રસંગોપાત્ત આવી જાય છે. ગ્રામસેવકોના જીવનમાં પણ તેવો પ્રસંગ આવ્યા વિના કેમ રહે? કદાચ તેમના ધંધાની અસ્થિરતાને લીધે તેમને તે વધારે પ્રમાણમાં આવતા હશે. ગંભીર માંદગીઓ વખતે મન નબળું પડે ત્યારે સલામતીનો વિચાર સૂઝયા વિના ન રહે. કામમાં યશ ન મળે, વચ્ચે વચ્ચે પાછા પડવાનું થાય, તેવા પ્રસંગે પણ મગજ એ દિશામાં ચાલવા મંડે. વખતોવખત આવતા જેલના પ્રસંગો વખતે આશ્રિતોની ચિન્તા ઊભી થાય તેથી પણ આવા વિચારો મગજમાં હુમલો કરે.

વ્યવહારકુશળ માણસોને આવા વિચારો કોઈ કરે તો તેમાં કશું અજુગતું લાગશે નહીં, કોઈ ન કરે તો જ તેઓ તેને ખોટ ગણશે.

પરંતુ તમે સંમત થશો કે જો આપણે સેવકો સલામતી શોધવા બેસીએ અને વ્યવહારડાહ્યા લોકોના વિચાર પ્રમાણે ચાલવા જઈએ, તો આપણે દેશની કશી સેવા કરવાની આશા છોડી જ દેવી જોઈએ. આપણો આધાર પૈસાની મૂડી ઉપર કે વ્યાજ ઉપર કે વીમા ઉપર નથી, પણ આપણી પોતાની ઊંડી શ્રદ્ધા ઉપર છે. જે ઉત્સાહથી આપણે આજે સેવાનું જીવન સ્વીકારવા આગળ આવ્યા છીએ તે જ ઉત્સાહ જિંદગીના અંત સુધી આપણે ટકાવવાનો છે. તમે જેમ આ ઘડપણની સલામતીના અને વીમાના વિચારો સાંભળીને આજે તિરસ્કારથી તેની તરફ હસો છો, તેવો જ ભાવ આપણે દેહ સુધી ટકાવવો છે. આપણને આપણા સેવાના

કામમાં રસ છે, તે જિંદગી ખરચી નાખવા લાયક કામ છે એવી આપણી શ્રદ્ધા છે, આપણને આપણી જનતા ઉપર પ્રેમ છે, આપણને આપણા રાષ્ટ્ર ઉપર શ્રદ્ધા છે, આપણને પરમેશ્વર ઉપર શ્રદ્ધા છે. આપણી આ શ્રદ્ધા, તે જ આપણને ગમે તેવી આફતમાંથી તારશે. તે જ આપણી બચત મૂડી, તે જ આપણો વીમો.

તમે ઉત્સાહી નવયૌવનિયા જુવાનો છો, તેથી આ શ્રદ્ધાની વાત તમને સ્વાભાવિક લાગે છે. એમાં શંકા દેખા દેવા માંડે, ભવિષ્યની સલામતીના અને વીમાના વિચાર આવવા માંડે ત્યારે જાણવું કે, હવે જુવાનીનાં પાણી વળવા માંડ્યાં અને ઘડપણ આપણામાં ઘૂસવા માંડ્યું, પછી ભલે આપણી ઉંમર પચીસ વર્ષની હોય અને આપણું શરીર લોઢા જેવું મજબૂત હોય.

ઘડપણથી આ રીતે બીવું એ કોઈ પણ જુવાનને લાંછન રૂપ છે. અને સેવક તો પોતે ગમે તેટલો ઘરડો થાય છતાં પોતાનું મન સદા જુવાન ને જુવાન જ રાખવું પડશે. આપણું કામ કષ્ટનું છે, સાહસનું છે, સતત સત્યાગ્રહનું છે. પણ તે સાથે તે એવું પણ છે કે તેમાં નિરંતર નવા નવા અનુભવો અને નવા નવા પ્રયોગો કરવાના હોવાથી તે આપણને નિત્ય નવા, નિત્ય તરુણ રાખી શકે છે. પરમાત્માને પ્રાર્થના કરીએ કે આપણે સદા તાજા તરુણ સેવકો જ રહીએ, ગમે ત્યારે ડોસા થઈએ ત્યારે પણ મનથી તેવા જ રહીએ, આપણે સલામતી શોધતા ડોસાઓ કદી ન થઈએ.

પ્રવચન ૫૪ મું

# 'આપણું વહાલું ગામડું'

આપણે ગામડાને આપણું સેવાનું ક્ષેત્ર બનાવવા ઇચ્છીએ છીએ. તે માટે આપણી બધી તૈયારી અને તાલીમ ચાલી રહી છે. તેથી આપણે આપણાં આશ્રમો ગામડાંઓમાં જ કાઢીએ છીએ અને ગ્રામવાસીઓની વચ્ચે જ આપણે આપણું આખું આયુષ્ય વિતાવવાનું છે.

પરંતુ આપણા લોકો મુંબઈ, કરાંચી અને કલકત્તે નોકરી ધંધા અર્થે જાય છે તે રીતે આપણે ગામડે રહેવા જતા નથી. તેઓ તો ધંધાના ધામમાં ગમે તેટલાં વરસ રહે છતાં પોતાની નજર સદા જન્મભૂમિ તરફ જ રાખે છે. તેઓ ત્યાં પોતાને પરદેશી જ માને છે, અને ગમે તેટલો લાંબો વખત ગાળે તો પણ મુસાફરખાનામાં એક રાત ગાળવા મુકામ કર્યો હોય તેવી જ પોતાના મનની વૃત્તિ રાખે છે. ન છૂટકો હોય તેટલો જ સ્નેહસંબંધ તેઓ ત્યાં બાંધે છે, ન છૂટકો હોય તેટલું જ પોતાની કમાણીમાંથી તેઓ ત્યાં ખર્ચે છે, અને ત્યાંના લોકોનાં સુખદુઃખ કે જાહેર જીવનથી અળગા ને અળગા રહે છે.

આમ કમાણી કરવાના હેતુથી ગયા હોય તો પણ, લોકો પોતાનાં ધંધાના ક્ષેત્રમાં આ રીતે વર્તે, તેમાંથી માત્ર લે પણ તેને પાછું કશું આપે નહીં, એ ખરુ જોતાં અનીતિ છે, સમાજદ્રોહ છે, એમ આપણે માનીએ છીએ. તો આપણા પસંદ કરેલા ગ્રામક્ષેત્રમાં તો આપણે તે રીતે કેમ જ વર્તીએ? આપણે તો ત્યાં કમાવા નહીં પણ સેવા કરવા જ જઈએ છીએ. આપણે ત્યાં જઈને અમુક કમાણી પૂરી થાય એટલે પાછા ઘેર જવાનાં સ્વપ્નાં સેવતા નથી. સેવામાં પણ, આપણે ધારેલી અમુક સેવા પૂરી થશે એટલે કૃતાર્થ થઈને નિરાંતે ઘેર જઈ આરામ ભોગવીશું એવી પણ આપણી કલ્પના હોઈ ન શકે.

ધારો કે પહેલાં આપણો એટલો જ ખ્યાલ હોય કે ગામમાં ઘેર ઘેર રેંટિયા ચાલુ કરી દેવા. આપણે નશીબદાર હોઈએ અને પાંચ પંદર વર્ષે કદાચ એટલું કરી શકીએ, તો શું આપણે ગામ છોડવાને છૂટા થઈ શકીશું? નહીં, ઊલટું ત્યાંના લોકોએ આપણને સારો જવાબ આપ્યો, તેથી તો આપણને આપણો મુકામ લંબાવવાનું અને સેવાનું કામ વિસ્તારવાનું મન થવું જોઈએ. હજુ અનેક ગ્રામઉદ્યોગો ખીલવવાના બાકી છે, હજુ બેકારીનો રોગ ગામમાંથી ગયો નથી, હજુ અસ્પૃશ્યોને લોકોએ પૂરેપૂરા અપનાવ્યા નથી, હજુ ગ્રામસ્વચ્છતાની સુંદર વ્યવસ્થા કરવાની લોકોમાં આવડત આવી નથી — એમ

આપણને એક પછી એક કામો સૂઝતાં જશે, અને એકમાં સફળતા મળતી જશે તેમ બીજાં નવાં કામો કાઢવાનો ઉમંગ વધતો જશે.

એમ કરતાં દેશમાં ધાર્યા પ્રમાણે રાજ્યપલટો થાય, લોકોના પ્રતિનિધિઓ દેશનો રાજ્યકારભાર ચલાવતા થાય તો? પછી તો આપણી નોકરી પૂરી થઈને? પછી તો ઘેર જઈ પેન્શન ખાતાં આરામનું જીવન ગાળવાનો હક ખરો ને?

ના. એ આશા પણ આપણે રાખવાની નથી. કારણ કે તેવો રાજ્યપલટો થયો એટલે કંઈ ગામેગામમાં — લોકોની રગેરગમાં તરત સ્વરાજ્ય વ્યાપી જશે એમ થોડું જ છે? રાજ્યપલટો એટલું જ કરશે કે આજ સુધી લોકોના વિકાસમાં ડગલેડગલે જે વિઘ્નો નડતાં હતાં તે હવે ઓછાં થશે. આપણા જેવાઓને કામ કરવામાં હવે વધારે સરળતા પડવાની. પણ વરસાદ પડ્યા પછી વરાપનો વખત આવે ત્યારે શું ખેડૂત ખેતર છોડીને આરામ કરવા જઈ શકે ખરો? તે તો તેને માટે ખરેખરું અને વધારેમાં વધારે કામ કરવાની તક છે.

આમ આપણું ,સેવાક્ષેત્ર જે ગામડું', તે આપણે માટે જિંદગીનો સોદો જ છે. જન્મનું ગામ એ ઈશ્વરે આપણને આપેલું ગામ હતું; આ નવું ગામ આપણે આપણી પોતાની ઇચ્છાથી, આપણી આવડત જોઈને, આપણા દેશની જરૂરિયાત જોઈને, આપણને પોતાને સેવા કરી છૂટવાની — આપણું સર્વસ્વ અર્પણ કરી છૂટવાની તમન્ના જન્મી છે તેથી, પસંદ કરેલું આપણું સેવાક્ષેત્ર છે.

તે કોઈ ભાગ્યશાળી વિરલાઓને માટે પોતાનું જન્મનું ગામ પણ હોઈ શકે. પણ એવો યોગ સૌને મળવો દુર્લભ છે. જન્મનું ગામ આપણે માટે ભલે ન હોય, પણ આપણે તેને આપણા મરણનું ગામ તો જરૂર કરી શકીએ. જે ગામ આપણું સેવાનું ક્ષેત્ર બન્યું તેની સેવા કરતાં કરતાં તેની ભૂમિમાં જ આપણા હાડકાં પાડીશું, તેને ખાતર ઝૂઝતાં ઝૂઝતાં આપણે પોતાની જાતનું બલિદાન દઈશું, એવો સંકલ્પ આપણે કરી શકીએ, અને કરવો જોઈએ.

આવો સંકલ્પ કરીને સેવાક્ષેત્રના ગામમાં પડીએ, ઘડપણમાં પાછા ઘેર જઈ પેન્શન ભોગવવાનો છેદ જ ઉડાવી દઈએ, એટલે આપણું આખું માનસ જ પલટાઈ જવાનું. પછી તો આપણું જીવન કેસરિયાં કરીને રજપૂતો રણમાં ઊપડતા તેના જેવું, અથવા નૌકાસેના જેમ પોતાની સંકટ સમયની હોડીઓ સળગાવીને શત્રુની નૌકા ઉપર ઝુકાવતી તેના જેવું જ થવાનું.

હવે તો ત્યાં જ આપણો આરામ, ત્યાં જ આપણો શોખ, ત્યાં જ આપણાં સગાંવહાલાં, ત્યાં જ આપણું બધું.

એટલે શું? એનો અવળો અર્થ કરવો સહેલો છે. હવે આ ગામડામાં જ કાયમનું રહેવાનું થયું : લાવો અહીં આપણાં સર્વ સગાંવહાલાંઓને. અહીં જ આપણે રહેવા માટે સર્વ સુખસગવડવાળું મકાન પણ બાંધો. આપણાં છોકરાંઓને અંગ્રેજી ભણવાની મુશ્કેલી પડે છે, માટે અહીં લાગવગ લગાડીને અંગ્રેજી નિશાળ પણ તાણી આણો. નાટક સિનેમા વિનાની જિંદગી એ તો આ જમાનામાં કંઈ માણસની જિંદગી છે? માટે તે પણ બને તો અહીં ખેંચી લાવો,. અને તે શક્ય ન હોય તો છેવટે અહીં ગામને પાદરે રેલ્વેનું સ્ટેશન ખોલાય અથવા મોટર બસની સર્વિસ નીકળે એવી ખટપટ તો કરો!

આ વર્ણન બહુ અતિશયોક્તિનું ને હસવું આવે એવું લાગે છે. પરંતુ ઓછા વત્તા પ્રમાણમાં શું આપણે આવું જ કંઈક વર્તતા નથી કે? મહિને પંદર દિવસે શહેરની લટાર મારીએ, સિનેમા વગેરે જોઈએ; ભણેલાગણેલા લોકો વચ્ચે છાપાં અને સાહિત્યની ચર્ચા કરી આવીએ, શહેરી ખાનપાન કરી આવીએ અને મોટરમાં ફરી આવીએ, ત્યારે જ જીવને જંપ વળે, એ બધું મળ્યા વિના ચાર છ મહિના નીકળી જાય તો કેદખાનામાં પુરાયા જેવું લાગે, એવો અનુભવ આપણામાંથી ઘણાને નથી થતો? છોકરાં માટે અંગ્રેજી નિશાળ તો બધાં તાણી લાવી શકતાં નથી, પણ આપણે ગામડાને વરવા છતાં પોતાનાં છોકરાંને અંગ્રેજી ભણવા શહેરમાં મોકલીએ છીએ એ એને જ મળતું કંઈક ન ગણાય? સાંસારિક પ્રસંગો — છોકરાના લગ્ન જેવા — માટે શું હજુ આપણે ઘણા પોતાનાં સગાંવહાલાંઓ વચ્ચે દોડી જતા નથી?

પણ પહેલાં મેં કહ્યું તેમ આપણે જે આપણા ક્ષેત્રને પોતાનું જિંદગીનું ધામ મનથી બનાવ્યું હોય તો એ ગામની દરેક વસ્તુ પ્રત્યે આપણે ઊંડો પ્રેમ અને આદર કેળવવો જોઈએ. ગામના લોકો અને ગામનું વાતાવરણ આપણે દરેક રીતે પ્રિય કરી લેવું જોઈએ, એટલું પ્રિય કે થાકયાપાકયા આરામ માટે આપણું મન તેની તરફ જ વળે.

આપણું પોતાનું ઘર હમેશાં સુખસગવડથી ભરેલું હોય છે એમ થોડું જ હોય છે? તે દૃષ્ટિએ તો ઘણાંનાં ઘર આપણા ઘર કરતાં ચઢિયાતાં હોય છે. છતાં પોતાના ઘર વિષે આપણે કેવી ભાવના કરી લીધી છે? ફરી ફરીને ત્યાં આવીએ ત્યારે જ આપણા જીવને શાતા વળે છે.

તે જ ભાવના આપણા ગામ વિષે આપણે કેળવવાની છે. ત્યાં બધાં સુખો અને સગવડો છે તેથી, કે ત્યાં સગાંવહાલાંઓ રહે છે તેથી, કે ત્યાં

સુંદર રાચરચીલાંવાળું ઘર છે તેથી તે આપણને વહાલું છે એમ નહીં. તે સર્વ પ્રકારની અગવડોનું સંમેલનસ્થાન હોય તો પણ, ત્યાં દરિદ્રતા અને દુ:ખ હોય તો પણ આપણા જીવને ત્યાં જ આનંદ રહે છે, કારણ કે તે આપણું વહાલું ગામ છે. ત્યાંના રસ્તા ભલે ઉકરડા જેવા છે, ત્યાંનાં ઘરો ભલે ખંડેર જેવાં છે, ત્યાંના લોકો ભલે ગરીબ અને અભણ છે, પણ આપણને તો જ્યારે એ ગામનાં ઝાડવાં જોઈએ, જ્યારે ત્યાંનાં ઢોર જોઈએ, જ્યારે ત્યાંના ઓળખીતા માણસો જોઈએ, જ્યારે તેમની વાણી આપણા કાનમાં પડે, ત્યારે જ જીવને હાશ થાય છે, પરદેશમાંથી દેશમાં આવ્યા એમ થાય છે.

આવી ભાવના આપણા વરેલા ગામ વિષે આપણે કેળવવી જોઈએ. તે કેળવવાની ચાવી એ છે કે ત્યાંના લોકો ઉપર આપણા અંતરમાં અખૂટ પ્રેમનો ઝરો વહેવડાવવો. જ્યાં આપણા પ્રેમપાત્ર લોકો વસતા હોય તે ગામ અને તે ઘર આપણને એની મેળે પ્રિય થઈ પડે છે. માણસને પોતાનું ઘર અને ગામ કેમ પ્રિય લાગે છે? તે રૂડાં રૂપાળાં છે તેથી? નહીં જ, પરંતુ ત્યાં પોતાનાં વહાલાં સ્વજનો વસે છે તેથી. ઘર અને ગામ એટલે માત્ર આશરો અથવા આશરાઓનો સમૂહ નહીં, પણ આપણાં સ્વજનો. તેઓની સાથે જ્યાં વસવાનું હોય તેને જ આપણે ઘર અને ગામ માનીએ છીએ. તેઓની સાથે વસવાનું સુખ ત્યાં છે તેથી જ તે આપણને બીજાં ઘરો અને ગામો કરતાં વહાલાં છે.

હવે સ્વજન એટલે સ્વજન. રૂપ હોય તો જ સ્વજન કહીએ અને રૂપ ન હોય તો કાઢી મૂકીએ એમ કોઈ કરતું નથી. ગુણની પણ શરત સ્વજન ઉપર મૂકી શકાતી નથી. કોઈ બાળક ગુણ વિનાનું હોય તેથી મા શું તેને ફેંકી દે છે? ઊલટી દયાથી તેના ઉપર તે વધારે પ્રેમ અને સેવા વરસાવે છે. તેમ આપણે મનમાં ગાંઠ વાળી છે કે ગ્રામવાસીઓમાં ગુણો હોય તોયે તેમને સ્વજન કરી સેવવા છે અને ગુણો ન હોય તો વળી વધારે વહાલાં સ્વજનો કરી ઓર અધિક પ્રેમથી સેવવા છે. ગ્રામવાસીઓને આપણાં વહાલાં સ્વજનો બનાવીશું એટલે આપણી આંખ જ બદલાઈ જશે. પછી આપણને ગામની દરેક વસ્તુ વહાલી થઈ પડશે, સુંદર લાગવા માંડશે, આપણા ચાકચાપાકચા મનને આનંદ આપનારી અને નિરાશામાં આશા રેડનારી લાગશે.

## પ્રવચન ૫૫ મું

# આપણા ગ્રામગુરુઓ

આજની આપણી વાતચીતનો વિષય મને બહુ જ પ્રિય છે. તમને પણ એ પ્રિય લાગ્યા વિના નહીં રહે આજે આપણે આપણા વહાલા ગ્રામવાસીઓના ગુણોનું કીર્તન કરવાના છીએ.

સારે નસીબે, આપણા દેશની ગ્રામજનતામાં પાર વિનાના એવા ગુણો છે કે જેને લીધે તેમના ઉપર આપણને આપોઆપ અંતરમાંથી પ્રેમનો ઊભરો આવે તેઓ દુખી, દરિદ્ર, કંગાળ અને ગુલામીમાં સપડાયેલાં છે અને તેથી તેમના ઘણા સ્વાભાવિક ગુણો આજે દબાઈ ગયા છે, એ વાત સાચી છે, છતા ગુણગ્રાહી સેવકોની આંખો તેમની અંદર પુષ્કળ ગુણો જોઈ શકશે.

વળી આપણે સેવકો જોકે એમ માનીએ છીએ કે આપણે ગામડાઓની સેવા કરવાને, તેમને સુધારવાને, તેમને શીખવવાને ત્યાં જઈએ છીએ— અને એ વાત ખોટી નથી; છતા આપણામાં નમ્રતા અને ગ્રહણશક્તિ હશે તો તેમની પાસેથી આપણને પોતાને જ પુષ્કળ શીખવાનું મળે તેમ છે. જોકે ગામડાંઓમા જડતા અને અબુદ્ધિ, કુસંપ અને સ્વાર્થવૃત્તિ અને પક્ષાપક્ષી એ બધુ પાર વિનાનું દેખાય છે, છતાં તેમની પાસે જો આપણે પ્રેમ અને સહાનુભૂતિ સાથે જઈશુ તો તેમની પાસેથી આપણને પુષ્કળ મળશે કે જે આપણને છીએ તેનાથી ઊંચે ચડાવશે, આપણી પોતાની અંદરના બગાડાઓ સુધારશે, આપણને પોતાને આવડતુ નથી તેવુ પુષ્કળ નવુ જ્ઞાન આપણને શીખવશે

આ સાંભળી તમને નવાઈ લાગે છે. તમે મનમા ધારો છો કે આજે ગામડાંના લોકોનું ગુણકીર્તન કરવાનો સંકલ્પ જ કર્યો છે, એટલે અતિશયોક્તિની હદ રહેવાની નથી. તમને લાગે છે કે, "ગામડાંના લોકોમાં બીજા બહુ ગુણો હશે તે કબૂલ કરીશુ, પણ તેઓમા જ્ઞાન છે એમ કહેવુ એ તો છેક જ વધારે પડતી વાત છે. હિન્દુસ્તાનની ગ્રામજનતાનુ અજ્ઞાન, તેમની જડતા, એ તો જગજાહેર વસ્તુ છે. ગુણકીર્તનને ખાતર પણ તેમને જ્ઞાની કહેવાની હદ સુધી પહોચવું એ તો એક રીતે તેમની હાંસી કરવા જેવુ જ છે, કોઈ ગાંડા માણસને 'રાજા' કહેવા સમુ જ છે."

આમ તમને લાગતુ હોય તો પણ હું મારી વાતને વળગી રહું છુ ગ્રામવાસીઓમા જ્ઞાન પુષ્કળ ભરેલું છે. આપણા જેવા શાળાપંડિતોને

માટે તો તેમની પાસે પાર વિનાના નવા જાણવા જેવા જ્ઞાનનો ભંડાર હોય છે. આપણે ભણેલા અને તેઓ અભણ, એટલે આપણે તેમના શિક્ષક બનીને ગામડે જઈએ છીએ. પણ જ્યારે આપણે તેમના સહવાસમાં આવીએ છીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે એ અભણ લોકો તો અનેક બાબતોમાં આપણા ગુરુ થવાને લાયક છે.

આપણે તો જ્ઞાન લેવા દેવાનો — શિક્ષણનો — વિચાર કરીએ છીએ ત્યારે આપણી આંખ સામે માત્ર કક્કો વાચવા લખવાનું જ આવે છે. આપણે પોતાને ભણેલા અને લોકોને અભણ માનીએ છીએ તે પણ આપણને તે કળા આવડે છે અને તેમને આવડતી નથી તેટલા જ કારણથી.

આપણે લોકોને કંઈક શીખવવાનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને આ કક્કો શીખવવા સિવાય બીજું કંઈ ભાગ્યે જ સૂઝે છે. એ એક જ બાબત આપણને તેમના કરતાં વધારે આવડે છે. આપણી નિશાળોમાં આપણે બીજું યે પણ શીખ્યા હોઈએ છીએ, દેશવિદેશના ઇતિહાસ ને ભૂગોળ શીખ્યા હોઈએ છીએ, ગણિત અને ભૂમિતિ શીખ્યા હોઈએ છીએ, પદાર્થવિજ્ઞાન, રસાયણ, પ્રાણી અને વનસ્પતિ શાસ્ત્ર, ખગોળ વગેરે વિજ્ઞાનો વિષે પણ કંઈક કંઈક શીખ્યા હોઈએ છીએ. પણ આપણા મગજમાં એક વિચિત્ર વહેમ ઘૂસ્યો હોય છે કે, આ આપણું જ્ઞાન પેલા અભણ લોકોની પાસે બોલવું એ ભેંસ આગળ ભાગવત વાચવા જેવું છે; એ બધું અંગ્રેજી ભાષા આવડ્યા વિના માણસ કેમ સમજી શકે? અને અંગ્રેજી શબ્દો વાપર્યા વિના આપણે પણ કેમ સમજાવી શકીએ! એટલે આપણને એક જ વસ્તુ સૂઝે છે કે, અભણ લોકોને પરાણે પરાણે બેસાડીને તેમને અક્ષરશિક્ષણ આપવા મથવું.

આપણા મનમા આપણે દયા ખાધાં કરીએ છીએ કે ક્યારે તેઓ કક્કો શીખી જાય, ક્યારે આગળ જતા અંગ્રેજી શીખે અને ગામડી મટી સદ્‌ગૃહસ્થની પંક્તિમા આવે. આપણે તેમને કક્કો ભણાવવા બેસીએ છીએ ત્યારે પણ આપણા મનમા મોટી નિરાશા જ હોય છે.

"કદાચ બિચાગ બે ચોપડી માતૃભાષાની વાચતા શીખશે, પણ એટલાથી તેમનું શું વળવાનું? સાચો સુશિક્ષિત તો તે અંગ્રેજી કડકડાટ વાંચી બોલી શકે ત્યારે જ થઈ શકે. એટલું તે ક્યારે ભણવાનો અને આપણે ક્યારે ભણાવવાના?" આપણો પ્રયત્ન આપણને થૂંકે પોડા જેવો લાગે છે.

પણ આપણને જો આંખ હોય અને જો આપણી બુદ્ધિ જ્યાં જે સ્વરૂપમાં જ્ઞાન મળે ત્યાંથી તે લેવા માટે સદા તલસતી હોય તો આપણે તરત સમજીશું કે ગ્રામજનો ભલે અભણ હશે પણ તેઓની પાસેથી આપણને

ઢગલાબંધ જ્ઞાન મળી શકે તેમ છે. ગામડાંમાં ચાલતા જાતજાતના ધંધાઓ સબંધમાં તે તે ધંધાઓ કરનારાઓ સારા પ્રમાણમાં જ્ઞાન ધરાવે છે. ખેડૂતો, વણકરો, સુથારો, લુહારો, કડિયાઓ, કુંભારો, ભરવાડો, રબારીઓ, ખાનપાઓ મોચીઓ એ સર્વ પોતપોતાના કામોના સારી પેઠે જાણકાર છે આપણે પોતે માત્ર વાચવાલખવાનું જ ભણેલા અને કોઈ જાતની કળા કારીગરીની નિશાળોમાં અનુભવ મેળવેલા નહીં, એટલે આપણે માટે તો તેઓ ખરેખર દરેક રીતે ગુરુ કરવા લાયક જ હોય છે

ખેડૂતો તેમના અનુભવના પાકો વિષે, જમીન વિષે, ઋતુઋતુની ખેતી વિષે કેટલું બધું જાણે છે એ જોઈએ છીએ ત્યારે આપણે આશ્ચર્યમાં ગરકાવ થઈ જઈએ છીએ એવું જ આશ્ચર્ય આપણને સર્વ પ્રકારના ગ્રામ કારીગરોના કામથી થયા વિના રહેશે નહીં તેઓ એક નિશાળના મહેતાજીની માફક આપણને પાટલી ઉપર બેસાડીને, હાથમાં ચોપડી આપીને અને પોતે કાળા પાટિયા સામે ઊભા રહીને એ જ્ઞાન આપશે નહીં, પણ જો આપણને જ્ઞાનની ભૂખ હોય તો આપણે તેઓ જ્યાં કામ કરતા હોય ત્યાં જઈને તેમની સાથે જોડાઈ જવું પડશે. તેઓને નમ્રતાથી પ્રશ્નો કરવા પડશે તેઓ અજાણપણે વાત વાતમાં સૂત્રમય ભાષામાં પોતાના ઉદ્યોગનો ભેદ આપણી આગળ ખોલતા જશે

પણ તેમની જ્ઞાનની તિજોરી ક્યારે ખૂલવાની એ જાણો છો? જ્યારે આપણે તેમની સાથે તેમના ઉદ્યોગો કરવા લાગીએ ત્યારે જ તેઓ જોશે કે તેઓ પોતે તો એ કામ કેવા રમતા રમતા અને સફાઈથી કરે છે, અને આપણા બિનકેળવાયેલા હાથપગ ઠૂંઠાની જેમ વળતા જ નથી, અને એ દેખાવ જોઈ તેમને આપણા પર દયા છૂટશે, અને તેની કોઈ મોઈ દયાની પળે તેઓ આપણને પોતાના જ્ઞાનભંડારમાંનું એકાદું સૂત્ર આપી દેશે

પણ આપણે તો ટાઢે છાંયડે બેસીને માત્ર પૂછ્યા કરવાના અનુભવને અભાવે પૂછવામાં પણ મુદ્દા કે ઢંગધડો કશો નહીં હોય તેથી આપણા ગુરુ તરત આપણાથી કંટાળી જશે, અને પોતાના બજારનું કમાડ ભીડી દેશે. તેઓને લાગશે કે આપણે ખાલી ટીખળ અને કુતૂહલવૃત્તિથી પૂછ્યા કરીએ છીએ. એ તેમને નવરાની નિશાની જેવું લાગશે તેઓનું સરળ મન કહેશે કે જો આપણને સાચી જિજ્ઞાસા હોય તો આપણે કામ કરવા કેમ નથી લાગી જતા? આવું તેઓ કદાચ મોઢેથી તો આપણને કહેશે નહીં, તેમ તેઓનું મો આપણા પ્રત્યે ખૂલશે જ નહીં.

આમ ગ્રામગુરુઓની પાસેથી જ્ઞાન મેળવવું હોય તો તેની પદ્ધતિએ જ તેની નિશાળમાં આપણે શીખવું જોઈએ આપણા મુગ્ધ હાથમાં જેમ

જેમ કારીગરી ઊતરતી જશે અને ગુરુઓનું મોં પણ ખૂલતું જશે, તેમ આપણને સમજાતું જશે કે આપણી વિજ્ઞાનની ચોપડીઓમાંના સિદ્ધાન્તો તેમાં ડગલે ને પગલે માલૂમ પડે છે. વળી આપણે માત્ર પરીક્ષાપંડિતો જ નહીં હોઈએ, પણ સાચા ભણેલા હોઈશું, તો આપણને અંદરથી તે તે ઉદ્યોગો સંબંધમાં વધારે જાણવાની ઈચ્છા જન્મશે; તે વિષયનાં પુસ્તકોનો આપણે અભ્યાસ કરીશું, અને તેમાંથી આપણા ગ્રામગુરુને જરૂરની એવી બાબતો શોધી શોધી તેને આપતા જઈશું. જે લોકો ગ્રામવાસીઓની અક્ષર-શિક્ષણની શાળાઓ કાઢે છે તેઓ તેમને નવું શીખવામાં બહુ મંદ બુદ્ધિવાળા ગણી કાઢે છે. પરંતુ આ રીતે નવું જ્ઞાન તેમની પાસે મૂકતાં આપણને અનુભવ થશે કે તેઓ તો, તરસ્યો પાણી પીએ એટલી આતુરતાથી તેનું પાન કરે છે.

હવે ગ્રામવાસીઓ ઉપર માન અને પ્રેમ જન્માવે એવો તેમનો એક વધુ ગુણ ગણાવીએ. આપણે ગ્રામસેવકો પોતાને સ્વદેશી ધર્મના ઉપાસકો માનીએ છીએ અને તે ધર્મ ગામડાંઓમાં ફરીથી સ્થાપન કરવા માગીએ છીએ, તે માટે જ આપણે રેંટિયો અને બીજા ગ્રામઉદ્યોગોની વાતો લઈને ત્યાં જઈએ છીએ.

આપણને જો આંખ હશે તો આપણે જોઈશું કે, જોકે ગામડાંઓ ઉપર વિદેશીનો હુમલો અતિ સખત ચાલે છે, છતાં ત્યાંના લોકોના હાડમાંથી તેમનો સ્વદેશી ધર્મ છેક નાશ પામ્યો નથી. વસ્તીપરપરાથી તેઓમાં તે ઊતરી આવેલો છે. સ્વદેશી ધર્મ માટે તેમને સહજ માન છે. તેનો ભંગ જુએ છે તો હજુ પણ તેમનો જીવ ઊકળી ઊઠે છે.

આપણે તો કોઈ પણ વસ્તુની જરૂર પડી કે આપણા પગ સીધા બજાર તરફ વળે છે. પછી બજારમાં ગયા પછી જો આપણે સ્વદેશીના ઉપાસક હોઈશું તો ખૂબ પૂછપરછ કરી સ્વદેશી વસ્તુ લેવાનો જ આગ્રહ રાખીશું, એ જુદી વાત છે. પણ ગામડાનો માણસ, તેને કોઈ ચીજની જરૂર પડે છે ત્યારે કેમ વર્તે છે? તે બજાર તરફ જોતો જ નથી. તેને પહેલો વિચાર સૂઝે છે તે એ છે કે તે ચીજ જાતે જ બનાવી લઉં. તરત તે એને માટેનો કાચો માલ પોતાની આસપાસ ક્યાંક પડ્યો હોય ત્યાંથી ઢૂંઢી કાઢે છે. બનાવટમાં કંઈક ઓજારની જરૂર હોય તો તે પણ કોઈ ઘરરાઉ વસ્તુમાંથી પોતાની ઉપજાઉ અક્કલથી બનાવી લે છે, અને એ રીતે જોઈતી ચીજ ઊભી કરી લે છે. તે ચીજ બનાવી લેતાં કંઈ અગવડ નડશે, કાચો માલ આજુબાજુમાંથી મળી આવશે નહીં, અગર તેને ફુરસદ નહીં હોય,

તો'તે જરૂરિયાત વગર બને તેટલો વખત ચલાવી લેશે અને અગવડ ભોગવશે. આવાં તેના સ્વભાવમાં સ્વદેશીનાં સાચાં મૂળિયાં રહેલાં છે.

આજે દીવાસળીનો હુમલો ગામડાં ઉપર કેટલો ભારે છે? છતાં ગામડાંના લોકો હજુ પણ ચૂલો પેટાવવા માટે પડોશીના ચૂલાનો દેવતા લઈ આવે છે, અને એક દીવો સળગે તેમાંથી અડોશીપડોશીના કેટલાયે દીવા સળગે છે. હજુ પણ તેમણે ચકમકને છેક વિસારી મૂક્યો નથી. દોરડીની જરૂર પડી તો આમનેમથી શણ કે ભીંડી કે તેવા જ કંઈક રેસા ખોળી લાવી તે દોરડી ભાગી લે છે. સાદડીની જરૂર પડી તો ક્યાંકથી છટિયાં વીણી લાવી જાતે ગૂંથી લે છે. કપડાં ધોવા આપણી જેમ સૌબુ ખરીદવા દોડવું એ તેનો સ્વભાવ નથી. તે તો ક્યાંક શીમમાથી મગમાટી કે ખારો ખોદી લાવે છે, કે અરીઠાં કે ઈંગોરિયાં તોડી લાવે છે. સાજે-માંદે દવાની જરૂર પડે ત્યારે આપણે તો બહુ સ્વદેશીવાળા હોઈશું તો દેશી વૈદને ત્યાં દોડીશું કે કોઈ દેશી કારખાનાની દવા લઈ આવીશું. પણ આમ-જનોને શું સુઝે છે? તેઓ તો અહીંતહીંથી કંઈક પાનો ચૂંટી લાવશે કે મૂળિયાં ખોદી લાવશે.

બધી વસ્તુઓ જાતે બનાવવી એ કંઈ શક્ય નથી હોતું. તેવી જરૂરિયાત વખતે તેઓ ગામના જ કોઈ કારીગરને શોધે છે. તેમનાં સુધારામાં સપડાયેલાં છોકરાંઓ પોતાના ગામના દરજી, મોચી ઇત્યાદિ તરફ બેવફા થઈ પરગામથી કપડાં, જોડા વગેરે સીવડાવી લાવે છે ત્યારે તેમની અંદરનો સ્વદેશી સ્વભાવ ઊકળી ઊઠે છે. કંઈક મોટું પાપ થઈ ગયું હોય એમ તેઓ માને છે. તેઓ પોતે તો ગામનો કારીગર નવરો ન હોય ને તેની પાસે વસ્તુ તૈયાર ન હોય, તો અગવડ ભોગવી લે છે, ઢીલ ચલાવી લે છે, પણ તે ગમે ત્યાંથી પૈસા ખર્ચી લાવવાને કદી ઉતાવળ કરતા નથી. અને, ઘણી વાર તેવી ચીજોમાં પણ પોતાને જેવું આવડે તેવું જાતે કરી લેવાનું જ તેમને ગમે છે.

આપણે ગામડામાં રેંટિયો નવો, નવો લઈને જઈએ છીએ ત્યારે એ નવી નવાઈની વસ્તુ તરફનું આકર્ષણ ત્યાંના કોઈ કોઈ લોકો કેવી રીતે બતાવે છે તે જોવા જેવું છે. રેંટિયો એ ખરી રીતે તો ગામડાની વસ્તુ છે, પણ મિલોનું એટલું ભયંકર આક્રમણ થયેલું છે કે ગામડામાં આજે રેંટિયો એક નવી નવાઈની ચીજ થઈ પડ્યો છે! આપણે જોઈશું કે લોકોના સ્વદેશી સ્વભાવને તે તરત ગમી જાય છે. ઘરનું કપડું ઘરમાં થઈ જાય એ વિચાર જ તેમને સીધો અને સાચો, અને તેથી આકર્ષક, લાગે છે. કોઈ કોઈ લોકો તરત લાકડાંના ટુકડા વાડામાંથી ગોધી લાવી દાતરડીવતી રેંટિયો

ચડવા લાગી જાય છે. કોઈ વધારે સારી બુદ્ધિવાળાઓ તકલી બનાવી લે છે, અને ખેતરમાંથી થોડો કપાસ વીણી લાવી તાર કાઢવા મંડે છે, અને આપણને ઉત્સાહપૂર્વક પોતાનું સર્જન બતાવે છે. કોઈ કોઈ તો સાળ, કે જે જરા વધારે કારીગરીવાળું યંત્ર છે, તે બનાવી લેવા સુધી પણ જતા જોવામાં આવ્યા છે. તેમનું સ્વદેશી મગજ આ માર્ગે જ ચાલે છે. પરંતુ આપણે તો આશા રાખી બેસીએ છીએ કે તેઓ આપણો રેંટિયો જોઈ આપણને તૈયાર રેંટિયો આણી આપવાની વર્દી આપશે, અને તે ઝટ ઝટ ન મળે તેથી મનમાં નિરાશ થઈએ છીએ; અને ગ્રામલોકોનાં સ્વદેશી મગજ જે દિશામાં ચાલે છે તે તરફ, આપણે આપણી અધીરાઈમાં, રસ કે ઉત્તેજન બતાવતા નથી.

હા, ગામડાંના લોકોને આ સ્વદેશીની બાબતમાં રાષ્ટ્રીય દૃષ્ટિ નથી હોતી. તેઓ એટલુ તો જાણે છે કે જૂના વખતના લોકો ઘરેઘર જાતે જ કાતતા અને ગામેગામ વણી લેતા. પણ આ બધું ક્યારે નાશ પામ્યુ, શાથી તેમ થયુ, ક્યા દેશનાં કપડાં હિંદુસ્તાનને પહેરવાં પડ્યાં, દેશી મિલોનો માલ તે પણ સાચી દૃષ્ટિએ સ્વદેશી કેમ ન કહેવાય, સ્વદેશી મૂકયું તેથી જ સ્વરાજ કેમ ગુમાવ્યુ, સ્વદેશી ફરી સ્થાપન કરવા માટે દેશમા કેવા કેવા પ્રયત્નો આજ સુધી થયા છે, એ બધું આપણે તેમને કહેવું પડશે. કાપડ બાબતમાં જ નહીં, પણ ઉપર દીવાસળી, દોરડાં, સાબુ, દવાઓના દાબડાઓ ઢાંકણા તે, તેમ જ લોખંડ અને પોલાદના ધધાઓ, રંગાટ અને છીપાકામના ધધાઓ, વહાણવટાનો ધધો — વગેરે વગેરે — એ બધું કેમ પડી ભાંગ્યુ અને કેમ ફરીથી સ્થાપન કરવુ એની પણ રાષ્ટ્રીય દૃષ્ટિથી આપણે તેમને સમજ પાડવી જોઈએ. તેમની ખેતીમા પણ સૌએ ઘરઘરનો જ વિચાર કરવા માંડ્યો અને કોઈને રાષ્ટ્રીય વિચાર સૂઝ્યો જ નહીં તેથી, તેમાં કેવી રીતે પાયમાલી થાય છે, એ પણ આપણે તેમને સમજાવવુ જોઈશે, આપણી આવી વાતોને તેઓ પાણીના માછલાઓ લોટની ગોળીઓ ચપોચપ પકડી લે છે તેવી રીતે ઝડપી લેતા જોવામા આવશે. સ્વદેશીના મૂળિયાં તો તેમના સ્વભાવમા પડેલાં જ છે. પ્રેમથી તેને આપણે સિચન કરીશુ એટલે તેને નવાં પાન ફૂટશે.

પરસ્પરસહાય કરવી એ ગુણ પણ ગ્રામજનતામા એવો સુંદર રીતે કામ કરી રહેલો હોય છે કે તે જોઈ આપણે તેમના ઉપર વારી જ જઈએ આપણે ભણેલાઓ તો પડોશમા કોણ રહે છે તે પણ જાણતા હોતા નથી, તો તેની અગવડ આફતમાં સહાય કરવા તો શાના જ જઈએ? ગામડાંના લોકોના વહેવાર એવા આપકેન્દ્રી, લાગણીહીન નથી હોતા.

ગામમાં છાપરાં છાવાની મોસમ આવે છે અને આખું ગામ તે કામે લાગી જાય છે. તે વખતે શું દરેક ઘર ઉપર માત્ર તે ઘરનાં જ માણસો મથતાં હોય છે કે? નહીં જ. આપણે જોઈશું તો માલૂમ પડશે કે ત્યાં તો નાની નાની પરસ્પર સહાયકારી મંડળીઓ બંધાઈ ગયેલી હોય છે. પહેલાં આખી ટોળી એક છાપરી ઉપર મંડાશે, તે પૂરી થાય એટલે બીજી ઉપર, પછી ત્રીજી ઉપર, એમ બધાં પર છવાઈ રહેવાં સુધી ચાલવાનું.

અને બધાં ઘરોમાં કંઈ માણસોનું જોર સરખું હોતું નથી. કોઈ કોઈની પાસે સાધનોનો પણ પૂરો સંગ્રહ હોતો નથી. કોઈ ઘરવાળો એકલો છે અને માંદગીમાં પડ્યો છે. કોઈ ઘરમાં માત્ર નાનાં બાળકો છે અને એમનાં માબાપ એમને નિરાધાર મૂકી મરી ગયાં છે. છતાં કોઈનું કામ બાકી રહેતું નથી. કોણ કેટલું ઘસાયું અને કોણ કેટલો લાભ લઈ ગયું એની કોઈ ગણતરી કરવા બેસતું નથી.

શહેરી લોકો આમ પરસ્પર સહાય કરવા નીકળે જ નહીં અને નીકળે તો પહેલેથી બધું પૈસાના રૂપમાં નોંધવા માંડે. આથી કેટલાં ગરીબ અને નિરાધાર લોકો ઉઘાડાં પડી જાય છે? ગામડાંના લોકોનો સ્વભાવ જ એવો છે કે તેઓ સૌને ઢાંકી લે છે, સંભાળી લે છે. એમાં કોઈએ કોઈના ઉપર કશો ઉપકાર કર્યો એમ માનતા પણ નથી.

ગામડાંનો મુખ્ય ઉદ્યોગ ખેતીવાડીનો. એમાં જો પરસ્પર સહાયનો આ તેમનો ગુણ ન હોય અને બધો વહેવાર કોથળીના જોરે જ ચાલતો હોય તો કેટલાયની ખેતી રખડી જ પડે. સૌ બળદની આખી જોડ આખું વરસ પાળી શકે તેવી શક્તિ ધરાવતા નથી હોતા, તેવાઓ એક એક બળદ રાખે છે અને અરસપરસ સૂદેવ કરીને કામ નભાવી લે છે. ગામમાં આવા પુષ્કળ દાખલાઓ બને છે. વળી લણણી, કપાસવણણી, રોપણી ઘાસ-કાપણી જેવાં કામો નીકળે છે ત્યારે દરેક ખેડૂતને ટોળાબંધ માણસોની જરૂર પડે છે, અને ઘેર ઘેર એટલાં માણસો ક્યાંથી હોય? પૈસા ખર્ચીને મજૂરો લાવવાનાં હોય તોયે કેટલાક નબળી સ્થિતિના તે જોર ધરાવતાં ન હોય. છતાં ગામડાના એક જીવવાળા અને એક કુટુંબ જેવા લોકો સહકારી મંડળીઓમાં નીકળી પડે છે અને સૌનું કામ સારી રીતે પાર પડે છે, અને કોઈનું કામ અટકી પડતું નથી.

ગામડાંમાં પણ જેઓ ખેતીવાડી વગેરે ધંધાઓ વેપારી ધોરણે કરે છે, તેઓ તો બધા હિસાબો પૈસામાં ગણે, એટલે આવો રૂડો વહેવાર તેમનામાં જોવામાં ન જ આવે. પરંતુ ગરીબ વર્ગના ખેડૂતો જેઓ જાત-મહેનતથી ખેતી કરે છે, પોતાની જરૂરિયાતની વસ્તુઓ પકાવવી એ દૃષ્ટિએ

જ માલ પકવે છે, અને જેમની પાસે જમીન અને સાધનો પણ તેટલા પૂરતાં જ છે, તેઓમાં હજુ આવો વહેવાર અને આવો સ્વભાવ સારા પ્રમાણમાં સચવાઈ રહ્યો છે.

આપણને સેવકોને તો આવા ગ્રામજનો અનેક રીતે ઉપયોગી થાય છે— ખાસ કરીને આપણે નવા નવા રહેવા ગયા હોઈએ છીએ ત્યારે આપણે માટે રહેવાની જગ્યા કોઈ ગ્રામવાસી સજ્જન કાઢી આપે છે તો તેને લીપવાગૂંપવા માટે વગર કહ્યે ગામની બહેનો નીકળી જ પડવાની. લોકો એકઠાં મળી આપણે માટે ઝૂંપડી કે માંડવો બાંધી આપવાનાં. એમાં કોણે કેટલો સામાન આપ્યો ને કોણે કેટલી મહેનત આપી ને કોણે કેટલો ઉપકાર કર્યો એની ગણતરી કોઈને સ્વપ્નામાંયે સૂઝની નથી.

લોકોનો આ ગુણ અંગત બાબતો પૂરતો જ સચવાયો છે. પરંતુ દેશના રીતરિવાજ ઘણા બદલાયા હોવાથી, અને યથા રાજા તથા પ્રજા થઈ ગઈ હોવાથી, તે સાર્વજનિક બાબતોમાં આજે જોઈએ તેવો પ્રગટતો જોવામાં આવતો નથી. ગામનાં તળાવ પહેલાંની જેમ વખતોવખત ખોદાતાં નથી, કૂવાઓ ગળાતા નથી, બગીચાઓ બંધાતા અને સચવાતા નથી, ધોરીઆ અને રસ્તાઓની દેખરેખ કોઈ રાખતું નથી, ધર્મશાળાઓ ને મંદિર જૂનાં લોકો કરી ગયા હોય તો તેને સાચવવા કશું થતું નથી. આ બધું પહેલાં ગામના જ લોકો ભેગા મળીને પરસ્પર સદ્ભાવના તેમના ગુણથી કરી નાખતા. આજે તો આવાં કામો માટે સરકાર સામે તાકવાની ટેવ પડી ગઈ છે. એક જાતનું આળસ ભરાઈ ગયું છે. ટેવ તૂટી ગઈ છે. બાકી આજે પણ કોઈ આગળ પડીને હાકલ કરે છે તો જૂનો હાડમાં રહેલો ગુણ તરત ઝળકી ઊઠે છે, અને વર્ષોથી રઝળતા ગામના કામો લોકો આનંદથી કરી નાખે છે.

સેવકોએ પ્રેમળ લોકોની અંગત સેવા લેતા ખૂબ જ સંકોચ રાખવો પડશે. પણ તેમણે સાર્વજનિક કામોમાં તેમના એ ગુણને ફરી પાછો વાળવામાં પોતાની સર્વ કળા અજમાવવાની જરૂર છે. તેવા કેટલાક કામો આપણે ઉપર ગણાવી ગયા. તે જ રીતે ગામની શેરીઓ અને પાદર સાફ કરવા તેમની સહકારી ટોળીઓ વખતોવખત કાઢી શકાય, ઝાડ રોપવાનું કામ કરી શકાય, ગામના ગોચરોમાં કાંટા ઝાંખરાં વધી ગયાં હોય તો તે સાફ કરી શકાય, ગામની આસપાસ ખાબોચિયાં પડી ગયેલાં હોય અને તેમાં પાણી ભરાઈને મચ્છર પાકતા હોય અને તેના પરિણામે મલેરિયા તાવ ગામનો કેડો ન મેલતો હોય, તો લોકોને તે સ્થિતિ સમજાવી ખાડા

પૂરવાનું સત્ર કાઢી શકાય. આવાં તો ઘણાં કામો પ્રજાનો હાથ કે કોદાળો ફર્યા વિના મરણતોલ સ્થિતિમાં આવી રહેલાં જોવામાં આવે છે.

ઘણાને એ ઉપરથી એવો મત બંધાઈ જાય છે કે, ગામડાંના લોકો આળસુ હોય છે તેથી એમ બને છે. પરંતુ સાર્વજનિક કામોમાં હમેશાં કોઈક નિ:સ્વાર્થ સેવકો આગળ પડીને માર્ગ બતાવનારા જોઈએ જ. તેવા મળે છે ત્યારે ગ્રામવાસીઓ જેવા ખંતીલા અને મહેનતુ બીજા કોઈ ભાગ્યે જ જોવામાં આવશે.

### પ્રવચન ૫૧ મું

## આળસુપણાનાં મૂળિયાં

ગામડાંની પ્રજાના ગુણો તો જેની પાસે જોવાની સહાનુભૂતિભરી આંખ હોય તેને દેખાય, બીજાને તો તે અવગુણોનો ભંડાર જ દેખાશે. દરિદ્રતાનું વાદળ એવું ઘનઘોર છે કે તેની આરપાર ગુણોનાં કિરણ દેખાવાં સહેલ નથી.

એમનામાં મોટામાં મોટો અવગુણ જેને ને તેને ઊડીને આંખે બાઝે છે તે છે તેમનું આળસુપણું. તેઓનું શરીર આળસુ છે તેના કરતાં મન વધારે મંદ જોવામાં આવે છે. પોતાના કામ ધંધામાં તેમને જાણે કશો રસ જ નથી; પગ ઘસડતા ન છૂટકાનું કામ કરી છૂટે છે. તો પછી સાર્વજનિક કામોમાં તો તેઓ ઉત્સાહથી ભાગ શાના જ લેતા દેખાય? તેમના આ મંદ સ્વભાવનો પરિચય સેવકોને સારી પેઠે થાય છે, અને ઘણા તેથી ગામડાની પ્રજા માટે અને દેશની સ્વતંત્રતા માટે નિરાશ બની જાય છે.

પરંતુ લોકોમાં આળસ છે એમ કહી નિરાશ થવું, તેમને તજી જવું, એમાં આપણ સેવકોનું પણ આળસુપણું નહીં તો બીજું શું છે? ગામડામાં આળસ તો છે, પણ તેના મૂળ કયાં છે એ શોધવાનું આપણું કર્તવ્ય છે. તેની શોધમાં ઊતરીશું તો આપણે જોઈશું કે, લોકોનો આ અવગુણ તેમના સંજોગોનું ફળ છે. એવા સંજોગોમાં બીજા ગમે તે માણસો તેમના જેવા થયા વગર ન જ રહી શકે. શોધમાં ઊતરીશું તો એ પણ માલૂમ પડશે કે અવગુણનું પડ ઉખાડી શકીએ તો તેની નીચે ગુણોનાં રત્નો છુપાયાં છે.

પ્રથમ તો, વિદેશી અને શહેરી કારખાનાંઓના આક્રમણથી ગામડાંના ધંધાઓ પડી ભાંગ્યા છે અને ફળિયાનાં ફળિયાં બેકાર થઈ ગયાં છે. વણકરવાસો જુઓ, ખાવપાવાસો જુઓ, કુંભારવાસો જુઓ, ગાયોના

ગોવાળો જુઓ, જ્યાં રંગારા અને છીપાઓની વસ્તી હોય ત્યાં તેમના સત્તાઓ જુઓ. બધાં જ બેકાર અને સુતાં પડી ગયાં છે. એક વખત તે જ ફળિયાંઓ કેવાં ગાજી ઊઠતાં હતાં! પુરુષ, સ્ત્રી અને છોકરાંઓ પણ કામમાં ગુલતાન રહેતાં. આજે કોઈ સાહસી લોકો દેશપરદેશ નીકળી ગયા છે, બીજા ખેતીના મજૂર બન્યા છે. પણ ખેતી પણ કેટલાકનો ભાર ઉપાડે? આમ ફરજિયાત બેકારી આવતાં ધીમે ધીમે લોકોનો ઉદ્યોગી સ્વભાવ ઘસાઈ ગયો છે. આ કારણપરંપરામાં ઊતરીએ નહીં અને લોકોને આળસુ કહીને તેમનો તિરસ્કાર કરીએ તો આપણે આપણો સેવકધર્મ કેમ બજાવી શકીએ? ખરું જોતાં, આપણું મુખ્ય કામ જ આ બેકારી કાઢવાનું છે.

બીજું કારણ છે આ નવા જમાનાનો અપ્રામાણિક નાણાંવ્યવહાર અને સરકારનો પક્ષપાતી કાયદો. આજે વસ્તુઓને બદલે પૈસો મોટો થઈ બેઠો છે, અક્કલવાળાઓએ પૈસાની લાલચ બતાવીને ગામડાંઓના તમામ વહેવારો બગાડી નાખ્યા છે, ખેતીને અન્ન પેદા કરવાનું સાધન મટાડી પૈસા પેદા કરવાના વેપારનું એક સાધન બનાવી દેવામાં આવી છે. શાહુકારોના ખેડૂતો સાથે લેવડદેવડના વ્યવહાર તો પૂર્વથી ચાલતા આવતા હતા, પણ જ્યારથી પૈસાનું મહત્ત્વ વધ્યું છે ત્યારથી તેઓની શાહુકારીમાં અસત્યનું ઝેર ભળ્યું છે અને લેવડદેવડમાં કુડકપટ કરી તેમણે ભોળા, સાદા, વિશ્વાસુ, પણ અભણ ખેડૂતોને રખડાવી તેમની જમીનો પોતાને નામે કરી લીધી છે. કાયદો પણ તેને રક્ષણ આપે એવું તેઓ રહેવા દેતા નથી. વિશ્વાસુ ખેડૂત પાસે, કાયદા માટે જોવું જોઈએ તેવા ખાતા ઉપર સરકારી સ્ટામ્પ ચોડીને અંગૂઠો પડાવી લેવામાં તેઓ બેદરકારી રાખતા નથી. અને કોઈ કોરટમાં ઊંચો નીચો થવા જાય તોયે પૈસાબળિયા શાહુકારને તેને થકવવાના ઘણા રસ્તા આવડતા હોય છે.

બીજી તરફથી, ખેડૂતો પણ પૈસાની લાલચમાં પડી જરૂરની ચીજો પકવવાની દૃષ્ટિ ન રાખતાં, પૈસા શેમાંથી આવે છે તે જોઈ તે જ પકવે છે. ખેડૂતો માલ પકવીને વેપારીઓને વેચવા જાય અને પાછા તેમની પાસેથી જરૂરી વસ્તુઓ ખરીદવા જાય, એમ બન્ને તરફથી તેમના માથા ઉપર કરવત ફરે છે.

આ સ્થિતિને પરિણામે, આજે ગામડામાં શું જોવામાં આવે છે? જમીનો મોટે ભાગે એવા જ લોકોના હાથમાં ચાલી ગઈ છે કે, જેઓ પૈસા અર્થે જ તેમાં ખેતી કરે છે. ગામની જરૂરિયાતોનો વિચાર કરવાની જવાબદારી તેઓ શાના સ્વીકારે? "અમારા ખેતરમાં અમે અનાજ નહીં પકવ્યું હોય તો બહારગામથી ક્યાં લવાતું નથી? જેની પાસે પૈસા હશે

તે દાણોદૂણી જે જોઈશે તે ખરીદી લાવશે, પૈસા જેની પાસે નહીં હોય તે ભૂખે મરશે; એમાં અમે શું કરીએ ?" આમ જ તેઓ તો વિચાર કરવાના. પરિણામ એ આવ્યું છે કે, ખેતરો સાચા મહેનત કરનાર ખેડૂતોના હાથમાં રહ્યાં નથી. તેઓ માલમિલકત વિનાના મજૂર થઈ ગયા છે. બીજાઓની ખેતીમાં મળે તેટલા દિવસ મજૂરીએ જાય છે, પણ ઘણા દિવસ કામ વિના બેકાર ગાળવા પડે છે. તેઓને આપણે આળસુ કહીને કેમ નિંદી શકીએ ? ઉદ્યોગ છે ક્યાં કે તેના ઉપર તેઓ મહેનત કરે ?

પરંતુ ટૂંકી નજરવાળાંઓ શહેરો તરફ આંગળી ચીંધે છે: "ગામડાંમાં બેકાર હોય તે બધા શહેરોમાં જઈ કંઈ કંઈ ઉદ્યોગે કેમ લાગી જતા નથી ?" ત્યાં કેટલાક ખેચાઈ જાય છે ખરા; પણ ત્યાંયે કેટલા સમાઈ શકે ? ત્યાં મોટાં કારખાનાંઓ દેખાતાં હશે; પણ કારખાનાંનો અર્થ એ કે ઘણા માણસોનું કામ સંચાની મદદથી થોડા માણસે કરવું. તેથી આખા દેશને સરવાળે તો કારખાનાં પણ માણસોને નવરા જ પાડવાનો ધંધો કરે છે. વળી આખા હિન્દુસ્તાનનાં સર્વ કારખાનાંઓ મળીને કેટલા માણસોને રોજી આપી શકે છે તે તમે જાણો છો ? વીસ લાખથી વધારેને નહીં.

ગામડાંના લોકો આળસુ અને ઢીલા અને ઉત્સાહ વગરના દેખાતા હોય તો તેનું ત્રીજું કારણ તેમની નિકરાળ દરિદ્રતા છે. આ દેશના લોકો ખાધેપીધે આજે જેટલા દુખી છે તેટલા કોઈ જમાનામાં નહોતા. ચારે તરફથી તેને ચૂસવા માટેના નળો ગોઠવી દેવામાં આવ્યા છે. રાજ્ય એ મોટામાં મોટો પંપ છે, અને તેને ચૂસવા સિવાય અહીં અસ્તિત્વ ધરાવવાનો બીજો કોઈ ઉદ્દેશ હોયો શકય નથી. તેના સીધા કરો ઉપરાંત પરદેશી તેમ જ દેશી વેપાર-રોજગારના અનેક નળો તેની મદદમાં લાગી ગયા છે. ચૂસ દિવસે ને દિવસે વધારે જોરથી થયે જાય છે; અને જાય છે તેમાંથી પાછું તો કશું આવતું નથી.

પાઘડીનો વળ છેડે આવે તેમ આની અસર છેવટ જતા લોકોના ખોરાક ઉપર પડે છે. દિવસોના દિવસો માત્ર રાબડી ઉપર જીવનારી કરોડોની પ્રજા — જેને દૂધઘીની તો વાત ક્યાં, પણ છાશનું ટીપું પણ ક્યારેક જ મળે, અને મીઠું વિના પણ કોઈક દિવસ ચલાવી લેવું પડે — એવી પ્રજા આ હિન્દુસ્તાનમાં છે તેવી દુનિયાના બીજા કોઈ દેશમાં ભાગ્યે જ હશે. આથી તેમનાં શરીરમાં તાકાત રહી નથી. ગામડાંમાં જ્યાં જઈએ ત્યાં અશક્ત અને માંદાંઓ કેટલાં બધાં જોવામાં આવે છે ? આવી સ્થિતિમાં જેમને વર્ષોનાં વર્ષોથી રહેવું પડતું હોય તેઓ નિરાશ થઈ જાય, બયબીત થઈ જાય, કોઈ માણસ ઉપર કે ઈશ્વર ઉપર એમને આસ્થાનું નામ જ ન રહે, તો શું

તેમનો દોષ છે? એવી ઘોર દરિદ્રતાને લીધે જ આપણાં ગ્રામજનો સાંકડા મનનાં થઈ ગયાં છે અને માંહોમાંહે લડાઈટંટામાં સપડે છે. એમનાં નબળાં અંગોમાં કામ કરવાનું આળસ ભરાયું છે, અને તેથી મનનો પણ ઉત્સાહ રહ્યો નથી. તેથી જ તેમને કોઈ નવી વાતમાં રસ પડતો નથી. તેમને જીવવામાં જ રસ રહ્યો નથી—મરવાને વાંકે જીવે છે.

આવી સ્થિતિમાં પણ સેવકો જોશે કે, જ્યારે તેમના પ્રત્યે આપણે સાચો હૃદયનો પ્રેમ બતાવીએ છીએ, આપણે લોકો તેમની સ્થિતિ ઊંચે લાવવાનો પ્રયત્ન કરનાર તેમના સેવકો છીએ અને તેમને ચૂસનારા કોઈ નવા કપટી ધોળાં કપડાંવાળા ઠગો નથી એવો તેમનો વિશ્વાસ આપણે સંપાદન કરીએ છીએ, ત્યારે તેઓનાં બિડાએલાં હૃદયો ખીલવા લાગે છે. તેઓમાં થોડા જ વખતમાં નવજીવન સંચાર કરે છે, અને તેઓ ઉત્સાહ અને ઉદ્યોગીપણું સારી રીતે બતાવે છે. હિમથી લગભગ બળી ગયેલી વાડીમાં કુદરતની કૃપાથી પાછી કુંપળો ફૂટેલી કોઈ ખેડૂત જુએ તો તેનો જીવ કેટલો રાજી થઈ જાય છે? ગામડાંઓમાં જનાર સેવકોને એવો જ દેખાવ ત્યાં જોવા મળે છે, અને તેમનો સેવા કરવાનો રસ તે જોઈને ખૂબ જ વધી જાય છે.

અવચન ૫૭ મું

## ભયોનો ભય

ગામડાંના લોકોને માથે આળસુ હોવાનું આળ છે તેવું અને તેનાથી પણ મોટું આળ બીકણપણાનું છે. ખરું જોતાં, તે એકલા ગ્રામવાસીઓમાં જ છે એમ નથી, શહેરીઓમાં, ભણેલાઓમાં પણ છે. આખી પ્રજામાં જ ભયભીતતા ઘર કરી બેઠી છે. સરખામણી કરીએ તો ગામડાં કરતાં શહેરના ભણેલા લોકો જ વધારે ડરપોક હોય છે. અંધારાનો ડર, સાપવીંછીનો ડર, ચોર ડાકુનો ડર, સિંધી પઠાણનો ડર, સિપાઈનો ડર, દંડ અને જેલનો ડર આ બધા ભયના પ્રકારો ગામડાંમાં નથી એમ નહીં, પણ ભણેલાઓમાં તે ઘણા વધારે પ્રમાણમાં છે.

આ બધા ભયો પ્રત્યક્ષ સામા આવી પડે છે ત્યારે ગ્રામજનતા કરતાં ભણેલા લોકો બહુ જ ઓછા પ્રમાણમાં મનુષ્યત્વને શોભે એવું વર્તન દેખાડી શકે છે. સારા સારા પ્રતિષ્ઠિત લોકો પણ અંધારામાં જવાનું કબૂલ નહીં કરે, અને પ્રસંગ આવી જ પડે તો તેમના પગ ધ્રૂજતા જોઈ શકાય

અને છાતી ધડકતી સાંભળી શકાય. શહેરોમાં સાપ વીંછીની વસ્તી ઓછી હોય, પણ કોઈ વાર દેખા દે તો તેઓ પોતે તેનાથી છેટે છેટે ભાગતા રહેશે અને કોઈ ગામડિયા નોકર મારફત જ તેને મગાવશે કે પકડાવશે. ચોરડાકુને તો તેઓ જાણે કોઈ મનુષ્યેતર યોનિનું જ પ્રાણી માનતા હોય એટલા તેનાથી ગભરાય છે, અને તેની શંકા હોય તો ઘરના રક્ષણ માટે કોઈ આરબ કે ભૈયા કે સરકારી સિપાઈઓની વ્યવસ્થા કરે ત્યારે જ તેમને ઊંઘ આવે છે. સિંધી, પઠાણ, ગોરા, ચીના, અને સામાન્ય રીતે કોઈ પણ પરદેશીથી તેઓ કેવા ડરે છે તેના શરમજનક દેખાવો શહેરના રસ્તાઓ ઉપર અને રેલવે ગાડીઓમાં રોજ જોવા મળે છે. અને સરકારી સિપાઈનો, અધિકારીનો અને જેલનો ડર — તેનું તો પૂછવું જ શું? તેના પડછાયાથી બચવા માટે કેટલા 'ભાઈસાહેબ ભાઈસાહેબ', કેટલી ખુશામતો, કેટલાં લાંચ રુશવત! સમાજમાં ગમે તેટલો પ્રતિષ્ઠિત અને સન્માન્ય ગૃહસ્થ ગણાતો હોય પણ એક ઘેટું પણ વાઘની સામે જેવો ગભરાટ ન બતાવે તેવો તેઓ એક તુચ્છ સિપાઈ સામે બતાવશે.

ગામડાનો માણસ પણ બીકણ તો છે, પણ ઉપરના વર્ણન કરતા દરેક ભય સામે પ્રસંગ આવતાં તે વધારે સ્વમાનનું વર્તન બતાવતો જોવામાં આવશે અંધારામાં તેને ભૂતપ્રેતની શંકા બહુ રહે છે, છતાં તે શંકા તેને ખેતર સાચવવા જવાની ફરજથી અટકાવતી નથી. સાપવીંછી તો તેમના રોજના સહવાસી, તેમનો ડર તેમને છે જ નહીં.

ચોરથી તેઓ બીએ છે, પણ તે ચોરી જશે કે મારી જશે તે માટે નહીં, પણ ચોરી થતાં પોલીસની ધમાલ થશે અને તેઓ સાક્ષીપુરાવા ને કોર્ટ કચેરીની જંજાળમાં તેમને ફસાવશે એ માટેની તે બીક હોય છે. ગામ ઉપર બહારવટિયાઓ હથિયારબંધ ધાડ પાડે ત્યારે ગામડાઓ ગભરાઈ જાય છે અને ઘણી વાર નાસભાગ કરી મૂકે છે એ ખરું છે. તેમાં ભયનું મુખ્ય કારણ પોતાની પાસે હાથપગ સિવાય કશાં હથિયાર નથી તે જ છે. પણ તેવે વખતે જો કોઈ હિંમતનો અવાજ કાઢનાર આગેવાન મળી આવે છે તો તે જ ગ્રામવાસીઓમાંથી છાતીકઢા લોકો તૈયાર થઈ જાય છે અને મોતનો ડર છોડીને સામનો કરે છે.

પરદેશીઓના ડર સંબંધમાં, તેઓ ગામડાંમાં બહુ આવતા નથી અને ગ્રામવાસીઓને રેલવેમાં કે શહેરના બજારોમાં બહુ જવાનું હોતું નથી. પરંતુ તેમનો ડર એમના હાડમાં પેઠો છે એમ કહી નહીં શકાય. પણ ગામડાઓમાં જમીનદારી, દારૂ વગેરેના ધંધા કરનાર વર્ગો હોય છે તેઓ પોતાના જાતિ-અનુભવ પરથી ધારી લે છે કે ગામડાંના લોકો પણ પરદેશીઓથી ડરતા જ

છે. તેથી તેઓના ધંધાઓમાં જ્યારે તેમને ગ્રામલોકો પર દમાણ અને અત્યાચાર કરવાની જરૂર પડે છે અને એમના ધંધાઓ દેખાવમાં ખેતી, શાહુકારી જેવા દીસતા હોવા છતા ખરી રીતે એક કે બીજા બહાના મારફત ગ્રામપ્રજાનુ શોષણ કરવાના જ હોય છે, ત્યારે તે લોકો સિંધી, પઠાણ, ભૈયા વગેરે જાતના પરદેશીઓને લાવે છે અને તેમને પોતાના ચોકીદારો— ખાનગી સિપાઈઓ તરીકે પોતાની નોકરીમા રાખે છે. આ યોજનાથી તેમનો હેતુ ઘણે અંશે સરે છે, અને લોકોને તેઓ દાબમાં રાખી શકે છે. લોકો તે ચોકીદારોની ગાળો સામે ઝટ ગાળ કાઢતા નથી અને તેમના ડંડા સામે ઝટ ડંડા ઉગામતા નથી પણ એ તેઓના અંગત ડરથી છે એ માનવુ ભૂલભરેલુ છે. ભણેલાઓને એક કદાવર પઠાણ જોઈ છાતી ધડકવા માડે છે તેવો શારીરિક ભયનો અનુભવ ગ્રામવાસીઓને મોટે ભાગે થતો જ નથી.

એક તો ગ્રામજનો સ્વભાવે ભલા અને સહનશીલ છે. શેર શાહુકારો ઉજળિયાત અને કેળવાયેલા રહ્યા. એટલે તેમના પ્રત્યે તેમને એક જાતનો સ્વાભાવિક આદર હોય છે. તેમણે ખરે ટાણે દાણા ધીર્યા હોય, દવા આપી હોય, એવા ઉપકારો તે ભૂલી શકતા નથી તેથી જ તેમના નોકરો સાથે એકદમ લડી પડવું તેઓના દિલને હલકુ લાગે છે. આ ભલાઈનો ગુણ લોકોની દરિદ્રતાના ઉકરડામા એટલો દટાઈ ગયેલો છે કે તે જલદી નજરે ચડતો નથી પણ સહાનુભૂતિથી જોનાર સેવક તે જરૂર પારખી શકશે અને જોઈ શકશે કે લોકો ગાળ માર દેનારને સહેજમા ચૂપ કરવાની શક્તિ ધરાવતા છતાં પોતાની અંદર રહેલી ભલાઈ, ઉદારતા કે ખાનદાની — એને લીધે જ તે બધુ ગળી જાય છે ઉપરનુ પડ ભેદી જ્યારે આ વસ્તુ આપણે જોઈએ છીએ ત્યારે આપણુ તેઓને માટેનુ માન વધી ગયા વિના રહેતુ નથી

પણ દરિદ્ર માણસના ગુણ હોય તે પણ દોષરૂપે જ દેખાય છે. મારનાર ચોકીદાર તો પેલો પોતાની લાઠીથી ડરીને ચૂપ રહ્યો એમ જ માને છે. પણ ગ્રામવાસી ડરતો હોય તોયે તેને ડરાવનારી એની લાઠી નથી કે એની પડછંદ કાયા પણ નથી કે એના દાઢીમૂછ પણ નથી તેના ડર જુદા જ છે. તેનો મોટો ડર એ છે કે જો શેઠના નોકર સામે હાથ ઉપાડીશ તો શેઠ તેને અનેક રીતે તંગ કરશે, તેને અડચણને વખતે ખાવગી ધીરે છે તે બંધ કરશે અને બેકાર બનાવી ભૂખે મારશે એથી પણ મોટો ડર તેને એ છે કે જો તે ગુસ્સામા આવી હાથ ઉપાડે તો ઘોર કોઠવાળને દંડે એવો અનુભવ તેને થશે, ઊલટી તેના પર ફોજદારી માડવામા આવશે, તેના પર પોલીસના માર અને જુલમ ઊતરશે; કોરટકચેરીએ અથડાઈ

અથડાઈને તે અધમૂઓ અને ગાડા જેવો થઈ જશે, ધન-મળિયા શેઠ સામે એનું ત્યાં કોઈ સાભળશે નહીં અને તેને અને તેના ગરીબ કુટુબને વિના કારણ કેદખાના અને દડના ચકરાવામા ચડાવી દેશે, ગ્રામવાસી કાયર થઈ જાય છે, ગક થઈ જાય છે તે આ જ ડરથી થઈ જાય છે

તે એક ગોરાથી ડરે છે તે એ માણસનો રગ ગોરો છે કે તે કદાવર અને રાતોમાતો છે તેથી જરા પણ નહીં, તેના ગજવામા પિસ્તોલ છે એની પણ ગ્રામવાસીને એટલી બધી ધાક નથી હોતી પણ આ માણસ જો ધારશે તો સરકારી પોલીસનુ ધાડુ તેની પાછળ ઊતરશે, તેને કોરટકચેરીએ અથડાવીને હેરાન હેરાન કરી મૂકશે નહીં ધધાનો રહેવા દે, નહીં ખાવા પીવાનો રહેવા દે, અને એ ચક્રાવામા ચડ્યો એટલે જ્યા ત્યા માર ખાતો, ગાળ ખાતો, ધક્કા ખાતો, તુંકારા ખાતો તેને ગાડો જ કરી મૂકવામા આવશે—આ જ તેની મોટી બીક છે તે સરકારી સિપાઈથી બીએ છે તે પણ તેના ખાખી કે કાળા ડગલાથી બીતો નથી, એ ડેસમા તેની સાદી આખને સામાન્ય કપડા સિવાય કશુ ભયકર લાગતું નથી પણ એની સાથે ઝગડો કરવા જતા સરકારનુ આખુ જુલમી ચક્ર તેના ઉપર ફરવા માડશે અને તેમાથી તે કોઈ રીતે ઊગરી શકનાનો નથી, એ વિચારથી જ તે ડરે છે અને રાક થઈ જાય છે

આમ ગ્રામજનતાના બધા ભયોનુ મૂળ જોવા જઈએ છીએ તો સરકારનો અદશ્ય અને તક આવતા અચૂક હાજર થતો દારુણ સચો જ માલૂમ પડે છે તે સચો દયાહીન માયાહીન છે તે અગ્રેજ લોકોને ખાતર પ્રજાને નિરતર રેસતો જ ચાલ્યો છે એટલુ જ નહીં પણ કોઈ પણ ચોર ડાકુ, ગુડો તેની અદર લાચરુશવતનું પેટ્રોલ પૂરે તો તે કૂર સચાને તે કોઈ પણ નિર્દોષ માણુસ ઉપર ઉતારી વાળી શકે છે ચોર સામે થતા કે ડાકુ સામે થતા, સિંધી પઠાણની સામે થતા ને તેના શેઠની સામે માથુ ઊચુ કરતા, અરે ગામની અદર કોઈ પણ માથાફરેલો માણુસ ગમે તેમ વર્તે તેનીયે સામે અવાજ કાઢતા, એમ જ સર્વવ્યાપી ભય ગામડાના માણુસોને ગૂગળાવી મારે છે—"જો તેઓની સામે જરા પણ થવા જઈશ તો તે લોકો ગમે તેમ કરીને સરકારી ચક્રમા મને ફસાવશે"

સેવકો આ ઉપરથી જોશે કે ગ્રામવાસીઓ ભયભીત દશામા છે ખરા પણ ભણેલાઓના જેવો એમનો ભય શારીરિક નથી લડવા જતા માથુ ફૂટશે કે બમનો ઘા લાગી જશે ને મરી જવાશે—એ પ્રકારનો નથી અને તેથી તેવા બીકણ માણસ માટે જે તિરસ્કાર પેદા થાય તેવો એમના વિશે થવા જેવુ નથી તેમનો ભય એક સર્વવ્યાપી યોજનાપૂર્વક ગોઠવાયેલા

ભયકર સરકારી યત્રનો છે તે ભય પણ સારો તો નથી જ કોઈ પણ ભય સારો ન હોય. તે ભયમાથી તેમણે અને આપણે મુક્ત થયે જ છૂટકો છે પરતુ ભના અને સ્વભાવે તો બહાદુર એવા ગ્રામજનોનું ગજુ તેની સામે ચાને નહીં અને તેમની હિંમત ગૂગળાઈ જાય તો તેમા નવાઈ જેવુ કઈ જ નથી એક જબરો પહાડ પડતા નાનુ ઝાડ છુદાઈ મરે તો ઝાડને નમાલુ કહી તેનો તિરસ્કાર ન કરવો ઘટે, તેમ ગ્રામવાસીઓને પણ નિર્માળ, નાહિંમત, નમાના કહીને નિંદીએ તો ખરેખર તે પડ્યા ઉપર પાટુ માર્યા જેવુ નીચ કૃત્ય જ ગણાશે

સેવકોએ તો પ્રેમથી તેમની વચ્ચે વસીને, તેમની સેવા કરીને, તેમની લડતો લડીને, તેમનામાથી આ ગૂગળામણની લાગણી ઉડાડી મૂકવાની છે સરકારી ચક્ર ગમે તેવુ ભયકર હોય અને હનકા માણસોનો પક્ષ કરી ભના નિર્દોષ લોકોને કચરવા સદા તૈયાર હોય તો પણ, તેનોયે સામનો કરી શકાય છે, એના ડરથી જે કઈ અન્યાય અને જુલમ જે કોઈ કરી જાય તે મૂગે મોઢે સહન કરી લેવાની જરૂર નથી, એ વાત તેની બુદ્ધિમાં ઠસાવવાની છે

તેનો સામનો કરવામા નથી લાકડીની જરૂર, નથી તરવારની, નથી જરૂર વકીલોને ઘેર દોડાદોડ કરવાની, પણ જે વસ્તુની જરૂર છે તે તેનામા ઈશ્વરે ભરપૂર મૂકી છે તેનામા સચ્ચાઈ છે, ભનાઈ છે, અપાર સહન શક્તિ છે, માથુ વાઢનારને પણ રોટલો આપે એવી મનની ઉદારતા છે અને બહાદુરી પણ નથી એમ નથી સરકારના ભયકર સત્તા પાસે પણ પોતાની બહાદુરીને શા માટે ઓગળી જવા દેવી? સાચા અને ભલા માણસ સામે તે યત્રના દાતા પણ અતે ઘસાવાના જ એવો વિશ્વાસ કેમ ન રાખવો? જુલમી લોકોના જુલમને તાબે થઈને દુખી અને રક બની જવુ તેના કરતા તેમનો અને સરકારનો માર ખાવો પણ રાક ન બનવુ, નમાના ન બનવુ— આવો સત્યાગ્રહનો માર્ગ આપણે તેમની આગળ મૂકવો જોઈએ

જેઓના જીવન કૃત્રિમ થઈ ગયા છે જેઓ મોજશોખને લીધે શારીરિક કષ્ટસહનમા કાયર થઈ ગયા છે, જેઓના પેટ એવડા મોટા થઈ ગયા છે કે સાચ અને જાતમહેનતને રસ્તે તે પુરાઈ જ ન શકે એવા શહેરીઓને સત્વર આવુ શૌર્ય ચડવુ મુશ્કેલ છે, અને આ બધી વાતોને તેઓ હસી કાઢશે. પણ ગામડાનો માણસ તે સાભળીને માથુ ધુણાવશે તેને તે સાભળીને તરત ને તરત શૌર્ય ચડી જશે નહીં તો પણ એ વાત તેને સીધી અને સાચી અને સ્વીકારવા જેવી તો લાગશે જ, કારણ કે તેના સ્વભાવને એ દરેક રીતે બધ બેસતી છે એ શૌર્ય તેને ચડી જાય, એ વસ્તુ તો પોતાના હાડમા ભરેલી જ છે એવુ તેને ભાન થઈ જાય, તો

તો તેની આંખનાં મરેલાં નૂર જરૂર પાછાં ચમકતાં થઈ જાય, તેનો બોદો અવાજ પાછો ખણખણતો થાય, તેનું માથું નીચે ઢળી પડેલું છે તે સ્વમાનથી ઊંચું રહેવા માંડે, તે ગરીબ ભલે હોય પણ આજે ગરીબડો છે તે ન રહે, અને તેની સાથે સત્ય અને માણસાઈથી જ વર્તવું પડશે એમ બધા અન્યાયીઓ અને જુલમીઓ અને શોષકો પણ સમજી જાય. સરકારનું નિર્જીવ લાગણીહીન યંત્ર પણ તેની આગળ ખેંચાય, કારણ કે છેવટે તેના ચલાવનાર યાંત્રિકો તો કોઈક માણસ જાતના જ હોય છે ને?

જે સેવક ગામડાંના લોકોને ઉપર ઉપરથી જ જોશે તે તો તેમને બીકણ ધારી લેશે અને તેમને માટે દરેક રીતે નિરાશ થઈને બેસી જશે, અને પોતાની નિરાશાનો ચેપ તેમને લગાડી તેમનેયે નિરાશ કરી નાખશે. એવો સેવક ખાદી વગેરે પ્રવૃત્તિઓ મારફત તેઓને બે પૈસાનો ફાયદો ભલે કરી આપતો હશે, પણ એકંદરે તેમનું અકલ્યાણ જ કરી બેસે છે. પરંતુ જે સેવક ગ્રામવાસીઓની ખરી રગ પારખશે તેને તેમને વિષે કદી એવી નિરાશા થવાની નથી જ.

### પ્રવચન ૫૮ મું

## ગુણિયલ ગ્રામજન

ગામડાંના લોકોનાં અજ્ઞાન, આળસ, બીકણપણું અને બીજાં ગમે તેટલા અપલક્ષણો દુનિયામાં બોલાતાં હશે, પરંતુ હિંદુસ્તાનનાં ગામડાંમાં જનાર કોઈને પણ તેમના કેટલાક ગુણો નજરે ચડ્યા વિના નહીં જ રહે.

આવો તેમનો મોટામાં મોટો ગુણ છે આદરસત્કારનો. એમનો એ ગુણ ખરેખર કહેવતરૂપ બની ગયો છે. તેઓ કુદરતના ખોળામાં વસનારા હોઈ કુદરતની ઉદારતા તેમના અંગેઅંગમાં ઊતરી આવેલી જણાય છે. તેમનાં ખેતરો કણમાંથી મણ આપે છે. તેમનાં ફળઝાડો ફળોનો ઢગલો કરે છે. વળી તે વિશાળતામાં વસનારો છે. નીચે જમીન વિશાળ છે અને ઉપર આકાશ વિશાળ છે. એ ગુણ પણ તેમના સ્વભાવમાં ઊતર્યો લાગે છે. મહેમાન પરોણાને ખવરાવવાનો, પોતાની મીઠી ભાષાથી આગ્રહ કરી કરીને—રીઝવી રીઝવીને તેને ધરાવવાનો તેમને શોખ છે. પોતે મહેનતુ માણસ રહ્યા, કકડીને ભૂખ લાગવી એ કોનું નામ અને ખરી ભૂખને વખતે અન્ન મળે છે ત્યારે તે કેવું અમૃતસમું લાગે છે એનો તેમને અનુભવ છે. તેથી જ ઘણું કરીને ભૂખ્યાને ખવરાવતાં તેમને આટલો આનંદ થતો હશે.

સારી સ્થિતિના ગ્રામવાસીઓ, જેમની ગમાણોમાં ગાયો શોભે છે, જેમની કોઠીઓ દાણાથી ઊભરાય છે, જેમની વાડીઓમાં ઋતુ ઋતુનાં ફળો ઊતરે છે, તેઓનો હાથ તો ઉદાર હોય જ. તેઓ તો પોતાની બધી ગણતરીઓમાં મહેમાનોની હંમેશાં ગણતરી રાખે છે જ. ઘર બાંધે છે તો માત્ર ઘરનાં માણસો જોગું જ બાંધતા નથી, પણ મહેમાનોનો સારી રીતે સમાસ થાય એનો ખ્યાલ ખાસ રાખે છે. વાસણકુસણ, ખાટલાગોદડાં વગેરે રાચરચીલું પણ તેઓ તો એ ખ્યાલ રાખીને જ વસાવે છે. પણ આદરસત્કારની ઉદારતા ગરીબમાં ગરીબ, કંગાળમાં કંગાળ, ગ્રામવાસીઓમાં પણ જોવામાં આવે છે. તેમની ઝૂંપડીઓ બહુ જ સાંકડી હોય છે, બે ઘરની હારો વચ્ચેનું ફળિયું પણ અત્યંત સાંકડું હોય છે, તેઓ ખેતીવાડી ખોઈ બેઠેલા હોય છે, રોજનું લાવી રોજ ખાય એવી તેમની સ્થિતિ છે. છતાં તેવા ગરીબ લોકો પણ પોતાને જે કંઈ રોટલો છાશ મળે કે આછું પાતળું ભડકું મળે તે અતિથિ આગળ પ્રેમથી ધરે છે અને ખવડાવીને આનંદ અનુભવે છે.

આ આદરાતિથ્યનો ગુણ સારી સ્થિતિના ગ્રામવાસીઓમાં આજે અતિરેકની હદ સુધી પણ પહોંચી ગયો છે. એનું મૂળ ભલે ઉદારતામાં હોય, ભૂખ્યાને ધરાવવામાં રહેલા કુદરતી આનંદમાં હોય, પણ એમાં આજે મિથ્યાભિમાન પેઠું છે. સગાંવહાલાંઓને, ખાસ કરીને વેવાઈવેળાટને, પકવાન્ન જમાડવાં, ઘરમાં કોઈ પણ આવ્યું કે ચા મૂકવી, અને તે દિવસમાં પાંચ વાર થાય છે કે પંદર વાર તેનો વિચાર રાખવો નહીં, પાન, સોપારી, એલચી, લવિંગ, બીડીતમાકુ એ બધું પણ છૂટે હાથે આપવું — આ બધું આજે ગામડાંઓમાં ચાલી રહ્યું છે તેમાં શુદ્ધ અતિથિસત્કારની જ ભાવના છે એમ નહીં કહી શકાય. તેણે હવે વડેવારનું રૂપ પકડ્યું છે. ન્યાતજાતમાં આબરૂ વધારવાનું એ સાધન બન્યું છે. તેમાં અંદર અંદર ચડસાચડસી ચાલે છે. સ્થિતિવાળાઓની સાથે નબળાઓને પણ ખેંચાવું પડે છે, કારણ કે તેમનેયે આબરૂમાં બીજા જ્ઞાતિબંધુઓ કરતાં પાછળ પડવું કેમ ગમે?

વળી આદરસત્કારમાં સ્વાર્થ અને ખુશામત ભળવાથી પણ તેમાં વિકાર થયેલો જોવામાં આવે છે. સરકારી અમલદારોને ગ્રામલોકો પોતાનાં સગાંઓના કરતાં પણ વધારે ભપકાથી ખવડાવે પિવડાવે છે, ત્યારે અંદરના ઉમળકાથી એ બધું થાય છે એમ હંમેશાં હોતું નથી. 'દેવ'ને થાળ ધરાવવામાં અને તેને શરમમાં દબાવવામાં કોઈક દિવસ કંઈક ફાયદો છે, એ વિચાર રહેલો જ હોય છે. ખાનાર પણ તે જાણતો હોય છે. પોતાનો હક હોય એ રીતે જ પાટલે બેસે છે, અને કંઈક ઊણું પડે તો અતિથિની જેમ શરમાતો નથી.

આદરાતિથ્યના ગુણનું શુભ સ્વરૂપ કંઈક પણ હજુ સચવાયું હોય તો તે ગરીબ ગ્રામવાસીઓના જીવનમાં છે. પરંતુ અરેરે! જુલમ, શોષણ અને દરિદ્રતાના દાવાનળમાં તેમનો તે ગુણ બળીને ભસ્મ થવા માંડ્યો છે. તેમની ઝૂંપડીમાં તેમનાં ને તેમનાં બાળકોનાં પેટ પૂરાં ભરાય એટલું પણ અનાજ હોતું નથી. તેઓનું અંતર મહેમાનો પોતાને આગણે આવે એથી રાજી કેમ કરીને થઈ શકે? તેઓ અંદરઅંદર ઘરમાં પણ એકબીજાના હરીફ જેવા થઈ એકબીજાથી ચોરી ચોરીને ખાતા નથી અને બળિયો હોય તે એ ભાગ પડાવતો નથી એ જ તેમનો મોટો ગુણ માનવો જોઈએ. હાડમાની જૂની ઉદારતાનો એટલો જ અવશેષ આજે તો બાકી રહ્યો છે.

અતિથિને ખવડાવીને આનંદ લેવાનો તો તેમના જીવનમાં સવાલ જ રહ્યો નથી. જાતે ખાવામા પણ તેમને કશો આનદ રહ્યો નથી. નથી તેમાં પૂરુ પેટ ભરાય તેટલુ વજન, નથી તેમાં જેને મનુષ્યનો ખોરાક કહી શકાય તેવા પદાર્થો. આથી તેઓ અંધારિયા ખૂણામા ભરાઈને અને અવળે મોઢે ભીત તરફ કરીને ભડકું પી લેવું પસંદ કરે છે, કેમ જાણે મનમાં ને મનમાં પોતાના એવા દરિદ્રી ખોરાક માટે શરમાતા હોય.

અને દરિદ્રતામાં ડૂબેલા એ લોકોને અતિથિઓ ઉપર વિશ્વાસ જ રહે એવુ ક્યાં રહ્યું છે? પોતે સૌ સુધરેલા, ભણેલા, ઉજળિયાતોનો શિકાર છે. જે કોઈ તેની પાસે જાય છે ને તેને મારતો, ગાળ દેતો, લૂટતો અને છેતરતો જ જાય છે. સરકારી માણસો તેને વેઠમાં ખેચવા અને તેના આગણામા છાણનાકડું, મરઘું, ઈંડુ જે કઈ હોય તે પડાવવા જાય છે. . ગેર શાહુકારો તેને ધીરતી વખતે તો મીઠુંમીઠુ બોલે છે, પણ જ્યારે કરજ વસૂલ કરવા આવે છે ત્યારે જુદા જ રૂપમા આવે છે, અને ઘરમાંથી દાણાની છેલ્લી મૂઠી ઉપાડી જતા તેનો જીવ જરા પણ દુભાતો નથી કોઈ કથા પુરાણ સભળાવનારા તો તેમની પાસે જાય જ શાના? એમની પાસેથી તેમને શું મળવાની આશા હોય? એમ તેમને બહારના સૌનો એવો કડવો અનુભવ થયા કરે છે કે કોઈના ઉપર વિશ્વાસ કરવો કે પ્રેમ કરવો તેમને માટે શક્ય રહ્યા નથી

એવા એવાયે ગ્રામવાસીઓ હજુ પોતાનો આતિથ્યનો ગુણ સારા પ્રમાણમાં સાચવી રહ્યા છે. જ્યારે તેમના મનમાંથી આપણા વિષેની શકા ઊડી જાય છે, ત્યારે આપણી પ્રત્યે તેમનું હૃદય ખીલી ઊઠે છે, અને તેઓ આપણા ઉપર પોતાનું ભાવભર્યું આતિથ્ય જરૂર ઢોળે છે. આપણને સેવકોને તે ચાખવાનુ ભાગ્ય સારા પ્રમાણમાં મળી રહે છે. તે આપણા ગ્રામવાસમા કેટલી બધી મધુરતા મૂકે છે?

શહેરમા સુધરેના સમાજમા આવો ભાવ આપણને બહુ ઓછો જોવા મળે છે. ત્યા બહુ બહુ તો, લોકોનો ભાવ પોતાના વર્ગના ઇષ્ટમિત્રો પૂરતો જ દેખા દે છે. અજાણ્યા માટે તો ત્યાં ઘરના બારણાં સદા વાસી રાખવાની ફૅશન થઈ પડી છે. એથી આપણા ગ્રામવાસીઓનો આટલો ખુલ્લો અને નિષ્કપટ ભાવ જોઈએ છીએ ત્યારે તેમના ઉપર આપણને પ્રેમ અને આદર ઊપજ્યા વિના કેમ રહે?

માત્ર આતિથ્ય સ્વીકારતા આપણે સેવકોએ વિવેક ભૂલવો ન જોઈએ. આતિથ્ય આપનાર વિવેકની હદ વટે તે તેની શોભા વધારે છે, પણ લેનાર જો હદમા ન રહે તો તેની લાયકાત ઘટે છે. તેમના ગમે તેવા આગ્રહ છતાં સાદું ભોજન લેવાનો જ આપણે આગ્રહ રાખવો જોઈએ ન્યાતીલાઓ માટે પકવાન્ન કરવાનો વ્યવહાર પડી ગયો છે તેમાં આપણે સેવકોએ ઉમેરો ન જ કરવો. ચાપાણી, પાનબીડી, વગેરે ગિજાજોમાં પણ આપણે ભળી જવુ ન ઘટે. એમ કરતા એ ભલા લોકોને માઠુ લાગશે એમ માનીને કેટલીક વાર સેવકો આગ્રહને વશ થતા જોવામા આવે છે એમના સ્વભાવ પ્રમાણે એમને માઠુ લાગે અને આપણે વશ થઈએ તેથી તેમને સુખ થાય એ બનવા જોગ છે, પરતુ આપણે તેમને તાત્કાલિક સુખ આપીને રાજી થવુ ન જોઈએ. આપણે તો આતિથ્ય ગ્રહણ કરતી વખતે આપણી પોતાની લાયકાતનો — આપણા સિદ્ધાન્તોનો પણ વિચાર કરવાનો છે, તેમ જ લોકોના અતિશયતા ભરેલા રીતરિવાજોને ટેકો ન આપવો એ વિચાર પણ આપણે કર્યા વિના કેમ ચાલે?

ગ્રામવાસીઓ માટે કાઈને પણ પ્રેમ ઊપજે એવો એમનો એક બીજો ગુણ ગણાવીને હવે આજનુ કથન પૂરુ કરવુ છે. તે છે તેમનો આનદી સ્વભાવ ખરેખર ચારે તરફથી દુખો અને જુલમોથી ઘેરાયેલા હોવા છતાં તેઓ સદા આનદી જ જોવામા આવે છે, હસતા ને હસતા જ હોય છે. તેમને આનદી જોઈ આપણે પણ આનદી થઈ જઈએ છીએ આપણને ઘણી વાર આપણા દેશના અને આપણા ગામડાઓના ભાવી વિષે નિરાશા આવી જાય એવુ છે, પણ ગ્રામવાસીઓના આનદી ચહેરા જોઈએ છીએ એટલે આપણી નિરાશા ઊડી જાય છે. આપણે સ્વદેશી, સ્વરાજ્ય, સ્વતત્રતા, સ્વમાનની ટૂકો ચડી જવા મથીએ છીએ તેમા વખતોવખત થાકીએ છીએ અને પાછા પડીએ છીએ. પણ આનદી ગ્રામલોકોના સદા હસતા ચહેરા જોઈએ છીએ ત્યારે આપણો થાક ઊતરી જાય છે, અને આપણી આશા વળી તાજી થઈ જાય છે.

એમનો આ આનંદી સ્વભાવ કંઈ કૃત્રિમ નથી, તમાચો મારીને રાતું મો કરે તેના જેવો નથી પોતાના દુઃખ, અપમાન, ત્રાસ છુપાવવા તેઓ ખોટું ખોટું હસે છે એમ નથી

આમ જોઈએ તો દુઃખ દરિદ્રતા એમના જેવા જગતના પડ ઉપર બીજા કોઈને નથી તે ક્યાંથી આવ્યા છે તેનું તેમને પૂરું જ્ઞાન પણ નથી આગળના સુખી જમાનાનું સ્મરણ પણ હવે તો દહાડે દહાડે ઝાંખું થતું જાય છે આવી સ્થિતિમાંથી છૂટવાનો કોઈ રસ્તો તેમને સૂઝતો નથી આસપાસ મોટા મોટા લોકોને જુએ છે તેમાંથી કોઈને વિષે એમને શ્રદ્ધા પડતી નથી કે તે તેમને મદદ કરશે ધનવાનો, વિદ્વાનો, સંસારીઓ, ફકીરો — કોઈને તેમને માટે લાગણી હોય એવા ચિહ્નો તેમના મો ઉપર તેમને જોવા જડતા નથી સૌ જાણે એમની પ્રત્યે પોતાના શિકાર તરીકે તાકતા હોય એવી તેમની આંખો તેઓ ચારે તરફ જુએ છે માણસને નિરાશ થવાને આથી વધારે ક્રૂર સંજોગો બીજા કયા હોઈ શકે?

એમ છતાં, તેઓ કેવા આનંદી છે? આનું શું કારણ હશે? કારણ એક જ છે — તેઓ સાચા છે, સરળ છે, મહેનતુ છે સાચો અને મહેનતુ માણસ જ આખી દુનિયા તેને ફોલી ખાતી હોય તો પણ કોઈને પોતાનો વેરી ગણતો નથી અને સૌ તરફ ભનાઈ રાખતો કામમાં મચ્યો રહે છે અને આનંદી રહી શકે છે.

આ તો અનુભવે સમજાય એવી હકીકત છે આપણે પોતે જેટલા પ્રમાણમાં આપણા જીવનમાં સત્ય અને શરીરશ્રમની ઉપાસના વધતા જઈએ છીએ તેટલા પ્રમાણમાં આપણો સ્વભાવ પણ એવો થતો આપણે જોઈએ છીએ

સાચો અને મહેનતુ માણસ છેવટની દશાએ પહોંચ્યો હોય ત્યાંથી પણ તેને પાછા ટટ્ટાર થઈ જતા વાર લાગવાની નથી અગ્નિ ગમે તેટલો ક્ષીણ ચિનગારીરૂપ થઈ ગયો હોય તો પણ બળતણ અને હવા મળતા તે ભડકી ઊઠે છે, અને ભડકાના વેગની ગણતરી આપણે કોઈ ચિનગારીના ક્ષુદ્ર કદ ઉપરથી કરતા નથી સાચી, મહેનતુ અને આનંદી એવી આપણી ગ્રામજનતાનું પણ એવું જ થવાનું છે આપણા જેવા અનેક સેવકોએ તેની સાથે વાસ કરવો પડશે, તેમની અદમ્ય રચનાત્મક કાર્ય કરવું પડશે, તેમના દુઃખોનું ખરું સ્વરૂપ તેમને સમજાવવું પડશે, અન્યાયો અને જુલમોનો સામનો કરવાની સત્યાગ્રહની તાલીમ તેમને આપવી પડશે આમ કરવામાં ભલે આપણને વર્ષો લાગશે, અનેક વાર આગળ વધી વધી પાછા હઠવું પડશે તેમના આનંદી ચહેરા જોઈને આપણે વળી પાછા મહેનત કરવા મંડીશું

આપણને શ્રદ્ધા છે કે એક દિવસ નવચેતનનો ભડકો જરૂર થવાનો છે; અને ત્યારે ભડકો કંઈ આપણા રચનાત્મક કામની મંદ ગતિએ વધવાનો નથી. ભડકો તો ભડકાના વેગથી જ વધશે.

ગામડાંના લોકોના આનંદી સ્વભાવ ઉપરથી આવી શ્રદ્ધા તેમના અને આપણા દેશના ભવિષ્યને વિષે બાંધવી એ આપણા જેવા સેવકોને માટે શક્ય બને છે. તેમની વચ્ચે રહેતાં અને આપણી જૂની સુખિયાણી ટેવો છોડતાં આપણને ગમે તેટલું અઘરું પડતું હશે, છતાં એ તેમનો આનંદી સ્વભાવ આપણને પણ સદા આનંદી ને આનંદી જ રાખશે.

આપણાં સગાંવહાલાં અને દુનિયાના લોકો ઘણી વાર આપણે ગામડાંમાં વસ્યા તે માટે આપણી દયા ખાય છે. પરંતુ આપણે જાણીએ છીએ કે આપણા જેવા પરમ ભાગ્યશાળી બીજા કોઈ નથી. આવા ગુણિયલ — આવા આનંદી લોકો વચ્ચે વસતુ એના જેવો જીવનમાં બીજો લહાવો કયો હોઈ શકે ?

પ્રવચન ૫૯ સું

## ગ્રામવાસીની ભાષા

ગ્રામવાસીઓના બધા ગુણો પિછાણીએ તેમ આપણે તેમનો ભાષાગુણ પણ પિછાણવા જેવો છે. પરતુ તેમ કરતા આપણને આપણી એક કુટેવ નડે છે.

ભણેલાઓ ભેગા મળ્યા હોય અને હસવા પર ચડ્યા હોય ત્યારે હાસ્યરસ ઉપજાવવાના તેમના કેટલાક ખાસ વિષયો હોય છે. માણસની શારીરિક ખામીઓ એ ઘણુ કરીને તેમાં પ્રમુખસ્થાને હશે. બીજે નંબરે ગ્રામવાસી લોકોની ભાષા અને શહેરી વાતાવરણમાં થતી તેમની વિડંબના એ હોય છે.

દેખીતી રીતે આ હાસ્યરસ ઘણી હલકી પ્રતિનો જ હોઈ શકે. હાસ્યરસને જો ઊંચી કક્ષા પર રાખવો હોય તો સાહિત્યના સર્વ રસોમાં તે સૌથી વધારે કળા માગી લેનારો છે. તે કળા બે ઘડી ટીખળે ચડેલા લોકો ક્યાંથી લાવે ?

આપણા સ્વભાવમાં આ મોટો દોષ રહેલો છે તેનું આપણને ભાગ્યે જ ભાન રહે છે. ગમે તેવા સભ્ય શહેરીઓ પણ લોકોના ગામડી ઉચ્ચારણો સાંભળે છે કે તરત પોતાના ઉપર કાબૂ રાખી શકતા નથી અને ખડખડાટ હસી પડે છે. તેમ કરીને તેઓ પોતાની સભ્યતાને — સામાન્ય વિવેક

સભાળવાની ગૃહસ્થાઈનેય લજવે છે, એનું પણ તેમને ભાન રહેતું નથી ગમે તેવી ગભીર વાત ચાલતી હોય, કોઈ ગ્રામવાસી પોતાના ઉપર ગુજરતા દુ ખોનુ વર્ણન કરવા આવ્યો હોય તેવે વખતે પણ, સુધરેનાઓ આ દોષને વશ થઈ જાય છે મૂળ મુદ્દાથી ખસી જઈને 'હેડવુ, લેબડી, પેપળો, અમ સે, આઈ વો, લાઈ વો', એવા એવા ઉચ્ચારો ઉપર પેટ પકડીને હસવા મડી પડે છે, અને માહોમાહે તેના ઉપર અનેક મશ્કરીઓની મઝા માણી લે છે એમા તેઓ કઈ અનુચિત વર્તન કરે છે અથવા પેલા ગ્રામવાસીનુ અપમાન કરે છે, એવો વિચાર પણ તેમને આવતો નથી

દુ ખ અને શરમની વાત એ છે કે આપણે સેવકો પણ એ હલકો રસ માણવાની લાલચ હમેશા રોકી શકતા નથી, એટલી તે કુટેવ આપણા લોકોના હાડમા પેઠેલી છે

ગામવાસીઓને ભોગે હસવાની ટેવ આપણને પડી હોય છે, તે આપણે તેમની વચ્ચે સેવા કરવા જઈને વસીએ છીએ ત્યા પણ આપણી સાથે જ આવે છે ત્યા પણ આપણે આપણા સેવકોના મડળોમા માહોમાહે તેમના બોલવા ચાલવાને હસીએ છીએ, એટલુ જ નહી પણ તેમની ગેરહાજરીમા પણ હસવાની ચળ રોકી શકતા નથી આપણે તો ભણેલા રહ્યા, ભાતભાતની બહુ બહુ રમતો અને કરામતો જાણનાર રહ્યા, એટલે અનેક યુક્તિપ્રયુક્તિઓ શોધી કાઢી તે ભોળાભલા લોકો પાસે ફરી ફરીને હસવા જેવા ઉચ્ચારો કરાવીએ છીએ અને પેટ પકડીને હસીએ છીએ

અરે, સેવકોની સભાઓમા પણ કોઈ ગામડી ઉચ્ચાર ટેવવાળો માણસ વ્યાખ્યાન આપતો હોય છે ત્યારે, વ્યાખ્યાન ગમે તેટલુ ઉત્તમ અને ગભીર હોય અને શ્રોતાઓ અતરથી વક્તા પ્રત્યે ઠીક આદર ધરાવતા હોય તે છતા તેઓ, ગામડી ઉચ્ચારો આવતા, જન્મેજય રાજાના ટોળિયા ઋત્વિજોની જેમ, હસી પડ્યા વિના રહી શકતા નથી

માત્ર એ હસવાના રસમા તેનો ભોગ થઈ પડનાર ગ્રામવાસી મિત્ર ભળી શકતો નથી તે ગ્રામવાસી હોવા છતા આપણા જેટલો અસભ્ય અને અવિવેકી હોતો નથી, તેથી આપણને આવા અપમાન માટે વઢતો નથી, પણ તેનું મો પડી જાય છે તેને ઘણું લાગે છે એ સ્પષ્ટ જોઈ શકાય છે જો આપણે સમજુ હોઈએ તો તરત સમજી જઈએ કે આવા અસભ્ય બનીને આપણે આપણી સેવક તરીકેની લાયકાતને ઘણી જ ઉતારી પાડીએ છીએ

ગ્રામવાસીઓની જગ્યાએ જો આપણે પોતે હોઈએ તો આપણે તો મશ્કરી કરનારનું મો તોડી લીધા વિના ન રહીએ, અને કદાચ તેની સાથે

કોઈ જાતનો સંબંધ પણ ન રાખીએ. પણ તે બાબતમાં પણ ગ્રામવાસીઓ આપણા કરતાં કેવા શ્રેષ્ઠ ઠરે છે? તેઓ આપણા જેવા લાગણીહીન થતા નથી. આપણી શહેરી કુટેવો છતાં, આપણામાં કંઈક સારું હશે તે જ તેઓ સદા પોતાની આંખ સામે રાખે છે. ખરેખર તે ગમે તેટલો અભણ હોય, જાડી બોલી બોલતો હોય, ગામડી ઉચ્ચારો કરતો હોય, પણ તે હાંસીને પાત્ર નથી જ. તે તો ઘણો જ પ્રેમાળ અને ગુણિયલ છે.

એટલું જ નહીં, એવી એવી તેની ભાષા પણ પ્રેમથી અભ્યાસ કરવા જેવી હોય છે. બહેનોમાં અને ખેડૂતોમાં અને જુદા જુદા ધંધાઓ કરતા કારીગરોમાં, આપણે સાંભળ્યા પણ ન હોય તેવા ભાષાપ્રયોગો હોય છે.

ખરેખર, ગામડાંમાં જતાવેંત તેમની ભાષાની સરળતા અને સચોટતા તરફ આપણું ધ્યાન ખેંચાયા વિના રહેતું જ નથી. તેઓ ભણેલા નથી અને આપણે પોતે ઘણા લેખકો અને કવિઓનું સાહિત્ય ડહોળેલું છે, છતાં જો આપણે પ્રેમ સાથે એમનું બોલેલું સાંભળીશું, તો આપણે જોઈશું કે આપણા કરતાં તેઓ પોતાના મનના ભાવો વધારે સુંદર રીતે દર્શાવી શકે છે. વધારે ઝીણવટ આપણા કાનમાં લાવીશું તો તેમની ભાષામાં ન સાંભળેલા અનેક શબ્દો અને પ્રયોગો અને આકર્ષક કહેવતો આપણને ડગલે ને પગલે મળશે. તેમનાં લોકગીતોનો અને કથાવાર્તાઓનો પરિચય કરીશું તો તેઓની રસિકતા જોઈને આપણે મુગ્ધ થઈ જઈશું.

એમની બોલીમાં આવી મીઠાશ કેમ ન હોય? તેઓ જે કંઈ બોલે છે તે પોતાના અંતરના ભાવ સાથે મેળવીને બોલે છે. આપણા ભણેલાઓની જેમ કૃત્રિમ ભાષણ તેઓ કરતા નથી. ગ્રામવાસીઓની મીઠી અને ભાવભરી અને ચોટદૂક શબ્દોથી ભરેલી ભાષા ઉપર પ્રેમ ઊપજતાં આપણને સેવકોને જરા પણ મુસીબત નડવી ન જોઈએ. ઊલટું, જો તેના ઉપર પ્રેમ ન કરી શકીએ તો આપણે કેવળ અરસિક અને પોતાની પંડિતાઈના અભિમાની જ હોવા જોઈએ. તેમની બોલીનો અભ્યાસ કરવાથી આપણે આપણી ભણેલાઓની ભાષામાં વધારે જોશ અને વધારે અર્થ આણી તેને સમૃદ્ધ જ કરીશું.

રાનીપરજ અને ભીલ જેવી આદિવાસી પ્રજાઓમાં તો તેમની ખાસ જુદી ભાષાઓ જ હોય છે. તેનો આદરથી અભ્યાસ કરવાનું આપણને મન થવું જોઈએ. સાહિત્યરસ તરીકે, ભાષાના ઇતિહાસ અને સ્વભાવના અભ્યાસ તરીકે, તે જરૂરનું છે; એટલું જ નહીં પણ સેવકો તરીકે અભણ લોકોમાં અને બહેનો અને બાળકોમાં કામ કરતાં તે વગર આપણે તદ્દન પાંગળા જેવા રહીએ છીએ. તેઓમાં કામ કરનારાઓ હંમેશાં અનુભવ કરે

છે કે આપણા ગુજરાતી ભાષાના ભાષણો અને વિવેચનોમાંનો બહુ થોડો ભાગ તેમની સભાઓ સમજે છે, જ્યારે તેમની બોલીમાં બોલીએ તો તેઓ વચ્ચે વચ્ચે હસે છે, પ્રશ્નો પૂછે છે અને ટાપસી પૂરે છે, અને એ રીતે પોતાનો રસ બતાવે છે

ગ્રામજનોની બોલીમાં એક બે વસ્તુઓ આપણને ન ગમે તેવી જરૂર છે તેઓને વાતવાતમાં ગાળોનો મસાલો વાપરવાની કુટેવ પડી ગઈ છે. વળી તેઓ એકબીજાને બોલાવવામાં તોછડાઈ એટલે કે તુંકાર વાપરે છે

હવે, ગાળોને એક કે બીજા રૂપમાં સુધરેલા શહેરી લોકો પણ ક્યાં નથી વાપરતા? તે ટેવ ગામડામાં હોય કે શહેરમાં — એકે જગ્યાએ સારી નથી જ. તે અસંસ્કારીપણાની જ નિશાની છે પણ આ વસ્તુ ગ્રામવાસીઓ પર પ્રેમ કરતાં આપણને શા માટે આડી આવે? આપણે સેવકોએ પોતાની ભાષા 'સાલા' કે 'મારા બેટા' જેવા સર્વસામાન્ય મસાલાથી પણ પ્રયત્નપૂર્વક મુક્ત રાખીશું, તો ગ્રામજનોને તેમની ટેવ સુધારવી અઘરી નથી.

અને તુંકાર એ જોકે આપણને ભણેલાઓને વિચિત્ર લાગે છે, પણ શું તે ખરેખર તેવો છે? સંસ્કૃત જેવી જૂની દેવભાષામાં પણ આજના કરતાં 'તું' એ એકવચની સર્વનામનો ઉપયોગ જ ઘણો વધારે થતો પણ તે વખતનું સાહિત્ય વગેરે જોતાં તે વખતના લોકો કંઈ 'ગામડી' કે અસભ્ય હતા એમ કોઈ કહી શકશે નહીં દરેકને માટે બહુવચન 'તમે' શબ્દ વાપરવો અને 'આપ'નો ઉપયોગ છૂટથી કરવો એ દરબારી શહેરની સભ્યતા છે, ગામડાની જનતા તેના પરિચયમાં બહુ ઓછી આવી હોવાથી તેની બોલીમાં આપણી પ્રજાની જૂની ટેવ સચવાઈ રહી છે અને દરબારી વિવેક ઊતર્યો નથી આટલી સમજ લઈએ તો ગ્રામજનોના 'તું' માટે આપણને માન જ ઊપજશે. અને 'તું'માં મીઠાશ અને હિતનો ભાવ ભરેલો છે, એ તો કોઈ પણ સહૃદય માણસ સમજ્યા વિના ન રહી શકે જ્યારે એક હળપતિ કે ભીલ કે ગરીબજનનો માણસ ભણેલાગણેલા પ્રતિષ્ઠિત શહેરી સદ્ગૃહસ્થને 'તું' કહીને બોલાવે છે ત્યારે તેના મનને તે વિચિત્ર લાગે છે, પણ તેમાં અપમાન કે તુચ્છકાર તો નહીં જ લાગે સામાના સ્વપ્નમાં પણ અપમાનનો ભાવ ન હોય, પછી તેના 'તું'કારમાં તે કેમ ઊતરી શકે?

આ તુંકારની બાબતમાં તો આપણે કહેવાતા સુધરેલાઓ જ સાચા અસભ્ય અને બગડેલા છીએ ભણેલો માણસ તેની પોતાની રોજની ભાષામાં તુંકારને સ્થાન ન હોવા છતાં, જ્યારે કોઈ ગ્રામજનને બોલાવે છે ત્યારે 'તું' જ વાપરે છે એ 'તું'ના શું પેલા ગ્રામી 'તું' જેવી મીઠાશ અને લાગણી ભરેલી છે કે? નહીં જ તેમાં તો પોતે સભ્યસમાજનો માણસ છે

એવું અભિમાન રહેલું છે, તેમ જ સામો માણસ પોતાનો ખરોખરિયો નહીં પણ હલકો, મજૂરિયો, ગામડી છે, માન આદર કે પ્રેમ એ કશાને લાયકનો નથી, એવો સ્પષ્ટ તુચ્છકાર તેમાં ભરેલો છે.

એમાં માત્ર ભાષાનો સવાલ નથી, પણ મનની વૃત્તિનો સવાલ છે. ગામડાંનો માણસ ભલે અલંકારશાસ્ત્ર ભણેલો નથી, ભલે તે પોતે તુંકારનો છૂટથી ઉપયોગ કરવાની ટેવ વાળો છે, છતાં તે તરત સમજી જાય છે કે શહેરીનો તુંકાર તેના પોતાના તુંકારથી જુદી જ વસ્તુ છે, અણીદાર ભાલા જેવો છે.

આપણે સેવકો ગ્રામવાસીની ભાષા સુધારવા માંડીએ તે પહેલાં આપણી પોતાની ભાષાને આવો તુંકાર દૂર કરીને સુધારી લઈએ એ સૌથી પ્રથમ મહત્ત્વનું છે. એક ભણેલા માણસે અભણ ગ્રામવાસીને 'તું' કહેવો એ આપણે ત્યાં એટલું સ્વાભાવિક થઈ ગયું છે કે એમાં આપણે કંઈ અયોગ્ય કરીએ છીએ, સામાનું માનખંડન કરીએ છીએ અને તેથી આપણા વર્તનમાં કંઈ સુધારવા જેવું છે, એ ઉઘાડું સત્ય આપણે જલદી સ્વીકારી જ શકતા નથી.

આપણું મન તો એમ પણ દલીલ કરે છે કે જેને જે લાયકનું છે તેનાથી તેને વધારે આપવાથી તે પચાવી નહીં શકે! આપણે પોતે 'તમે'ને લાયક અને તે 'તું'ને લાયક એ જાણે કુદરતી ઈશ્વરનિર્મિત સ્થિતિ હોય, એમ માનીને જ આપણે ચાલીએ છીએ. "આપણા 'તું'થી ગામડાંનો માણસ અપમાન ક્યાં માની લે છે! આપણી સાથે તે માટે તે તકરાર ક્યાં ઉઠાવે છે? એ સ્થિતિ કુદરતી ન હોય તો તકરાર કર્યા વિના કેમ રહે?" —આ રીતે પણ ખોટી ટેવને વશ થયેલું આપણું મન પોતાની કુટેવનું સમર્થન કરી લે છે.

સામાન્ય ભણેલાઓના આવા વિચારો હોય એ તો સમજ્યા, પણ સેવકોમાં પણ આ રીતે વિચારો કરનારા હજુ બહુ પડ્યા છે. તેથી આપણે જોઈએ છીએ કે ગ્રામવાસીઓને માનથી બોલાવવાનો સુધારો કરવામાં તેઓ ઘણા શિથિલ રહ્યા છે. ગ્રામવાસી 'તમે'ને લાયક છે કે નહીં એ મુખ્ય સવાલ નથી, પણ આપણે સેવકો, જેમની સેવા આપણે કરવી છે તેમની તરફની તોછડાઈના દોષમાંથી મુક્ત થવા માગીએ છીએ કે નહીં એ જ સવાલ છે.

ત્યારે હવે તમે જોશો કે ભાષાની બાબતમાં તો ગ્રામજનો ઉપર આપણને કેવળ પ્રેમ આદર જ ઊપજે એમ છે. ઊલટી તે બાબતમાં આપણી પોતાની અંદર જ મોટી મોટી ખોડો રહેલી છે, જે સેવકો તરીકે આપણે જેટલી વહેલી નાબૂદ કરીએ તેટલી સારી છે.

પ્રવચન ૧૦ મું

## આપણું નામ

આપણને લોકો તરફથી કેટલાં બધાં નામ મળેલાં છે! ચાલો આજે આપણે તે બધાંમાંથી આપણું સાચું નામ શોધી કાઢીએ. આપણે આશ્રમ જેવી સંસ્થામાં રહીએ છીએ તેથી કોઈ આપણને 'આશ્રમવાસી' કહે છે, આપણે સેવા કરવાનો પ્રયત્ન કરીએ છીએ તેથી કોઈ આપણને 'સેવક' નામ આપે છે, અને ગામડાંમાં વસીએ અને ખાદીનું કામ કરીએ તેથી 'ગ્રામસેવક' અને 'ખાદીસેવક' એવાં વિશેષ નામો પણ આપણને આપે છે. વળી આપણે વખતોવખત લડતમાં ઝુકાવીએ છીએ તેથી કોઈ આપણને 'સૈનિક' પણ કહે છે, અને આપણી લડત મોટે ભાગે સરકારનો અસહકાર કરવાની અને તેના જુલમો સામે સત્યાગ્રહ કરવાની હોવાથી આપણા માટે 'અસહકારી' અને 'સત્યાગ્રહી' એવાં નામો પણ લોકોમાં વપરાય છે.

આ બધાં તો લોકોએ આપણને ગંભીર ભાવે આપેલાં નામો છે. પણ આપણાં જાતજાતના આચારવિચારો તેમની દૃષ્ટિએ વિચિત્ર, ટીકાપાત્ર અને હાંસીપાત્ર લાગતાં હોવાથી તેઓએ આપણને સુંદર સુંદર લાક્ષણિક નામો પણ આપ્યાં છે. એ બધાં આપણાં હુલામણાંનાં નામો છે. એમાંના ઘણાં રમૂજી છતાં માર્મિક છે, અને આપણને એક એક શબ્દમાં ઘણું કહી નાખે છે.

તેવું એક નામ છે 'બગલથેલિયા', કારણ કે આપણે બગલથેલી ભરાવીને હંમેશાં એક ગામથી બીજે ગામ ફર્યા કરતા જ તેમને દેખાઈએ છીએ. આપણે રખડાઉ થઈ ગયા હોઈએ અને એક જગ્યાએ ઠરીને મૂળ બાઝવા જ દેતા ન હોઈએ તો આ નામ સાંભળી ચેતી જવા જેવું છે.

આપણું બીજું નામ છે 'ભાષણવાળા'. તે ઉપરથી આપણને બહુ સારું ભાષણ કરતાં આવડે છે એમ માની લઈ રખે ફુલાતા. લોકોની ટીકા તો એ છે કે આપણને લવારો કરવા સિવાય બીજું કશું જ કામ આવડતું નથી.

વળી આપણે વેદશાસ્ત્રસંપન્ન ન હોવા છતાં આપણને 'વેદિયા'નો અને 'ભક્તિ'માં ઘણા છીછરા હોવા છતાં 'ભગત'નો ઇલ્કાબ આપવામાં આવ્યો છે. એટલે કે આપણા સિદ્ધાંતો તો વેદમંત્રો જેવા સન્માન્ય છે, પણ લોકોની દૃષ્ટિએ આપણે 'પોથીમાંનાં રીંગણાં' જેવો તેનો અમલ કરીએ છીએ, અને છતાં તિલક અને માળાવાળા જૂના ભગતોની જેમ આપણે પણ ટૂંકી પોતડી અને રેંટિયાનાં ચિહ્નોમાં જ આપણી ભક્તિ સમાપ્ત કરી દઈએ છીએ.

પરંતુ હવે ગંભીર ભાવે મળેલા નામો તપાસીએ. તેમા 'આશ્રમવાસી' એ નામ છે તો ગમે તેવુ, પણ આશ્રમ અને તે સુંદર શબ્દમા રહેલી ભાવનાઓ એટલી મોટી અને પવિત્ર છે કે આપણા જેવા નમ્ર માણસો માટે આશ્રમવાસીનુ મોહ નામ ધારણ કરવું ભાગ્યે જ શોભશે. આપણા સ્થાનને આશ્રમનુ નામ આપતા પણ આપણને સંકોચ થયા વિના રહેતો નથી.

આશ્રમ એટલે પવિત્રતા, આશ્રમ એટલે તપ, આશ્રમ એટલે ત્યાગ, આશ્રમ એટલે જ્ઞાન, આશ્રમ એટલે યજ્ઞ, આશ્રમ એટલે સેવા, આશ્રમ એટલે બ્રહ્મચર્ય, આશ્રમ એટલે ઇશ્વરમય જીવન, આશ્રમ એટલે એ બધામાં પરમ આનંદ આ બધુ આપણા જીવનમા ઉતારવુ આપણને પ્રિય છે, તે માટે આપણે સતત પ્રયત્ન કરવા ઇચ્છીએ છીએ, પરંતુ આપણે જાણીએ છીએ કે ગમે તેટલો પ્રયત્ન કરીશુ તો પણ આપણે તે બાબતમા વિદ્યાર્થી અથવા સાધકની સ્થિતિમા જ રહેવાના આપણે સિદ્ધ થઈ ગયા એમ જે દિવસે અભિમાન ચડી ગયુ તે દિવસે આપણે નકામા જ થઈ ગયા એમ સમજવુ જિંદગીના અંત સુધી એ ગુણોના સાધક રહી શકીએ અને અધવચથી થાકી ન જઈએ તો પણ ઇશ્વરનો અનુગ્રહ માનીશુ.

બીજુ નામ 'સત્યાગ્રહી'નુ. તે તો આપણે માટે અતિ મોટુ પડે એમ છે દેશમા સરકારી જુલમો સામે સત્યાગ્રહની લડતો થાય તેમાં આપણે ભળ્યા હોઈશુ, પણ તેટનાથી કંઈ સત્યાગ્રહીના નામનો આપણને અધિકાર મળી શકે? આપણે જીવનની તમામ બાબતોમાં સત્યનો આગ્રહ રાખી તેની રક્ષા માટે મસ્તક આપવા સદા સજ્જ રહીએ છીએ? સરકારના જુલમો સામે લડત જાગે ત્યારે આપણે તેમા ભળ્યા એ તો યોગ્ય કર્યુ પણ આપણી પોતાની આખ એવી કેળવાયેલી છે શુ કે સહેજ પણ અસત્ય હોય તે આપણે શોધી કાઢીએ? આપણે એવા સત્યાગ્રહી છીએ શુ કે અસત્ય જ્યાં દેખીએ ત્યા તેની સામે સત્યાગ્રહ કરવા ખડા થઈ જઈએ?

આપણા પોતાના જીવનમા સત્યના સિદ્ધાંતને શુ આપણે અત્યંત ઝીણવટથી વળગી રહીએ છીએ? તેમ ન કરતા હોઈએ તો આપણને દુનિયામા ચાલતુ અસત્ય કેમ દેખાય? અને દેખાય તો પણ તે સામે સત્યાગ્રહ કરવાની હિંમત કેમ આવે?

દુનિયામા ચારે તરફ અસત્ય, અન્યાય, જુલમ, હિંસાનુ સામ્રાજ્ય પ્રવર્તે છે ઘરમા, ગામમા, જ્ઞાતિમાં, સમાજમા, ધંધાઓમા, બજારોમા, દેવાલયોમા અને રાજકારભારોમા, જ્યા જુઓ ત્યા અસત્ય ફેલાયલુ છે. છતા આપણા જીવનમા આપણને કેમ સત્યાગ્રહો કરવાના પ્રસંગો વખતો-

વખત મળતા નથી? આપણા જીવન કેમ ટાઢા છે? આપણે કેમ નિર્ગતિ સૂઈ શકીએ છીએ? દેશવ્યાપી હાકલ થાય ત્યારે જ આપણને સત્યાગ્રહ કરવાનું કેમ સૂઝે છે? અને તે કરીએ છીએ ત્યારે પણ આપણા મનમા માત્ર લડી લેવાનો અને દુશ્મનને મૂઝવી નાખવાનો જ ઉત્સાહ હોય છે કે સત્ય માટે દુઃખ સહન કરવાની પરાકાષ્ઠા કરીને તેના હૃદયને પલાળવાનો?

ખરેખર સત્યાગ્રહી થવુ આપણને પ્રિય છે, પણ તે નામ ધારણ કરીને ફરવુ આપણને ભારે પડે તેમ છે.

ત્યારે હવે 'સૈનિક' નામ લો. આપણા સૌના માથા ડોલવા લાગે છે, ચહેરો હસવા લાગે છે, અને આપણુ મન બોલી ઊઠે છે "બસ બસ, આ જ આપણુ નામ" તમે નવા લોહીવાળાઓ તો તેને બાઝી જ પડશો અને હુ તેના ગુણદોષમા ઊતરીશ તે સહન પણ ભાગ્યે જ કરી શકશો સૈનિક એટલે બહાદુર માણસ, માથાની પરવા ન કરનારો માણસ, પરમ સાહસી માણસ, આગળપાછળનો ઝાઝો વિચાર કરવા ન રહેતા આગની અદર કૂદી પડનારો માણસ અને છતા કેવો હળવો તે શબ્દ છે? 'અમે મોટા જ્ઞાની છીએ, મોટા તપસ્વી છીએ, મોટા સત્યાગ્રહી છીએ, મોટા સેવાભાવી છીએ,' એવુ એકે અભિમાન તેમા મળે નહી

હવે સૈનિકની આ બધી સામાન્ય કલ્પનાઓમા હુ કેટલીક વધુ ઉમેરીશ સૈનિકનુ ચિત્ર આપણે ખેચીએ છીએ ત્યારે આપણી નજર સામે લશ્કરનો સોલ્જર હોય છે તેવા લશ્કરો આજકાલના બધા રાજ્યો રાખે છે તેમને તાલીમ અને કવાયત આપીને બરાબર તૈયાર કરવામા આવે છે બરાબર એટલે કેવા? તમે ગણાવ્યા તેવા બહાદુર, માથાની પરવા ન કરનારા અને સાહસી? કદાચ એમ હશે, પણ તે ગુણો તાલીમ અને કવાયતથી કેળવાય છે એમ ન માનશો તેનાથી જે ગુણો કેળવાય છે તેમાના ઘણા આપણે જરૂર લેવા જેવા છે, પણ ઘણા ન લેવા જેવા પણ છે

સોલ્જરોને ટટ્ટાર રહેવાનુ, સીધા રહેવાનું, શીખવવામા આવે છે તે સારુ છે આપણે તેવા ટટ્ટાર અને સીધા રહેનારા સૈનિક જરૂર થવુ પણ ટટ્ટાર ગરદન રાખતા જતા ઘણી વાર આપણા સ્વયસેવકો લોકોની સાથે ઉદ્ધતાઈથી અને તોછડાઈથી વર્તે છે, તેમના ઉપર હુકમ બજાવવા જાય છે અગ્રેજના સોલ્જરો અને રસ્તાનો બદોબસ્ત રાખનાર પોલીસોને પ્રજાજનો સાથે આવી રીતનું અસભ્ય અને ઉદ્ધતાઈનું વર્તન રાખવાનું શીખવવામા આવ્યુ છે, તેથી આપણા દેશમા આપણને સૈનિકોનો ઘણો જ ખરાબ નમૂનો જોવા મળે છે તેવુ વર્તન કોઈ પણ સાચા સૈનિકને શોભતું નથી આપણે તો તેવા થવા માગતા નથી જ આપણે ટટ્ટાર રહીશુ,

છતાં લોકો સાથે વિનયથી વર્તશું, તેમના ઉપર સરદારી નહીં કરીએ, પણ તેમની સેવા કરવા સદા તત્પર રહીશું. ટટાર રહેવા છતાં આપણે ચહેરા ઉપર પૂતળા જેવી લાગણીશૂન્યતા પણ નહીં રાખીએ, તેમ કોઈ જંગલી પ્રાણીના જેવી ક્રૂરતા પણ નહીં રાખીએ.

લશ્કરનાં માણસોને એક સાથે કૂચ કરતાં, એક સાથે પગલાં ભરતાં શીખવવામાં આવે છે. આ વસ્તુ આપણે પ્રયત્ન કરીને શીખી લેવા જેવી જરૂર છે. આપણે સ્વયંસેવકોએ જ નહીં, પણ આખી પ્રજાએ, ગામડાંના લોકોએ પણ એકસાથે પગલાં ભરતાં *શીખવાની જરૂર છે.* આપણે સેવકો ઢીલા, અવ્યવસ્થિત અને એકબીજા સાથે અથડાતા ચાલીએ છીએ તે પસંદ કરવા જેવું નથી જ. આપણાં સ્વયંસેવકોનાં સરઘસો નીકળે છે ત્યારે તાલીમને અભાવે તેઓ કેવા વાંકાચૂંકા, અવ્યવસ્થિત ચાલે છે? કોઈ ધીમા ચાલે તો કોઈ ઉતાવળા, કોઈ પગ ઘસડતા તો કોઈ દોડતા, કોઈ વાતો કરતા તો કોઈ ધીંગામસ્તી કરતા. તેઓ કંઈક ગાય તોયે તાલીમ ન હોવાથી સરખા સૂરે ગાઈ શકે નહીં. આપણે આ બાબતમાં લશ્કરી સૈનિકોના જેવા થવા ઇચ્છવું જોઈએ.

પણ કવાયતમાં વ્યવસ્થિત ચાલવા ઉપરાંત એક સાથે જાતજાતના કામો કરવાં એ પણ આવે. લશ્કરના સૈનિકોને યુદ્ધની જરૂરિયાત પ્રમાણે હથિયારો ચલાવવાં વગેરે શીખવવામાં આવે છે. આપણે તો સૈનિક થયા છીએ તે કોઈના ઉપર હથિયાર ચલાવવા નહીં, પણ આપણી પ્રજાની સેવા માટે. તેથી આપણે મોટા સમુદાયોએ સાથે મળીને જાહેરસેવાનાં કામો કરવાની તાલીમ લેવી જોઈએ. ગામની ચોકી કરવી, મેળાઓમાં બંદોબસ્ત રાખવો, ગામોની સામુદાયિક સફાઈના કાર્યક્રમો કરવા, ફાટી નીકળેલા રોગો સામે રણે ચડવું, એવાં એવાં સેવાનાં કામો, વ્યવસ્થિત રીતે, અથડાઅથડી વગર કેમ કરવાં તેની તાલીમ આપણે લેવી જોઈએ. આજે તાલીમ ન હોવાથી તેવાં કામો કોઈ વાર કરીએ છીએ ત્યારે વખતનો અને શક્તિનો કેટલો બધો દુર્વ્યય થાય છે? અને કામ પણ જેટલું ઝીણવટથી થવું જોઈએ તેટલું થતું નથી.

લશ્કરી સોલ્જરોની જે એક વસ્તુ તમને બહુ જ આકર્ષક લાગે છે, તે તો તેમનો એકસરખો ગણવેશ છે. તમને પણ ગણવેશમાં સજ્જ થવાનો શોખ છે. અલબત્ત તમે તે ખાદીનો જ કરાવો છો. તમે પણ તેવો વેશ પહેરો છો ત્યારે કપડાંને જરા પણ કરચલી પડે નહીં, તે કોરાં ને કડકડતાં દેખાય એવો ખાસ પ્રયત્ન કરતા હશો. પણ રાજ્યના સિપાઈઓની જેમ, ટાપટીપમાં રખે અતિરેક થવા દેતા. તેમનામાં તો કપડાંને કરચલી ન

પડવા દેવી એનો એવો અર્થ થઈ ગયો છે કે બંદૂક ખભે રાખવા ઉપરાંત કશું કામકાજ ન કરવું તેઓ મેનામા પડ્યા રહેશે, પણ હાથમા ઝાડુ લઈ પોતાની જગ્યા સાફ કરી લેવી એ હનકુ સમજશે તેઓ સમજે છે કે તેમના કપડા એ રોફ મારવાને માટે છે ખરી રીતે તે ટૂકા અને ખપપૂરતા છે, ઢસડાય નહી કે નડે નહી તેવા છે તે તો એમ જ સૂચવે છે કે કૂચ કરવામા જાતજાતના કામો કરવામા દરેક રીતે સરળતા થાય એ જ તેનો હેતુ છે

આ સિવાય સોલ્જરોનો એક ગુણ લેવા જેવો છે તે તેના આજ્ઞાધારી પણાનો છે તે પોતે યંત્રના એક નાનકડા ચક્ર જેવો બની રહે છે અને તેનો સરદાર તેને જેમ હુકમ કરે તેમ પોતે તરત કરે છે એવી શિસ્ત સૈનિકો ગમે નહીં અને સરદારના હુકમ સામે મતમતાન્તરો રજૂ કર્યા કરે તો કદી કોઈ લડાઈ જીતી શકાય જ નહીં આપણે હથિયારોની લડાઈ કરનારા સૈનિકો ભલે ન હોઈએ, છતા આપણે પણ સરદારના હુકમોનો વગર દલીલે અને વગર વિલબે અમલ કરવાની ટેવ પાડવી જ જોઈએ

આપણા સ્વય સેવકોમા એ ગુણ ઘણી વાર જોવામા આવતો નથી લશ્કરી સૈનિકને તો ફરજિયાત સરદારના હુકમને તાબે રહેવુ પડે છે સામો થઈ જાય તો તેને રુખસદ આપવામા આવે અને રણક્ષેત્રમા પોતાનું ડહાપણ ડોળવા જાય તો તો તેને ગોળી મારી ઠાર કરવામા આવે આપણે અહિંસક સૈનિકો હોવાથી આટલી કડકાઈ આપણી સેનામા ન હોય, સરદાર અને આપણી વચ્ચેનો સબધ ભય અને રૂઆબનો ન હોય, પણ આદર અને મિત્રાચારીનો હોય. સરદાર આપણને હુકમ કરે ત્યારે તે લશ્કરી કડકાઈ અને રાફથી ન કરે આપણને હુકમનુ કારણ પણ બનતા સુધી સમજાવે. પરતુ તેથી આપણે ભૂલી જઈએ છીએ કે તેના પ્રત્યે આજ્ઞાધારીપણુ રાખવાની આપણી ફરજ છે દરેક પરિસ્થિતિમા સરદાર આપણી સાથે દલીલ કરી શકે નહીં અને હુકમનો તાત્કાલિક અમલ કરવો જ જોઈએ

લશ્કરમા સરદારની પસદગી સરકાર કરે છે હાથ નીચેના સૈનિકોને તે ગમે છે કે નહિ અથવા તેઓને તેના પર પ્રેમાદર છે કે નહી એ જોવાનું હોતું નથી આપણે તો આપણો સરદાર આપણે પોતે જ પસદ કર્યો હોય છે તેની દેશભક્તિ, તેની સેવા, તેનો ત્યાગ, તેનુ જ્ઞાન એ બધા ગુણોથી આપણને તેના ઉપર ઘણું જ માન છે, અને તેથી જ આપણે તેના હાથમા પોતાનું માથુ સોપીએ છીએ તેથી તેનો હુકમ એ આપણને હુકમ જેવો લાગતો જ નથી, પ્રેમભરી સૂચના અને સલાહ જેવો જ લાગે છે તેની સામે વિનડાવા મા જીતરીએ અને તાનડતોગ અને આનદિત ચહેરે તેના હુકમનો અમલ ન કરીએ તો આપણી કેટલી નાલાયકી ગણાય?

છતાં તેના હુકમમા પણ જો આપણા મૂળભૂત સિદ્ધાન્તથી કઈક ઊલટુ જ આવે — ધારો કે તેના વિચારો ફરી ગયા અને તે આપણને દેશને નામે કોઈનુ ખૂન કરવા કે કોઈને લૂટવા જવાનું ફરમાવે, જેમા સત્ય ન હોય તેવી લડતમાં આપણને દોરે, તો આપણે શિસ્તનો હાઉ બતાવીને તે પણ કરવા લાગી નહીં જઈએ. આપણે માનથી પણ સ્પષ્ટતાથી તેને સરદારપદેથી ઉતારી દઈશું, અથવા આપણે પોતે તેની સેનામાંથી છૂટા થઈ જઈશું. સરકારી લશ્કરોમા તો શિસ્તના હાઉને એટલે સુધી લઈ જવામા આવે છે કે હુકમ થતાં શિસ્તના નામે સૈનિકો એક વીર પુરુષને ન છાજે એવાં કામો પણ કરવા મંડી જાય છે: જેમ કે નિ શસ્ત્ર લોકો ઉપર શસ્ત્રોથી હુમલો કરવો, સ્ત્રીઓ અને બાળકો ઉપર ગોળી ચલાવવી, પ્રજાજનોના ઘરો ફાડવા, સ્ત્રીઓની લાજ લૂંટવી વગેરે. આપણા દેશમાં તો સરકાર પરદેશી છે અને તેની ગુલામીમાંથી સ્વતંત્રતા મેળવવાની હિલચાલ દેશમા દિવસે દિવસે જોર પકડતી જાય છે. સરકાર આપણા જ લોકોનાં લશ્કરો મારફત હિલચાલ દાબી દઈ દેશને પોતાના કાબૂમા રાખવા માગે છે. તે એને સસ્તુ અને સગવડભરેલું પડે છે, કારણ કે એટલા ગોરા સોલ્જરો તે ક્યાથી લાવે? આવી સ્થિતિમાં તે હિન્દુસ્તાની સૈનિકોને આઝાદીની હિલચાલની જરા પણ હવા ન લાગે, તેઓ દેશના નેતાઓના સંસર્ગમા જરા પણ ન આવે, એવી ખાસ તકેદારી રાખે છે. આને શિસ્તનુ નામ આપવામાં આવે છે પરતુ એ શિસ્ત નથી, એ તો શિસ્તનો અતિરેક છે. આપણે શિસ્ત જરૂર ઇચ્છીએ છીએ, પણ તે આવી તો નહીં જ.

વળી લશ્કરી સૈનિકોમાં હુકમ પાળવો એ સિવાય ચારિત્ર્યની કે કેળવણીની કોઈ જાતની જરૂર માનવામા આવતી નથી. કેળવણી એ તો તેને માટે વિરોધી જ લેખાય છે, કારણ કે માણસ કેળવાયો હોય તો છેક યંત્ર જેવો થઈને થોડો જ વર્તે? વળી વ્યસની, લપટ, અસંયમી અને ઉદ્ધત જીવનની તો તેને જાણી જોઈને ટેવ જ પાડવામાં આવે છે. લડાઈમા કોઈક દિવસ તેને મરવાનુ છે, માટે જ્યા સુધી લડાઈ આવી ન પડે ત્યા સુધી તેણે મોજ કરી લેવી, બોલવા ચાલવામા બિભત્સ રસની કમાલ કરવી, આવુ તેને ઉત્તેજન આપવામા આવે છે. તમે કબૂલ કરશો કે આવો ચારિત્ર્યહીન માણસ સૈનિકના નામને શોભારૂપ નહીં પણ એબરૂપ જ છે.

સૈનિક શબ્દથી ઓળખાવુ તમને ખૂબ ગમે છે અને મને પણ ગમે, પરતુ તે શબ્દની સાથે સરકારી લશ્કરના સૈનિકનુ ચિત્ર એટલુ બધુ સકળાયેલુ છે કે તેનાથી એ સુદર શબ્દની ઘણીખરી સુદરતા ઊડી ગઈ છે, અને તેમા દુર્ગંધી દાખલ થઈ ગઈ છે તે એટલે સુધી કે આપણા

સ્વયંસેવકોને પણ સૈનિક નામ ધારણ કરી ગણવેશ ચડાવે એટલે મનમાં એક જાતની ખોટી ખુમારી આવી જાય છે, લોકોની સાથે તોછડાઈ અને ઉદ્ધતાઈથી — રોફથી વર્તવું જોઈએ એમ માનીને ચાલવાનું તેને મન થઈ જાય છે. આમ હોવાથી સૈનિકના સર્વ સારા ગુણો આપણે ગ્રહણ કરીશું, પણ એ અનેક દુર્ગંધીઓથી ખરડાયેલું નામ ગ્રહણ ન કરીએ એ જ ઠીક લાગે છે.

ત્યારે આમ એક પછી એક નામોનો ત્યાગ કરતાં, અને તેમાં ઘણું મનપસંદ અને ઘણું પ્રચલિત એવું 'સૈનિક' નામ પણ છોડતાં, છેવટે આપણે માટે 'સેવક' એ નામ બાકી રહી જાય છે. એ આપણું સાચું વર્ણન આપનારો શબ્દ છે. આપણે જે છીએ અને જે રહેવા માગીએ છીએ તેનું તે ખરું વર્ણન છે. તેમાં રોફ નથી, અભિમાન નથી, મોટાઈનો ડોળ નથી.

આ તો નામની પસંદગી થઈ. 'સેવક' શબ્દ સાદો અને અભિમાન, ઉદ્ધતાઈ, દંભ આદિની દુર્ગંધીઓ વિનાનો હોવાથી આપણે તે સ્વીકાર્યો. પરંતુ તેનો સ્વીકાર કંઈ આપણે જવાબદારીઓમાંથી, તકલીફોમાંથી છટકવા માટે કર્યો નથી. જે જે નામોનો આપણે ત્યાગ કર્યો તે નામોનાં પાટિયાં છાતીએ ટાંગીને ફરવામાં આપણને સંકોચ થાય છે, અને થાય તે યોગ્ય છે; પરંતુ તેમાં જે ગુણોનું સૂચન થાય છે તે તો આપણે આપણામાં ખીલવવા જ છે.

આપણે 'આશ્રમવાસી' નામે ઓળખાવા ઇચ્છતા નથી, પણ સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, અસ્વાદ, જાતમહેનત, અભય, સ્વદેશી, અસ્પૃશ્યતાનિવારણ, સર્વધર્મસમભાવ એ આશ્રમનું એકાદશવ્રતયુક્ત જીવન ગાળવાનો આપણે જરૂર આગ્રહ રાખવો છે. તેવું જીવન કર્યા વિના આપણે સેવક તરીકેની પોતાની યોગ્યતા અને શક્તિ સંપૂર્ણપણે ખીલવી કેમ શકીએ? અને અધૂરા મને કામ કરીએ, શક્તિઓ ચોરીએ તો પછી આપણે સેવક નહીં પણ વેઠિયા કે ગુલામમાં જ ખપીએ.

તે જ રીતે આપણે 'સત્યાગ્રહી' અને 'અસહકારી'નાં નામો ધારણ ભલે ન કર્યાં, પણ તે કંઈ સત્યાગ્રહ અને અસહકારના મહાધર્મોમાંથી છટકવા માટે નથી. આપણી સેવામાં આપણે પ્રજાના સર્વ પીડકો સામે સત્યાગ્રહ અને અસહકારનાં શસ્ત્રો વડે લડવા સદા સજ્જ રહેવું જ છે. આપણી સેવાના ફળ રૂપે લોકો બે પૈસા વધારે કમાતા થાય એટલું જ કંઈ આપણું ધ્યેય નથી. લોકોમાં પોતાના સ્વમાન અને સ્વરાજ્ય માટે આ શસ્ત્રો વાપરવાની આવડત અને વીરતા આવે એ આપણું મુખ્ય અને પહેલું ધ્યેય છે. વળી આપણે આપણી સેવામાં સદા સત્યનો જ આગ્રહ રાખવો છે;

લોકોની નબળાઈઓને પોષવી, તેમની ખુશામત કરવી અને તેમની પાસેથી વાહવા મેળવવી, કોઈ પણ સાચા કે જૂઠા રસ્તે તેમની આગેવાની મેળવી રાખવી, એ આપણી કાર્યપદ્ધતિ નથી. આપણે તો સત્યાગ્રહી તરીકે તેમને સત્યને રસ્તે ચડાવતા તેમનો રોષ પણ વહોરવા સદા તૈયાર રહેવું છે

આપણે 'સૈનિક' નામથી દૂર રહ્યા, પણ આપણા સેવકપણામાં સૈનિકનાં સર્વ સારાં લક્ષણો આપણે સમાવવાં જ છે. આપણે તાલીમ વગરના, શિસ્ત વગરના, વ્યવસ્થિતપણા વગરના, ઢીલાં ડગલાં ભરનારા, ચીલો ન રાખનારા અને ઢીલું બોલનારા, મનના અસ્થિર અને હૈયાના રાંક એવા રહેવું છે તે કારણે કંઈ આપણે સેવકના નામની ઓથે ભરાતા નથી.

આપણે માત્ર પ્રજાના મહેતાજીઓ, તલાટીઓ કે કારકુનો જ થવા માગતા નથી. શાંતિના કાળમાં તેમને માટે ખાદી વગેરેનાં કેન્દ્રો કે શાળા વિદ્યાલયો કે આશ્રમો ચલાવીએ, પણ તેમને ખાતર યુદ્ધે ચડવાનો પ્રસંગ આવે ત્યારે પાછા પડીએ, એવા સેવક આપણે થવું નથી. લડવાનો ખરો વખત આવતાં આપણે લોકોને શૂર ચડાવીશું, તેમને મોખરે રહીને લડાઈના સર્વ માર ઝીલીશું લોકોની હિંમત ચાલે નહીં, લાંબા વખતની ગુલામીને લીધે તેઓ ઊભા થઈ શકે નહીં, તેવે વખતે આપણે તેમના સૈનિકો તરીકે તેમની લડાઈઓ લડીશું.

આમ આપણે આશ્રમવાસી કે સત્યાગ્રહી કે અસહકારી કે સૈનિક હોવાનું અભિમાન નહીં કરીએ, સદા નમ્ર સેવક રહીશું, પરંતુ આપણે જાણીએ છીએ કે આપણા જીવનમાં એ બધું થવાનો સતત પ્રયત્ન ન કરીએ તો આપણે સાચા સેવક કદી નહીં થઈ શકીએ

### પ્રવચન ૬૧ મું

## સત્યાગ્રહી ખાદીસેવક

ગઈ કાલે આપણે સેવકની આપણી કલ્પના સ્પષ્ટ રીતે સમજવાનો પ્રયત્ન કર્યો. આપણે જોયું કે સાચા સેવકનું જીવન એક નોકરિયાત માણસના જેવું ટાઢું અને નિરાંતનું અને સલામતીનું ન હોઈ શકે તે સદા સજ્જ સૈનિક હોય, સદા સત્યાગ્રહી હોય. જ્યારે દેશમા સ્વરાજ્ય માટેની સર્વમાન્ય લડત ચાલતી ન હોય ત્યારે આપણે સેવકો કોઈ પણ રચનાત્મક કાર્યમા રોકાયેલા હોઈએ છીએ, પરંતુ જો રચનાત્મક ગાળો કેટલાક વર્ષ ચાલુ રહે છે તો આપણે ઉપરનો વિચાર ઘણી વાર ભૂલી જઈએ છીએ.

જેમ દરજી કે મોચી જેવા ધધાઓ કરનારની બરડાની કરોડ વળી જાય છે, સોનીની આખો ચૂંધળી થઈ જાય છે, ગાદીએ બેસી વેપાર કરનાર શેઠિયાનાં પેટ મોટાં થઈ જાય છે, તેમ રચનાત્મક કામનો ધધો પણ માણસને ટાઢો અને સલામતી ઇચ્છતો બનાવી દે એવું જોખમ છે.

એમ થવુ જ જોઈએ એમ તો નથી ધધાદારીઓ પણ જાગ્રત રહે તો પૂરા તદુરસ્ત રહીને પોતાના ધધાઓ જરૂર કરી શકે, કરવા જોઈએ. દરજીઓ અને મોચીઓ ખૂધા થઈ જાય છે તેમાં ધધા કરતા પોતાનો દોષ જ વધારે હોય છે. જો તેઓ કામ કરવા માટે યોગ્ય આસનો વિચારી કાઢે, અમુક અમુક ગાળે આખા શરીરને વ્યાયામ મળે તેવુ બીજુ કામ કરતા રહે, તો તેઓ ખૂધિયા થતા જરૂર બચી શકે

ઘણી વાર રેંટિયો કાતવાના શોખીનો પણ ઉત્સાહમા આવીને કલાકના કલાક એક સામટા કાતતા બેસી રહે છે. તેઓ જો વર્ષો સુધી આ રીતે વર્તે તો તેઓ પણ દરજીઓની જેમ વાકા વળી જાય અથવા તેમના પગ વગેરે અવયવો શક્તિ વિનાના થઈ જાય. રેંટિયો દેશમા રાષ્ટ્રીય મહિમા પામ્યો છે, સ્વરાજ્યનું શસ્ત્ર બન્યો છે, અને આપણા રાષ્ટ્રધ્વજમાં બિરાજ્યો છે, તેથી કંઈ આવું પરિણામ આવતું તે અટકાવી શકશે નહીં.

રચનાત્મક કામ કરનારાઓને વિષે પણ કહી શકાય કે તેઓ ટાઢા પડી જતા હોય તો દોષ તેમના કામનો નથી, પણ તેમનો પોતાનો છે. પોતે જાગ્રત રહે તો એવુ પરિણામ આવતુ અટકાવવુ એ તેમના હાથમા છે. અને જાગ્રત ન રહે તો રચનાત્મક કાર્યનો સ્વરાજ્ય સાથે ગમે તેટલો સંબંધ જોડાયેલો હોય તો પણ તે એમને ટાઢા પડતા રોકી શકશે નહીં.

ઉપર દરજી મોચી વગેરેના ધંધાઓનો દાખલો આપ્યો તે રચનાત્મક કાર્યને પૂરો લાગુ પડતો નથી. તે ધંધાઓ શરીરના ઘાટ જ બગાડે છે, પણ રચનાત્મક કાર્ય તો ચેતતા ન રહીએ તો મનનો ઘાટ બગાડી શકે છે. એની અસરને માટે આપણે બંધબેસતી સરખામણી શોધવી હોય તો ભંગીકામ કરનારાઓની મળે તેમ છે. કેવું ઉપયોગી, આવશ્યક, પવિત્ર, અને સેવાનું એ કામ છે? છતાં આપણે જોઈએ છીએ કે મૂઢભાવે તે ધંધો કરનારાઓ સ્વચ્છતાની ભાવના સદંતર ખોઈ બેસે છે, ગંદકી વિશે માણસને ન શોભે તેટલી સહનશક્તિ વધારી મૂકે છે, પોતાના સ્વમાનનું પણ ભાન તેમને રહેવા પામતું નથી. તે જ પ્રમાણે બ્રાહ્મણનું સ્થાન હિંદુસ્તાનમાં ઊંચું મનાય છે, છતાં તેઓ પણ પોતાનું કામ જ્ઞાનપૂર્વક ન કરવાથી કેવા દીન ભિક્ષુકો બની જાય છે તેનો દાખલો પણ લઈ શકાય તેમ છે.

આપણાં રચનાત્મક કામોમાં કેટલાંક કામો આર્થિક પ્રકારનાં હોય છે, કેટલાંક શિક્ષણનાં હોય છે, કેટલાંક પ્રચારનાં હોય છે, કેટલાંક તંત્ર-સંચાલનનાં હોય છે. એ બધાં કામો એવાં છે કે તે સારી રીતે વ્યવસ્થિત કરવા માટે તેનાં કંઈ ને કંઈ તંત્રો રચવાં પડે છે, પૈસા ભેગા કરવા પડે છે અને ખર્ચવા પડે છે, મકાનો અને મિલકતો વસાવવાં પડે છે, કાર્યાલયો ચલાવવાં પડે છે.

રચનાત્મક કામોમાં પ્રમુખસ્થાને ગણાય તેવું ખાદીનું જ કામ લો. બીજા કોઈ પણ ગ્રામઉદ્યોગનું કામ કરતા હોઈએ તો પણ તે જ વાત લાગુ પડશે. આરંભમાં આપણે માત્ર આપણા પોતાના રેંટિયા, પીંજણ અને સાળથી શરૂઆત કરી હોય તો પણ, જો આપણામાં એ વિષયની આવડત હશે અને આસપાસની પરિસ્થિતિ અનુકૂળ હશે તો આપણે રેંટિયા વગેરે સરંજામ ઘડાવવો પડશે, વેચવો પડશે, સૂતર કંતાય તે વણાવવું પડશે, તે માટે વણકરો વસાવવા પડશે, આપણે કપાસ સંઘરવો પડશે, ખાદી વેચવાની વ્યવસ્થા કરવી પડશે, લોકોને કાંતણ પીંજણ વણાટ વગેરે શીખવવાની વ્યવસ્થા કરવી પડશે, લોકોને આ કાર્યનું મહત્ત્વ સમજાવવા તેમની વચ્ચે ફરવું પડશે. આ બધા કામો માટે પૈસા લાવવા પડશે, કાર્યાલય કાઢી હિસાબ અને વ્યવસ્થાનું કામ ચોકસાઈપૂર્વક કરવું પડશે, કાર્યાલય, વણાટશાળા, વિદ્યાલય, કાર્યકર્તાઓનાં ઘરો વગેરે માટે મકાનો વસાવવાં પડશે. એ કામ માટે કંઈક મંડળ કે સંઘ કાઢવાં પડશે, તેમાં પ્રમુખમંત્રીઓ આદિ ચૂંટવા પડશે, પગારદાર મદદનીશો પણ રાખવા પડશે.

આ કાર્ય શરૂ કરતી વખતે તો આપણને સ્પષ્ટ કલ્પના હોય છે કે આ રાષ્ટ્રની રચના કરવાનો એક કાર્યક્રમ છે, આ સ્વરાજ્યની શક્તિ

વધારવાનો કાર્યક્રમ છે. પણ જેમ જેમ કામ ફેલાતું જાય છે, અને તેનો વ્યવહારભાગ વધે છે તેમ તેમ, મૂળ કલ્પના ઝાંખી પડતી જાય અને વ્યવહાર આપણને જકડી લે, એ ઘણું જ સંભવિત છે.

આપણે કાંતનાર, વણકર વગેરેની સાથે, તેમની શક્તિ વધે અને તેઓમાં સ્વરાજ્યની તમન્ના જાગે તે માટે સંપર્કમાં આવવાના સાધન તરીકે ખાદીકાર્ય શરૂ કર્યું, પણ એ મુદ્દાની વાત ભૂલીને થોડા જ વખતમાં તેમને માત્ર આપણા કારીગરો જ માનતા થઈ જઈએ છીએ; તેમને બે પૈસા મળે એવો ધંધો પૂરો પાડ્યો એટલે તેમની પ્રત્યેનું આપણું કામ સમાપ્ત થયું, એવો અલ્પસંતોષ વાળી લઈએ છીએ. આપણે ખાદીકામ તેમના જીવનમાં અને તેમનાં ગામોમાં સ્વરાજ્યની હવા ફેલાવવા માટે છે એ ભૂલી આપણે કંઈક એવું માનવા લાગીએ છીએ કે, શહેરોમાં ઘણા દેશભક્તો વસે છે અને તેઓને પોતાની દેશભક્તિ દર્શાવવા ખાતર ખાદીની જરૂર છે, તેથી તે તેમને પૂરી પાડી દેશભક્તિમાં તેમને મદદરૂપ થવા ખાતર આપણે ખાદીકામ કરીએ છીએ.

ત્યાંથી જો માગણી વધારે આવતી માલૂમ પડે તો આપણે કારીગરો વધારીએ છીએ, સૂતર વગેરેના હિસાબો ગણનાર હોશિયાર મહેતાજીઓ વધારે રાખીએ છીએ, રેંટિયા વગેરે ઘડવા હોશિયાર કારીગરો બેસાડીએ છીએ. લોકો વચ્ચે પ્રચારકો મોકલીએ તે પણ અનેક યુક્તિ પ્રયુક્તિથી, પૈસાની લાલચ લગાડીને, કાંતનારા વધારી શકે એવા હોશિયાર રાખીએ છીએ. આપણો વ્યવહાર આપણને ફરજ પાડે છે કે આપણે હોશિયાર કાર્યકર્તાઓ અને કારીગરો જોઈને જ રોકવા. તેમ ન રોકીએ તો આપણી ખાદી ખરાબ થાય, મોંઘી થાય, અપૂરતી થાય, અને તેના ગ્રાહકો નારાજ થાય.

પણ આ હોશિયાર માણસો સ્વરાજ્યના કામમાં પણ હોશિયાર છે કે નહીં તે જોવા બેસવું આપણને પોસાશે નહીં. કોઈ કાર્યકર્તા જો એવો હોશિયારીવાળો હશે તો, તે તો કાંતનારાંઓ વચ્ચે પ્રચાર માટે જશે ત્યાં ધામો જ નાખીને બેસશે. એમની વચ્ચે દારૂતાડીનું પીઠું કોઈએ નાખ્યું છે અને તે તેમનાં જીવનને પાયમાલ કરે છે. તે જોઈ તેનું દિલ ઊકળી ઊઠે છે. તે એમને તેમાંથી છોડાવવાના પ્રયત્નમાં લાગી જાય છે. લોકોને સમજાવે છે અને કદાચ પીઠા સામે સત્યાગ્રહ માંડીને પણ બેસે છે. કોઈ સરકારી સિપાઈ કે બીજો અધિકારી લોકોને પજવતો કે લાંચરુશવત લેતો જોવામા આવે છે તો 'સ્વરાજ્યનો હોશિયાર' સેવક તો તરત તેની સામે અથડાઈ પડશે, લોકોને રક્ષણ આપી તેમની શક્તિ વધારશે, અને એમાંથી કોને ખબર છે કે તેને પેલાઓ બાંધીને કેદખાને ઘસડી નહીં જાય?

ધારો કે વણકરોનાં બાળકો અત્યંત મેલાં છે, મેલમાંથી શરીરમાં ચાંદાં થયાં છે અને ઉપર માખીઓ બણબણે છે. માબાપને તેમને ચોખ્ખાં રાખવાની નથી આવડત કે નથી ફુરસદ. સ્વરાજ્યનો હોશિયાર કાર્યકર્તા હશે તેનાથી આ જોઈ નહીં રહેવાય. તે તો બાળકોને પ્રેમથી નવરાવશે, ધોવરાવશે, તેમનાં માબાપને બાળકો સાચવવાની કળા શીખવવા બેસશે. વણકરો વધારે ખાદી વણી વધારે કમાવાના લોભમાં બાળકોને વખત નહીં આપતા હોય તો તેમને બે ઘડી સાળ બાજુએ મૂકવાની શીખામણ આપશે.

હવે કાર્યાલયના સંચાલકે તો તેમને વધારે સૂતર કંતાવી લાવવા અને વધારે ખાદી વણાવી લાવવા મોકલ્યા હતા. તેને બદલે તે તો આવે કામે લાગી ગયા, અને કદાચ તેમની પ્રવૃત્તિઓથી રેંટિયા ને સાળમાં ઊલટો વિક્ષેપ પણ ઊભો કરી બેઠા. આપણે ખાદીકાર્યના માત્ર વ્યવહારમાં ફસાયા હોઈશું તો આવા સ્વરાજ્યના હોશિયાર કાર્યકર્તાઓ આપણે પસંદ કરી નહીં શકીએ. આપણે તો કોઈ પણ રીતે વધારે ખાદી કરાવી લાવે એવા, એટલે કે બોલવા ચાલવામાં ચબરાક, હિસાબ ગણવામાં ઝીણા, લોકોની તકલીફો જોઈ આડીઅવળી બાબતોમાં ભેરવાય એવા ભાવનાપ્રધાન ન હોય એવા હોશિયારને જ પહેલી પસંદગી આપીશું. આપણા પોતામાં, આપણા સાથીઓમાં, આપણા આખા કામમાં, આપણા વાતાવરણમાં સ્વરાજ્યની હોશિયારીને આપણે દૂર રાખીશું, તેને હસી કાઢીશું, અને વ્યાવહારિક હોશિયારીની જ કિંમત આંકીશું.

આથી આપણા કાર્યમાં, આપણી ઉત્પન્ન કરેલી ખાદીમાં, સ્વરાજ્યની સુગંધ ન આવે, તેમાંથી આપણા ગામોમાં સ્વરાજ્યની હવા ન ફેલાય, તો તેમા શું આશ્ચર્ય છે? છેવટનુ સ્વરાજ્ય સરકાર સાથે મોટી લડતો કરવાથી ભલે આવતુ હશે, પણ સ્વરાજ્યની શક્તિ તો ઉપર જણાવ્યાં તેવાં નાનાં નાના વીરકર્મોથી — સત્યાગ્રહોથી જ ઘડાઈ શકે. તેવી તાલીમ જે કાર્યકર્તાઓને તેમ જ પ્રજાને મળી હોય તેઓ જ છેવટની લડતમા પણ વિજય મેળવી શકે. ખાદી વગેરે રચનાત્મક કાર્યો આપણે એટલા માટે જ કરીએ છીએ કે તે કરતાં આપણે ગ્રામજનતાની વચ્ચે વસીએ, અને તેમને આ રીતે સ્વાવલંબન અને સ્વદેશીના, સ્વરાજ્યના અને સત્યાગ્રહના પદાર્થપાઠો આપી શકીએ.

## પ્રવચન ૧૨ મું

# સત્યાગ્રહી શિક્ષક

ખાદી અને ગ્રામઉદ્યોગની જેમ કેટલાક સેવકો રાષ્ટ્રીય શિક્ષણ મારફત રચનાત્મક કાર્ય કરવાનું પસંદ કરે છે. એમાં પણ મૂળ ઉદ્દેશ તો તેની મારફત સ્વરાજ્યની રચના કરવાનો જ છે. તે માટે સેવકે પોતાનું શિક્ષણનું કામ એ રીતે કરવું જોઈએ કે તેમાંથી તેના વિદ્યાર્થીઓમાં અને ગામલોકોમાં સ્વરાજ્યની શક્તિ વધે. સ્વરાજ્યનો નાશ કરનારાં જે તત્ત્વો આપણા જીવનમાં રહેલાં છે તે તેણે વિચારી લેવાં જોઈએ અને તે બધાંને નાબૂદ કરવાની દૃષ્ટિએ પોતાનો અભ્યાસક્રમ તેણે રચવો જોઈએ.

જાતમહેનત અને ઉદ્યોગ સમાજમાં હલકાં મનાતાં થઈ ગયાં છે. જે હોય તે વગર મહેનતે કેમ કમાવું એ જ શોધે છે. અને નિશાળો એટલે વગર મહેનતે કમાવાની યુક્તિઓ શીખવવાનાં કારખાનાં, એવી જ પ્રજાની સમજૂત થઈ ગઈ છે. આ વસ્તુ સ્વરાજ્યની ભારે વિઘાતક છે. તેથી રાષ્ટ્રીય શિક્ષકે રેંટિયો, સાળ, ખેતી અને બીજા ગ્રામઉદ્યોગો અને શરીરશ્રમનાં કામોને પોતાના અભ્યાસક્રમનાં મૂળ આધારસ્તંભ બનાવવાં જોઈએ.

ગામડાંના ઉદ્યોગ કરનારાઓ દેખાદેખીથી અને મહાવરાથી પોતપોતાના ધંધાની ચાલતી આવેલી ક્રિયાઓને જાણતા હોય છે. તેમના હાથ તેટલાં પૂરતા કેળવાયેલા હોય છે. પરંતુ તે સાથે તેમની બુદ્ધિ કેળવાયેલી હોતી નથી. તેથી ખેડૂત સીધો ચાસ ખેડી શકવા છતાં તેની બુદ્ધિ તેના સીધા ચાસના જેવી સીધી આરપાર જઈ શકતી નથી. બીજા બધા ઉદ્યોગીઓનુ એવું જ બને છે. આથી જ લોકોમાં માન્યતા ફેલાઈ ગઈ છે કે ઉદ્યોગને ને બુદ્ધિને તો વેર જ હોય, માટે જેણે બુદ્ધિ વધારવી હોય તેણે ઉદ્યોગને તો અડવું જ નહીં. આવી ખોટી માન્યતાને લીધે લોકો પોતાનાં છોકરાંઓને કેળવણીના ભંડારસમા પોતાના ઘરના ધંધાઓ છોડાવી દે છે અને તેમની બુદ્ધિ વધે એટલા માટે તેમને માત્ર એકાં એકાં ચોપડીઓ ભણવાની નિશાળોમાં મોકલવાં પસંદ કરે છે. છોકરાઓ નિશાળમાં નિયમિત જાય નહીં તો તેઓ તેમને ઠપકો આપે છેઃ "ભણીશ નહીં તો બળદના પૂછડાં આમળવાં પડશે," અથવા "ચાકડો ફેરવી માટલાં ઉતારી કરવાં પડશે," વગેરે.

રાષ્ટ્રીય શિક્ષક જાણે છે કે આખી પ્રજા ઉદ્યોગની આવી નિંદા કરે છે. અને ઉદ્યોગથી આખી ઊગતી પ્રજા વિમુખ થઈ રહી છે તે મોટામાં

મોટી રાષ્ટ્રીય આદત છે. તેથી તેણે પોતાનો અભ્યાસક્રમ એવી રીતે રચવો જોઈએ કે ઉદ્યોગ બુદ્ધિને કરમાવતો નથી પણ ખીલવે છે એ તેમાંથી પ્રત્યક્ષ જોવા મળે.

વળી રાષ્ટ્રીય શિક્ષક જુએ છે કે પ્રજામાં જેમ તેમ કરીને સ્વાર્થ સાધવો અને ગમે તે રસ્તે પૈસા કમાઈ મોજશોખ કરવા, એ જ વિચાર ઘર કરી રહ્યા છે. એવી પ્રજામાં સ્વદેશીનો પ્રેમ ક્યાંથી જન્મે? સ્વરાજ્યની શક્તિ કેમ કરીને ખીલે? તેથી તેણે પોતાના અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓને સ્વદેશસેવા કરવાની તકો હંમેશાં આપતા રહેવી જોઈએ; જીવન સેવા માટે છે, મોજશોખ માટે નથી, એ વિચાર તેમના હાડમાં પેસાડવો જોઈએ. તેથી તેને માત્ર પુસ્તકો ભણાવીને સંતોષ થશે નહીં. તે અનેક પ્રકારનાં ગ્રામસેવાનાં કામો હમેશાં કરતો રહેશે અને તેમાં પોતાના વિદ્યાર્થીઓને સાથે રાખી તેમને નાનપણથી સેવાજીવનનો રસ લગાડશે.

રાષ્ટ્રીય શિક્ષક જુએ છે કે લોકોમાં ઊંચનીચભેદનું ઝેર એટલી હદે વ્યાપ્યું છે કે તેમાંથી સળગેલો અન્યાય અને વેરઝેરનો અગ્નિ દેશની સ્વરાજ્યશક્તિને બાળી રહ્યો છે. તેથી તેણે પોતાના વિદ્યાર્થીઓને એવી રીતે તાલીમ આપવી જોઈએ કે તેમના વિચારોમાં એ ઝેર રહેવા જ પામે નહીં. તેઓ હરિજનો અને બીજી કોમોનો તિરસ્કાર ન કરે એટલું જ નહીં, પણ તેમની સેવાનાં અનેક કામો કરી તેમનો પ્રેમ સંપાદન કરે. હિન્દુ મુસલમાન વગેરે જુદાજુદા ધર્મના લોકોમાં પણ એકબીજાની સેવા કરીને તેમ જ એકબીજાના સારા ગુણોને ગ્રહણ કરીને ભાઈચારો વધારે.

રાષ્ટ્રીય શિક્ષક જુએ છે કે દેશમાં જ્યાં ત્યાં ભયનું સામ્રાજ્ય ફેલાયું છે. અંગ્રેજ સરકારે પોતાના રાજ્યનાં મૂળ ઊંડાં નાખવા ખાતર, અને આ દેશની પ્રજાને રોકટોક વિના ચૂસવા ખાતર, લશ્કર, પોલીસ, ન્યાય-કોર્ટો વગેરેનાં તંત્રો મારફત લોકો ઉપર કડપ બેસાડીને પ્રજાને નિર્માલ્ય અને ભયભીત બનાવી મૂકી છે. લોકોને કાયમ બીકમાં રાખીને થોડાં માણસે આવા વિશાળ ખંડને પોતાના પંજામાં રાખ્યો છે. તેની સર્વ દિશામાંથી પ્રગતિ રૂંધી રાખી છે. રાષ્ટ્રીય શિક્ષકે પોતાના અભ્યાસક્રમમાં નિર્ભયતાનો ગુણ ખીલવવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ અર્થે વિદ્યાર્થીઓને ગામની ચોકી કરવાની વગેરે તાલીમ આપવી જોઈએ.

પણ નિર્ભયતાની તાલીમ આપવાનું કામ તે માત્ર પોતાની શાળાને જ વળગી રહેવાથી કરી નહીં શકે. તે માટે તો તેણે ગામલોકોના પણ શિક્ષક બનવું જોઈએ. લોકોને તેણે એ શીખવવું જોઈએ કે પોતાની પાસે હથિયાર ન હોય તેથી અન્યાયો અને જુલમો સામે કેમ લડી શકાશે એમ

વિચારી નિરાશ થવાની અને ભયભીત દશામાં રહેવાની જરૂર નથી. સત્યાગ્રહ અને અસહકાર અને સવિનયભંગ એ બીજાં કોઈ પણ શસ્ત્રો કરતાં વધારે બળવાન અને વધારે અસરકારક શસ્ત્રો છે. આ શસ્ત્રો એવાં નથી કે જે શરીરબળવાળા, રાજ્યસત્તાવાળા અને ધનસત્તાવાળા જ વાપરી શકે. જો આપણા હૃદયમાં સ્વમાનની ઊંડી લાગણી હોય, સળગતી દેશભક્તિ હોય, આપણે સત્ય અને ન્યાયના ઉપાસક હોઈએ, તો આ શસ્ત્રો વાપરવાને આપણે દરેક રીતે લાયક છીએ. નાના નાના રોજના જીવનપ્રસંગોમાં દબાઈ ન જતાં કે કોર્ટ કચેરીને શરણે ન જતાં સત્યાગ્રહને માર્ગે લડી લેતાં થઈએ, તો દિવસે દિવસે આપણી હિંમત વધતી જાય, આપણામાં આત્મવિશ્વાસ આવતો જાય અને તેથી તાલીમને પરિણામે આપણામાં મોટા સામુદાયિક સત્યાગ્રહો માટેની શક્તિ અને આવડત પણ આવે. લોકોને આવું શિક્ષણ આપવા સાચા રાષ્ટ્રીય શિક્ષકે અન્યાય અને જુલમોના પ્રસંગો આવતાં પોતે આગળ પડવા સદા તૈયાર રહેવું જોઈએ. તેમાંથી પ્રજાને તે શીખવશે અને વિદ્યાર્થીઓમાં પણ સત્યાગ્રહનાં બીજ રોપી શકશે.

રાષ્ટ્રીય શિક્ષણ દ્વારા સ્વરાજ્યની રચના કરનાર સેવકના સર્વાંગસંપૂર્ણ અભ્યાસક્રમની બધી બાબતો મારે આજે ગણી બતાવવી નથી. મેં તો તેના મગજમાં કેવા તેજ વિચારો હોવા જોઈએ અને કેવી પદ્ધતિથી તેણે શિક્ષણકાર્ય કરવું જોઈએ તેની મોટી મોટી રૂપરેખા જ આપી દીધી છે.

આ કાર્યમાં પણ શિક્ષક જો જાગ્રત ન રહે, સત્યાગ્રહી ન રહે તો તેને ટાઢા પડી જવાનું, સામાન્ય મહેતાજી બની જવાનું દરેક જોખમ છે.

પ્રથમ તો એ દેખીતું છે કે, ઉપર બતાવ્યું છે તેવું શિક્ષણ લેવા તેની પાસે બહુ થોડા જણ જ આવવાના. લોકોના ઉપર કામ કરી રહેલાં બળો એટલાં જોસદાર છે કે તેઓ ચાલતા પ્રવાહમાં તણાયે જાય છે. સાચું શિક્ષણ સમજવાની અને તે લેવાની તેમને આજે હિંમત ક્યાંથી હોય? પરિણામે શિક્ષક વિદ્યાર્થીઓની મોટી સંખ્યા વિના અકળાવા લાગે છે અને પોતાના મનમાં દલીલ કરે છે: "લોકોને સારો લાગે તેવો અભ્યાસક્રમ રચી વિદ્યાર્થીઓની સંખ્યાને આકર્ષવામાં શી હરકત છે? સરકાર કે યુનિવર્સિટી સાથે જોડાયેલી શાળા કેમ ન ચલાવવી? વિદ્યાર્થીઓ મારી પાસે આવશે એટલે તો હું તેમને દરેક વિષય મારફત રાષ્ટ્રીય વિચારો જ આપીશ." આવા વિચારે ચડી તે પોતાના શિક્ષણમાંથી ઉદ્યોગોને રજા આપે છે, અથવા સોગન ખાવા પૂરતા રાખે છે, અંગ્રેજી ભાષા દાખલ કરે છે, યુનિવર્સિટીની પરીક્ષાઓમાં બેસવાને વિદ્યાર્થીઓને વાંધો ન આવે એ વાત નજરમાં રાખી ત્યાંનું બધું ભણતર પાકું કરાવવા મંડે છે. લોકોને

નારાજ થતા અટકાવવા હરિજનોને માટે પોતાનાં બારણાં બંધ રાખવા સુધી પણ પહોંચે છે.

વિદ્યાર્થીઓ વધે એટલે રાષ્ટ્રીય વિચારો આપવાની તેની હોંશ હતી, તે પણ તે પાર પાડી શકતો નથી. કારણ કે તેને હવે અનેક શિક્ષકો રાખવા પડે છે. તે બધા એના અભ્યાસક્રમનો અમલ કરવાની લાયકાતવાળા જ તેણે રાખવા જોઈએ. રાષ્ટ્રીય શિક્ષણ મારફત સ્વરાજ્યની રચના કરવાની છે એ તેમાંના ઘણાને સ્વપ્નામાં પણ સૂઝયું ન હોય એ બનવા જોગ છે.

વળી આમ પોતાનું કામ વ્યાપક કરવા માટે તેને ઘણા લોકોની પાસેથી દાન લેવાં પડે છે, તે ઉઘરાવવામાં પોતાનો બધો વખત હોમવો પડે છે અને ઉપરાંત ડગલે ને પગલે પોતાના સ્વરાજ્યરચનાના ઉદ્દેશને ઢાંકી દાતાઓને રાજી રાખવાનો જ પ્રયત્ન કરવો પડે છે.

આમ, માણસમાં તેવી હોશિયારી હશે તો તે ઘણા વિદ્યાર્થીઓ, ઘણા શિક્ષકો, ઘણાં મકાનો, ઘણા કેન્દ્રોવાળું એક મોટું તંત્ર ચાલુ કરી શકશે, પરંતુ સ્વરાજ્યની રચનાનો ઉદ્દેશ તેણે હવામાં ઉડાડી દીધો હશે. તેના વિદ્યાર્થીઓ પણ બીજી કોઈ પણ શાળાના જેવા શ્રદ્ધા વિનાના, હિંમત વિનાના, કોઈ પણ રસ્તે કમાવાની ઇચ્છાવાળા જ થશે. લોકોના ઉપર આવું શિક્ષણનું કામ કોઈ પણ જાતની સારી — સ્વરાજ્યની લાયકાત વધારનારી — અસર પાડી શકશે નહીં.

છતાં, શિક્ષકને પોતાને પોતાના કામનો વિસ્તાર જોઈને એક જાતનું ખોટું અભિમાન રહ્યા કરશે. મમતા રહ્યા કરશે. તેમાં ભંગાણ પાડે એવા અશાંતિના સંજોગોથી તે કાયર રહેશે. સત્યાગ્રહોના પ્રસંગો ઉપસ્થિત થતાં સ્વરાજ્યના શિક્ષકને થર છૂટવું જોઈએ, સ્વરાજ્ય શિક્ષણની વરાપ આવી છે એમ જોઈ તેને ઉલ્લાસ થવો જોઈએ, તેને બદલે આ શિક્ષક તેથી દિલગીર થશે, ચિન્તામાં પડશે અને તેવા પવનથી પોતાના કામને અલિપ્ત રાખવાનો પ્રયત્ન કરશે.

કોઈ પણ શાળાને રાષ્ટ્રીય કહેવા માત્રથી કે રાષ્ટ્રીય પાઠોવાળા પુસ્તકો ચલાવવા માત્રથી, તેમાં રાષ્ટ્રીય હવા પેદા થઈ શકશે નહીં, કે તે મારફત વિદ્યાર્થીઓનાં જીવનમાં સ્વરાજ્યની રચના થઈ જશે નહિ. સ્વરાજ્યની રચના કરનારી શાળાનો અભ્યાસક્રમ પુસ્તકોમાં પુરાઈ નહીં રહે, પણ આપણા ગ્રામજીવનમાં ફેલાયેલો હશે. સ્વરાજ્યનો શિક્ષક શાળાની ઓરડીમાં બેસી રહેનારો નહીં હોય, પણ ગ્રામસેવાની અનેક પ્રવૃત્તિઓ કરનારો ગ્રામસેવક હશે, સ્વરાજ્યનો સૈનિક હશે, સદા સત્યાગ્રહી હશે.

# સત્યાગ્રહીની રાજરમત

હવે રચનાત્મક કામનો એક ત્રીજો જ પ્રકાર તપાસીએ તે છે સરકારી અને અર્ધસરકારી સંસ્થાઓમા ભાગ લેવાનો સરકારી ધારાસભાઓ, મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો, સ્કૂલ કમિટીઓ, ગ્રામપંચાયતો એ વગેરે આવી સંસ્થાઓ છે

સ્વરાજ્ય દેશમા હોય તો તો ખરી રીતે આ સંસ્થાઓ જ રાજ્યના મુખ્ય તંત્ર કરતા વધારે મહત્ત્વની બને એ દેખીતું છે દેશ ઉપર પરચક્ર ચાલતુ હોય ત્યારે તે જ સંસ્થાઓ પ્રજાનું કામ કરે તેના કરતા વિશેષ તેની અંદર કુસંપ, ઈર્ષા આદિ વધારનારી થઈ પડે છે તેથી આપણે મોટે ભાગે આવી સંસ્થાઓની લાલચથી મુક્ત રહેવુ એ જ સારુ હોય છે

પરંતુ આપણે વિદેશી સરકાર સાથે લડતા આવ્યા છીએ અને સત્યાગ્રહો કરતા આવ્યા છીએ, તેમાથી આપણી પ્રજાની તાલીમ કાચી પડવાથી આપણે હજુ સુધી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવી શકયા નથી તેમ છતા સરકારના મૂળ દરેક લડતથી સારી પેઠે હચમચે છે અને તેને પોતાની સત્તામાથી કંઈક ને કંઈક અંશ છોડવાની ફરજ પડે છે રાજ્યકારભારમા લોકપ્રતિનિધિઓને વધારે ને વધારે પ્રમાણમા આવવા દેવાની તેને ફરજ પડે છે અલબત્ત ઘણી વાર તો તે પોતાના સત્તાના બળે રમત જ રમે છે, સત્તા છોડવાનો માત્ર દેખાવ જ કરે છે, અને પંજાનો એક નખ ઢીલો કરે તો બીજા બધા નખ વધારે ઊંડા પેસાડે છે

છતા કોઈ વાર એવી પરિસ્થિતિ ઊભી થઈ જાય છે કે જ્યારે આપણે સીધી લડત બંધ કરી હોય છે, અને સરકારે છોડેલી સત્તા કબજે કરી લઈએ તો પ્રજાની સ્વરાજ્યશક્તિ વધારી શકીએ એવો સંભવ જણાય છે આવી પરિસ્થિતિ વખતે તેવુ કાર્ય સ્વરાજ્યના એક રચનાત્મક કાર્ય તરીકે હાથ ધરવાને વાંધો ન હોઈ શકે પરંતુ બીજા રચનાત્મક કામોની જેમ આમા પણ સેવકોએ પોતાના કામ મારફત સ્વરાજ્યની લાયકાત પ્રજામા વધે છે કે નહીં તે ખૂબ જ ઝીણી નજરે જોતા રહેવાની અને સતત સાવધાન રહેવાની જરૂર રહે છે

મેદાનુ આ ક્ષેત્ર, સેવકની દૃષ્ટિએ સ્વરાજ્યમા પણ અત્યંત જોખમભરેલુ છે તો વિદેશી રાજ્યમા તો તે કાજળની કોટડીમા ઊતરવા સમાન જ સમજવુ જોઈએ અત્યંત ઊંચા ચારિત્ર્યબળવાળા સેવકો જ તેમા પેસીને કાળા બન્યા વિના બહાર નીકળી શકે તે એક રાજરમત અથવા

મુત્સદ્દીગીરીનું ક્ષેત્ર છે, મોટું જુગારખાનું છે. એ રમતનો કેફ બધા કેફથી ચડી જાય તેવો છે. દુનિયાના જબરા જબરા ખેપાનીઓ સદા તેમાં પોતાની જાળો પાથરીને પડ્યા જ હોય છે. રાજ્ય પરદેશી હોય ત્યારે તો આ રાજરમતમાં ગંદકીનો સુમાર જ ન હોય.

આ ક્ષેત્રમાં પેસવાનું પ્રવેશદ્વાર એટલે ચૂંટણી. એના જેવી રસાકસી-વાળી અને મેલી રમત બીજી કઈ હશે? કેવળ સેવા અને ચારિત્ર્યના બળ ઉપર તે જીતવાની હિંમત હોય તો જ સેવક તેને સ્વચ્છ રમત બનાવી શકે.

પ્રવેશદ્વારમાં દાખલ થઈએ એટલે સરકારી સત્તાની કોઈ ખુરશી આપણી સામે આવી પડે છે. તેના ઉપર ચડી બેસતાં સત્તાના મદથી મુક્ત રહેવું સહેલું નથી. પ્રજા પ્રત્યે તુચ્છકાર અને ઉદ્ધતાઈ બતાવ્યા વિના એ સત્તામદની લિજ્જત માણસને આવતી નથી. મહત્ત્વાકાંક્ષીને તે આગળ વધવાની નિસરણીના પગથિયારૂપ થઈ પડે છે.

વળી વિદેશી સરકાર તો એવા નગળાઈવાળા લોકોને શોધતી જ હોય. તેમને પંપાળીને, મોટાભા બનાવીને તે પોતાની ભેદનીતિના પાસા નાખ્યા વિના કેમ રહે? આપણા રાજદ્વારી જીવનમાં એવા ઘણા દાખલાઓ જોવા મળે તેમ છે કે જેમાં લોકોએ પ્રજાની સેવા કરવાનો દેખાવ કરીને પોતાનો માર્ગ કર્યો છે, અને પાછળથી સેવાનો વેશ ઉતારી પોતાની મહત્ત્વાકાંક્ષાને પોષવા મંડી પડ્યા છે. અરે, એવા પણ દાખલાઓ જડી આવશે કે, જેમાં લોકોએ શરૂઆત તો સારી સેવાભાવનાથી કરી હતી, પણ સત્તામદમાં ચડતાં અને ભેદનીતિના પાસામાં ફસાતાં તેઓ પ્રજાસેવક મટી સરકારના હાથા જ બની રહ્યા છે.

આટલી હદે પડવા જેટલા જે માણસો ખોટા નહીં હોય તેમને પણ જોખમ નથી એમ નથી. એક મોટા તંત્રનો કારભાર ચલાવવો — સરકારના એકાદ વહીવટી ભાગનો અથવા એક મ્યુનિસિપાલિટીનો — અરે એક નાની સરખી ગ્રામપંચાયતનો કારભાર કરવો એમાં એક જાતનો રસ લાગી શકે છે. જાહેર પૈસાની લેવડદેવડ પોતાને હાથે થાય, નોકર વર્ગ ઉપર પોતાનો હુકમ ચાલતો હોય, પટાવાળાઓ સલામ કરતા હોય, કારકુનો કાગળિયાં ઉપર સહીઓ કરાવતા હોય, સાર વિનાની વાતના તુમારોમાં સામસામાં ખાતાંઓને થપ્પડો મારવાની રમત ચાલતી હોય — આટલો રસ પણ સાધારણ માણસોને મદ ચડાવવા માટે પૂરતો થઈ પડે છે. તેમાં પણ પ્રજાજનોમાંથી કોઈ ખુશામત કરનારા મળી રહે, કોઈ ઓળખીતા પાળખીનાનું નાનું સરખું કામ કાઢી આપવાનું બને, એટલે તો તેમને જીવન ધન્ય થઈ ગયું જ લાગવાનું.

વળી એક બીજું પણ જોખમ યાદ રાખવા જેવું છે. આવાં સરકારી તંત્રો ચલાવવા જતાં સારા અને સમજુ માણસોને પણ તે તંત્ર માટે એક જાતની સહાનુભૂતિ અને મમતા બંધાઈ જાય એવુંયે જોવામાં આવે છે. એટલે કે તેઓ આમ બોલતા થઈ જાય છે, "તંત્રમાં અમુક અન્યાયો તો થાય જ. અમારે તંત્રની પણ મુશ્કેલી જોવી જોઈએ. સૌને સંતોષ આપવા જઈએ તો એક દિવસ પણ તે ચાલી શકે નહીં. પોલીસને ગુના પકડતાં કેટલીક તો જાસ્તી ગુજારવી જ પડે. ખેડૂતને અમારે અમુક પ્રમાણમાં તો દાબેલો રાખવો જ પડે. લોકોમાં રૂઆબ બેસાડવા અમારે કેટલીક તો કડકાઈ રાખવી જ પડે. દરેક વાતમાં લોકોના પોકારો સાંભળવા બેસીએ તો રાજ્ય ઘડી પણ ચાલે નહીં. રાજરમતમાં શુદ્ધ સત્યને વળગી રહેવું શક્ય નથી. વિરોધીઓ સામે અમારે તર્ક ભેદનીતિના તો તર્ક દંડનીતિના દાવો નાખવા જ જોઈએ, વગેરે."

જેઓ વિદેશી નોકરશાહી નીચે આવાં કામો કરવા જાય છે તેમના મનમાં વળી આવા વિચારો પણ ચાલે છે, "અંગ્રેજોનો દાવો છે કે રાજતંત્રો તેમને જ ચલાવતાં આવડે, અમને દેશીઓને ન આવડે. અમે હવે બતાવી દઈશું કે અમે પણ તેમાં હોશિયાર છીએ. અમે પણ લોકો ઉપર દમામ પાડી શકીએ છીએ. શું અમે નથી જાણતા કે કંઈક કડપ વિના તો રાજ્ય ચાલે જ નહીં? અંગ્રેજો તેમના મનમાં ઇચ્છે છે કે અમે ઢીલા પોચા અને અકુશળ ઠરીશું, પણ તેઓની ઇચ્છા અમે ધૂળમાં મેળવીશું. રાજ્યની તિજોરીમાં તેઓ ખોટ જ રાખતા, અમે વધારો પાડી બતાવીશું. છતાં અમે એવી યુક્તિથી બજેટ કરીશું કે રાજ્યના નોકરોને વધારે આરામ અને વધારે પગાર મળશે. ગુનાઓ અને દંગાતોફાનમાં અંગ્રેજો કરતાં પણ અમે વધારે કુનેહથી અને કડકાઈથી કામ લઈ બતાવીશું. એ લોકો ધારતા હશે કે, અમે અતિ ઉત્સાહમાં આવી જઈ, જેવાં ભાષણો કરતા તેવા સુધારાઓ કરવા મંડી જઈશું, અને મુશ્કેલીમાં આવી પડીશું અને આખરે હાંસીપાત્ર થઈશું, અને અમારે હાથે કરીને અમારી નાલાયકી સિદ્ધ કરીશું. પણ અમે તેવા ભોળા નથી. શું અમે જાણતા નથી કે રાજ્યકારભારના સુધારાના આંબા ઉતાવળે પાકે નહીં? અમે તો કારભારનું તળિયું ચોક્કસ ગમીશું અને છતાં સુધારાઓ નથી કરતા એમ લોકોને લાગે નહીં એ યુક્તિ કરતાં પણ અમને બરાબર આવડે છે, વગેરે." આવા વિચારે જે સેવક ચડી ગયો, તેને નોકરશાહીની સપાટી ઉપર ઊતરી જતાં કેટલી વાર? તેને પોતાનો ધ્રુવતારો ભૂલી જુદી જ રમતે ચડી જતાં કેટલી વાર?

રાજરમતનું કામ જ એવું છે કે લોકોને પ્રજાની સેવા કેટલી થઈ કે સ્વરાજ્ય કેટલું પાસે આવ્યું તે બતાવવા કરતાં પોતે ભોળા નથી, કાચા નથી, નિર્બળ નથી, અકુશળ નથી, સાચનું પૂંછડું પકડી બેસે એવા નથી પણ જમાનાના ખાવેલા છે, સૌને ખિસ્સામાં સમાવે એવા છે, બાહોશ મુત્સદ્દી છે, એ બતાવવાની હોંશ જ વધારે ચડી આવે છે. હોંશ ચડે છે એટલું જ નહીં, પણ સાચી દેશભક્તિ અને સાચી સિદ્ધાન્તનિષ્ઠા પણ તેમને એમ વર્તવામાં જ ભાસે છે. તેઓ ધારે છે: " અમે રાજ્યતંત્રનો કબજો લઈ સ્વરાજ્યનું જ કામ કરવા માગીએ છીએ, પરંતુ અમે જાણીએ છીએ કે સ્વરાજ્યની રચના કંઈ ઘરમાં બેસી રેંટિયા કાંત્યે કે હાથછડના ચોખા ખાધે કે સત્ય અહિંસાના જાપ જપ્યે થવાની નથી. ભાવનાપ્રધાન થઈ સિદ્ધાન્તોને જ્યાં ત્યાં આગળ લાવીએ તો સરકાર સાથે અથડામણમાં આવી હાથમાં આવેલી સત્તા જગ વારમાં ખોઈ બેસીએ, અને પાછા રેંટિયો કાંતતા થઈ જઈએ. વળી સુધારાઓ કરવાની ઉતાવળ કરવા જઈએ તો પ્રજામાંના લાગવગ ધરાવનારા વર્ગોમાં અમે અળખામણા થઈ પડીએ, અને અમારે તો ફરીથી ચૂંટણી વખતે તેમના જ મોં સામું જોવાનું રહ્યું, તેથી તે અમને પોસાય નહીં."

સ્વરાજ્યરચના કરવા જતાં સેવકોને કેવાં કેવાં વમળોમાં ફસાઈ પડવાનું જોખમ છે તેનો મેં કંઈક ખ્યાલ આપ્યો છે. સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવતા હોઈએ ત્યારે પણ એમાંના એક કે બીજા વમળમાં સપડાઈ જતાં બચવું સહેલું નથી, તો આજના ગુલામીના તંત્રમાં તો પૂછવું જ શું? સાચા સેવકો તો આ ક્ષેત્રમાં ઊતરશે તો એવો દૃઢ સંકલ્પ કરીને જ ઊતરશે કે અમારે તેની કોઈ સેવી રમતમાં ભાગ લેવો નથી જ, પરંતુ એ જૂના ખખડધજ સંચાને જુલમ અને અન્યાય કરતો અટકાવી, તેનું આખું મોંજ બદલી નાખી, તેને પ્રજાની સેવામાં જોડી દેવો છે; તેની મારફત ગામડાંઓને સ્વમાની, બહાદુર, સત્યાગ્રહી અને સ્વરાજ્ય ભોગવતાં કરવાં છે; ગ્રામઉદ્યોગોને સજીવન કરવા છે; કેળવણીની રોકાઈ રહેલી ગંગા વહેતી કરી ગામોગામ તેનાં પવિત્ર જળ પહોંચાડવાં છે; લોકોને વ્યસન, કરજ અને ભયભીત દશામાંથી ઉગારી લેવા છે. આમ આપણે સ્વરાજ્યની રચના કરી શકીશું અને દીન દલિતોને સ્વરાજ્યની ગરમી પહોંચાડી શકીશું એમ વિશ્વાસ હોય તો જ સેવકોએ તે જોખમભરેલા કામમાં ઊતરવું જોઈએ. ત્યાં આપણા ધ્રુવનિશાન સમા સિદ્ધાન્તો ઉપર દૃઢ રહેવું જોઈએ. પ્રજાને સ્વરાજ્યની ખરી ગરમી પહોંચાડતાં આપણા હાથ બાંધી લેવામાં આવે છે એમ જોઈએ કે તરત ગમે ત્યારે સત્યાગ્રહનું શસ્ત્ર ઉપાડવાને સદા સજ્જ

ગ્હેવુ જોઈએ કઈક સારૂ કામ થઈ શકે છે તે પડી ભાગશે અને પાછા ઘેર જઈ રેટિયા કાતતા થવુ પડશે, અથવા જેલમા બેસી ખીમતી વર્ષો બરબાદ કરવા પડશે, એવો વાણિયાહિસાબ ન જ કરવો જોઈએ તો જ આપણુ રાજરમતમા ઊતરવુ સાર્થક થવાનું તો જ આપણી ગજરમત સ્વરાજ્યના એક રચનાત્મક માર્ગની ગણનામા આવી શકવાની

રાજરમતમા ઊતરીને આમાનુ કશુ થઈ શકે તેમ નથી — સ્વરાજ્યની રચના થઈ શકે તેમ નથી એમ પોતાને લાગશે ત્યા સુધી એક સત્યાગ્રહી કાર્યકર કદી તે રમતમા ઊતરવા તૈયાર થશે નહીં રાજ્યકારભારના ઝગઝગતા ઠાઠ તેને કદી મોહાવી શકશે નહીં તે તો પ્રજાની વચ્ચે પેસી જશે, તેની અદર સ્વરાજ્યશક્તિની રચના કરતો રહેશે, તેનામા સત્યાગ્રહની વીરતા પ્રેરતો રહેશે તેનું કામ દેશમા બહુ ગવાશે નહીં તેથી, કે તેને ઝટઝટ સફળતા મળશે નહી તેથી, તે અધીરો થશે નહી રાષ્ટ્રીય મહાસભાના આપણા સર્વશ્રેષ્ઠ અગ્રણીઓની મનોવૃત્તિ આવી હોવાથી જ તેઓ રાજરમતમા જ્યારે ને ત્યારે કૂદી પડતા નથી બીજા લોકોને તેમા કોઈ પણ ઉપાયે ઘૂસી જે થોડીઘણી સત્તા મળી ગઈ તે ઝડપી લેવાનો લોભ રહ્યા જ કરે છે રાષ્ટ્રીય મહાસભામા તે ઝડપવાની તાકાત હોવા છતા તે કેમ તેની સામું પણ જોતી નથી, એ જોઈ તેઓને કઈ કઈ થઈ જાય છે પરતુ મહાસભા તો, તેમા ઊતરવાથી રાજ્યતત્રને ચોટલી ઝાલીને સ્વરાજ્યરચનાના કાર્યમા ઊતારી શકાશે એવી ખાતરી પોતાને હોય ત્યારે જ એ તરફ વળે છે, અને જ્યારે વળે છે ત્યારે રાજ્ય ચલાવવાની તેની રીત, તેનુ જોશ તેના કામની ઉચ્ચ સપાટી — એ બધુ જુદુ જ તરી આવે છે

## પ્રવચન ૧૪ મું

# સત્યાગ્રહી નેતા

હવે આપણે આપણા રચનાત્મક કાર્યનું એક ચોથું ક્ષેત્ર વિચારીએ. એમાં પણ સેવક જો સદા સજ્જ — સદા સત્યાગ્રહી ન રહે તો તેને અનેક પ્રકારે અવળે પાટે ચડી જવાનું જોખમ જેવું તેવું નથી. આ કાર્ય છે આપણી રાષ્ટ્રીય મહાસભાનું તંત્ર ચલાવવાનું.

આપણી આ સંસ્થા દુનિયાના ઇતિહાસમાં એક અજોડ સંસ્થા છે. તેનો ઉદ્દેશ આપણી મૂંગી પ્રજાને પ્રાણવાળી અને સ્વરાજ્ય ભોગવતી કરવાનો છે. તેનું વ્રત સત્ય અને અહિંસાના માર્ગથી કદી ન ચળવાનું છે. રાજકારણમાં કે બીજી કોઈ બાબતમાં મેલી રમતમાં તે કદી ઊતરવા માગતી નથી. તેથી તેની સાથે દગોફટકો કરવા જનારાઓ હંમેશાં ઉઘાડા પડી જાય છે. તે કોઈને આંગણે સ્વરાજ્ય માટે રડતી કે ભીખ માગતી જવા ઇચ્છતી નથી; સત્યાગ્રહનું યુદ્ધ આદરીને દેશની આઝાદી ઘેર લાવવા માગે છે. તે અર્થે તે ધીરજથી રચનાત્મક કામ કરીને પ્રજાને સત્યાગ્રહનું યુદ્ધ ખેલવાની તાલીમ આપી રહી છે. તે માટે પ્રાંતે પ્રાંતે, જિલ્લે જિલ્લે, તાલુકે તાલુકે અને દેશનાં સાતે સાત લાખ ગામડાંઓમાં સાચા દેશભક્તિથી ઊભરાતા શૂરા સત્યાગ્રહી અને તાલીમ લીધેલા સેવકો પાથરી દેવાનો તેનો પ્રયત્ન અવિરત ચાલુ રહ્યો છે.

આ દૃષ્ટિથી રાષ્ટ્રીય મહાસભાએ આખા દેશમાં પોતાની સમિતિઓ સ્થાપી છે; ખાદી, ગ્રામઉદ્યોગ, રાષ્ટ્રીય શિક્ષણ, મદ્યનિષેધ, ખેડૂતસેવા, મજૂરસેવા, હરિજનસેવા, વગેરે અનેક રૂપમાં રચનાત્મક કાર્ય કરનારી સંસ્થાઓ પણ વિસ્તારી છે. મહાસભાની સમિતિઓ પ્રજાના રાજદ્વારી હકોની સદા ચોકી કરે છે, સ્વરાજ્ય માટે સત્યાગ્રહની લડતો કરે છે અને પરદેશી સરકારનો પંજો દિવસે દિવસે ઢીલો ને ઢીલો કરે છે. સાથે સાથે અનેકવિધ રચનાત્મક કાર્યો કરનારા સેવકો પ્રજાની વચ્ચે ગામડાંઓમાં જઈને વસે છે, અને તેને છતે પરરાજ્યે પણ સ્વાશ્રય, સ્વદેશી અને સ્વરાજ્યનો સ્વાદ ચાખતા શીખવે છે, તેમને સત્યાગ્રહયુદ્ધની તાલીમ આપે છે, તેમનામાંથી નિરાશા અને ભય ઉડાડી, અમે સત્યાગ્રહના શસ્ત્રથી અમારું સ્વરાજ્ય જરૂર લઈ શકીશું એવી આશા અને હિંમત પ્રેરે છે.

આપણે બીજાં રચનાત્મક કાર્યો સંબંધમાં જોઈ ગયા કે તે કામ માત્ર કારકુન મહેતાજીઓથી થઈ શકે તેવું નથી, પણ સાચા સત્યાગ્રહી સેવકોથી

જ થઈ શકે તેવુ છે તે જ પ્રમાણે મહાસભાની સમિતિઓનુ કામ પણ સદાસજ્જ, સદાસત્યાગ્રહી, એવા સેવકો જ કરી શકે તેવુ છે તેમા પણ જો સેવક જાગતો ન રહે, પોતાના સત્યાગ્રહની ધાર ઘસેની ન રાખે, તો તેનુ કામ નિસત્ત્વ બની જવાનું ખૂબ જ જોખમ છે

સમિતિઓનું એક મોટુ કામ છે મહાસભાના સભ્યો નોધવાનું સેવકો જો છીછરા જ હશે તો તેઓ જેમ તેમ કરીને દફતર ભરી દેવાનો જ ખ્યાલ રાખશે, પગારદાર કારકુનો નાખીને નોધણીનુ કામ ચલાવશે, કદાચ સભ્ય લવા ભમ પણ બારોબાર ભરી દઈને લોકોની વગરસમજે સહીઓ ઘસાવી લાવશે પણ સેવકો જો સાચા સત્યાગ્રહી હશે તો તેઓ વિચારશે કે સમિતિના કાર્યાલયમા દફતરોના દફતરો ચીતરેલા પડયા હશે તેનાથી કઈ સરકાર ડરી જવાની નથી તે ઓઠા સભ્યો નોધાય તેની પરવા નહીં કરે, પણ જેટલા નોધશે તે ભગવાનનો મત્ર સમજ્યાને જ નોધશે સભ્યો નોધવા એ મહાસભાનો સંદેશો ફેલાવવાનો જ એક કાર્યક્રમ છે એમ તે સમજશે જેમને તે રીતે તે નોધશે તેમને વખતોવખત તે મળતોહળતો રહેશે તેમની સેવા કરતો રહેશે, તેમના હક્કોની ચોકી રાખતો રહેશે તેમને સ્વરાજ્ય ખાતર કઈ પણ કરવાની ભોગ આપવાની તાલીમ આપશે એવા સભ્યોના બળ ઉપર જ તેને પોતાને તેમ જ મહાસભાને કોઈની પણ સાથે નડત માડવાની હિંમત ચડી શકે છે

સમિતિઓનુ બીજુ કામ ચૂટણીઓ કરવાનુ એક વખતે સમિતિઓની ચૂટણીઓ એ એક રસાકસી વિનાની રમત હતી આજે સમિતિઓ દેશના રાજકારણ ઉપર અસર પાડે તેવી અને ધારે ત્યારે ગ્રામપચાયત અને લોકલ બોર્ડથી માડીને સરકારી ધારાસભાઓ સુધીનો કબજો લઈ શકે તેવી સમર્થ થઈ છે એટલે દિવસે દિવસે તેની ચૂટણીઓમા રસાકસી વધતી જાય છે તેથી તેમા મેલી યુક્તિઓ ન આવે, કોમકોમ અને વર્ગવર્ગ વચ્ચે વેરઝેર ફેલાવવામા ન આવે, એ સાચવવુ એટલુ સહેલુ રહ્યુ નથી

સેવકો માટે તેમા તણાઈ જવાની લાલચ ઘણી જ મોટી છે "અધિકાર ઉપર આવ્યા વિના સ્વરાજનું કામ હુ કરી શકીશ નહીં, અને જ્યા બધા જ ખોટા રસ્તા લેતા હોય ત્યા હું સત્યાગ્રહી જ વળગી રહેવા જાઉ તો ચૂટણી જીતી શકુ જ નહીં,' આવી લલચાવનારી દલીલ તેનું મન કરશે

પરતુ તેવા સેવકો અધિકાર મેળવશે તો પણ લોકોમા તેમને વિષે કેવો ભાવ બધાશે? બહુ બહુ તો લોકો કહેશે, "અમારો આગેવાન જબરો

યુક્તિબાજ છે. તક આવે ત્યારે સાચજૂઠ જોવા તે બેસવાનો નથી, ગમે તે યુક્તિપ્રયુક્તિથી સરકારને ફસાવશે અને અમારું કામ કરી આવશે." આવા વિચાર લોકોમાં ફેલાય તો તેમની સત્યાગ્રહની શક્તિ ન જ વધે. અને મહાસભાને તો તે વધારવી છે. સાચા સત્યાગ્રહી સેવકો તો પોતાની સચ્ચાઈ, ચારિત્ર્ય, સેવા, અને સત્યાગ્રહશૌર્ય એની પ્રતિષ્ઠા ઉપર જ આધાર રાખશે. તેમ કરતાં યુક્તિબાજો તેમને હરાવશે તો પણ તેઓ તો સેવક રહીને લોકોની લડતો લડતા જ રહેશે. તે સાચા હશે તો પ્રજા પોતે જ તેમને ઓળખશે. "સત્યાગ્રહની લડતો આપ્યા વિના, છેતરપિંડી અને યુક્તિઓથી સ્વતંત્રતા કદી મળવાની નથી, અને સત્યાગ્રહની લડતમાં અમને દોરે તેવા તો આ જ સેવકો છે," એમ પ્રજા સમજશે, અને તેને જરૂર હશે તો બીજી વારની ચૂંટણીમાં તેવા સેવકોને અધિકાર ઉપર બેસાડશે.

ચૂંટણીની ધમાલમાં પરસ્પરનિંદા, કુપ્રચાર, વેરઝેર ફેલાવવાં એ રસ્તા તો સત્યાગ્રહી સેવક લે જ કેમ? હોશિયાર ચૂંટણીબાજો હળવા મનથી આ વસ્તુ ઉપર હળવું હાસ્ય કરે છે અને કહે છે: "આ તો બે દિવસની રમત છે. અમારા મનમાં કશું વેરઝેર નથી. પણ લોકો પાસે તીખું તમતમતું ભાષણ કર્યા વિના કંઈ ચૂંટણી જિતાય?" સત્યાગ્રહી સેવકને ચૂંટણી હારી જવી પોસાશે, પણ આવી ભયંકર રમત રમવી પોસાશે નહીં. તે જાણે છે કે રમતમાં વાવેલું ઝેર પ્રજાશરીરમાંથી રમતમાં કાઢી શકાતું નથી. માણસ-માણસ વચ્ચે, કોમકોમ અને વર્ગવર્ગ વચ્ચે આ રીતે પેઠેલા ચૂંટણીનાં ઝેરથી દેશનાં શહેરો તેમ જ ગામડાંઓ સડી ગયાં છે, અને તેનો લાભ સામો પક્ષ બરાબર ઉઠાવે છે.

ચૂંટણીમાં જીત્યા અને પ્રમુખ મંત્રી વગેરે અધિકાર પર આવ્યા એટલે તો સેવકની જવાબદારી એકદમ વધી જાય છે. મહાસભા એક વિદેશી સરકારની નોકરશાહી નથી કે મોટા પગારો ખાઈ આરામ કરવો, ખુરસી ટેબલે બેઠાં થાય તે કામ કરવું અને લોકોની સલામો ઝીલવી, એટલામાં અધિકારની ફરજ પૂરી થાય. આ તો પ્રજા માટે સદા લડનારી, તેની અંદર સ્વરાજ્યની સદા રચના કરનારી, સત્યઅહિંસાનાં ધ્યેયોને વરેલી મહાન લડાયક સંસ્થા છે. તેનો અધિકારી એ તો ન જંપે, ન કોઈને જંપવા દે; પ્રજાના હક અને સ્વરાજ્ય માટે સદા સત્યાગ્રહનો ઝંડો ચડાવેલો જ રાખે; સત્યઅહિંસાનાં ધ્યેયો પોતાના જીવનમાં ચીવટથી ઉતારી પોતાની લાયકાત અને પોતાની મહાસભાની પ્રતિષ્ઠા સદા વધારે; પ્રજાની શક્તિ વધારનારાં રચનાત્મક કાર્યોનાં તત્ત્વો પોતાના જીવનમાં ખંતથી ઉતારે–અને લોકોમાં તેવાં કામો વેગથી ચાલુ કરે.

પરતુ ટાઢા માણસો તો ચૂટણી જિતાઈ ને અધિકાર પર આવ્યા એટલે સોડ તાણીને સૂઈ જશે તેઓ સૂશે તે સાથે પોતાના વિભાગ પૂરતી તો મહાસભાને પણ સુવાડી દેશે

ખરી રીતે તેઓએ મહાસભાને ઓળખી જ હોતી નથી તેના સિદ્ધાન્તો અને કાર્યપદ્ધતિમા તેમને ભાગ્યે જ શ્રદ્ધા હોય છે તેઓ કદાચ દેખાવ માટે ખાદી પહેરશે, પણ રેટિયાને તેઓ રાડીગડનુ ઓજાર માનશે ગ્રામઉદ્યોગની તે મશ્કરીઓ કરશે અને સત્તા વિના ઉદ્ધાર થવાનો નથી એ જ વિચાર પોતાના મગજમા ઘૂટયા કરશે રાષ્ટ્રીય શિક્ષણના મહાસભાના વિચારોની પણ તે હાસી જ કરશે તેઓ રચનાત્મક કામની અને તે કરનારાઓની ભગતડાઓ તરીકે સદા મશ્કરીઓ કરશે અને પોતાના વિભાગની ભૂમિને અણખેડેલી રહેવા દેશે

તેઓના ધધાઓમા જોઈશુ તો પણ મહાસભાના સિદ્ધાન્તોનો તેઓ કશો સ્પર્શ થવા દેશે નહીં ખેડૂતો, મજૂરો, હરિજનો વગેરે દલિત વર્ગો સાથેના એમના સબધમા પણ તેઓ અપમાન, અન્યાય અને શોષણનું વર્તન ચાલુ રાખશે એ લોકો સુધરે જ નહીં, તેઓ દબાયેલા જ સારા, એ જ વિચાર પર વહેવાર ચલાવ્યે રાખશે, તો પછી તેમની અદર મહાસભાની હિલચાલો તો કરે જ શાના? કોઈ કરે તો પણ પોતાના અધિકારના બળે પોતાના વિભાગ પૂરતી તો તે દબાવી દેશે.

હિન્દુ મુસલમાન એકતા વિષે તેઓ સદા અશ્રદ્ધા સેવ્યા કરશે તે સબધી મહાસભાના ઠરાવો પોતાના મનથી ઉપરના દેખાવના જ માનશે પછી તોફાનો ફાટી નીકળે ત્યારે તેઓ કોમી ઝેરમા તણાયા વિના કેમ રહી શકે?

સત્ય-અહિંસાના મહાસભાના ધ્યેયને તો એ માને જ શાના? "એ તો સાધુમહાત્માઓના સૂત્રો છે, એ કઈ રાજકારણના સૂત્રો ન હોઈ શકે," એમ કહી તેઓ તેને હસી કાઢશે એ તો સરકારને અને દુનિયાને છેતરવા માટે મહાસભાના ચતુર નેતાઓએ ઠરાવમા મૂકયા છે એમ પણ માનવા સુધી તેઓ જશે એના અલ્પ પાલનથી પણ મહાસભાની અને પ્રજાની શક્તિ કેટલી વધી છે એ તેઓ દેખી શકશે જ નહી દર વખત સરકારને મહાસભા નમાવે છે તે કઈ પ્રજાના બળથી નથી, તે તો સરકારની ખુશામતી કરવાથી, છળકપટ કરવાથી, સભાઓ, છાપાઓ વગેરેના ફૂફાડાથી જ છે, એવી ભ્રમણામા તેઓ ચાલ્યા કરશે સત્યાગ્રહની લડતો લડતા આપણને અને પ્રજાને આવડી જાય તેમ છે, અને તેટલી હિંમત કેળવીએ તો જ કોઈક દિવસ સ્વરાજ્ય ઘેર લાવી શકાય તેમ છે, અને એ લડતના મૂળ

પાયા સત્ય અને અહિંસાનું પાલન એ જ છે — ચતુરાઈ અને છળકપટ નહીં જ, એ જોવા સમજવા તેઓ કદી તૈયાર જ થશે નહીં.

આવા અધિકારીઓ, જ્યારે મહાસભા સામુદાયિક સત્યાગ્રહની લડત ઉપાડે ત્યારે, યુક્તિ-પ્રયુક્તિથી અધિકારમાંથી ખસી જવાની ખટપટ કરશે; અથવા ન છૂટકે, લોકલાજને ખાતર, સમાજમાં પોતાનું સ્થાન ટકાવી રાખવા ખાતર તેમાં પડશે અને તેથી જેલમાં જશે તો, ત્યાં અતિ દુઃખમાં દહાડા કાઢશે, મહાસભાની કાર્યપદ્ધતિની નિંદા કરશે, નેતાઓની ભૂલો ગણવાં કરશે, તેમણે લોકોની શક્તિઓ જોયા વિના જ આંધળિયાં કર્યાં વગેરે ચર્ચાઓમાં વખત પસાર કરશે. જેલમાં પડ્યા રહી રોટલા ખાવાથી સરકાર કેમ નમવાની એ શંકાનો ઉકેલ તો તેમને કદી આવવાનો જ નહીં. એમ કરતાં મન દિવસે દિવસે નિર્બળ થાય અને કદાચ ગમે તેવાં લખાણ લખી આપી બહાર નીકળવાની પણ પેરવી કરે તો શી નવાઈ?

જોકે આપણા લોકોમાં મહાસભા માટે ભક્તિ ખૂબ છે, છતાં તેનાં ધ્યેયો અને તેની કાર્યપદ્ધતિ વિષે, રચનાત્મક કાર્ય દ્વારા પ્રજાનું બળ વધારવાનું છે અને એ બળદ્વારા સત્યાગ્રહની લડાઈ કરવાની છે અને તેનાથી સ્વરાજ્ય જીતવાનું છે, એ વસ્તુઓ ઉપર ભારે અશ્રદ્ધા રહેલી છે. તેથી મહાસભાના જવાબદાર કાર્યકરોનાં જીવનમાં પણ ઉપર જણાવ્યા તેવા દોષો આવ્યા વિના રહેતા નથી. ખરેખર સેવકોએ એ બાબતમાં ગફલતમાં રહેવા જેવું નથી જ.

સમિતિઓ એ મહાસભાની સૌથી વધારે પ્રત્યક્ષ રચનાત્મક પ્રવૃત્તિ છે, મહાસભાના એટલે કે પ્રજાના આખા વિશાળ શરીરમાં લોહી મોકલનાર હૃદયને સ્થાને છે, એમાં શંકા નથી. પણ તે ક્યારે? જો તેના અધિકારીઓ સમિતિના કાર્યાલયો જ ચલાવીને સંતોષ ન માને, પણ મહાસભાના શૂરા સત્યાગ્રહી સૈનિકો બનીને સદા સજ્જ રહેતા હોય, પોતાના વિભાગમાં રચનાત્મક કાર્યોની જાળ ફેલાવીને સદા પ્રજાનું ઘડતર કરી રહ્યા હોય, તેને સ્વરાજ્યના મંત્રો સદા પહોંચાડતા હોય અને તેના સ્વમાન અને અધિકારો માટે સત્યાગ્રહની લડતો કરતા હોય.

પરંતુ જો સમિતિ એટલે માત્ર ચૂંટણી જીતવી, પગારદાર નોકરો મારફતે સભ્યો નોંધવા, કાર્યાલયો ચલાવવાં, વાર તહેવારે ધ્વજવંદન જેવા વિધિઓ કરવા, એટલું જ હોય તો તે મહાસભાનું હૃદય નથી જ, પછી ભલે કાર્યાલય ગમે તેવું સારું હોય અને તેમાં ગમે તેવા સુંદર નોટપેપરો ઉપર પત્રવ્યવહાર કરવામાં આવતો હોય, અને ભલે એકાદ ભવ્ય કોંગ્રેસ હાઉસ પણ બાંધ્યું હોય.

સમિતિ એટલે કાર્યાલય નહીં, પણ મહાસભાની લડતની છાવણી. ત્યાં તો સેવકો સદા આંખમાં તેલ ઘાલીને જનતાના અધિકારોની રક્ષા કરવા સજ્જ રહે; અન્યાયો સામે નાના ને મોટા, સ્થાનિક અને દેશવ્યાપી, વ્યક્તિગત અને સામુદાયિક સત્યાગ્રહોના ઘાટ ઘડાતા હોય અને લડતો મંડાતી હોય. સત્યાગ્રહની તાલીમ પ્રજાને આપવા માટે તે સમિતિઓની દોરવણી નીચે ઠેકઠેકાણે રચનાત્મક કાર્યો ધમધોકાર ચલાવવામાં આવતાં હોય. અને રચનાત્મક કાર્યનાં કેન્દ્રો એટલે માત્ર ખાદી વગેરેનાં કારખાનાં કે દુકાનો નહીં, પણ પ્રજાની સત્યાગ્રહશક્તિ વધારનારાં તાલીમખાનાં. ત્યાં સેવકો તેમ જ લોકો બન્નેમાં સ્વરાજ્ય શું અને તે કેવી રીતે લાવવાનું છે તેનું જ્ઞાન ફેલાવવામાં આવતું હોય. આનું નામ રચનાત્મક કાર્યક્રમ. તેવી સમિતિઓ ચલાવીએ અને તેવાં રચનાત્મક કામો ચલાવીએ તો જ સ્વરાજ્યની ગરમી તેમાંથી પેદા થાય, અને પેદા થયા વિના ન જ રહે.

પ્રવચન ૬૫મું

## જાહેર જીવનમાં સિદ્ધાન્તો હોય?

આપણે રોજ પ્રાર્થનામાં આશ્રમનાં એકાદશ વ્રતોનું રટણ કરીએ છીએ –
૧. સત્ય, ૨. અહિંસા, ૩. અસ્તેય, ૪. અપરિગ્રહ, ૫. બ્રહ્મચર્ય, ૬. અસ્વાદ, ૭. જાતમહેનત, ૮. અભય, ૯. સ્વદેશી, ૧૦. અસ્પૃશ્યતા-નિવારણ, ૧૧. સર્વધર્મસમભાવ' આ તે અગિયાર વ્રતો છે.

આ મનુષ્યજીવનના સાચા સિદ્ધાન્તો છે. આપણા જીવનમાં જો આ સિદ્ધાન્તોની સુગંધ નિરંતર મહેકયા કરતી ન હોય તો આપણે મનુષ્યના નામના અધિકારી નથી એવી આપણી શ્રદ્ધા છે.

સનાતન કાળથી આવી શ્રદ્ધા માણસ આ સિદ્ધાન્તો સંબંધમાં ધગવતો આવ્યો છે. આજે પણ કોઈ પણ દેશમાં જઈશું, ત્યાંના લોકો ગમે તે ધર્મ અને ગમે તે આચારવિચાર ધગવતા હશે, સુધરેલા હશે કે પછાત હશે, પણ તેઓ આ સિદ્ધાન્તોને જ શિર ઝુકાવતા માલૂમ પડશે. શું આ પરથી એમ સૂચિત નથી થતું કે દુનિયાના સર્વ કાળના અને સર્વ દેશોના મનુષ્યોનો એ અનુભવ અવાજ છે?

આપણે એ સિદ્ધાન્તો પાળી શકતા હોઈશું કે નબળાઈને વશ થઈ પાળી શકતા નહીં હોઈએ, પણ અંતરાત્મા તો એકસરખી એક જ સાક્ષી પૂરે છે: માનવજીવનમાં પાળવા લાયક કંઈ હોય તો આ સિદ્ધાન્તો જ

'છે; જીવનનો કંઈ પાયો હોય, જીવનનું કંઈ સારસર્વસ્વ હોય તો તે આ સિદ્ધાન્તો જ છે. તેથી જ જો કોઈ માણસ આ સિદ્ધાન્તો આગ્રહપૂર્વક અને સચ્ચાઈ સાથે પોતાના જીવનમાં ઉતારતો જોવામાં આવે છે તો આપણે સ્વાભાવિક રીતે તેના તરફ પૂજ્યભાવ બતાવ્યા વિના રહી શકતા નથી. તે કયા દેશનો છે કે કયા ધર્મનો છે કે કઈ ભાષા બોલે છે કે કયો ધંધો કરે છે, અગર જન્મે ઊંચો છે કે નીચો—કશું જ આપણે જોવા રોકાતા નથી. તે સ્ત્રી છે કે પુરુષ છે, રૂપેરી દાઢીવાળો કોઈ માનનીય વૃદ્ધ છે કે આજકાલનો નવજુવાન છે, વિદ્વાન છે કે અવિદ્વાન છે—કશું જ આડે આવતું નથી; આપણે તેવા માણસને આપણાથી શ્રેષ્ઠ તરીકે, આપણા પૂજ્યજન તરીકે સ્વીકાર્યા વિના રહી શકતા જ નથી.

હિન્દુસ્તાનમાં તો આવા પુરુષને પ્રાચીનકાળથી આપણે માનતા આવ્યા છીએ. આપણે તેને ઋષિ, મુનિ અને યોગી કહીએ છીએ, અને ઈશ્વરના અવતારનું પદ પણ આપીએ છીએ. પરંતુ હિંદુસ્તાનમાં જ નહીં, કોઈ પણ દેશમાં આવો પુરુષ માન અને પૂજ્યતા પામ્યા વિના રહેતો નથી.

આમ સિદ્ધાંતો તો સર્વમાન્ય છે, છતાં જીવનમાં ઉતારવાનો પ્રશ્ન આવે છે ત્યારે છટકવું એ પણ જાણે સર્વ દેશોમાં સર્વ કાળનો નિયમ થઈ પડ્યો છે. લોકો તેના પાલનમાં રહેલી કઠણાઈથી ડરી જાય છે અને તરેહ તરેહનાં બહાનાંઓ બતાવે છે. "એ તો મહાત્માઓનું કામ, સાધુ સંન્યાસીઓનું કામ, આશ્રમવાસીઓનું કામ. અમે તો સંસારમાં ખૂંચેલા જીવો છીએ, એ સિદ્ધાન્તો પ્રમાણે ચાલવાની અમારી શક્તિ નથી. ચાલવા જઈએ તો અમારું અને અમારાં બાળબચ્ચાંનું પેટ પણ ભરી ન શકીએ, તો સુખસમૃદ્ધિમાં તો ક્યાંથી જ રહી શકીએ?"

આ ખાનગી અથવા વ્યક્તિગત જીવનની વાત થઈ. પરંતુ આપણી તો એવી પણ શ્રદ્ધા છે કે, મનુષ્યના જાહેર જીવનના પાયારૂપ પણ આ જ સિદ્ધાંતો હોવા જોઈએ, આપણું સ્વરાજ્ય આ સિદ્ધાંતો ઉપર જ રચાવું જોઈએ. આપણા ધંધાઓ અને વેપારો આ સિદ્ધાંતોને અનુસરીને જ ચાલવા જોઈએ, આપણા સમાજનું બંધારણ તેના ઉપર જ રચાવું જોઈએ.

"અશક્ય અશક્ય!" આ સાંભળી લોકો બોલી ઊઠે છે. "તદ્દન વાહિયાત વાત, તદ્દન અક્કલ વિનાની વાત! વ્યક્તિગત જીવનનો સવાલ હોય ત્યાં સુધી તો તમારા સિદ્ધાંતો માન્ય કરવા અમે તૈયાર છીએ. ભલે અમે જાતે તે પાળી શકતા નથી, પરન્તુ જેઓ પાળે છે તેઓની પ્રત્યે અમને પૂજ્યબુદ્ધિ છે. પરંતુ દેશનો — સમાજનો સવાલ એ જુદી બાબત છે.

રાજ્યકારભાર અને વેપારધંધાઓ જેવી બાબતોમાં આ સિદ્ધાંતો ઉપર આધાર રાખવા જઈએ તો બળવાન પ્રજાઓ આપણને ગળી જ જાય. માંહોમાંહે પણ દુષ્ટો દાબમાં રહે નહીં, અને દુનિયાની સપાટી ઉપર આપણું નામ કે નિશાન બાકી ન રહે."

આમ દેશદેશના – પ્રજાઓના વ્યવહારોનો પ્રશ્ન આવે છે ત્યારે આ સિદ્ધાન્તો પ્રમાણે વર્તવું જોઈએ એમ સામાન્ય રીતે કોઈ માનતું નથી અને આશા પણ રાખતુ નથી. એ વ્યવહારોમાં પોતાના દેશનો સ્વાર્થ સધાતો હોય તો અગિયારે સિદ્ધાન્તોનો ભંગ કરવામાં શરમ માનવામાં આવતી નથી. જૂઠું બોલી શકાય, યુદ્ધ કરીને માનવસંહાર કરી શકાય, બળિયો દેશ નબળા દેશને છેતરી શકે, શોષી શકે, ચોરી પણ શકે. એવી ચોરીથી લોકો શરમાતા નથી, પણ 'અમે દેશ જીત્યો' કહી અભિમાન લે છે.

પરન્તુ જો આપણો દેશ આવો વ્યવહાર માને છે તો સામો દેશ પણ તે જ માને છે, અને રોજ શિંગડે શિંગડે યુદ્ધે ચડવું શક્ય હોતું નથી, હંમેશાં તેમાં પોતાના દેશનો સ્વાર્થ સધાશે એવી ખાતરી હોતી નથી. તેથી બંનેને અમુક વખત સુધી કંઈક નીતિ તો પાળવી જ પડે છે. તેવા વ્યવહારનું નામ છે રાજનીતિ, અથવા મુત્સદ્દીગીરી. એટલે કે ઉપરથી સત્ય અહિંસા વગેરેના પાલનનો દેખાવ રાખવો, પણ અંદરખાનેથી પોતાના દેશના સ્વાર્થ માટે જે કરવા જેવું હોય તે જ કરતા રહેવું. વ્યક્તિ તેવું વર્તન કરતાં પકડાઈ જાય તો લુચ્ચામાં ખપે છે, પણ રાજ્ય કે દેશ જેવું મોટું ટોળું પકડાઈ જાય ત્યારે લોકો તેમના વર્તનને મુત્સદ્દીગીરીનું નામ આપે છે, અને તેની વાહવા કરે છે.

આવું મુત્સદ્દીગીરીનું વર્તન કરવાની છૂટ કઈ હદથી શરૂ થાય ? છૂટ લેનારી ટોળી ઓછામાં ઓછી કેવડી મોટી હોવી જોઈએ ? — એનો કોઈ ધડો હોય એમ લાગતું નથી. એક આખો દેશ બીજા દેશ સાથેના વ્યવહારમાં તેમ વર્તે એ તો સર્વમાન્ય નીતિ થઈ પડી છે. પરન્તુ એક દેશની અંદર પણ એક કે બીજા કારણસર માણસોનાં ઝૂમખાં બંધાયેલાં હોય જ છે. લોહીના સંબંધથી ન્યાતોની ટોળીઓ પડેલી હોય છે. ધંધાની ટોળીઓ પણ હોય છે. ધર્મસંપ્રદાયોની ટોળીઓ પણ થાય છે.

શું આ ટોળીઓને પણ પોતપોતાના સ્વાર્થ માટે સત્ય, અહિંસા આદિને તજી મુત્સદ્દીગીરીની નીતિએ ચાલવાની છૂટ સમજવી ? અને આ ટોળીઓને છૂટ આપો તો તેનાથી નાનીને કેમ નહીં ? કુટુંબોની ટોળીઓએ પોતાના પડોશીઓ સાથેના વ્યવહારમાં શા માટે સત્યઅહિંસાને વળગી રહેવું.

પ્રજા જો પડવાને પંથે વળેલી હોય છે તો તેની અંદરની નાની ટોળીઓ આવી નીતિએ વર્તવા લાગી જ જાય છે અને પ્રજાના સમગ્ર જીવનને બગાડી મૂકે છે. પણ પ્રજાશરીર આરોગ્ય અને ચેતનવંતું હશે તો દેશાભિમાની નેતાઓ દેશનુ જીવન એમ બગડવા નહીં દે. તેઓ કહેશે, “દેશદેશના વ્યવહારોમાં સત્યઅહિંસાના સિદ્ધાન્તો ન પાળવા અને મુત્સદ્દીગીરીથી ચાલવું એમ ભલે વર્તીએ, પણ દેશની અંદરની પેટા-ટોળીઓએ અમારું અનુકરણ કરવાનું નથી, તેઓએ તો સામાન્ય વ્યક્તિગત વર્તનના સિદ્ધાન્તોએ જ ચાલવાનું છે.”

તે દેશાભિમાની નેતાઓને પૂછવું જોઈએ કે, “સમગ્ર દેશની દૃષ્ટિએ તમે જેમ આ પેટાટોળીઓને વ્યક્તિગત સ્વાર્થો તજી સત્યઅહિંસા ઉપર રાખવા ઇચ્છો છો તેમ શું સમગ્ર માનવકુટુમ્બની દૃષ્ટિએ તમારે પણ એ જ સિદ્ધાન્તે વર્તવુ નથી જોઈતું ? શું તમે દેશદેશની ટોળીઓ રચી સત્ય-અહિંસાના માનવધર્મોનો દ્રોહ કરો છો એથી સમગ્ર માનવકુટુમ્બનું જીવન બગાડતા નથી ?

ખરું જોઈશું તો માલૂમ પડે છે કે ટોળીઓ અને દેશો વર્તતા ભલે ગમે તેમ હશે, પણ માનવામાં તો તેઓ પણ વ્યક્તિની જેમ સત્યઅહિંસા વગેરે સિદ્ધાન્તોને જ સાચા વર્તન તરીકે માને છે. એમ ન હોય તો તેઓ ઉપરથી તે પાળવાનો દેખાવ શા માટે કરે ? તેમની રાજનીતિ અથવા મુત્સદ્દીગીરીનો શું એ જ અર્થ નથી કે તેમને વ્યક્તિઓની જેમ સત્યઅહિંસા પાળવામાં રહેલાં કષ્ટ, ત્યાગ વગેરે જોઈતાં નથી, પણ તે પાળતા હોય એવા દેખાવું એ તો પસંદ છે ? તેના પાલનમાં માનપ્રતિષ્ઠા છે એની તેમને બરાબર ખબર છે.

ફેર એટલો જ છે કે, આપણા વ્યક્તિગત જીવનમાં જ્યારે આપણે નબળાઈને વશ થઈ સિદ્ધાન્તો તજીએ છીએ ત્યારે મનમાં શરમાઈએ છીએ, અને પકડાઈ જઈએ ત્યારે નીચુ જોઈએ છીએ. પરંતુ દેશદેશના વ્યવહારોમાં આપણે મુત્સદ્દીગીરી એટલે અસત્ય હિંસા વગેરે કરવાં એમાં શરમ માનતા નથી, સગવડ હોય ત્યાં સુધી પાળવાનો દેખાવ કરીએ છીએ અને દેશનો સ્વાર્થ તે છોડવાથી સધાતો હોય તો ખુલ્લંખુલ્લા ઉપરનો દેખાવ ઉતારી નાખીએ છીએ. એમાં કશું શરમભરેલું કર્યું એમ મનથી પણ માનતા નથી.

આ બાબતમા આપણી માન્યતા જુદી છે. દેશના કામમા — જાહેર જીવનમાં પણ સિદ્ધાન્તો ઉપર ખડા રહેવું એમાં જ સાચું મનુષ્યત્વ છે એમ જ આપણે માનીએ છીએ. સ્વાર્થ સાધવાની સગવડ જોઈને સાચું

વર્તન તજી બેસવું એ આપણા માનવી જીવનમાં શરમ ભરેલું છે, માણસની માણસાઈને ઝાંખપ લગાડનારું છે, તો દેશના કે ટોળીના વ્યવહારમાં એવું વર્તન નીચું મટીને ઊંચું કેમ થઈ શકે?

આપણો સંકલ્પ છે કે આપણે એવી શ્રદ્ધાથી ચાલવું છે. તેથી આપણો એ પણ સંકલ્પ છે કે આપણે એવા સ્વરાજ્યની રચના કરવી છે કે જેના પાયામાં સત્ય અહિંસા આદિ એકાદશ સિદ્ધાન્તો હોય. બીજાઓ ભલે તેને અશક્ય કહીને તરછોડે, પણ આપણે જાણીએ છીએ કે જે પ્રજાઓ અસત્યને રસ્તે ચાલી સ્વાર્થ સાધી લેવા જશે તેમને ક્યારેક પાછા વળવું જ પડશે, કારણ કે જો પોતાના સ્વાર્થ ખાતર સત્ય અહિંસા છોડવાનો એક પ્રજાને બાધ નથી તો બીજી પ્રજાઓને પણ શા માટે બાધ હોય? તેઓ શા માટે પહેલી પ્રજાઓ કરતાં એ માર્ગમાં ઓછી ઊતરશે? આવી પ્રજાઓ ક્યારેક અનુભવની ઠોકરો ખાઈને જાણશે જ કે સ્વાર્થ સાધવા માટે અસત્ય હિંસાનો માર્ગ ટૂંકો અને સહેલો દેખાય છે, પણ તે ખરેખર ટૂંકો પણ નથી અને સહેલો પણ નથી. તેમાં મહા સંહારો, મહા દુઃખો, મહા પડતીથી તેઓ બચી શકવાના નથી. લાંબે ગાળે તો સત્યઅહિંસાનો માર્ગ જ ટૂંકો છે. તેમાં કષ્ટો તો હશે, પણ તે જાતનાં નોતરેલાં હોવાથી મીઠાં લાગશે, આપણને ઊંચે ચડાવશે, અને મનુષ્ય-કુટુમ્બને આજે છે તેના કરતાં કંઈક વધારે ઉન્નત અને સુખી બનાવશે.

જાહેરજીવનમાં સિદ્ધાન્તો ન હોય, સ્વરાજ્ય મળતું હોય તો ગમે તે રસ્તે જવું, એમ માનનારા આપણા દેશમાં પણ થોડા નથી. તેઓ આપણા વર્તનને હસશે. તેમને હસતાં એકદમ અટકાવી કેમ શકીએ? સત્યઅહિંસા આદિ સિદ્ધાન્તો ઉપર અડગ રહીને આપણે તેમાંથી સ્વરાજ્ય રચવાની શક્તિ પેદા કરી બતાવીશું, અને તે બતાવી શકીએ નહીં ત્યાં સુધી ધીરજથી તેમનું હસવું સહન કર્યે જઈશું.

## પ્રવચન ૧૧મું

# "નીતિ તરીકે"

ગઈ કાલે મેં કહ્યું કે જાહેર જીવનમાં—સ્વરાજ્યના કામમાં સિદ્ધાંતો આડા આવવા દેવા નહીં એમ કહેનાર દુનિયામાં અને આપણા દેશમાં પણ ઘણા છે. એમ બોલવું એ એક દુનિયાની પ્રચલિત ફેશન જ છે. એમ ન કહીએ તો ભોટમાં ખપશું એવી સૌને બીક લાગે છે. જાહેર જીવનમાં ધૂર્તતા, ચતુરાઈ, લુચ્ચાઈથી વર્તી કોઈ ફાવટે ઉતરી જાય છે તો લોકો તેની એ હોશિયારીથી ખુશ થઈ જાય છે અને તેને શાબાશીથી વધાવી લે છે. તેની ધૂર્તતાને મુત્સદ્દીગીરી અને રાજનીતિનાં મોટાં નામો આપે છે. પંચતંત્રમાં શિયાળની ચતુરાઈની વાતો વાંચીને કોને ગલગલિયાં નથી થતાં?

જાહેર જીવનમાં લુચ્ચાઈ માટે આવું 'અહો'પણું એ માણસજાતનો મોટો રોગ જ છે. તે એટલો ફેલાયેલો છે અને એટલો ચેપી છે કે આપણાં પોતાનાં મન પણ તેનાં ઝેરી જન્તુઓથી મુક્ત નથી. આપણે સિદ્ધાન્તો ઉપર શ્રદ્ધા બાંધવા ઇચ્છીએ છીએ, પણ આપણા મનની વલણ જુદી જ દિશામાં જતી હોય છે.

આપણે, જેઓ સ્વરાજ્યરચનાના સીધા કામમાં ભળેલા છીએ, તેઓ ચાલો, આજે આપણા પોતાના મનનું જરા પૃથક્કરણ કરીએ. આપણા કામમાં સત્ય અહિંસા આદિ સિદ્ધાન્તો માટે આપણને વધારે આકર્ષણ છે કે રાજનીતિ અથવા મુત્સદ્દીગીરીને નામે ઓળખાતા સિદ્ધાંતભંગ માટે, તે તપાસીએ.

આપણને શું માલૂમ પડે છે? સત્યઅહિંસાની વાતો સાંભળીને આપણે એકબીજા સામે ખમી આંખે જોઈએ છીએ અને મૂછમાં હસીએ છીએ. સત્યઅહિંસા આદિનું નામ દેશના પ્રશ્નોમાં આપણે ચાલવા દઈએ છીએ તો એક તો દેશમાં બીજા માર્ગે જવા જેટલું શસ્ત્ર, ધન, આદિનું બળ આજે પેદા કરી શકાય એવો કોઈ રસ્તો આપણને જડતો નથી તેથી; અને બીજું, આપણા નસીબમાં આગેવાનો એવા મળ્યા છે કે જેઓ ઊઠતાં, બેસતાં, સૂતાં આ સિદ્ધાંતોનો જપ છોડતા જ નથી તેથી. આપણે કપાળે હાથ મૂકી કહીએ છીએ: "દેશમાં સ્વરાજ્યનું નામ લેનાર તો બીજા બહુ નેતાઓ છે, પણ તે માટે લડનારા અને આગળ પડીને પ્રજાને લડાવનારા બીજા કોઈ નથી. તેથી આ આગેવાનોનાં મગજમાં જે કંઈ તરંગો હોય તેને કબૂલ કર્યા વિના અમારો આરો જ ક્યાં છે? જો સ્વરાજ્ય લાવી

આપતા હો તો તમારા સત્યઅહિંસા કબૂલ છે, પણ અમે તો તે કામચલાઉ નીતિ તરીકે જ કબૂલ કરીએ છીએ, તમારી માફક અમે તેને ધર્મ સમજી માથે ચડાવવા તૈયાર નથી ” એટલે કે “ જાહેર રાજકારણ પૂરતા જ અમે તે પાળશુ અમારા ખાનગી જીવનમા તો ફાવે તેમ વર્તશુ અને રાજકારણમા પણ લાગ જોઈશુ તો ગમે ત્યારે તમારા સિદ્ધાંતો તમને સોંપી દઈશુ ’

આગેવાનો જાણે છે કે આ સિદ્ધાંતો કઈ ‘ કબૂલ ’ એમ મોઢેથી બોલવાથી તરત જ હૃદયમા ઊતરી શકે નહી બી વવાયા પછી તેને ધીરે ધીરે ઊગવા દેવા જોઈએ તેથી તેઓ આપણી સાથે ધીરજ રાખે છે આપણને જૂઠા, બેવડા હી આપણો ત્યાગ કરતા નથી તેઓ આશા રાખે છે કે દેશનુ કાર્ય સત્યઅહિંસાની પદ્ધતિ પર કરતા કરતા આપણને તેના ઉપર શ્રદ્ધા બેસતી જશે સિદ્ધાંતોના પાલનથી આપણુ પોતાનું તેમ જ દેશનુ બળ વધી રહ્યુ છે એનો આપણને પ્રત્યક્ષ અનુભવ થશે

પરતુ આપણુ મગજ કેવી વિચિત્ર રીતે કામ કરે છે ! તે કોઈ વાતે શ્રદ્ધાની પકડમા આવવા તૈયાર જ નથી રોગીનુ શરીર જેમ તેને અમૃત જેવુ અન્ન ખવડાવીએ તો પણ તેમાથી પોતાને માટે રોગનુ ઝેર જ બનાવી લે, તેમ જે પરિસ્થિતિ ઉત્પન્ન થાય તેમાથી આપણુ મગજ પોતાને માટે અશ્રદ્ધા જ ઘટાવી લે છે

સત્યઅહિંસાની હિલચાલોને લીધે પ્રજામા કઈક સ્વરાજ્યની ગરમી દેખાય છે તો આપણને એમ જ માન્યામા આવે છે કે, અમુક મુત્સદ્દીગીરી વાપરી સરકારને પેચમા ઉતારી તેથી જ આ ગરમી આવી છે પાછા પડવાનું થાય છે તો આપણે માનીએ છીએ કે આગેવાનો સિદ્ધાન્તોનુ પૂછડુ પકડી રાખે છે તેથી જ પાછા પડીએ છીએ

નેતાઓ સિદ્ધાન્તો ઉપર ભાર મૂક્યા કરે છે કારણ કે તેઓ જાણે છે કે તેમા આત્મબળનો દારૂગોળો છુપાયેલો છે, ને આપણા જેવા કાર્યકર્તાઓમા તેમ જ હિંમત હારી બેઠેલી પ્રજામા પણ તે સત્વશૌર્ય પૂરશે પરતુ આપણા નિર્બળ અને અશ્રદ્ધાળ મન તે જ સિદ્ધાન્તોના ઉપર પોતાના જુદા જ અર્થો બેસાડે છે

અગિયારે સિદ્ધાન્તોને આપણા રાજનીતિ અથવા મુત્સદ્દીગીરીના અવળા ચશ્માથી જોતા આપણે કેવા કારમા અને નિર્જીવ બનાવીને જોઈએ છીએ તે સાભળો –

૧ સત્ય — આપણે એક જિતાયેલી અને નિ શસ્ત્ર પ્રજા છીએ એ સત્ય હકીકત છે અગ્રેજ નખથી શિખા સુધી શસ્ત્રસજ્જ છે, ધન અને વિજ્ઞાનના બળમા પૂરો છે એ પણ હકીકત છે ગમે તેટલા ઊચાનીચા

થઈએ તો પણ તેને પેચમાં સપડાવવો આપણે માટે શક્ય નથી. આપણી પાસે એક જ પેચ બાકી છે, અને તે એ કે તે લોકોના ઉપર આવી છાપ પાડવી: "અમે સત્ય સિદ્ધાન્તને માનનારા છીએ; તમારી સાથે સ્વરાજ્ય માટે તકરારમાં ઊતરશું, પણ જેટલી તકરાર કરશું તે ખુલ્લેખુલ્લી કરશું, તમને કપટનીતિ કરીને કદી છેતરશું નહીં." આવી છાપ પાડવા ખાતર આપણે સત્યને અમુક પ્રમાણમાં તો પકડી જ રાખવું પડશે. તેટલું આપણે પકડી રાખીએ છીએ, પરંતુ ઘણી વાર, હવે લાગ આવ્યો છે એમ ખાતરી થતાં પેચ તરીકે પકડેલું સત્ય હાથમાંથી છૂટી જાય છે, અને બુરખા નીચે છુપાવેલું કપટી મોં ઉઘાડું પડી જાય છે.

૨. અહિંસા — લડાઈ કરવાનું બળ કે સરંજામ આપણી પાસે છે જ નહીં, તેથી ધારીએ તો પણ લડાઈ કરી શકીએ તેમ નથી. તેથી આજ તો ફાયદો અહિંસાની નીતિ રાખવામાં જ છે. એથી સામાના ઉપર આવી છાપ આબાદ પાડી શકાશે "અમે તો સિદ્ધાન્ત તરીકે અહિંસાના પૂજારી છીએ, તેથી જ અંગ્રેજ સામે આંગળી પણ ઊંચી કરવાના નથી. કોઈ કોઈ વાર લડત કરશું, પણ તેમાં અમે હિંસા વાપરનાર નથી." પરંતુ છાપ પાડવા ખાતર ધારણ કરેલી અહિંસાને ટકતાં કેટલી વાર? ઘણા એવા પ્રસંગો આવી પડે છે કે જ્યારે અંગ્રેજ સાણસામાં આવ્યો છે એમ આપણને દેખાય છે, અને જરાક હિંસા કરી લઈશું તો કિલ્લો ગબડી પડશે એમ લાગે છે. તેવે વખતે અહિંસાનો બુરખો ઉતારી અંદરના નખદંત બતાવી દેવાની લાલચ આપણાથી રોકી શકાતી નથી. જો કે એ નખદંત વડે ઉઝરડા કરતાં વધારે ઈજા તો આપણે પહોંચાડી શકતા નથી; માત્ર આપણા અંદરના વિચારો ઉઘાડા પડી જાય છે અને વર્ષોના અહિંસાના પાલનથી બંધાયેલી પ્રતિષ્ઠા તૂટી પડે છે.

૩. અસ્તેય — "અંગ્રેજોની જેમ બીજા કોઈના રાજ્ય કે ધનની ચોરી કરવા અમે માગતા નથી," એમ આપણે બોલીએ છીએ અને દુનિયામાં આપણા પોતાના નિર્દોષપણાની છાપ કેવી સરસ પડી તે જોવા આંખ ઊંચી કરીએ છીએ. પણ દૂબળા લોકોના મોંની આવી બડાઈ સાંભળી દુનિયાના બળિયાઓ મજાકમાં હસે છે. આપણે પોતે પણ આપણું બોલવું સાંભળી શરમાઈએ છીએ. વળી આપણે રાજનીતિ તરીકે જ અસ્તેય સ્વીકાર્યું હોવાથી આપણા દેશમાં જેઓ આપણા કરતાં દૂબળાં છે તેમની તો ચોરી ચાલુ જ રાખીએ છીએ. પછી અસ્તેય બોલીએ ત્યારે તે બોલ છાતીમાંથી ખણખણાટ સાથે કેમ કાઢી શકીએ? જેમની આપણે ચોરી કરીએ છીએ તે આપણા સ્વરાજ ઉપર કેમ આસ્થા રાખે?

૪ अपरिग्रह — આ સિદ્ધાન્ત તો આપણે મૂળમાથી જ માનતા નથી આગેવાનો તેનો વારે વારે નામોચ્ચાર કરતા નથી, માત્ર પોતાની પ્રાર્થનામા રોજ ગાઈને અને પોતાના ખાનગી જીવનમા ઉતારીને શાંત રહે છે તેથી તેની સામે પોકાર ઉઠાવવાની આપણને જરૂર પડી નથી બાકી, અંગત જીવનમા તેમ જ આખા દેશના જીવનમા અપરિગ્રહ એ તો માણસને તદ્દન જંગલી દશામા ફેકી દેનારો વિચાર છે એમ જ આપણે માનીએ છીએ આપણને પોતાને સુખસગવડના સાધનો જેટલા મળે તેટલા ઓછા, અને આપણો દેશ પણ દુનિયાના સર્વ દેશો કરતા માલદાર થાય, મોટા મોટા કારખાનાઓ અને ઝગમગતા શહેરોથી દીપી ઊઠે, એ જ આપણા આદર્શ છે પણ આપણી આ અશ્રદ્ધા પણ ખરે વખતે નડ્યા વિના રહેતી નથી આપણા પરિગ્રહો — માલ મિલકતો સ્વરાજની લડતમા હોમવાનો પ્રસંગ આવે છે ત્યારે આપણે ટકી શકતા નથી

૫ ब्रह्मचर्य — બ્રહ્મચર્યનું તો નામ સાંભળીને જ આપણે છેડાઈ પડીએ છીએ "આ સિદ્ધાન્તને રાજકારણની સાથે શો સંબંધ છે? કોઈ પણ પ્રજાની પાસે બ્રહ્મચર્યનો આદર્શ મૂકવો એ તો કેવળ પાગલપણું જ છે. વળી નેતાઓ તો બ્રહ્મચર્યના અર્થને બગાડી વાતવાતમા જાત ઉપર સંયમ મૂકવાનું સમજાવે છે એ રીતનું સંન્યાસી જીવન સ્વીકારવાને અમે તૈયાર નથી સ્વરાજની લડતને ખાતર જ્યારે જેટલા મોજશોખ છોડવા પડશે તેટલા છોડશું પણ બ્રહ્મચર્યને અમારા જીવનનો આદર્શ બનાવવા અમે તૈયાર નથી" આપણે આવેશમા આમ બોલી તો જઈએ છીએ, પણ જ્યારે સ્વરાજ્યના સૈનિકનું કષ્ટમય જીવન ગુજારવાનો વખત આવે છે, જેલનો અથવા ઘરબાર આદિના નાશનો વખત આવી પડે છે અને દેશને ખાતર ધાનધાન ગનગાન ગુજારવાનો દિવસ આવે છે, ત્યારે આપણે નકામા નીવડીએ છીએ દેશમા જ્યારે લડત જાગે છે ત્યારે સૈનિકોનો દુકાળ જ માલૂમ પડે છે.

૬ अस्वाद — આપણને એટલો ક્રોધ ચડે છે કે સ્વરાજ્યની વાતમા અસ્વાદને પણ જે સિદ્ધાન્ત તરીકે ઘુસાડવાની હિંમત કરે તેની સાથે તો જાણે આપણે કોઈ પણ જાતનો સંબંધ જ ન પાડીએ આપણે બૂમ પાડી ઊઠીએ છીએ "આ તે રાજકારણ ચાલે છે કે વિધવાશ્રમ?" પણ નાની નજીવી જીભડીએ આપણા જીવન ઉપર કેટલું સામ્રાજ્ય જમાવ્યું છે એ ખરે વખતે પરખાઈ આવે છે આપણે ચા બીડી જેવી ચીજો ન મળે તો પણ કાયર કાયર થઈ જઈએ છીએ

૭ जातमहेनत — આ ગોળી પણ સ્વરાજ્યના સિદ્ધાન્ત તરીકે ગળવી એ આપણાથી બની શકે તેમ નથી "જો મજૂરી કરવાથી સ્વરાજ્ય મળતું

હોત તો હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ વર્ષોથી લોકનાં પાણી ભરતો અને લાકડાં ફાડતો થઈ ગયો છે, છતાં સ્વરાજ્ય કેમ ન આવ્યું ?" આપણે ખોટી ઊઠીએ છીએ. જાતમહેનતના ચિહ્નરૂપે વધારે નહીં તો અરધો કલાક દરેક સ્વરાજના ચાહકે જાતમહેનત કરવી, અને આકરી મહેનત બધાથી ન થઈ શકે તેથી રેંટિયો કાંતવાની જ કરવી — એવી સૂચના આવી ત્યારે આપણે ભારે વિચારણામાં પડ્યા, અને સૂચના આખરે ફગાવી દીધી ત્યારે જ આપણને નિરાંત વળી. પણ એમ કરીને આપણે સ્વરાજ્યને પણ દૂર ફગાવ્યું છે એ આપણે દેખતા નથી. આપણે આપણા મહેનતુ કરોડોથી દરેક રીતે અળગ પડી ગયા છીએ, ઉજળિયાત બની તેમનાથી ઊંચે ને ઊંચે રહીએ છીએ, તેમને આપણી નજીક ખેંચી જ શકતા નથી, તેમને સમજી જ શકતા નથી, તેમનામાં સ્વરાજ્ય માટે અને આપણા પોતાના માટે વિશ્વાસ પેદા કરી શકતા નથી. તેમના જેવા મહેનતુ બનીએ તો એમનો પ્રેમ મેળવી શકીએ, પણ આપણે તેવા થવા માટે શાના તૈયાર થઈએ ?

૮. અભય — અગિયારે સિદ્ધાન્તોમાં આ એક એવો છે કે જેનો અસ્વીકાર કોઈ કરી શકે નહીં. લોકો વચ્ચે નિર્ભય વીર તરીકે માન પામવું કોને નથી ગમતું ? પરન્તુ ગમવા માત્રથી કંઈ તે માન મળી જતું નથી કે માત્ર મોઢાના ફૂંફાડા મારવાથી અને છાતી ફુલાવવાથી પણ અભય આવી જતું નથી. આપણે સત્ય અહિંસા આદિ સિદ્ધાન્તોને કેમ દૃઢતાથી વળગી રહી શકતા નથી ? કેમ તેમને વાતવાતમાં છોડી દઈએ છીએ ? કેમ આપણે હંમેશાં સગવડિયા ધર્મ ઉપર જ રહીએ છીએ ? શું તેનું કારણ એ જ નથી કે આપણી છાતીમાં અભયને જીવનનો સિદ્ધાન્ત બનાવવા જેટલું બળ આપણે કેળવ્યું નથી ? આપણે દેશભક્તિ કરવી છે, પણ તે કરતાં આપણાં માલમિલકતને અને જીવિતને ઇજા આવે એવું જોઈએ એટલે આપણા વિચાર ફરી જાય છે. આપણા મોજશોખ ઉપર કાપ પડે ત્યાંથી આપણે પલાયન કરીએ છીએ. આપણે તો કોઈ એ રીતે માથાને સાટે દેશની અથવા પોતાના કોઈ પણ વહાલા ધ્યેયની ભક્તિ કરનારાઓ નીકળે છે તો તેમને ગાંડાઓમાં ગણી કાઢીને હસવા પણ બેસીએ છીએ. આપણાં કાર્યોમાં અને આપણી લડતોમાં તેથી જ કશું બળ જામતું જ નથી. કરોડ વિનાના ધડ જેવાં તે ઢીલાં અસ્થિર રહ્યાં કરે છે.

૯. સ્વદેશી — સ્વદેશીને હોઠની વફાદારી તો આપણે બધાય આપીએ છીએ, પરન્તુ તેને ખાતર અગવડો ભોગવવાને અને શોખ ઉપર કાપ મૂકવાને બધા તૈયાર છીએ કે ? સંચાના માલની તોલે આવનારી ચીજો વાપરવા સુધી આપણું સ્વદેશી પહોંચતું હશે, પરંતુ આપણાં પોતાનાં ગામડાંના

કારીગરોને મરતા બચાવવા ખાતર તેમના હાથની બાડી બનાવટોને પણ વહાલી કરી વાપરવી, તેમાં એ પૈસા વધારે ઘસાવું પડે તો પણ પ્રેમથી ઘસાવું, પરદેશી કે શહેરી સંચાઓની જીવલેણ હરીફાઈમાં તેઓ પિસાઈ રહ્યા છે તેમાંથી આપણા સ્વદેશી સિદ્ધાન્તની ઢાલથી તેમને રક્ષણ આપવું, એટલે સુધી આપણું સ્વદેશી પહોંચે છે ખરું? મરતા કારીગરોને ઉત્તેજન આપવા, તેમના કામને પ્રતિષ્ઠા આપવા ખાતર, તેમાં સુધારાઓ કરવા ખાતર, એમનાં કામ આપણે જાતે કરવાં જોઈએ — ત્યાં સુધી પણ આપણું સ્વદેશી તો જવું જોઈએ છે. એ દૃષ્ટિએ દરેકે જાતે કાંતવું જોઈએ એના ઉપર ભાર મૂકવામાં આવે છે. છતાં શું આપણે તે વાતને હજી કાઢતા નથી? તૈયાર ખાદી વાપરીએ છીએ તો પણ આપણી વૃત્તિ કેવી હોય છે? નિર્વાહવેતનનું 'વિચિત્ર અને અવ્યવહારુ' ધોરણ કાઢીને ખાદી મોંઘી કરી નાખવા માટે આપણે ચરખાસંઘ ઉપર હંમેશાં ટીકાનો મારો ચલાવ્યા જ કરીએ છીએ, એની પાછળ રહેલી સ્વદેશીની સૂક્ષ્મ દૃષ્ટિએ જોવા તૈયાર જ થતા નથી. કદાચ અપ્રમાણિત ખાદી પણ વાપરવા તૈયાર થઈએ છીએ વળી જોગજોગે કાંતવા સુધી પહોંચતા હોઈએ તો પણ ખાદીકેન્દ્રો સારી, સોજી અને પાછી સસ્તી પૂણીઓ ઘેર બેઠાં પૂરી પાડતાં નથી એ માટે એમના ઉપર હંમેશાં આપણો મારો ચાલુ જ રાખીએ છીએ. પીંજી લેવા સુધી આપણું સ્વદેશી પહોંચવું જોઈએ એની તો કલ્પના કરવાને પણ આપણે તૈયાર નથી.

આપણું સ્વદેશીનું પાલન આવું સગવડિયું જ હોય તો પછી તેમાંથી દેશનાં ગામડાંઓ સજીવન કેમ થાય? સૂતરના તાંતણામાંથી સ્વરાજ્યની તાકાત ક્યાંથી પેદા થાય?

૧૦. अस्पृश्यतानिवारण — આ સિદ્ધાન્ત પણ આપણે તેમાંથી સ્વરાજ્યની શક્તિ પેદા થાય તેટલી હદે પાળવા તૈયાર થતા નથી. બહુ બહુ તો આપણે હરિજનોના સ્પર્શ સુધી ગયા છીએ. તેમને જાહેર સભાઓમાં અને ગાડીઓ વગેરેમાં સહન કરી લેવાથી આપણે બહુ આગળ ગયા નથી.

વળી આના મૂળમાં રહેલું ઊંચનીચના ભેદનું ઝેર એકલા હરિજનનું જ જીવન હરણ કરે છે એમ નથી. આખા સમાજમાં તે વ્યાપેલું છે. ગામડાંના મહેનતુ લોકો સાથે આપણા ભણેલાઓ કેટલું તુચ્છકારનું વર્તન ગણે છે? આપણા મોટા ભાગના ધંધાઓ અને વ્યાપારો તેમના અજ્ઞાનનો લાભ લઈ તેમને છેતરવા ઉપર ચાલતા નથી શું? તેઓ સુધરે તે જોઈ આપણાં મોં ઊતરી જતાં નથી શું? પરધર્મીઓ અને પરદેશીઓ સાથે પણ આપણે જે તિરસ્કાર અને અપમાનનું વર્તન રાખીએ છીએ તે કોઈ પણ સ્વમાનવાળા

લોકો સહન ન જ કરી શકે તેવું છે. મુસલમાનો હિંદુઓનો કોઈ વાતે વિશ્વાસ કરી શકતા નથી એ દુખજનક દશાના મૂળમાં પણ બીજું શું છે? હિન્દુઓ તેમની સાથે તેઓ હલકા, મલિન, અસ્પૃશ્ય હોય તેવું વર્તન જમાનાઓથી ચલાવતા આવ્યા છે તેની સામે જ એ પ્રજાનો આત્મા ઊકળી ઊઠ્યો નથી શું?

હરિજનો સાથે માત્ર સભાઓમાં બેઠ્યે આ ઝેર સમાજ-શરીરમાંથી કેમ કરીને નીકળશે? "પરન્તુ હરિજનો તથા મહેનતુ લોકોને પૂરો ન્યાય કરવા જઈશું તો દેશમાં ખળભળાટ મચશે, આપણી લડતોમાં ભાગ લેનારા ઘણા ભડકીને ભાગી જશે, આપણાં કામોમાં પૈસાના ફાળા આપનારા* ધનિકો આપણને ઉખરે ચડવા નહીં દે," આવી આવી આપણને બીક લાગે છે

મુસલમાનો સંબંધમાં તો તેમની સાથે કદી એકતા થવાની જ નથી એ અશ્રદ્ધા જ આપણે રાતદિવસ ઘૂંટયાં કરીએ છીએ, અને એકબીજાના ભલા પ્રસંગો ભૂલી ઝેરવેરના બનાવોનું જ રટણ કર્યાં કરીએ છીએ. આગેવાનો એકતાની વાતો કરે ત્યારે પણ તેનો અર્થ આપણે આપણી અશ્રદ્ધાથી જ કરીએ છીએ. 'તેઓ પણ મનમાં તો આપણા જેવા જ નબળા વિચારો ધરાવતા હશે, માત્ર મોઢેથી દેખાવ માટે જ એકતાની વાતો કરે છે' એમ માનીને જ આપણે ચાલીએ છીએ. આપણે નેતાઓની શ્રદ્ધાના ઝરણાને પ્રજાની અંદર ફેલાવા જ દેતા નથી, આપણા સંશય સાથે ભેળવીને જ તેને લોકોનાં મગજોમાં ઉતારીએ છીએ

૧૧. સર્વધર્મસમભાવ — જેઓ ખરેખર ધર્મના પાળનારાઓ છે તેમને તો જ્યાં જુએ ત્યાં પ્રભુના જ દર્શન થાય, જો કોઈ ધર્મનું શાસ્ત્ર જુએ તેમાં નવી નવી ખૂબીઓ જોઈ આનંદ થાય, જો કોઈ ધર્મના આચાર જુએ તેમાં તે પ્રજાના કોઈક સુંદર વિચારનું પ્રતિબિંબ દેખાય, જો કોઈ ધર્મના સંતોના જીવન જુએ તેમાંથી કંઈ ને કંઈ પ્રેરણા મળે. ઝેરવેર અને ઝગડા એ તો ધર્મનું જેને જીવનમાં પાલન કરવું નથી તેમને હોય છે.

આપણે ધર્મ બાબતમાં કેવા છીએ? આપણે સિદ્ધાન્તોના એટલે કે ધર્મના પાલન વખતે સંસારી થઈ છૂટનારા રહ્યા, ધર્મનો લ્હાવો મહાત્માઓને ભળાવી છેટા રહેનારા રહ્યા. હિંદુ તરીકે, ગાયમાતાની સરસ ચાકરી કરી તેને ઘડો ભરી દૂધ દેનારી, મજબૂત બળદો આપનારી, હાથણી જેવી કેમ બનાવવી તે ધર્મનો વિચાર નહીં કરીએ. આજની ગાયની સ્થિતિ માટે દુનિયાની સામે ગાયના પૂજક તરીકે શરમાઈ મરવું જોઈએ, તે બાબતમાં આપણે નફટપણાનું વર્તન રાખીશું. પણ ગાયને નામે મુસલમાનો સાથે લડવા ઊભા થઈશું. તેમાં પણ અંગ્રેજો સામે તો તેમની *રાજ્યસત્તાના* ડરથી ચૂં કે ચા પણ કરી શકીશું નહીં.

આપણે સૌમાં સમાન આત્મા છે એમ બોલી આપણાં શાસ્ત્રો માટે અભિમાન લેવા તૈયાર છીએ, પરન્તુ આપણા પોતાના પછાત લોકો પ્રત્યે સમાનતાનું અને ન્યાયનું વર્તન રાખીએ છીએ? તેમને જ્ઞાનદાન આપી સૌની હારમાં લાવવાનો ધર્મ બજાવીએ છીએ? માત્ર પરધર્મીઓ તેમનું ધર્માન્તર કરાવવા આવે છે ત્યારે આપણું ધર્માભિમાન એકદમ જાગી જાય છે અને આપણે ધર્મને નામે ઝઘડો કરવા કમર બાંધીએ છીએ. પરન્તુ આપણે એ વિચાર કરતા નથી કે જો સૌ પ્રત્યે સાચો ધર્મ આપણે પાળતા હોત તો ગરીબ લોકો જરાજરામાં સહેલાઈથી પરધર્મ પર ચડી જાય છે એવું કેમ બની શકત? તો તો આપણા મનમાં હંમેશાં ખાતરી રહેત કે આપણો રૂપિયો ખરો છે, આપણા લોકોને કોઈ ફોસલાવીને કે લલચાવીને પરધર્મમાં ખેંચી જઈ શકે જ નહીં. પરન્તુ આપણા હરિજનો, ભીલો, ગનીપરજો કેટલા સહેલાઈથી ખ્રિસ્તી બની ગયા છે? જો આપણે સાચો હિન્દુધર્મ પાળનારા હોઈએ તો એ દશાથી આપણે નીચું જોઈએ અને તેઓની તરફનું વર્તન એક ધાર્મિક પ્રજાને છાજે તેવું કરી લઈએ. તો બન્ને આપણે શું કરીએ છીએ? રાજસત્તાના ભયથી પાદરીઓ સાથે લડવાની તો આપણી હિંમત ચાલતી નથી, માત્ર મનમાં તેમને ગાળો દઈએ છીએ, અને આપણું બધું ઘરાતન ગરીબ હરિજનો ઉપર ત્રાસ વધારવામાં ઠાલવીએ છીએ.

ધર્મપાલનની કંઈ આ રીત ન હોઈ શકે. આવા ધર્માભિમાનથી ન સ્વધર્મીઓને બળવાન બનાવી શકાય, ન વિધર્મીઓ સાથે પ્રીતિનો સંબંધ બાંધી શકાય. અને તે બે ન હોય ત્યાં સ્વરાજનું દર્શન થવાની આશા કેવી?

'સિદ્ધાન્તો અમે તો માત્ર નીતિ તરીકે જ માનીશું' એમ આપણે કહીએ છીએ તેનો આ અર્થ. અગિયારે સિદ્ધાન્તો આત્મબળનો જલદ દારૂગોળો હોવા છતાં, આપણા હાથમાં આવતાં હવાઈ જાય છે. મુત્સદ્દીગીરી અને યુક્તિપ્રયુક્તિના પૂજારીઓ આપણે સિદ્ધાન્તોને પણ આપણી એક યુક્તિ જ બનાવી દઈએ છીએ, આપણી મુત્સદ્દીગીરીનો એક પેચ કરી મૂકીએ છીએ. પછી એ સિદ્ધાન્તો આપણામાં સત્યાગ્રહની શક્તિ ક્યાંથી આણે? જેને માણસ જીવસટોસટનો સિદ્ધાન્ત માને નહીં, પણ માત્ર એક યુક્તિ કે દાવ જ માને, તેની હોડમાં માથું મૂકવા તે કદી તૈયાર થઈ શકે? અને તેમ તૈયાર ન થઈ શકે ત્યાં સુધી તેના વચનમાં કે તેના કર્મમાં બળ ક્યાંથી ઉદ્ભવે? શૌર્ય ક્યાંથી દેખા દે?

તેથી જ—આ સત્યાગ્રહબળની ખામીને લીધે જ, આ સિદ્ધાન્તોનો દારૂગોળો હવાઈ ગયેલો હોવાને લીધે જ, આપણી સ્વરાજ્યની લડતો રંગ પર આવતી નથી. આપણે થોડે સુધી સત્યાગ્રહનો દેખાવ કરીએ છીએ, પણ

જ્યારે ખરો કસોટીનો વખત આવે છે ત્યારે દેખાવનો મોરો દાટી જાય છે, અને આપણી નબળાઈ ઉઘાડી પડે છે.

આપણા જેવા ખોટા સૈનિકોને લીધે સ્વરાજ્યની લડતો હંમેશાં પાછી પડે છે એ જોઈ સેનાપતિઓને કેવું કેવું થતું હશે ? તેઓ અકળાઈને ઘણી વાર કહે છે: "જો હજુ આપણી લડતના બળરૂપ આ સિદ્ધાન્તોમાં શ્રદ્ધા આવી ન હોય, હજુ તેને માત્ર નીતિ તરીકે જ માનતા હો, તો શા માટે તેને છોડી, જેને તમે પૂરી શ્રદ્ધાથી માનતા હો તે માર્ગ લેતા નથી ?" પણ સૈનિકોને સેનાપતિ કાંઈ તરછોડી શકે છે ? વળી તે જાણે છે કે આપણી અશ્રદ્ધા આપણી ખોટાઈને આભારી છે તે કરતાં આપણી નબળી સહનશક્તિને જ વધારે આભારી છે. તેથી તેઓ આપણી પ્રત્યે ધીરજ ટકાવી રાખે છે. હજુ સત્યાગ્રહશક્તિનો વધુ અનુભવ થતાં આપણામાં સિદ્ધાન્તબળનો ઉદય થશે એવી તેઓ આશા સેવે છે.

પ્રવચન ૬૭ મું

## આપણા સેનાપતિ

આપણે આપણા અગિયાર સિદ્ધાંતોની આજકાલ વાતો કરી રહ્યા છીએ, તેમાં મેં એ સિદ્ધાન્તોને માટે 'આત્મબળનો દારૂગોળો' એવો પ્રયોગ અનેક વખત કર્યો છે. સિદ્ધાન્તોને આપણે કેવી રીતે સમજીએ અને પાલન કરીએ તો તેનાથી આત્મબળ પેદા થાય, અને તે બળ વડે લડતો લડતાં લડતાં આપણે કેવી રીતે સ્વરાજ્ય સર કરી શકીએ, પ્રજામાં કેવી રીતે સ્વરાજ્યશક્તિ પ્રગટ થવા માંડે, તે આજે આપણે જોઈશું.

જ્યારે આપણી પાસે સત્ય, અહિંસા, આદિ સિદ્ધાન્તોની વાત મૂકવામાં આવે છે ત્યારે તે કોઈ છાપાંતિલકધારી, 'કાકી રોટી અને સફેદ દાળ'ના ભક્ત સાધુબાવા તરફથી નથી આવતી, પણ સ્વરાજ્યની લડતના એક સેનાપતિ તરફથી આવે છે, એ આપણે ભૂલી ન શકીએ. સિદ્ધાન્તોના જે અર્થ અને જે ભાવ તેમના મનમાં હોય તે આપણે ગ્રહવા જોઈએ. આપણે પોતે કેવલ ભક્તો અને ગજેરી જોગીઓને જોઈ તે સિદ્ધાન્તોની જે ચિત્રવિચિત્ર કલ્પનાઓ બાંધી હોય તે પરથી તેનું મૂલ્ય આંકવું ન જોઈએ.

આપણા સેનાપતિને, પહેલાં આવો, જરા વધારે ઓળખી લઈએ. તે ભક્ત છે, ઈશ્વરનું નામ લે છે, અને તેની પૂજા રાતદિવસ કરે છે,

પરંતુ એ ઈશ્વર કોઈ દેવાલયમાંનો દેવ નથી, પણ હિન્દુસ્તાનની ઝૂંપડીઓમાં વસતો દરિદ્રનારાયણ છે. તેને પેટ ભરીને નૈવેદ્ય પહોંચાડવું એ એમની પૂજા છે. એ તપસ્વી છે, પણ એમનું તપોવન હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાં છે. તે યોગી છે, પણ એમની ધૂણી સત્યાગ્રહની છે, અને એ ધૂણીના તાપે તે સ્વરાજની સાધના કરી રહ્યા છે. તે સંન્યાસી છે અને મોક્ષ માટે શ્વાસે શ્વાસે ઝંખે છે; પરંતુ હિંદની કોટિ કોટિ દીનહીન પ્રજા સ્વતંત્ર થઈ, એવી જ ઝંખનાની અધિકારી થાય નહીં ત્યાં સુધી તેમને મોક્ષસુખ પણ ભાવતું નથી. તે કૌપીનધારી છે, પણ એમના કૌપીન પાછળ અર્ધનગ્ન દરિદ્રો સાથે એકરૂપ થઈ જવાની તાલાવેલી છે. એ માળા ફેરવે છે, પણ એમની માળા રેંટિયાના ચક્રની છે. તેના ફેરફેરે તે અવળા ચગડોળે ચડેલા જગતના લોકોને સવળી ગતિ ઉપર લાવવા મથે છે. તે ઉપવાસો કરે છે, પણ એમના ઉપવાસો પોતાનું આત્મબળ સ્વરાજ્યના કાર્ય માટે અધૂરું પડવાથી અધીરા બનેલા આત્માનો આર્તનાદ છે. તે પ્રાર્થના કરે છે, પણ તેમની પ્રાર્થના એ છે કે 'હે પ્રભુ, મને એટલો પ્રેમ અને એટલું સહનબળ આપ કે અંગ્રેજનું સ્વાર્થસૂકું હૃદય પણ પલાળી શકું.' તે ભગવાનની અકળ લીલા સદા ગાય છે, પણ તેમનું ગાણું ભજનોમાં પૂરું થતું નથી. તેમનું ભજન એ તેમની શ્રદ્ધા છે, તેમનો આશાવાદ છે. "એક દિવસ અણધારેલી રીતે ઈશ્વર કૃપાદૃષ્ટિ કરશે જ. તે દિવસે નિરાશાનું વાદળું વેરાઈ જશે અને પ્રભાત પ્રગટશે. આજે હિંદી જનતાને કોઈ રીતે સત્યાગ્રહનું શૌર્ય ચડતું નથી તે તે દિવસે પોતાની મેળે ચડવા લાગશે. કારણ કે તેનામાં આત્મા છે, અને આત્મામાં એ શૌર્ય સૂતેલું છે જ. તે દિવસે અંગ્રેજ પોતાની મેળે પીગળવા લાગશે; સત્યાગ્રહ પાસે પીગળવું એ આત્માનો સ્વભાવ છે. ઈશ્વર એ કૃપાદૃષ્ટિ ક્યારે કરશે એ હું જાણતો નથી. પણ ક્યારેક તે કરશે જ એ આશાવાદ હું કદી છોડી શકું તેમ નથી. તેથી પ્રયત્ન કરતાં મને કદી થાક ચડતો નથી. પાછો પડું પડું ને પાછો આશાભેર કામે લાગી જાઉં છું." આ ભજન તેમનું રામરોમ સદા ગાય છે. તેથી બીજા પાછા પડે છે ત્યારે તે સદા આગળ ને આગળ દોડે છે. બીજાઓ ઉદાસીમાં ગરકાવ થાય છે ત્યારે તે સદા આનંદી રહી શકે છે. બીજાઓ ઘરડા થતા જાય છે ત્યારે તે સદા નાના ને નાના બનતા જાય છે. બીજાઓને માર્ગ સૂઝતો નથી, ત્યારે એમને દરેક નવી પરિસ્થિતિ માટે નવો મૌલિક રસ્તો સૂઝ્યા વિના કદી રહેતો નથી. તેથી જ તે મહાત્મા છે. તેમની શ્રદ્ધા આપણા સર્વમાં શ્રદ્ધા રેડે છે, તેમનો પ્રાણ સૌમાં પ્રાણ પૂરે છે, તેમનું હાસ્ય સૌમાં નવો ઉત્સાહ પ્રેરે છે. તેઓ આપણને માટીમાંથી માનવી કરે છે.

આ મેં કોનું ચિત્ર દોર્યું ? એમાં શંકા જ નથી — તે પૂજ્ય ગાંધીજીનું જ ચિત્ર છે. પણ તે તેમનું એકલાનું જ ચિત્ર છે એમ ન સમજશો. એવા અનેક મહાનુભાવ બીજા પણ સેનાપતિઓ આપણા સારાં ભાગ્યે આપણને ઈશ્વરે આપ્યા છે. એ બધા ભલે કૌપીન પહેરનારા નથી, અને ઊઠતાં બેસતાં મુખે રામનામ લેતા નથી અને ઉપવાસો કરતા નથી. પણ તે ઉપરથી કોઈ રખે ભુલાવામાં પડતા. અંતરની પરીક્ષા કરશું તો એમનાં હૃદય પણ આવી જ માટીનાં ઘડાયેલાં છે એમ માલૂમ પડશે. એવી જ ઊંડી દરિદ્રનારાયણની ભક્તિ, એવી જ તીવ્ર સ્વરાજ્યયોગની સાધના, એવું જ પ્રબળ સત્યાગ્રહનું શૌર્ય, એવો જ પ્રખર આશાવાદ — આ બધાં દ્રવ્યો એમનાં તનમનપ્રાણના બંધારણમાં પણ વપરાયેલાં છે.

પરંતુ તેઓનું બાહ્ય રૂપ કૌપીનધારીનું નથી તે પરથી આપણે ભૂલ કરી બેસીએ છીએ કે, તેઓ ગાંધીજી કરતાં કોઈ જુદી જ માટીના બનેલા છે. આપણે માની લઈએ છીએ કે તેઓ ગાંધીજીના કરતાં આપણી જ ન્યાતના વિશેષ છે; એટલે કે આપણી જેમ તેઓ પણ યુક્તિપ્રયુક્તિ અને મુત્સદ્દીગીરીના જ ઉપાસકો છે. ગાંધીજી સત્ય, અહિંસા, આદિ સિદ્ધાંતોની વાત કરે છે ત્યારે તો આપણે તે તેમના દિલની વાત છે એમ માનવા તૈયાર હોઈએ છીએ, પણ બીજા સેનાપતિઓ જ્યારે તે જ વાત કરે છે ત્યારે આપણે એકબીજાની સામુ જોઈ આંખની ફાંકીઓ ફુલાવીએ છીએ. નેતાઓ સિદ્ધાન્તોને એક દાવ રૂપે જ ફેંકી રહ્યા છે; તેઓ એક તરફથી ગાંધીજીના બળને શીશામાં ઉતારી દેશના કામમાં તેને વાળે છે, અને બીજી તરફથી સરકારને આપણે સૌ સત્ય, અહિંસાના પાળનાર સાધુનેકો છીએ એવા ભ્રમમાં નાખી તેના મારથી પ્રજાને બચાવી રહ્યા છે, એવો જ અર્થ આપણે તરત ઘટાવી લઈએ છીએ; અને આપણા નેતાઓ કેવા પક્કા છે એમ કહી, મનમાં ને મનમાં તેમને અંજલિ આપીએ છીએ.

આપણે આપણી હોશિયારી અને ચતુરાઈમાં આ રીતે મગ્ન રહીએ છીએ. પરન્તુ તેનું પરિણામ એ આવે છે કે આપણે આપણા પોતાના જ દારૂગોળામાં પાણી રેડીએ છીએ. ગાંધીજીને તો આપણે મૂળથી જ સાધુબાવામાં ગણી કાઢ્યા છે. "તે તો સિદ્ધાન્તોની વાતો કરે જ, એ રાજ્યનીતિના વ્યવહારમાં શું સમજે ? પણ માથાના ફરેલા માણસ છે, એટલે સહાવે તે વખત પૂરતા તેમને નભાવી લઉં. સિદ્ધાન્તો પર ભાર મૂકે ત્યારે બહારથી ડોકાં ધુણાવવાં, પણ તેના ઉપર ગંભીર કદી થવું નહીં." આમ કરીને આપણે એમનો દારૂગોળો બગાડીએ છીએ. અને બીજા નેતાઓ-

સત્ય અહિંસાની વાતો કરે તેને મુત્સદ્દીગીરીનો દાવ ગણી તેમના દારૂગોળાને પણ પલાળી નાખીએ છીએ.

આમ ન કરતાં તેઓ સિદ્ધાન્તોની વાતો કરે છે ત્યારે તેઓનાં મનમાં ખરેખર શા શા ભાવો રમતા હોય છે તે જ સમજીને ઝીલીએ, એમાં જ આપણું અને દેશનું કલ્યાણ રહેલું છે. આવો, ત્યારે, હવે તેમનાં હૃદયોમાં જરા ડૂબકી મારીએ અને અગિયારે સિદ્ધાન્તો ત્યાં કેવા રૂપમાં રહેલા છે તેનો પરિચય કરીએ.

પ્રવચન ૬૯મું

## સત્યમાં કયું બળ છે?

સત્ય એ નારાયણ છે, આત્માનો ગુણ છે. અગ્નિમાં ગરમી રહેલી છે તેવો તે ગુણ મનુષ્યમાં રહેલો જ છે. તેથી દરેક માણસ સ્વભાવથી જ સત્યનો પૂજારી છે. સત્ય પામે તેનું મસ્તક નમ્યા વિના રહી શકતું જ નથી. જૂઠા માણસે ગમે તેટલાં હથિયારો સજ્યાં હોય અને ગમે તેવું રાજ્યસત્તાનું બખ્તર પહેર્યું હોય, ગમે તેવી મુત્સદ્દીગીરીની ઇન્દ્રજાળમાં તેણે પોતાનું મૂળરૂપ ઢાંક્યું હોય, પણ સત્ય પામે તે શરમાઈ જાય છે, ઝંખવાણો પડી જાય છે, તેના હાથમાંથી હથિયાર વાપરવાનું જોર ઓસરી જાય છે, તેના મનમાંથી મુત્સદ્દીગીરીનું કપટ ચિરાઈ જાય છે, તેની છાતીમાંથી ખુન્નસનું ઝેર શમી જાય છે.

આ સાંભળી હસશો નહીં. તે શ્રદ્ધાથી માનો. તમારા અંગત જીવનમાં, કુટુંબમાં, ધંધામાં, સમાજમાં તપાસો. જ્યાં જોશો ત્યાં શું સત્યનિષ્ઠ માણસ માટે માન નથી? તેની સાથે લોકોનું વર્તન જુદી જ જાતનું નથી હોતું? બીજાઓના ધન કે બળથી દબાઈને લોકો જે કરવા તૈયાર નહીં થાય તે, તેના એક વચનથી કરવા તૈયાર થઈ જતા નથી? તેની આંખ જોઈ જૂઠાઓ ચૂપ થઈ જતા નથી? ગુંડા તોફાનીઓ ડાહ્યા અને કહ્યાગરા થઈ જતા નથી? ઝઘડાઓ સવળા થઈ જતા નથી?

આનો પરચો ગાંધીજી જેવાઓના જીવનમાં તો ક્ષણે ક્ષણે મળે છે. પણ આજે તમે તે જોવા તેમની તરફ ન જશો. એ તેમના મહાત્માપણાનો પ્રભાવ છે, એવો તમે નાહકનો ભ્રમ કરી બેસશો. તમારી આસપાસ — ઘરમાં, ફળિયામાં, ગામમાં જ નજર નાખો. કોઈ ને કોઈ સત્યઉપાસક ત્યાં હોય જ છે. ક્યાંક કોઈ આદમી હશે, ક્યાંક કોઈ સ્ત્રી હશે, ક્યાંક કોઈ

બાળક પણ હોઈ શકે છે, જેના સત્યબળથી આવાં આવાં ન માની શકાય તેવાં પરિણામો આવે છે.

સત્યના બળનું આવું દર્શન તમને પ્રત્યક્ષ થાય, તો પણ શું તમે માનવા તૈયાર થશો નહીં, કે બીજાં બળો જેવું જ તે પણ એક બળ છે? સત્ય એ ગુરુત્વાકર્ષણ જેવું જ, વીજળી જેવું જ એક બળ છે. તેનાથી વધારે અદ્ભુત ગુણોવાળું અને વધારે સૂક્ષ્મ, તેથી જ વધારે તેજ, એવું તે બળ છે.

કઠણ જમીન તેના કરતાં વધારે કઠણ કોદાળીથી ખોદાય એ તો તમે તરત માનો છો; પણ તમે એ પણ જોયું હશે કે, એક સેવાસક્તિવાળો માણસ હાથમાં કોદાળી લઈને આગળ થાય છે અને દાખલો પાડે છે, ત્યારે ઘરોઘરથી લોકો કોદાળીઓ લઈ લઈને નીકળી પડે છે અને રમતાં રમતાં ગામની સુંદર સડક બનાવી દે છે. સત્યનું આ બળ ન આવ્યું હોત તો લોકોને ઉત્સાહ ચડ્યો ન હોત, અને કોદાળીઓ ઘરોમાંથી પોતાની મેળે બહાર પડી ન હોત. એક પંપ ઉપર વીજળીનું બળ જોડવાથી તે પાણીનો ધોધ ચલાવે છે એ તમે માનો છો. પણ શું તમે એવું દૃશ્ય કદી પણ જોયું નથી કે એક સેવાસક્તિવાળો માણસ દાખલો પાડીને આગળ થાય છે તો ઘેરઘેરમાંથી લોકો પાણીના ડોલવડા લઈ લઈને નીકળી પડે છે; જે લોકો અત્યાર સુધી ગોઠડાં વડાસી આગનો તમાશો જોયાં કરતાં હતાં, એક લાગણી વિનાના અવ્યવસ્થિત ટોળા સમાં હતાં, તેઓ તરત મનુષ્ય બની જાય છે; વ્યવસ્થિત, એકજીવવાળો, દૃઢ નિશ્ચયવાળો સંઘ બની જાય છે અને રમતાં રમતાં આગ ઓલવી નાખે છે! સારી રીતે જોડેલી વીજળીએ જે કામ કર્યું તે જ કામ — અમુક ગેલન પાણી ખેંચવાનું શું આ બીજી જાતના બળે પણ ન કર્યું?

એક ફોજદાર કે મામલતદાર ગામમાં જઈ ધૂમધરાડા કરે અને ગાળો દે, તેથી ગામના લોકો ધ્રુજી જાય, જબરા જબરા પટેલિયાનાં મોં પણ શિયાવિયા થઈ જાય, એ તમે રોજ જુઓ છો. અને તેથી રાજ્યસત્તામાં બળ છે એ તમે માનો છો. સત્તા આગળ શાણપણ શા કામનું? — એમ કહી તમે ચૂપ રહો છો. પણ ગામમાં એકાદ માણસ પણ સત્યબળિયો નીકળી પડે છે, ખોખારીને અવાજ આપે છે. તરત પેલો અધિકારી તેના તેજ આગળ ખસિયાણો પડી જાય છે. લોકો પણ સ્વમાનથી ન વર્તી શક્યા તે માટે શરમાય છે અને મનુષ્યની જેમ વર્તવા મંડી જાય છે. — આવા દેખાવો બને ક્યારેક જ જોવા મળે છે, પણ દરેક ગામને ચોરે કોઈક ને કોઈક દિવસે તે બન્યાનું સ્મરણ દરેક જણ કરી જ શકશે. કયા બળથી એ આખી હવા પલટાઈ ગઈ? પેલા માણસ પાસે કશાં હથિયાર હતાં નહીં, કશી સત્તા હતી નહીં. તેની આગેવાની નીચે બંડ કરી ગામલોકો

મને મારી નાખશે એવી પેલા અમલદારને ધાક હતી, એમ પણ નથી. તે ધારત તો અવાજ કરનારને પકડી શકત, મારી શકત. પણ સત્યબળ આગળ ગુંડાનું ગુંડાપણું ઝાંખું પડ્યું, તેની અંદર છુપાઈને પડેલી કેળવણી, ખાનદાની, ન્યાયબુદ્ધિ, દેશભક્તિ, પેલાના સત્તતેજના પ્રભાવથી જાગૃત થયાં.

આ તો જાહેરજીવનનાં દૃષ્ટાન્તો થયાં. તે લાંબી ગુનામીને કારણે, અષાઢનાં ઘનઘોર વાદળામાંથી ક્યારેક જ સૂર્યનું કિરણ ચમકી જાય તેમ, ક્યારેક જ જોવા પામીએ છીએ. પણ કુટુંબજીવનમાં સત્યબળના દાખલા ઘણા વધારે પ્રમાણમાં જોવાના મળે છે. ધણી પોતાની પત્નીને દબાવવાના બનાવો તો તમે રોજ જુઓ છો જ; પણ એક અબળા સતી ઊંચો અવાજ કરીને સાચી વાત કરે છે ત્યારે ક્રોધી, લંપટ, દારૂડિયો અને જુગારી ધણી નિસ્તેજ અને ઓશિયાળો જેવો થઈને નીચે જુએ છે, એ દેખાવો પણ ગામડે ગામડે અને ફળિયે ફળિયે થોડા જોવાના નહીં મળે. મોટાથી નાના દબાવાના દેખાવો તો જોઈએ જ છીએ, પણ નાના છોકરાઓ પણ સત્યની સત્તાનો અવાજ કાઢે, ત્યારે ગામને ગજવનારો કરડો વડીલ તેની પાસે માનથી નીચું માથું કરે છે, એ દેખાવ પણ એટલા ઓછા નથી કે કદી નજરે ચડે જ નહીં. ધણિયામાના હાકોટાથી ધ્રૂજતા દૂબળાઓને તો સૌ રોજ જોઈએ જ છીએ, પણ કોઈ વાર કોઈ સાચૂકો હળપતિ પણ ઊંચો અવાજ કાઢીને કુમાર્ગે જતા ધણિયામાને ઠપકો આપે છે, અને તેના સત્યતેજ પાસે ધણિયામો ભોંય ખોતરવા લાગે છે — આવા દેખાવો પણ તમારા ગામમાં વરસમાં ડઝન અરધો ડઝન વાર પણ બનતા તમે જોતા નથી શું?

આવું આપણી આસપાસ રોજ જોવા છતાં, સત્યમાં રહેલા તેજને અથવા આત્મબળને ન માનવું, એ તો કોઈ અણસમજુ બાળક વીજળીના તારને સાદો તાર માનવાની હઠ કરી પકડવા જાય, એના જેવું જ નથી શું?

સત્ય તો આખા જગતમાં, આકાશમાં વાયુની જેમ, ભરેલું છે. તેમાં અનંત બળ ભરેલું હોવા છતાં તે એમ ને એમ દેખાતું નથી. પવનને કોઈ ખેંચે અથવા દબાવે ત્યારે જ તેમાં રહેલું બળ પ્રકટ થાય છે. પૈડામાં હવાને ભરીએ ત્યારે તે દોડતી મોટરનો ભાર ઉપાડે છે. આ શીતળ, મંદ, મધુર હવા ઉપર જ્યારે કુદરતમાં ગરમી ઠંડીનાં શોષણ કામ કરે છે ત્યારે તે ભયંકર વંટોળનું રૂપ લે છે, છાપરાં ઉડાડે છે, ઝાડ પાડે છે અને દરિયાનાં જહાજોને ઉથલાવે છે. સત્ય પણ તેવું જ છે. તેનું બળ જ્યારે આપણે કોઈક તેનો આગ્રહ પકડીએ છીએ ત્યારે જ ઉત્પન્ન થાય છે. વીજળીથી તાંબાનો તાર સંચારિત થવો જોઈએ, તેમ કોઈ માણસનું, કોઈ માણસોના સંઘનું જીવન સત્યાગ્રહથી સંચારિત થવું જોઈએ. ત્યારે જ સત્યનું બળ પ્રકટ થાય છે

અને ત્યારે જ એ બળ આગળ જૂઠાઓ, અન્યાયીઓ, જુલમીઓ, ગમે તેટલા બળિયા હોય તો પણ, ઝાંખા પડી જાય છે, શરમાઈ જાય છે, ગાત્રગલિત થઈ જાય છે. સત્તા આગળ શાણપણ કામ આવતું નહીં હોય, પણ સત્તા આગળ સત્યાગ્રહ જરૂર કામ આવે છે. તે સત્તાને ઝાંખી પાડે છે, નિસ્તેજ કરે છે, શરમાવે છે, ચૂપ કરે છે. સત્યાગ્રહ એ સત્તાના જેવું જ એક બળ છે. તેનાથી વધારે સૂક્ષ્મ, વધારે તેજ, પ્રકારે અને ગુણે તેનાથી જુદી જાતનું, પણ છતાં એક સ્પષ્ટ બળ છે. એટલે કે તે બળના ગુણધર્મો બરાબર ઓળખીએ અને તેનાથી આપણું જીવન સંચારિત કરીએ, તો તેનાથી ગણિતની ચોકસાઈથી ધાર્યું પરિણામ ઉપજાવી શકીએ, એવું તે વિશ્વાસપાત્ર બળ છે.

આપણને આ ઝટ માન્યામાં આવતું નથી. બીજાઓના અનુભવો જોઈને તે માની નહીં શકાય. સત્યાગ્રહનો જાતઅનુભવ કર્યા વિના જીવંત શ્રદ્ધા ન જ આવી શકે. ચાખ્યા વિના સાકરના ગળપણમાં શ્રદ્ધા નહીં બેસે. ગાંધીજીએ સત્યાગ્રહબળથી ચંપારણમાં બિહાર સરકારને શરમાવી હશે તો પણ આપણે તે બનાવને આપણી પોતાની અશ્રદ્ધાથી જ મૂલવશું. બિહારનો ગવર્નર મનનો ઢીલો હશે તેથી તે નમી પડ્યો, ગાંધીજીને પકડશું તો લોકો બંડ કરશે એવા ડરથી સરકારે પાછું પગલું ભર્યું, વગેરે અર્થો આપણે બેસાડશું. અને જ્યાં સુધી આપણે સત્યાગ્રહબળનો સાક્ષાત અનુભવ કરીશું નહીં ત્યાં સુધી આપણી આવી અશ્રદ્ધાની માન્યતાઓને કોણ હઠાવી શકશે? સત્યાગ્રહનું બળ પિછાનવાને આપણે પોતે આપણા જીવનમાં તેનો અનુભવ લેવો, પરચો કરવો જરૂરી છે.

આપણે ગમે તે આગ્રહ પકડીએ, ગમે તેવી હઠ પકડીએ, તેથી ઉપરનું પરિણામ નહીં આવે. સાચેસાચા સત્યનો આગ્રહ પકડશું તો જ તે સત્યાગ્રહબળ સામે જૂઠાઓ, અન્યાયીઓ, જુલમીઓ શરમાશે, ટાઢા પડશે. કોઈ કોઈ વખત આપણે કહેવાતા સત્યાગ્રહો કરીએ છીએ, અને છતાં આવું પરિણામ જોતા નથી. તપાસ કરશું તો માલૂમ પડશે કે તે વખતે સત્યાગ્રહમાંનો 'સત્ય' શબ્દ આપણા મગજમાંથી ખરી ગયેલો હોય છે કંઈક પણ હઠ કરવી, કંઈક પણ તકરાર કરવી, એને જ આપણે સત્યાગ્રહનું નામ આપી દઈએ છીએ.

કોઈ વિદ્યાર્થીઓ, જેઓ રખડાઉ તરીકે પંકાયેલા છે અને જેમના રોજના જીવનમાં દેશભક્તિ કદી જોવામાં આવી નથી, તેઓ એક સરસ તોફાન કરવાનું મળે છે એવી વૃત્તિથી શાળામાં કોઈ રાષ્ટ્રીય પ્રસંગ જોઈ હડતાળની ચળવળ ઉપાડે છે. તેથી શાળાના વ્યવસ્થાપકો ઉપર તેની છાપ કશી જ પડતી નથી. પરન્તુ એક જ વિદ્યાર્થી, જે નિયમિત અને ઉદ્યોગી તરીકે

જાણીતો છે અને રોજ ગામના હરિજનવાસમાં સેવા કરવાનો જેનો નિયમ પણ જાણીતો છે, તે શાળા તરફથી રેંટિયાબારસની રજા અને ઉત્સવ માટે માગણી કરે છે. તેની માગણીમાં, તેના આખા વર્તનમાં, તેની સચ્ચાઈ તરી આવે છે. વ્યવસ્થાપકો ઉપર તેની છાપ પડ્યા વિના રહેશે નહીં. તેઓ કાં તો તેના સત્યાગ્રહને વશ થશે; અને વશ નહીં થાય તો પણ, ગામલોકો પાસે પોતાની બાજુ રજૂ કરતાં તેમનાં મોં લેવાઈ ગયેલાં હશે, તેમના અવાજમાં જ પોતે ગુનેગાર છે એની તેઓ સાક્ષી આપશે.

અથવા એક બીજું ઉદાહરણ ઘરમાંથી લો. એક બાળકની, ઘરમાંથી ચોરી ખાવાની ટેવ જાણીતી છે. હાટિયામાંથી પેંડો ગુમ થયેલો જોઈ મા તેના ઉપર તહોમત મૂકે છે. ચોર છોકરો સાધુપણાનો દેખાવ કરી ખૂબ વિરોધ કરે છે; રડે છે, રિસાય છે, અને 'સત્યાગ્રહ' તરીકે ખાવાની ના પાડે છે. તેના આવા 'સત્યાગ્રહો' રોજના હોવાથી અને રોજ તેમાં તે જૂઠો ઠરતો હોવાથી, અને ભૂખ લાગતાં સત્યાગ્રહ ભૂલી જતો હોવાથી, માની ઉપર કશી અસર થશે નહીં. ઘરનાં બીજાં માણસો સામે પણ મા નું દિલ શરમ શા સારુ અનુભવે ? પણ એક બીજો છોકરો લો. તે સાચાબોલો છે, કહ્યાગરો છે, હાવરો છે. તે છાત્રાલયમાં રહે છે. ત્યાં તેના હાથથી કાચની રકાબી ફૂટી છે. તેણે ગૃહપતિને સાચી વાત કહી છે. ગૃહપતિ બહુ ભૂંડો માણસ નથી. ક્રોધી છે. તે ગુસ્સામાં આવી તેને આકરો ઠપકો આપે છે. છોકરો દુઃખી થાય છે. એક ટંક ખાવાનો ત્યાગ કરી નુકસાન ભરપાઈ કરવાનો તે સત્યાગ્રહ કરે છે. ગૃહપતિ ગમે તેવો કરડો હશે તો પણ તેનું મોં પડી ગયા વિના નહીં રહે. છાત્રાલયની સંસ્થામાં પેલા વિદ્યાર્થીની લાયકાત ઊંચી અને ગૃહપતિની હલકી છે એવો ભાવ દરેકના મોં પર છવાશે, અને તેની અસરથી ગૃહપતિ ઝંખવાણો દેખાશે. તે મોઢેથી કદાચ કબૂલ નહીં કરે, પણ તેની આંખમાં, તેના દરેક હાવભાવમાં એ અસર દેખાયા વિના નહીં જ રહે.

આગ્રહ ખરેખરો સત્યનો જ હોય તો સામો અન્યાયી માણસ ઝંખવાયા વિના નહીં જ રહે. મોટા દીવા પાસે નાનો ઝાંખો પડે જ, એના જેવો વૈજ્ઞાનિક આ નિયમ છે. અનુભવ અને પ્રયોગથી જ આવી પ્રતીતિ થઈ શકે, અને આપણે દરેક સેવકે પોતાના જીવનમાં પ્રયોગો કરીને એ શ્રદ્ધા દૃઢ બનાવી લેવાની જરૂર છે. કારણ કે સેવાનો માર્ગ હંમેશાં સુખશાન્તિનો જ હોતો નથી. તેમાં સત્યાગ્રહનાં યુદ્ધ પણ ખેલવાં પડે છે.

સત્યના બળમાં જેમ જૂઠાને ઝાંખો અને ગાત્રગલિત કરવાનો ગુણ છે તેમ તેનો એક બીજો અદ્ભુત ગુણ પણ જાણવા જેવો છે. સત્યાગ્રહી, નાનો હોય કે મોટો હોય, એક હોય કે અનેકનો બનેલો સંઘ હોય, તેનો

સત્યાગ્રહ એક સરખી જલદ અસર ઉપજાવે છે. સંખ્યા કે શરીરબળ સાથે સત્યબળનો સંબંધ જ નથી. નાના દીવાનો પ્રકાશ તેટલો જ અને મોટાનો પણ તેટલો જ એવી આ વિચિત્ર વાત છે. પણ જડ દીવા કરતાં સત્યના દીવાના ગુણધર્મ બહુ જુદી જ જાતના છે. અંગ્રેજી સલ્તનતના જુલમ સામે આખો હિન્દુસ્તાન સત્યાગ્રહ કરે છે ત્યારે તેનાથી સલ્તનત ઝાંખી પડે છે જ. પણ એ જબરજસ્ત સલ્તનત સામે એકાદ મહાત્મા ગાંધી જેવો સત્યપ્રાણ માણસ સત્યાગ્રહ આદરે છે તો તેથી પણ એ તેટલી જ ઝાંખી પડે છે. એ આપણે ઘણી વાર જોઈએ છીએ. આપણા દેશમાં મોટા મોટા સામુદાયિક સત્યાગ્રહોએ સરકારને સારી પેઠે ઝાંખી પાડી છે. પરંતુ કોઈ કોઈ રડ્યા ખડ્યા વ્યક્તિગત સત્યાગ્રહીઓના શુદ્ધ સત્યાગ્રહોએ પણ તેનું તેજ ઓછું હરણ કર્યું નથી.

સત્યના બળનો આ પરચો પણ જીવનમાં અનુભવ અને પ્રયોગો કરવાથી જ આવી શકે તેમ છે. આપણે સેવકો એવી શ્રદ્ધા બાંધી લઈ શકીએ તો આપણી સેવાશક્તિ કેટલી વધી જાય? આપણે એક છતાં, જો સાચો સત્યાગ્રહ કરી જાણીએ, તો આખી સલ્તનતને ડોલાવવાની શક્તિ આપણામાં પેદા થઈ શકે છે, એ આપણને સમજાય તો આપણો આત્મ-વિશ્વાસ કેટલો વધી જાય?

અગિયાર સિદ્ધાન્તોમાં જ્યારે સત્યના ઉપર ભાર મૂકવામાં આવે છે ત્યારે તે માત્ર સત્યનારાયણની કથા કરાવી પ્રસાદ ખાવાની વાત છે, એમ કદી હસી ન કાઢશો. તે આપણી પાસે એક તાકાત અને તેજ લડાયક બળ તરીકે જ રજૂ કરવામાં આવે છે. લશ્કરી બળથી કોઈ જુલમી તંત્રને ઢીલું પાડી શકાય છે, એ જ પરિણામ સત્યાગ્રહબળથી પણ લાવી શકાય છે. પહેલી વાત તમે તરત માની લો છો, પણ બીજી કોઈ કહે છે તો અશ્રદ્ધાભરી આંખે તેના સામું તાકી રહો છો. અનુભવ અને પ્રયોગ કરીએ ત્યારે જ એ અશ્રદ્ધા ઊડે. તોજ આપણે માનીએ કે તે બળ આપણી પ્રજા અજમાવે તો તેના તેજ આગળ જુલમગારનું મો ઝાંખું પડે અને તેના હાથમાંથી જુલમનું હથિયાર ગળી પડે. આપણે થોડા સેવકો પણ તે બળ ધારણ કરીએ તો પણ એ જ પરિણામ લાવી શકીએ. એમાં આપણી સંખ્યા ઓછી હોવાથી કશો જ ફેર ન પડે.

પ્રવચન ૧૯ મુ

## અહિંસામાં કયો ચમત્કાર છે?

આ પણ કોઈ માળા ફેરવવાની કે મંજિયારા પૂરવાની વાત નથી તે પણ એક અલૌકિક લાયક બળની જ વાત છે સત્યાગ્રહમાં અહિંસાબળ ભેળવીએ તો તેમાં કંઈ ઓર ચમત્કાર આણી શકાય છે ખાલી સત્યાગ્રહમાં જૂઠને ઝાંખો પાડવાની શક્તિ છે પણ જો સત્યાગ્રહને અહિંસામય બનાવીએ તો જૂઠો પ્રતિપક્ષી આમ ને આમ પલટાઈ જ જાય તેના વિચારો જ બદલાઈ જાય તેનું હૃદયપરિવર્તન થઈ જાય તે જૂઠો મટીને સાચો થઈ જાય તે શત્રુ મટીને આપણો પોતાનો બની જાય એકલા સત્યાગ્રહથી સરકાર શરમાઈ જુલમ કરતી બંધ થઈ શકે પણ અહિંસામય સત્યાગ્રહ તો તેને સરકાર મટાડીને સેવક બનાવી દે

લશ્કરી તાકાતથી મિત્રરાજ્યોએ ઇટાલીને શત્રુપક્ષમાંથી છૂટું પાડી પોતાના પક્ષમાં આવીને લડવાની ફરજ પાડી લશ્કરીબળ આ પરિણામને પોતાની મોટામાં મોટી સિદ્ધિ માને છે, અને તે માટે અભિમાન લે છે અહિંસામય સત્યાગ્રહ જોકે પોતાની જુદી રીતે પણ નગદ પરિણામ તો આ જ નિપજાવે છે તે પણ પ્રતિપક્ષીને આપણી વિરુદ્ધ લડતો મટાડી તેને આપણા પક્ષનો બનાવી દે છે

લશ્કરી બળ તો તેની ગળચી પકડી, તેને પોતાના હાથ નીચે રહી લડવાની પરાણે ફરજ પાડે છે તેનું દિલ તો જેવું ને તેવું શત્રુ જ રહી જાય છે અને છટકવાનો લાગ સદા જોતું જ રહે છે તેથી લશ્કરી બળ તેના તરફથી નિશ્ચિંત કદી થઈ શકતું નથી તેને ગળચીની પકડ કાયમ રાખી રહેવી પડે છે પોતાનું બળ સતત તેના ઉપર ખર્ચતા રહેવું પડે છે

અહિંસામય સત્યાગ્રહ જે પલટો નિપજાવે છે તે આના કરતા ઘણો જ ઊંચા પ્રકારનો કારણ કે તે પ્રતિપક્ષીને પરાણે ગળચીએ ઝાલીને ફરી જવાની ફરજ પાડતો નથી પણ તેના હૃદયનું જ પરિવર્તન કરે છે તે પોતાની રાજીખુશીથી પોતાનો અસત્ય પક્ષ છોડે છે અને જેવો આપણો દુશ્મન હતો તેવો જ રાજીખુશીથી આપણો પરમ સહાયક અને મિત્ર બની જાય છે

અહિંસાનું રસાયણ આ કઈ જાતની ક્રિયા ચાલુ કરે છે? સત્યનો આપણે આગ્રહ પકડ્યો એટલા બળથી અસત્ય પક્ષ ઉઘાડો પડી ગયો અને ઝંખવાયો પણ સત્યાગ્રહ અહિંસાપૂર્વક થયો તેથી તે ઝંખવાયો એટલું જ

નહીં, પણ પોતાના હૃદયથી પસ્તાવા લાગ્યો. તેને અંદરથી જ સત્યપક્ષ માટે માન ઊપજ્યું. સત્યાગ્રહીને પોતે ત્રાસ આપી રહ્યો હતો તે માટે તે પોતે જ પોતાની જાતને ધિક્કારવા લાગ્યો. હવે તેને દરેક રીતે મદદ કરીને આપેલા ત્રાસનો બદલો વાળી આપ્યા વિના તેના દિલને ચેન પડતું નથી. અહિંસાના રસાયણની કામ કરવાની આવી રીત છે. તેનાથી શત્રુ શત્રુ મટે છે એટલું જ નહીં, પણ પસ્તાઈને આપણો પોતાનો બને છે. પછી તેની ચિંતા રાખવાનું કે તેની ગળચીની પકડ ચાલુ રાખ્યા કરવાનું રહેતું નથી. આપણા પોતાના કરતાં પણ તે આપણો વધારે હિતચિંતક બની જાય છે. કારણ કે તેને આજ સુધી કરેલા દોષનું પ્રાયશ્ચિત્ત કરવાનો વિશેષ ઉત્સાહ હોય છે.

છતાંયે તો 'જ્યાં સુધી મિત્ર રાજ્યોનો પંજો તેની બોચી ઉપર રહેશે ત્યાં સુધી મનથી પોતાને અપમાનિત અને હારેલું માનશે. દુનિયામાં કોઈ તેના સામું જુએ કે તેની સ્થિતિનો સહેજ પણ ઉલ્લેખ કરે તો તે લજ્જિત થશે, તેને ભોંયમાં સમાઈ જવા જેવું લાગશે. તે પરાણે દબાણને વશ થઈ મિત્રોના પક્ષમાં જોર વાપરશે તો પણ, તેમાં કશો દમ હોવો શક્ય નથી. પણ અહિંસામય સત્યાગ્રહનું બળ જો અંગ્રેજ સરકાર ઉપર આપણે ચલાવી શકીએ, તો તેના ઉપર કેવું પરિણામ થશે? તેને માનખંડન કે હાર જેવું જરા પણ લાગશે નહીં. પોતે હવે ખોટા કૃત્યથી મુક્ત થઈ છે અને તેનો બદલો સત્યાગ્રહી હિંદુસ્તાનને મદદરૂપ બનીને વાળી શકે છે, તે માટે તેને તો અંતઃકરણમાં ઉલ્લાસ હશે, અભિમાન હશે. દુનિયામાં કોઈ તેના સામે જુએ તેથી તેને લાજ તો નહીં જ આવે, પણ કોઈ પણ સત્કૃત્યને જનતા તરફનો ધન્યવાદ જેમ જનાર્દનના આશીર્વાદ સમો જ લાગે છે, તેમ તેને પણ લાગશે. કોઈક તેને ધન્યવાદના અને અભિનંદનના બે બોલ કહે એવી અપેક્ષા પણ તેના દિલમાં સ્વાભાવિક રીતે રહેશે. આવો જેના હૃદયનો જ પલટો થઈ ગયો હોય તેના મોં ઉપર હાર કે અપમાન જેવું શા માટે હોય?

શું અહિંસામાં આવી શક્તિ ખરેખર છે? અહિંસા એટલે 'મારવું નહીં તે.' ન મારવુ એ કેવી રીતે આવું પરિણામ ઉપજાવી શકે?

જે મારવાની શક્તિ હોવા છતાં "હું જગતમાં કોઈને મારનાર નથી" એવું વ્રત લઈને જીવે છે. તેની તરફ જગતને જુદી જ રીતે વર્તવું પડે છે. ઈશ્વરે આપણું ઘડતર જ એવી રીતે કર્યું છે, કે આવું વ્રત સંપૂર્ણપણે તો કોઈ પાળી ન શકીએ. જીવવાને માટે જાણ્યે અજાણ્યે ક્યાંક તો મારીએ જ છીએ. પરંતુ આપણી મર્યાદામાં રહીને પણ આપણે ઘણા સારા પ્રમાણમાં અહિંસા પાળી શકીએ છીએ. "કોઈ મનુષ્યની હિંસા

તો હું નહીં જ કરું," એવી પ્રતિજ્ઞા લેવી અને પાળવી આપણી મર્યાદાની બહાર નથી. મુશ્કેલ તો બહુ છે, માથાને સાટે છે, પણ અશક્ય નથી. પણ જો સાચેસાચ પાળી બતાવીએ તો, લોકો આપણી તરફ માનથી જોયા વિના રહી શકતાં નથી, આપણા ઉપર પોતાના મનમાં વેરભાવ સેવી શકતાં નથી, આપણા ઉપર હાથ ઉગામી શકતા નથી. એટલે ઉગામવા ધારે તો આપણે તેમને અટકાવવાના છીએ એવી તેમને બીક લાગે છે એમ નહીં, પરંતુ સામો હાથ ન ઉપાડવાની જેની પ્રતિજ્ઞા છે તેની સામે હાથ ઉપાડવો એ વિચાર જ માણસને આવી શકતો નથી. એમાં પોતાના મનુષ્યત્વને હીણપત લાગે છે.

આ અહિંસાનું મોટું બળ છે. કોઈ ને મારવા જઈએ તો તે આપણને સામો મારવાનો જ, એ જેટલું ખાનગીથી ગણતરીમાં લેવા જેવું બળ છે, તેટલું જ 'કોઈ પણ માણસને હું મારું નહીં' એ વ્રત પાળનારને કોઈ મારવા આવશે નહીં એ પણ એક ગણતરીમાં લેવા જેવું બળ છે. જૂના લોકો ગામને ફરતો કોટ બાંધીને તેની ગણતરી ઉપર અમુક પ્રમાણમાં નિશ્ચિંત રહેતા. 'આ કોટને તોડી શકે એવી તોપો જ્યાં સુધી શત્રુ લાવી શકશે નહીં અને જ્યાં સુધી કોટને ઓળંગવાનાં સાધનો તેમની પાસે છે નહીં, ત્યાં સુધી અમને કોઈનો ડર નથી,' એમ તેઓ છાતી ઠોકીને કહી શકતા. તેમને અનુભવથી ખબર હતી કે બારેમાં બારે તોપોનું બળ તોડી શકે તેના કરતાં પોતે પોતાનો કોટ મજબૂત ચણ્યો છે, અને અનુભવથી તેમને એ પણ જાણ હતી કે એટલી ઊંચાઈ ઓળંગવા જેવાં સાધનો આસપાસ કોઈની પાસે હોવાં શક્ય નથી. તે જ પ્રમાણે માણસજાતના સ્વભાવનો જેને અનુભવ છે તે વિશ્વાસપૂર્વક તેના આ સ્વભાવ ઉપર ગણતરી બાંધીને નિશ્ચિંત રહી શકે છે, કે જો હું કોઈ પણ મનુષ્યને ન મારવાનું વ્રત પાળું છું, તો મને મારવા આવવાની કોઈને ઇચ્છા થાય એ સંભવિત જ નથી. કિલ્લાવાળાની ગણતરી ખોટી પડવાનો સંભવ બને, પણ આ ગણતરી ખોટી ન જ પડી શકે. આમ હોય તો શું અહિંસા એ કિલ્લા જેવું એક રક્ષણાત્મક બળ જ ન થયું?

આ ચર્ચા સામે તમે તરત વાંધો ઉઠાવશો: "અહિંસાના પ્રતિજ્ઞાધારીઓને તો અમે ઘણી વાર માર ખાતા અને દુઃખો સહન કરતાં જોયા છે; એમણે અહિંસાની પ્રતિજ્ઞા લીધી છે તેનો ખ્યાલ કરી હિંસક લોકો તેમને બચાવતા હોય એવું જોવામાં આવતું નથી. એ લોકોને ઊલટું પેલો સામો થતો નથી તેથી ફાવતું આવે છે. તેના ઉપર જુલમ કરવો સહેલો થઈ પડે છે."

"હું કોઈ માણસને મારવાનો નથી," એમ આપણા બોલવા માત્રથી તો જુલમી કેમ બદલાય ? ભલે આપણે છાપરે ચડીને બોલ્યા હોઈએ, છાપામાં સહી સાથે જાહેરાત કરી હોય, તો પણ હિંસક લોકો અથવા દુનિયામાં કોઈ પણ, આપણી વાત તરત ને તરત માની ન જ શકે. આપણે કોઈને ન મારવાનો સંકલ્પ કરીએ છીએ ત્યારે એનો એ જ અર્થ હોય છે ને, કે "ગમે તે થઈ જાય, માલ જાય, મિલકત જાય, તો પણ હું કોઈને મારીશ નહીં; સુખ જાય, આરામ જાય, તો પણ મારીશ નહીં; લોકો હાંસી કરશે તો પણ મારીશ નહીં; માથું જશે તો પણ હું કોઈને મારવાનો નથી ને નથી જ !" આવાં આવાં કષ્ટો આવી પડે તે સહન કરીએ અને છતાં ન મારવાની પ્રતિજ્ઞા તજીએ નહીં,— સહન કરીએ, અને તે પણ હસતે મોઢે સહન કરીએ, ત્યારે જ લોકો આપણે ખરેખર આ પ્રતિજ્ઞાથી બંધાયેલા છીએ એમ માનતા લાગશે. સહન કરતાં રડી પડીએ તો તો લોકો આપણી નિર્બળતા તરત પારખી કાઢશે, અને આપણને મારવામાં તેમને રસ પડશે, કારણ કે પૂરતું બળ વાપરવાથી તેઓ આપણને જેર કરી શકશે એથી તેમને ખાતરી આવી જશે.

અને જેઓ મહા હિંસક હશે, મહા જુલમીઓ અને અન્યાયીઓ હશે, તેઓ તો ઘણા મોટા પ્રમાણમાં, અને એક નહીં પણ અનેક વાર આપણે કસોટીએ ચડશું અને છતાં પ્રતિજ્ઞાના પાલનમાં ડગશુ નહીં, ત્યારે જ માનવા તૈયાર થશે. તેઓ પ્રથમ તો પોતાના ગજથી જ આપણને માપશે, અને તે કુદરતી છે. તેઓ શરૂઆતમા તો એમ જ માની શકે, કે આપણે મોઢેથી ન મારવાની વાત કરીએ છીએ, પણ લાગ મળી જાય તો માર્યા વિના રહીએ નહીં. આપણા સહનને પણ તેઓ અમુક હદ સુધી તો ઢોંગ જ માની કાઢશે, અથવા આપણી એક યુક્તિ જ ગણશે. આપણે લોકોની નજરે આપણને પોતાને સારા દેખાડવા અને તેને ભૂંડો દેખાડવા આ એક યુક્તિ કરી રહ્યા છીએ, એમ જ ઘણી વાર સુધી તે માન્યા કરશે.

અરે, આપણા હસતે મોઢે સહન કરવાથી પણ હિંસક લોકો આપણા ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર થશે નહીં. તેઓ આપણા જીવનમાં આપણી અહિંસાના વધારે સ્પષ્ટ ચિહ્નો શોધવા માગશે. તેઓ ઝીણી આંખે તપાસશે કે, આપણી અહિંસાની પ્રતિજ્ઞા આપણા એકંદર જીવનમાં કેવી ઊતરી છે. આપણે ઉપરથી ગમે તે દાવો કરતા હોઈશું, ગમે તેવી જાહેરાત કરતા હોઈશું, પણ આપણા મનમા જો તિરસ્કાર અને વેરઝેર રૂપે હિંસા રહેલી હશે, તો આપણા બોલવા ચાલવામાં, આપણા હાવભાવમાં, આપણી આંખની કીકીમાં તે ફૂટી નીકળ્યા વિના નહીં જ રહે. હિંસક લોકો તે

તરત પારખી લેશે. સાદા લોકો કરતાં તેમનામાં એ પારખવાની કળા ઘણી વધારે ખીલેલી હોય છે. જો આપણા મનના ઊંડામાં ઊંડા ખૂણામાં તેમને હિંસાની ગંધ આવી તો તેઓ તરત ચેતી જશે, આપણી અહિંસા કેવળ કપટની છે એમ જાણી લેશે, આપણે લાગ મળતાં જ બિલાડીની જેમ નહોર બહાર કાઢ્યા વિના રહેવાના નથી, એમ તેઓ આપણી કિંમત આંકી લેશે, અને પછી તે ધોરણે જ આપણી સાથેનું વર્તન રાખશે. એમાં આપણે તેમનો દોષ ન જ કાઢી શકીએ. તેમને માટે એ જ ધોરણ સ્વાભાવિક છે. સામા ન મારનારને મારવાની શરમ આવવી એ મનુષ્યસ્વભાવ, આપણા સંબંધમાં, તેમના ઉપર કામ કરે એવી આશા આપણે ન જ રાખી શકીએ.

આપણી અહિંસાની પ્રતિજ્ઞા ખરા અંતઃકરણની હોય તો તે તો આપણા દરેક શબ્દમાં, આપણા દરેક કૃત્યમાં પ્રેમ અને સેવાના સ્પષ્ટ સીધા રૂપમાં પ્રગટ થવી જોઈએ: એ રૂપમાં તેનું સ્પષ્ટ દર્શન થાય નહીં ત્યાં સુધી હિંસક લોકો આપણી અહિંસા ઉપર કેમ વિશ્વાસ મૂકે? શા માટે પોતાની સલામતી ખાતર શંકાની નજરે ન જુએ? તેઓ શંકાની નજરે જોશે એટલું જ નહીં, પણ આપણને વારંવાર ઉથલાવી ઉથલાવીને, ચીડવીને, ખીજવીને, ત્રાસ આપીને, આપણને પાકી પરીક્ષાએ ચડાવશે! એ આકરી પરીક્ષામાં પણ, આપણા મનના કોઈ ખૂણામાં પણ હિંસાની ઇચ્છા નથી, વેરઝેર ને તિરસ્કાર સૂક્ષ્મ રૂપમાં પણ નથી એમ તેમની ખાતરી થાય; એ પરીક્ષાએ ચડવા છતાં આપણા હૃદયમાં તેમના પ્રત્યે પ્રેમ સિવાય બીજો કોઈ ભાવ નથી એનાં સ્પષ્ટ ચિહ્નો તેઓ જુએ; તેમના તરફથી પડતા ત્રાસ છતાં પ્રસંગ આવ્યે આપણે તેમની સેવા કરવાનું ચૂકતા નથી, તેમની મુસીબત જોઈને રાજી થતા નથી. એવું પણ પ્રત્યક્ષ પારખું તેમને થઈ જાય ત્યારે જ તેઓને અંતઃકરણથી વિશ્વાસ બેસશે કે, આપણે ખરેખર જ અહિંસાનું પાલન કરનારા છીએ.

પરન્તુ જે ક્ષણે આપણે સાચા અહિંસાવાદી છીએ એવી તે લોકોના અંતઃકરણમાં ખાતરી થઈ કે ખલાસ — તે ક્ષણથી આપણી પ્રત્યે હિંસા કરવાનો તેમનો ઉત્સાહ કોણ જાણે ક્યાં ઊડી જાય છે. તેમને આપણે માટે ઊંડાણમાં એક જાતનો ઊંચો અભિપ્રાય બંધાઈ જાય છે. "મારા કાંડામાં બળ હોય તો હું તો આના જેવું દુઃખ સહન કરવા તૈયાર ન જ થાઉં. પ્રતિજ્ઞાને પાણીમાં નાખી મારવા મંડી જાઉં," એમ તેનું અંતઃકરણ પોતાની સાથે આપણો મુકાબલો કરવા લાગે છે. "હું તો ઇચ્છું તો પણ આટલું દુઃખ સહન કરી શકું જ નહીં. ખરેખર આ માણસ સામો

મારવા આવતો નથી, પણ તેનામાં દુઃખ સહન કરવાની શક્તિ મારા કરતાં ઘણી વધારે છે. તેને મારા કરતાં નિર્બળ માનવામાં મેં ભૂલ કરી છે. તે હથિયાર પકડતો નથી, પણ મારા કરતાં વધારે બળવાન છે. તે મારા કરતાં ચડ છે. વળી તે મારા તરફના આટલા ત્રાસ છતાં મારા પ્રત્યે પ્રેમ રાખી શકે છે. ખરેખર તે લાયકાતમાં પણ મારાથી શ્રેષ્ઠ છે."

આમ આપણે વિષે તેનો અભિપ્રાય બદલાયો એટલે તેનું આપણી સાથેનું વર્તન પહેલાંના જેવું હિંસાનું તે કેમ રાખી શકે ?

એટલે કોઈને ન મારવાની પ્રતિજ્ઞા આપણે પાળીએ અને તે સાથે આવી પડતાં દુઃખો હસતે મોઢે સહન કરીએ ત્યારે જ હિંસક લોકો ઉપર આપણી અહિંસાશક્તિ આપોઆપ વસંત જેવી વનનાં વૃક્ષો ઉપર કરે તેના પ્રકારની અદ્ભુત શુભ અસર ઉપજાવશે — એટલે કે તેમનું હૃદયપરિવર્તન કરશે. આપણે માટે તેને અંદરથી માન બધાશે, પ્રેમ બધાશે, આપણી સાથેનું વેર છોડી મિત્રતા બાંધવામાં જ તેને રસ પેદા થશે.

આ કેટલો સંપૂર્ણ સોએ સો ટકા વિજય કહેવાય ? કોઈ પણ હિંસક યુદ્ધથી આટલો પૂરો વિજય મળવો કોઈ કાળે સંભવિત નથી.

અહિંસાના આ અલૌકિક બળને સત્યાગ્રહના બળ સાથે ભેળવીએ તો તે બે શુભ બળોનું મિશ્રણ એટલું જબરું બની શકે છે કે તેના વડે આપણે આપણાં તમામ યુદ્ધો લડી શકીએ અને જીતી શકીએ તેમ છે.

### પ્રવચન ૭૦ મું

# એનાથી સ્વરાજ્ય આવશે ?

આ બળનો પરચો વ્યક્તિગત કૌટુંબિક જીવનમાં તો ઓછાવત્તા પ્રમાણમાં સૌને થતો રહે છે. તે બળથી પત્નીઓએ પતિને, બાળકોએ માબાપને, શિષ્યોએ ગુરુઓને જીત્યાના દાખલાઓ સૌ કોઈ યાદ કરી શકશે. માણસો સત્યઅહિંસા જીવનમાં ખીલવવામાં શિથિલ રહેતા હોવાથી તેવા દાખલાઓ ઢગલાબંધ નથી બનતા, પણ તેનું ઠેકાણું પણ ગયું નથી.

એથી જરા મોટા ક્ષેત્રમાં જોઈએ તો જ્ઞાતિ જેવી સંસ્થાઓમાં પણ ક્વચિત્ કાચિત્ એ જોવા મળે છે. જ્ઞાતિબહિષ્કાર, અગવડ અને માનહાનિ સહન કરવા કોઈ તૈયાર થાય છે, અને તેનો સત્ય અહિંસા ઉપર પાયો હોય છે તો આખરે જ્ઞાતિના સમર્થ પટેલિયાઓ પણ નરમ પડી જાય છે.

રાજાઓના જુલમો સામે પણ આ હથિયાર ધરીને અમલમાં મુકાયું છે. સત્યનિષ્ઠ પુરુષો, તેમની પાસે કશી સત્તા ન હોવા છતાં કેવળ પોતાના સત્યના પ્રભાવથી, અમુક રસ્તે જતા રાજાઓને રોકી શકતા અને વારતા, એવું આપણા દેશમાં હમેશાં બનતું આવ્યું છે. આજે પણ દેશી રાજ્યોમાં એવું છેક બનતું નહીં હોય એમ નથી. ગામલોકોએ રાજાના દુરાચાર કે અન્યાય સામે વિરોધ તરીકે ગામ ખાલી કરી જવાના, અને પાછળથી રાજાએ પસ્તાવો કરી લોકોને મનાવી લાવવાના દાખલાઓ પણ ઇતિહાસમાં અને આપણાં રજવાડાંઓમાં શોધતાં જડી શકશે.

પરંતુ શંકા ઊભી થાય છે — આવા બધા બનાવોમાં સંબંધ વ્યક્તિઓ સાથેનો હોય છે; વળી તેમની વચ્ચે લોહીનો કે પ્રેમનો કંઈક સંબંધ હોય છે. રજવાડાંઓમાં પણ રાજાનું વ્યક્તિગત રાજ હોય છે ત્યાં પ્રજાને અને તેને એક પ્રકારનો કૌટુંબિકને મળતો પ્રેમસંબંધ હોય છે. તેવા સંયોગોમાં સાચી વાત ઉપર અહિંસક રહીને સહન કરી શકીએ તો વ્યક્તિના હૃદયને હલાવી શકીએ એ અસંભવિત નથી, એ તો સમજાય છે. પણ સ્વરાજ્યની લડતમાં સત્ય કે અહિંસા કામ કરી શકે એ સંભવિત લાગતું નથી. એક તો અંગ્રેજ રાજ્યકર્તાઓ પરદેશી લોકો, તેમની સાથે આપણો કશો પ્રેમસંબંધ નથી. તેમનો સ્વભાવ પણ એવો છે કે તેવો સંબંધ આપણી સાથે તેઓ ઝટ બાંધવા તૈયાર જ હોતા નથી. વળી એમનું રાજ્ય માત્ર એક માણસથી ચાલતું નથી, કે તેના હૃદય ઉપર આપણે અસર પહોંચાડવા જઈએ. તે તો હજારો હાથે અને હજારો માથે કામ કરતી એક જડ યંત્ર જેવી નોકરશાહી છે.

પણ નોકશાહી હોય કે ગમે તે શાહી હોય — આખરે તો તે મનુષ્યોની જ બનેલી છે ને ? અને અંગ્રેજ ગમે તેટલો પરદેશી હોય તો પણ, સત્ય-અહિંસાના પ્રભાવથી પર એવો તે રાક્ષસ નથી, પણ મનુષ્ય જ છે.

બીજી શંકા જાય છે તે એ છે કે, આપણે પોતે સત્યનુ અને અહિંસાનું સંપૂર્ણ પાલન કરી શકીએ એ જ ક્યાં બનવાજોગ છે ? એક વાતમાં પાળવા જઈએ ત્યાં બીજી વાતમાં ભંગ થઈ જાય છે, અને એક જણ પાળે છે ત્યાં સો જણ ભંગ કરી બેસે છે. આપણી તો આવી સ્થિતિ છે. આવા આપણે સ્વરાજ્ય જીતવા જેટલું બળ આપણાં સત્યઅહિંસામાંથી કેમ અને ક્યારે નિપજાવી શકવાના ?

આટલુ સંપૂર્ણ સત્યઅહિંસાનું પાલન કરીશુ ત્યારે તો આપણે ભવબંધનમાંથી મુક્તિ મેળવી શકીશુ. પરરાજ્યનાં બંધન છેદવા માટે જરૂરનુ બળ પેદા થાય એટલુ પાલન કરવું આપણે માટે એટલું અઘરું નથી જ. સ્વરાજ્યની લડત પૂરતું તો અમે સત્યને જરા પણ નહીં છોડીએ, હિંસાનો માર્ગ કદી પણ નહીં લઈએ, જે આવી પડશે તે આનંદથી સહન કરશું, ' એટલુ મર્યાદિત બળ બતાવવુ આપણે માટે જરા પણ અસંભવિત નથી, અને તે આપણો બંધનમુક્તિનો અર્થ સારવા માટે પૂરતું થઈ પડે તેમ છે. આપણા દેશની કરોડોની સંખ્યાની મૂંગી પ્રજા એટલુ બળ બતાવી શકે ત્યાં સુધી આપણને રાહ જોવાની પણ આવશ્યકતા નથી. આપણે સેવકો ઠીક ઠીક સંખ્યામાં તૈયાર થઈ જઈશુ તો પણ પ્રજાની લડત લડી શકીશુ.

આ બાબત હવે ખાલી અનુમાનની રહી નથી પણ અનુભવની થઈ પડી છે આપણા સેનાપતિઓએ સત્યઅહિંસાના દારૂગોળાથી લડવાના અનેક વ્યૂહો શોધી કાઢ્યા છે, અને તેની આપણને તાલીમ આપી છે. તેમના હાથ નીચે આપણે મહાન સ્વરાજ્યસંગ્રામની અનેક લડતોના પ્રયોગો આજ સુધીમા કરી ચૂક્યા છીએ

આપણે અહિંસક સત્યાગ્રહો વડે સરકારને નમાવી સ્થાનિક અન્યાયોને દૂર કરાવ્યા છે આપણે અન્યાયી અને અપમાનજનક કાયદાઓનો સવિનયભંગ કરી તે કાયદાઓનુ અને તેની ઘડનાર સરકારનું તેજ હરણ કર્યું છે. આપણ અસહકારો કરીને સરકારના સાંધા ઠીક ઠીક ઢીલા પાડી શક્યા છીએ આપણે આપણા નિઃશસ્ત્ર યુદ્ધો વ્યક્તિગત લડ્યા છીએ ત્યારે સરકારને મહામૂંઝવણમા નાખી છે સહેવાય પણ નહીં અને સામો ઘા કરતાં પોતાને જ શરમ લાગે. આપણે સામુદાયિક રીતે તેવાં યુદ્ધો કર્યાં છે ત્યારે સરકાર તેના વિશાળ લશ્કરી બળ છતા ટાઢી પડી જતી આપણે જોઈ છે તેવે વખતે આપણામાથી કોઈક મોહમાં પડી જરા સત્ય અને અહિંસાના

રસ્તા ચૂકે એ માટે તે ટાંપી રહે છે, અને તેવું બની જાય તો તે ફાવે છે, કારણ કે તો જ નિઃશસ્ત્ર લોકો સામે પોતાનું લશ્કર ચલાવવાને તેનું મન માને છે. આપણે સ્વરાજ્ય મેળવી બેઠા નથી, પરંતુ આ નવા બળનો સ્વાદ આપણી જીભને લાગી ગયો છે. તે બળ પૂરતા પ્રમાણમાં કેળવવાથી આપણે જરૂર સ્વરાજ્ય સર કરી લઈશું, એમ આપણને શ્રદ્ધા બેસવા લાગી છે.

સ્વરાજ્યની લડતનું નામ સાંભળીને જ આનંદથી તમારાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે, તમને શૂરાતન ચડી આવે છે. બસ લડત કરવી જ, સેનાપતિઓ હાકલ કરે કે તેના સૈનિક થઈ જવું, એમ તમારા મનમાં તમે ટેક લો છો. તમે એના કેફમાં ને કેફમાં સ્વરાજ્યનાં સ્વપ્નાં જોવા લાગો છો. "બસ, હવે ગુલામીનું કલંક ધોઈ કાઢીશું. અંગ્રેજોને વિદાય કરી દઈશું. તેના ગૂંગળાવનારા ભરડામાંથી દેશશરીરને મુક્ત કરીશું. દેશની લગામ આપણા પોતાના ચૂંટેલા પ્રમુખોના હાથમાં આપીશું. લશ્કરો, પોલીસો અને તમામ અધિકારીઓ આપણા હુકમ માનશે. ધારાસભાઓમાં એવા કાયદાઓ ઘડશું કે લોકો થોડા વખતમાં દારિદ્ર્યમાંથી મુક્ત થઈ જશે, કોઈ અભણ રહેશે નહીં, બધા લોકો હથિયારો બાંધતા થશે, દેશપરદેશમાં હિંદુસ્તાનના લોકો અને નેતાઓની છાપ પડવા લાગશે. . . . "

પણ સાવધાન! સ્વપ્નામાં વધારે પડતા તણાવું સારું નથી. સાચા સૈનિકોએ તરંગી ન થતાં પોતાના શસ્ત્રોને સજવામાં, પોતાના દારૂગોળાને સંભાળવામાં વધારે મચ્યાં રહેવું જોઈએ. તરંગે ચડશો તો આપણાં શસ્ત્રો નરી જ જાતનાં છે એ ભુલાઈ જશે. મોઢેથી તમે સત્યાગ્રહ શબ્દ બોલશો, પણ તમારી કલ્પનામાં તો છાપાંમાં રોજ વાંચો છો તેવી જમીનફોજ, નૌકાફોજ અને હવાઈફોજને જ રમ્યાં કરશો; જાણે તેવી ફોજો ઊભી કરીને તમે અંગ્રેજો સાથે યુદ્ધ કરતા હો, જાણે તેમાં તમે છાપાંઓમાં રોજ વાંચો છો તેવી જાતજાતની કપટનીતિ બાહોશીથી રમતા હો, રેડિયોનાં જાળાંઓમાં પણ જાણે તમે એ લોકો કરતાં ગપ્પાં ઊતરતા હો — આવાં આવાં સ્વપ્નાં જોયા કરવામાં તમે ચડી જશો. તમે ચમકશો, આવા ગગનવિહારમાંથી જાગશો ત્યારે જ તમને ભાન થશે કે અરે, તમે તો જમીન ઉપર ઊભા છો, તમારા દેહ ઉપર બખ્તર નથી પણ શુદ્ધ ખાદી ખાદી છે, તમે વિમાનમાં ઊડી લંડન ઉપર બૉમ્બ વરસાવતા નથી, પણ તમારા ગામમાં અથવા કોઈક જેલખાનામાં બેસી રેંટિયો કાંતી રહ્યા છો. તમે સૈનિક છો ખરા, પરંતુ તમે તો અહિંસા અને સત્યના દારૂગોળાથી લડનારા સૈનિક છો. તમારા યુદ્ધની જાત જ કોઈ અવનવી છે.

તેમાં સત્ય એ તમારુ પહેનામાં પડેલું બળ છે. તમારી લડત નાની વ્યક્તિગત હોય કે દેશવ્યાપી હોય, પણ તે પૂરેપૂરી સત્યની, ન્યાયની છે. તેમાં તમારું દરેક પગલુ સત્ય ઉપર જ હોય, ન્યાય ઉપર જ હોય. તમારું સત્ય એટલુ ઝળહળતું ને સ્પષ્ટ હોય કે સૂરજની જેમ તે છાનું રહે જ નહીં. તેના પ્રકાશ આગળ અસત્ય પક્ષ રાતના તારાની જેમ ઝખવાણો પડી જાય. તેનુ પોતાનું મન જ તેને કહે કે પોતે જૂઠો છે અને સત્ય તો સત્યાગ્રહીના જ પક્ષમાં છે. તમને તમારા પોતાના સત્યના આ બળ ઉપર શ્રદ્ધા ટકશે કે છાપા અને રેડિયોનાં જૂઠાણા હાંકી તમારી વાતને સાચી ઠરાવવાની લાલચ થશે?

તમારું બીજું બળ એ છે કે તમે સામા પક્ષના ઉપર આંગળી પણ ઊંચી કરવાના નથી તમે સંપૂર્ણ અહિંસાને વરેલા છો એવી તેના દિલને પાકી ખાતરી બધાઈ છે. તેથી તમારા ઉપર મારો કરવા તેનું મન જ તૈયાર થતુ નથી. પણ લડત દરમ્યાન નાની મોટી અનેક તકો તમને જરૂર મળશે કે જ્યારે તમે સામાને કઈક ઈજા પહોચાડી શકો, હેરાન કરી શકો. આવડી મોટી હજારો માથાવાળી સરકારને તો તે જરાક જેટલી ચીમટી જેવું લાગશે, પણ તમને શત્રુના એકાદ અંગને, એકાદ માણસને પજવણી કર્યાની નિરાંત આવશે ખરી. આવી લાલચ રોકી તમે તમારા આ અહિંસાબળને ટકાવી શકશો?

તમારું ચોથુ બળ એ છે કે સામાવાળા તમને જેલ, માર, દંડ, ધરબારહરણ વગેરે દુખો આપી ઉશ્કેરે છે છતા તમે હસને મોઢે બધુ સહન કરો છો, પણ તેના ઉપર ઉશ્કેરાઈ હિંસાનો માર્ગ લેતા નથી, આને લીધે તેના દિલમા તમારે માટે માન પેદા થાય છે, તમારી સાથે લડવુ એ તેને પોતાને જ નીચપણાનુ લાગે છે હસને મોઢે સહન કર્યે જવું લાંબો વખત એકધારુ સહન કરવુ, એમા તમારી સારી પેઠે કસોટી થાય છે. એમા કાયરના બનાવો તો દુશ્મન તમારા ઉપર જરૂર ચઢી બેસવાનો અને તમારા સત્યાગ્રહને તોડી નાખવાનો

તમારુ પાચમુ બળ એ છે કે સામાવાળો ગમે તેટલો ત્રાસ આપે છે છતા, તમે મનના ઊંડા ખૂણાના પણ તેના ઉપર વેરભાવ રાખતા નથી. તમારો પ્રેમ તે સ્પષ્ટ જોઈ શકે છે આથી તો તેનું હૃદયપરિવર્તન પૂરેપૂરુ થઈ જાય છે. તે પોતાના મનથી તમારો દુશ્મન રહેતો જ નથી, તમારો હિતચિંતક બની જાય છે, તમને સ્વરાજ્ય ભોગવતા કરવામાં પોતાનુ અહોભાગ્ય માનતો થઈ જાય છે

આવાં આપણાં બળો છે. આવો આપણો સત્યઅહિંસાનો દારૂગોળો છે. આવું આપણું અહિંસામય સત્યાગ્રહનું યુદ્ધ છે. આપણા સેનાપતિઓ આ અર્થમાં આપણી પાસે સત્ય અને અહિંસાના સિદ્ધાંતો મૂકે છે. તે કોટડીમાં ભરાઈ, આંખ મીચીને, જપવાના કોઈ સાધુબાવાના મંત્રો ન સમજશો. તે તો આપણો જબર દારૂગોળો છે. તેનાથી આપણે સ્વરાજ્યનું યુદ્ધ જીતવું શક્ય છે એવી આપણી શ્રદ્ધા છે, અને જીતવું છે એવી દૃઢ પ્રતિજ્ઞા છે. આપણી તો એ પણ મહત્ત્વાકાંક્ષા છે કે આખી દુનિયાની સર્વ દલિત પ્રજાઓ પણ આપણું જોઈને અહિંસામય સત્યાગ્રહના યુદ્ધની અલૌકિક કળા શીખી જાય.

પ્રવચન ૭૨ મું

## આપણે કેમ જીતીએ છીએ અને કેમ હારીએ છીએ ?

સત્ય અને અહિંસા એ માત્ર સાધુસંન્યાસીઓના મંત્રો નથી, પણ સ્વરાજ્યના યુદ્ધમાં વાપરવાનો જબર દારૂગોળો છે, એમ આપણે વિચારી ગયા. તેનો આજ પહેલાં આપણે જ્યારે જ્યારે પ્રયોગ કર્યો છે ત્યારે આપણે જોયું છે કે આપણે લગભગ સ્વરાજ્યની પાસે જઈ શક્યા છીએ, પરન્તુ છેવટ જતાં આપણું બળ હમેશાં ઓછું પડ્યું છે, કાચું પડ્યું છે. આમ કેમ બન્યાં કરે છે? આપણામાંથી કેટલાકનું મન તો આમ વારંવાર પાછા પડવાના પ્રસંગો જોઈ ડગી જાય છે. આ માર્ગ સ્વરાજ્યની લડતને માટે કામનો નથી, એમ કહી ઘણા ખસી ગયા છે. આપણે પણ ઊંડા ઊતરી કારણ ન શોધીએ તો આપણું પણ વહેલું મોડું તેવું જ થવાનું.

મૂળ કારણ એ જ છે કે જે બળથી આપણે લડવું છે તેનો પુરવઠો પૂરતા જથ્થામાં બનાવવાની આપણે કશી જ તજવીજ કરતા નથી. આપણાં હૃદયોમાં સ્વાભાવિક રીતે જે થોડો ઘણો સત્યઅહિંસાનો મસાલો ઈશ્વરે મૂકેલો હશે તેટલા ઉપર જ આપણો વ્યાપાર આજ સુધી ચાલ્યો છે.

અત્યંત ટૂંકી પૂંજીમાં પણ આપણે વિજયની નજીક નજીક ઘણી વાર પહોંચી ગયા છીએ, એથી કેટલીક વાર આપણને પોતાને જ આશ્ચર્ય થાય એવું છે. આપણું બળ જોતાં આપણે આશા ન રાખી શકીએ એટલી જીતો કેટલીક વાર આપણને મળી ગઈ છે. તે વખતે આપણાં મન તેનો ઓછો ખુલાસો કરી લેતાં લાગે છે કે, આપણે કંઈ આપણા જોરે જીત્યા નથી; માત્ર સરકાર આપણા ધૂમધડાકા અને પ્રચારથી ગભરાઈ ગઈ તેથી જ આપણે ફાવી ગયા.

આવી આપણા મનની સમજ થઈ જાય એના જેવું ભયંકર આપણે માટે બીજું કંઈ જ ન હોઈ શકે. તેથી તો આપણે આપણામાં ઈશ્વરે આછો પાતળો સત્યઅહિંસાનો પ્રેમ મૂકયો છે તે પણ ખોઈ બેસીએ છીએ; અને બૂમબરાડા, છાપાંઓની અતિશયોક્તિઓ, જૂઠાણાંઓ અને એવી એવી પોકળ વસ્તુઓ પર આપણી શ્રદ્ધા બધાય છે. આપણે લડતો દરમ્યાન આપણી સ્વાભાવિક નિર્બળતાને વશ થઈ નાનાં નાનાં જૂઠાણાંઓ રમ્યા હોઈએ છીએ, ખોટાં નામો આપ્યાં હોય છે, માલમિલકતો છુપાવી હોય છે, સંતાતા ફરીને અને અચાનક આપણા કાર્યક્રમોના છાપાઓ મારીને પોલીસવાળાઓને હંફાવ્યા હોય છે, આપણે અમલદારો અને વિરોધીઓનો ક્યાંક ક્યાંક સજ્જડ બહિષ્કાર કરી તેમને તેમના તેમના પોકગની હોય છે — એ બધાના પ્રતાપે જ આપણી જીતો થઈ છે એનો ભ્રમ આપણી બુદ્ધિમાં પેસી જાય છે. એ રસ્તે આપણે કોઈ કોઈએ નાનાં નાનાં અંગત પરાક્રમો કર્યાં હોય છે, કરી ઉપાવેલાં હોય છે તેના કેફમાં તે રસ્તા ઉપર કુદરતી રીતે આપણો રસ વધે છે, અને આ વખતે તે રસ્તામાં આપણી જે જે ખામીઓ રહી ગઈ તે આવતી લડતમાં રહેવા ન દેવી, આવતી વખતે પૂરી હોશિયારીથી કામ કરવું, અનેક નવી નવી યુક્તિઓ પણ તેમાં ઉમેરવી, એવા એવા ઘાટ આપણા મગજમાં આપણે ઘડતા થઈએ છીએ.

આ કંઈ સત્યાગ્રહ નથી કે અહિંસા પણ નથી. આ તો લશ્કરી લડાઈઓના પ્રકારો છે. એમાં રસ પડે છે, પણ લશ્કરશાહી તો આજકાલ એટલી આગળ વધી છે કે આપણા પ્રકારો તો તેના દારુણ વ્યૂહો આગળ નાના બાળકની રમત જેવા છે. વળી આપણે ઘણી વાર તો આવું આવું જે કંઈ આપણે કર્યું તે જ અહિંસાત્મક સત્યાગ્રહ છે એમ માનીને ચાલીએ છીએ. આપણા સેનાપતિઓ તે જ કરવા આપણને અંદરખાનેથી કહે છે એવું માનીને જ ચાલવા મંડીએ છીએ. લડતમાં સહેજસાજ જીત મળી હોય ત્યારે તો તેના મદને લઈને આવી ભ્રમિત માન્યતા આપણા મનમાં સજ્જડ રીતે ભરાઈ જાય છે. આપણે આપણા સેનાપતિઓને હજુ એટલા પણ ઓળખ્યા નથી, કે જો તેઓ ખરેખર લશ્કરશાહી યુદ્ધમાં માનતા હોત તો તેઓ એવા સમર્થ છે કે, તે દિશામાં તેઓ આપણને ગાઉના ગાઉ આગળ લઈ ગયા હોત. આપણને નાનાં છોકરાંની રમત કરાવ્યા ન કરત.

ખરી રીતે આપણી લડતોમાં આપણે જીતની નજીક નજીક પહોંચીએ છીએ ત્યારે તેનાં કારણો આપણી આવી હોશિયારી નથી હોતી, પણ તે જુદાં જ હોય છે.

પહેલું કારણ તો એ હોય છે કે આપણી લડતોના પાયામાં સત્ય છે. અંગ્રેજો આપણને એટલા ખુલ્લંખુલ્લા કચરે છે અને શોષે છે કે, તેમના પંજામાંથી છૂટવાનો આપણો પ્રયત્ન એ આપણા સાચા, લેશ પણ સંશય વગરના હકની વાત છે. આપણું આ સત્ય એટલું ઝળહળતું અને જગજાહેર છે કે, અંગ્રેજ તેની સામે ઝંખવાણો પડી ગયો છે, તે ગમે તેટલું જોર દેખાડે છતાં તે પોતે અસત્ય પક્ષમાં છે અને આપણે સત્ય પક્ષમાં, એ ખ્યાલ તેના મનને ગુનેગાર અને નિસ્તેજ બનાવ્યા વિના રહી શકતો નથી.

વળી જોકે આપણે સૈનિકો અને લોકો લડતની વિગતોમાં સત્યનિષ્ઠામાં બહુ બહુ કચાશ બતાવીએ છીએ, પરંતુ સારે નસીબે આપણા સેનાપતિઓની સત્યનિષ્ઠા એટલી દેદીપ્યમાન છે કે, આપણી ઝીણી ઝીણી કચાશથી આપણું કામ છેક માર્યું જતું નથી. છતાં આંખ ખોલીને જોઈશું તો આપણી સત્યાગ્રહી તરીકેની પ્રતિષ્ઠામાં તેથી ગાબડું જરૂર પડ્યું છે, સેનાપતિઓના પગમાં તે પથરો બાંધ્યા જેવું નીવડ્યું છે.

આપણા સત્યાગ્રહને ખાતર આપણે દુઃખો ઠીક ઠીક સહન કરીએ છીએ ખરા, છતાં આપણા પોતાના હિસાબે—આપણે જે પરિણામ ઇચ્છીએ છીએ તેના હિસાબે તે પૂરતું નથી. તેમાંયે આપણા સેનાપતિઓનાં ત્યાગ અને સહન એવાં જબરાં છે કે આપણી નિર્બળતાને તે ઢાંકી દે છે અને અંગ્રેજના ચિત્ત ઉપર અસર પહોંચાડે છે. વળી અંગ્રેજોને પોતાને હિસાબે જે થોડુંઘણું સહન આપણે કરીએ છીએ તે પણ મોટું છે, કારણ કે તે જાણે છે કે સામો જવાબ વાળ્યા વિના પોતાના સત્યાગ્રહ ખાતર સહન કરવા તે પોતે તૈયાર નથી. એની તેને પરાપૂર્વથી કેળવણી મળી નથી.

આપણું અહિંસાબળ પૂરું કાર્યસાધક થવા માટે આપણા મનમાં પણ હિંસા ન હોવી જોઈએ, વેરનો છાંટો ન હોવો જોઈએ. તો જ અંગ્રેજનું હૃદયપરિવર્તન થવાની આશા આપણે રાખી શકીએ. આ વસ્તુ તો આપણામાં લગભગ શૂન્યવત જ છે. સેનાપતિઓએ તે બહુ સારા પ્રમાણમાં ખીલવી છે અને તેનું પ્રત્યક્ષ પારખું પણ અનેક પ્રસંગે બતાવ્યું છે. પણ આપણી સૌની અંદર રહેલી છૂપી હિંસાવૃત્તિ તેમના અહિંસાબળને તાણી જાય છે અને હૃદયપરિવર્તનનું ફળ આપણને જોવા મળતું નથી. અથવા ફળ છેક ચીમળાયેલું, રસરહિત અને સડેલું જ જોઈએ છીએ. આપણે ખાસ પ્રયત્ન કરીને આપણા સત્ય તેમ જ અહિંસાના દારૂગોળાનો પુરવઠો વધારી દઈએ નહીં, અને માત્ર ઈશ્વરે આપી છે તેટલી પૂંજીથી જ ચલાવ્યા કરીએ, તો આના કરતાં વધારે પરિણામ કદાપિ મળવાનું નથી. મળે તેવી આશા રાખવાનો આપણો અધિકાર નથી. આપણે સદાય કિનારે

પહોંચી પહોંચીને પાછા ધકેલાવું પડવાનું છે. એટલું જ નહીં, પુરવઠો વધારશું નહીં તો છે તેટલી મૂડી સપાટાબંધ ખોઈ બેસીશું આપણી નબળાઈ ક્યાં ક્યાં રહેલી છે તે ચતુર સરકાર દિવસે દિવસે કળી જવા લાગી છે, અને તેના ઉપરથી આપણી લડતો કેમ તોડી નાખવી એના રસ્તાઓ તેણે શોધ્યા છે અને હજુ નવા શોધશે

માટે આપણે ગફલતમાંથી સાવધ થઈ આપણું અહિંસાનું બળ દિવસે દિવસે વધતું કેમ જાય એનો વિચાર કરતા થઈ જવું એ અત્યંત જરૂરનું છે. એ બહારના શસ્ત્રો કે સાધનસરંજામમાંથી ઉત્પન્ન થનારું બળ નથી, કે તેનાં કારખાનાંઓ કાઢી શકીએ. તે તો આપણા પોતાના હૃદયમાં ઈશ્વરે ભરેલું આત્મબળ છે. આપણે આપણી અશ્રદ્ધાથી, આળસથી, બીકણપણાથી, મોજશોખથી અથવા શાસ્ત્રકારોની ભાષામાં કામ, ક્રોધ, લોભ, મદ, મોહથી તે બળને દબાવી દીધું છે. તે બધો ઉકરડો દૂર કરી આપણે આપણા આત્મબળને છૂટું કરવું પડશે. એટલે કે આપણું અંગત જીવન શુદ્ધ બનાવી તેને સત્ય અને અહિંસા ઉપર ચલાવતા થઈ જવું પડશે

પ્રવચન ૭૨ મું

## આત્મરચનાનો પાયો

**[ સત્ય-અહિંસા ]**

ગઈ કાલે આપણે સ્વરાજની લડતની વાતનાથી કામકોર આદિને છતી આત્મબળ જગાડવાની વાત ઉપર ઊતરી ગયા આવી ભાષા સાંભળી લોકો ચમકે છે. “અમે તો સ્વરાજના સૈનિકો છીએ અમે કંઈ આત્મશુદ્ધિ કરવા નીકળેલા સંતફકીરો નથી અમારું અંગત જીવન ગમે તેવું હોય, તેને સ્વરાજની લડત સાથે શો સંબંધ છે? તે લડત માટે તો અમે ગઈ પણ વખતે હાજર છીએ તેમાં અમે ગમે તેટલો ત્યાગ-ભોગ આપવા તૈયાર છીએ તે લડત પૂરતા સત્ય અહિંસા રાખવા પડશે તેટલા અમે રાખીશું. એથી વધારેની અમારી પાસે આશા રાખવી ન જોઈએ ”

પણ અહિંસાત્મક સત્યાગ્રહને માર્ગે જ સ્વરાજનું યુદ્ધ કરવાનું સ્વીકાર્યા પછી, અને તે યુદ્ધના સેનાપતિઓના હાથ નીચે સત્યાગ્રહી સૈનિકો તરીકે ભરતી થયા પછી, આમ સહેલાઈથી આપણે છટકી ન શકીએ જો આપણે યુદ્ધ જીતવા માટે, સત્ય અને અહિંસાની શક્તિ પ્રજામાં ખૂબ વધારવી આવશ્યક હોય, અને તે વધારવા માટે આપણે સૈનિકોએ આપણા પોતાના

અંગત જીવનોમાં સત્યઅહિંસા લોહી–હાડમાં ભેળવી દેવાં આવશ્યક હોય, તો 'આ તો આત્મશુદ્ધિની વાત છે, સાધુસંન્યાસીઓની વાત છે' એમ કહી આપણે આપણી ફરજમાંથી ખસી શકીએ નહીં.

અહિંસામય સત્યાગ્રહમાં આપણે સત્યનું પાલન કરીએ નહીં તો તેમાં લડાઈનું બળ આવી ન શકે એ તો દેખીતું જ છે ને? ભલે લડત પૂરતું, પણ તેટલું સત્ય સાચવવાની તો આપણી ફરજ રહે જ છે.

પણ લડત પૂરતું સત્ય સાચવવું એ શું વગર પ્રયત્ને થઈ શકે તેવું છે? આપણો આજ સુધીનો અનુભવ શું કહે છે? સેનાપતિઓ આંખમાં તેલ ઘાલીને રાતદિવસ લડત ઉપર નજર રાખતા હોય અને આપણને જરા ચાતરીએ કે તરત જાગ્રત કરતા હોય ત્યાં સુધી જ, આપણે સત્ય ઉપર ટકી શકીએ છીએ. જીવનની નાની નજીવી બાબતોમાં સત્યનો આગ્રહ રાખવાની — અસત્યને ન જ ભળવા દેવું એવો આગ્રહ રાખવાની ટેવ ન હોવાથી, મોટી બાબતોમાં અસત્ય આચરવાની લાલચ આપણે રોકી શકતા નથી. બે પૈસાના તુચ્છ ફાયદા ખાતર આપણને મજૂરની સાથે જૂઠ રમતાં અથવા ગ્રાહકને છેતરતાં વાંધો આવતો ન હોય, અગર સહેજસાજ તકલીફથી બચવા ખાતર આપણે ઘરનાં સ્ત્રીબાળકો સાથે જરાજરામાં જૂઠ રમતાં ખંચકાતા ન હોઈએ, તો સ્વરાજ્ય જેવી મોટી બાબતમાં આપણને જૂઠ આચરતાં આંચકો કેમ કરીને આવશે? તેમાં તો અસત્ય આચરવાનો મોહ વધારે પ્રબળ હશે. જરા જૂઠાણું કરવાથી લડતમાં વેગ આવવાનો સંભવ દેખાય, સરકારને મૂંઝવણમાં પાડી આપણે જીતી જઈએ એવો સંભવ દેખાય, ત્યારે આપણે તે મોહ કેમ કરીને જતો કરી શકીશું? કોઈ લોકોના માનીતા માણસોને સરકારે મરાવી નાખ્યા છે એવી જૂઠી વાત ઉડાડવાથી લોકો બહુ ઉશ્કેરાશે અને લડતમાં મોટી સંખ્યામાં ભળશે, એવો આપણને લોભ નહીં લાગે? બીજા દૂરદૂરના પ્રાંતોમાં જોસથી લડત ચાલવાનાં ખોટાં ખોટાં બ્યાનો પ્રસિદ્ધ કરી આપણે ત્યાંની પ્રજામાં લડતમાં ભળવાનો ઉત્સાહ વધારવાનો મોહ પણ નહીં લાગે? અરે, સત્ર સબબમાં ધરસોડ કરવા માડી એટલે આપણને, પોતે, લડતમાં દેખાવા છતાં, આપણાં માનમિનકત બચાવવા માટે ગમે તેવાં જૂઠાં પગલાં લેતા પણ શા માટે વાંધો નડે? બે પૈસાના લાભ માટે કે નાનીસરખી અગવડથી બચવા જેને જૂઠું આચરવાની ટેવ હોય તેનાથી આ જાહેર હિતની વાતમાં તે લાલચ છોડી શકાય એ બનવા જોગ જ નથી. તેવે વખતે આપણું મન આપણને એવી જ સલાહ આપશે કે દેશની લડત જીતવાનો પ્રસંગ હોય ત્યારે સત્યઅસત્યનું પૂંછડું પકડી રાખવું એ નર્યું વેદિયાપણું છે.

વળી આપણી ટૂંકી બુદ્ધિથી આપણે એવી પણ ગણતરી કરી લઈએ છીએ કે આપણું જૂઠાણું પ્રકાશમાં ક્યાં આવવાનું છે? લોકોની નજરમાં તેમ જ સરકારની નજરમાં તો આપણે સત્યનિષ્ઠ જ રહેવાના છીએ. એટલે તેમના ઉપર તો સત્યની જે અસર પડવાની હોય તે પડવાની જ છે.

આના કરતાં ફસાવનારી ગણતરી બીજી ભાગ્યે જ હશે. સત્ય તો એક સ્વયંપ્રકાશિત — સૂર્યને મળતી વસ્તુ છે. તે આપણે ન ધાર્યું હોય એ રીતે ઉઘાડું પડી જ જાય છે. સંપૂર્ણ રૂપમાં ઉઘાડું પડે તે પહેલાં આપણી આંખમાં, આપણા અવાજમાં, આપણા દરેક હલનચલનમાં પણ તેની છાપ આવ્યા વિના રહેતી નથી. જૂઠાણાથી ઉશ્કેરાઈને લોકો લડતમાં જોડાવાને બદલે આપણા પોતાના ઉપર ભરોસો ખોઈ બેસે છે, અને જે લડતમાં આપણા જેવા જૂઠા સૈનિકો હોઈએ એમાં ભળવું જ નહીં એવો જ નિશ્ચય કરી બેસે છે. સરકાર પણ લાગો વખત છેતરાશે નહીં. અરે, ઘરમાં નાના બાળક પાસે પણ આપણું જૂઠાણું લાંબો વખત છાનું રહી શકતું નથી. આપણા આંખના ખૂણા જોઈને તે પારખી જાય છે. તો ચતુર સરકાર પાસે તે કેમ છૂપું રહી શકે? તે કળી જાય છે કે આપણે જેલમાં બેસવા તો તૈયાર છીએ, પણ ઘરબાર ખોઈ રાનરાન રઝળવા તૈયાર નથી. તે તરત આપણી એ નબળાઈ ઉપર પ્રહાર કરી આપણને અને આપણી લડતને તોડી નાખે છે.

આપણે યાદ કરીશું તો જોઈ શકશું કે આપણે અંગત જીવનમાં સત્યના આગ્રહનો આંતરિક શોખ કેળવેલો ન હોવાથી, આપણી જાહેર લડતોમાં સત્યનો આગ્રહ રાખી શક્યા નથી, અને સત્યાગ્રહની લડતમાંથી સત્ય ઊડી ગયું એટલે તેમાનું ખરું બળ જ ઊડી ગયું.

તેથી તમને સાધુફકીર જેવું હસવા જેવું લાગો કે કોઈ મોટા રાજકારણી મુત્સદ્દી જેવું પ્રતિષ્ઠિત લાગો — પણ જો તમારે સત્યાગ્રહ યુદ્ધના સૈનિક થવું હોય તો ઝીણી ઝીણી વ્યક્તિગત બાબતોમાં તમારે સત્યનો આગ્રહ રાખવાની ટેવ કેળવવી જ પડશે. ખરે ટેવ જ નહીં, તેનો શોખ કેળવવો પડશે. એટલે સત્યપાલનને ખાતર જ્યારે તમે કંઈક કંઈક તકલીફ ઉઠાવો ત્યારે તમને એક જાતનો આંતરિક આનંદ થાય, એટલે સુધી તે શોખને લઈ જવો પડશે. સત્યાગ્રહયુદ્ધના સૈનિક તરીકેની લાયકાત મેળવવા માટે આ તમારી તાલીમ છે — કવાયત છે. તેમાંથી માફી મળી શકે તેમ છે જ નહીં.

અહિંસાની તમારી શક્તિ પણ એ જ રીતે ઝીણી ઝીણી વ્યક્તિગત બાબતોમાં તેનું પાલન કરી કરીને કેળવવી પડશે, કે જેથી સ્વરાજ્ય માટેના સત્યાગ્રહોમાં તે આપણને દગો દે નહીં. આપણા અહિંસાના પાલનથી આપણે સરકારી તંત્ર ચલાવનાર લોકોનાં અંતઃકરણોમાં પલટો કરી નાખવો છે, પણ આપણે આપણાં પોતાનાં સગાંઓ, આપણા મિત્રો, આપણા પડોશીઓ, આપણા ધંધાબંધુઓ, આપણા ગુરુબંધુઓ, આપણા ગ્રામબંધુઓ — એમના ઉપર એના પ્રયોગો કરીને જોયા છે?

તેમના ઉપર આપણને સહજ લાગણી હોવાથી, તેમના પ્રત્યે ઝીણામાં ઝીણી અહિંસા પાળવી આપણે માટે સહેલી હોય છે. એમને ખાતર અગવડો અને દુઃખો સહન કરવાં પણ આપણે માટે પ્રમાણમાં ઘણાં જ સહેલાં હોય છે. છતાં આપણે એ સહેલાં ક્ષેત્રો ઉપર પણ અહિંસાપ્રયોગ કરવામાં ક્યાં માનીએ છીએ? તે વખતે આપણે કેવી રીતે વર્તીએ છીએ? હઠે ચડેલાં છોકરાને કે સ્ત્રીને કે વિદ્યાર્થીઓને મારવાં, વઢવાં, તિરસ્કારવાં, અપમાનવાં એમાં આપણે હિંસાનો છૂટથી ઉપયોગ કરી લઈએ છીએ. તેમ કરવાની આપણે ટેવ જ પાડી બેઠા છીએ. વાતવાતમાં આ રીતે વર્તનારા આપણે સત્યાગ્રહ વખતે આપણા વિરોધીઓ પ્રત્યે અને આપણા કાર્યમાં આડા આવનારાઓ પ્રત્યે અહિંસાની વાણી અને અહિંસાનું વર્તન રાખવાની આશા રાખીએ તે કેવી રીતે બનવાનું છે?

જો ઉપર કહ્યું તેમ આપણે મારઝૂડ કરતા નથી તો કાયર થઈને હઠ ચાલવા દઈએ છીએ. વચ્ચે પડવા જઈશું તો કલેશ થશે, અણબનાવ થશે, તેઓ રિસાશે, તેમની તરફથી મળતા સુખસગવડમાં ભંગાણ પડશે, ગામમાં પણ આપણું ખોટું કહેવાશે, એવા એવા વિચારોથી આપણે કાયર થઈએ છીએ. એવી કાયરતાથી કેટલાં માબાપો પોતાનાં છોકરાંને દૃઢતાયુક્ત કેળવણી ન આપી તેમનાં જીવનને સુકાન વિનાનાં નાવડાં જેવાં બનાવી મૂકે છે? વિદ્યાર્થીઓમાં અપ્રિય થઈ પડવાની બીકથી કેટલા શિક્ષકો તેમને દૃઢતાયુક્ત દોરવણી આપવાની ફરજ ચૂકે છે?

આપણે નવજુવાન હોઈએ અથવા વિદ્યાર્થી હોઈએ તો આપણે વડીલો અને ગુરુજનો સાથે કેમ વર્તીએ છીએ? આપણને દેશભક્તિ જેવી પ્રેરણાદાયી ભાવનાઓનું તે ઉંમરે આકર્ષણ થાય અને મોટાંઓ આપણને ઘરેડમાં ને ઘરેડમાં રાખવાનું દબાણ કરે એ અનુભવ તો દરેક યુવકને ભાગે આવે જ છે. મોટા ભાગના યુવકો તે વખતે પોતાને રોકનાર વડીલો સાથે ઝઘડો કરે છે, પણ તે ઝઘડો અહિંસાનો નહીં. તેઓ તો તેમને ન

કહેવાનાં વચનો કહેવા લાગે છે, તેમનું અપમાન કરે છે; લાકડી લઈને મારવા સિવાયની બધી જ હિંસા ચલાવે છે. એમનો હિંસાનો ઊભરો જોતાં કોણ જાણે તેઓ શું ને શું કરી નાખશે એવી ચિન્તા ઘડીક તો સૌને થઈ પડે છે. પરંતુ મોટે ભાગે એમનો હિંસાનો ઊભરો દૂધના ઊભરા કરતાં પણ વહેલો શાંત થઈ જાય છે. પછી માબાપને કે શિક્ષકોને તેમની જરા પણ ફિકર રાખવાપણું રહેતું નથી. તેઓ ઇચ્છે એના કરતાં પણ નીચે પાટલે જઈને એમના જુવાનો બેસી ગયા હોય છે.

ખરેખર, જુવાનિયાઓ માબાપના આગ્રહને વશ થઈ પોતાની આદર્શ-ધૂનો જેટલી ઝડપથી છોડી બેસે છે, અને શાળાકૉલેજોમાં સમજણી ઉમરના વિદ્યાર્થીઓ પણ પોતાને થતી નાનીમોટી સજાઓ જેટલા હળવા મનથી, જરાયે સ્વમાનખંડન લાગી આવ્યા વિના, તરત નીચી મૂંડી કરીને ઝીલે છે, એટલો દયાજનક પરાજય દુનિયામાં ભાગ્યે જ બીજા કોઈનો થતો જોવામાં આવે છે.

આમાં શું અહિંસા હોય છે? ગુરુજનો તરફના માનને લીધે કે પ્રેમને લીધે શું તેઓ નમી ગયા છે? નહીં જ. એ જ જુવાનો જો અહિંસક યુદ્ધની કળા શીખ્યા હોય તો તેઓ વડીલોનું અપમાન ન કરે, તેમનાં હૃદય પ્રેમ અને સેવાથી પિગળાવી દે, પરંતુ પોતાને ધગડમા પૂરી રાખવાની તેમની હઠ સામે તો પાકું યુદ્ધ આપે. વિદ્યાર્થીઓ શાળાઓમાં પણ અન્યાયી સજા સામે ટક્કર આપે. તેમ કરતાં ઘર કે શાળાનો ત્યાગ કરવો પડે, નિરાધાર સ્થિતિમાં રહેવાનું અને ભણતર રઝળવાનું જોખમ આવી પડે તો તે આનંદ અને હિંમતથી સહન કરે અને એમના એ અહિંસામય સહનથી ગુરુજનોનાં હૃદયોને વધારે પિગળાવે. પરંતુ અહિંસાના પાઠ લેવાના આવા પ્રસંગોનો જીવનમાં કેટલો ઓછો ઉપયોગ થાય છે?

આવી જાતની કાયરતાનું જ્યાં જોઈએ ત્યાં સામ્રાજ્ય વર્તે છે અને તે કાયરતાને આ ગાંધીયુગમાં ઘણીવાર આપણે અહિંસા તરીકે ખપાવવા પણ તૈયાર થઈએ છીએ. પણ અહિંસા કંઈ એવી ફૂવની પથારી નથી. અન્યાયી અને અસત્ય હઠ સામે યુદ્ધ કરવું એ તો મનુષ્ય તરીકે આપણો ધર્મ છે જ. સ્વમાનધન મનુષ્ય કોઈ એ તો આ વીરધર્મથી આપણે છટકી ન જ શકીએ.

હઠ કરનારની હઠ સામે યુદ્ધ કરવું અને છતાં તેનાં માગ્ઝ્ડ કે તિરસ્કાર કરવાં નહીં, એમાં અહિંસાનો સાચો પ્રયોગ રહેલો છે. છોકરો આળસુ થયો છે, પોતાના ભાગનું કામ કરતો નથી તેને લડવાવડવા કરતા તેના ભાગનો બોજો પણ આપણે પ્રેમથી ઉપાડી લઈએ તો કેવું

પરિણામ આવે છે, એનો પ્રયોગ કરી જોવાની આપણને ધીરજ રહેતી નથી સ્ત્રી બાળકોને બીડીઓ ખવડાવવાના મોહથી માતા પાડે છે તેને લડવાવઢવા કરતા આપણે પોતે બીડીનો સદંતર ત્યાગ કરીએ તો તેના મોહ ઉપર કેવી અસર થાય છે, તેનો પ્રયોગ કરવાની આપણને હિંમત નથી. પહેલા આપણને દેશભક્તિ આદિ કામોમા જે ગુરુજનો આડા થતા તેઓ જ, જો અહિંસાનો પ્રયોગ કરીએ તો, આપણને કેવા આશીર્વાદ આપે છે, પોતે પણ આપણા રગે કેવા રગાય છે, એ જોવા જેટલી ધીરજ પણ કોને હોય છે?

પાડોશી આપણા આગણા સામે રોજ એઠવાડ ફેંકે છે, તેના ઘરની મોરીમાથી રસ્તામા ગદો ભાવર થઈ ગયો છે તેની સાથે નાગા હાથ કરીને લડવુ અથવા તેનો સુધરાઈ પાસે દડ કરાવવો એ હિંસાના રસ્તા આપણને તરત સૂઝે છે પણ પાવડો લઈ ગદકી સાફ કરવા નીકળવાનો પ્રયોગ આપણને ઝટ સૂઝતો નથી ની ળી પડીએ તો પડોશી બીજે જ દિવસે સીધો થઈ જાય એવી આપણે આશા નાખીશ પણ કાયમ સાફ કરતા કરતા તેના કાઢવ કરતા પણ વધારે ગદો મકોડાઓનો કાદવ આપણે તેના ઉપર ફેંક્યો હશે, એને આપણે ગણતરીમા લઈશુ જ નહીં

મજૂર કામચોરી કરે છે તે જોઈ આપણને કા તો તેના ઉપર ઠપકાનો કે વા ડીની માગી કરવાનુ સૂઝે છે, અને ન તો તો કાઈ કડવા જઈશુ તો આપણુ કામ થાય છે તે પણ રખડી જશે એમ કરી તેની ખુશામત કરવાનુ સૂઝે છે પરંતુ મજૂર સાથે આપણે પણ મજૂરી કરવા લાગી જવુ, તેના સુખદુખમા ભાગ લેવો, તેની સાથે ભાઈચારો બાધવો, એ અહિંસાનો પ્રયોગ કરી જોવાની આપણને ફુરસદ નથી તેમ કરવા કઈક મહેનત પડે, આખા ગોળા ગળતા હોઈએ તે છોડવા પડે, એ માટે આપણી તૈયારી હોતી નથી

કોઈ ખેતરમાથી મગફળીના ચોરી જાય છે કોઈ ગોવાળ આપણા ખેતરમા ગાયો ચરાવી જાય છે તેને ગરીબડો દેખીએ તો માર મારવો અને સરકાર પાસે કેદ અને દડનો માર મરાવવો એ હિંસાનો માર્ગ જ આપણને સૂઝે છે તે ગુડો હોય તો ડરી જઈને 'તેરી બી ચૂપ ને મેરી બી ચૂપ' કરીને, મોઢે ડૂચો મારીને, બેસી રહીએ છીએ અહિંસાનો પ્રયોગ તો અગત માણસો સાથે કરવાની પણ આપણને ટેવ નથી, તે એમની સાથે તો કરવાનુ સૂઝે જ કયાથી? પણ જો સ્વરાજ્યની લડતમા અહિંસાનો પ્રયોગ કરવાની ઉમેદ હોય તો આવા પ્રસગોમા પણ આપણે તે કરવાનો અભ્યાસ

પાડવો જોઈએ. ગામ લોકો ચોરોને મારવા કૂદી પડે ત્યારે આપણે વચ્ચે પડીએ, એમ કરતાં ઈજા થાય તો સહન કરીએ; તે ઉપરાંત ચોરના ઘરની સ્થિતિ જાણી લઈએ, તેને ધંધો ન હોય તો ધંધે લગાડીએ. — અહિંસા ઉપર શ્રદ્ધા કેળવીએ તો આવા કોઈક માર્ગો આપણને સૂઝે.

અહિંસાના આવા આવા પ્રયોગો આપણા અંગત જીવનમાં કરવાનો શોખ કેળવ્યા વિના તેની હૃદયપરિવર્તન કરવાની ચમત્કારિક શક્તિમાં આપણી શ્રદ્ધા કેમ બેસે? અને તેવી શ્રદ્ધા બેઠા વિના સ્વરાજ્યની લડતમાં આપણે અહિંસાનો પ્રયોગ સાચા દિલથી કેવી રીતે કરી શકીએ?

આનો અર્થ એ જ થાય છે કે, જો આપણે અહિંસાત્મક સત્યાગ્રહના સૈનિક થવાની ઉમેદ ધરાવતા હોઈએ, તો આપણે આપણું અંગત જીવન સત્યઅહિંસાના પાયા ઉપર મૂકી દેવું જોઈએ. વાતવાતમાં જૂઠું બોલવાની, છળકપટ કરવાની, અન્યાય આચરવાની ટેવને આપણે જીતવી જોઈએ. વાતવાતમાં ગાળો દેવાની, અપમાન કરવાની, તિરસ્કાર કરવાની અને હાથ ઉપાડવાની ટેવો પણ ટાળવી જોઈએ. નાનાં બાળકોની પ્રત્યે આમ વર્તવું, તેમ જ ગરીબ લોકો પ્રત્યે આમ વર્તવું એ આજે આપણે ખોટી ટેવને લીધે સ્વાભાવિક જેવું બનાવી લીધુ છે. તે સ્થિતિને આપણી સર્વ હિંસાનુ મૂળ સમજી આપણે પ્રયત્નપૂર્વક સુધારી લેવી જોઈએ. એટલી ઝીણી બાબતમાં અને એવાં નાનાઓ સાથેના વ્યવહારમા પણ કાળજીથી અને પ્રેમથી સત્યઅહિંસાનો આગ્રહ રાખી રાખીને પણ આપણે તેને આપણા સ્વભાવમાં વણી લેવાં જોઈએ. અસત્ય અને હિંસાથી વર્તવુ આપણને સૂઝે જ નહીં, તેમ વર્તવુ આપણે માટે અશક્ય થઈ પડે, આપણુ શરીર, આપણી જીભ, આપણું મન એ જ તે રીતે વર્તવાની ના પાડે, એટલી હદ સુધી આ સ્વભાવ ઊંડો ઉતારી દેવો જોઈએ.

અને તેમ કરવુ અશક્ય છે શુ? આપણે તિરસ્કારથી ફેંકેલુ, ઉકરડે નાખેલુ અન્ન — ભલે તે પકવાન હોય, ભલે આપણા પેટમાં ભૂખ હોય તો પણ, લેવા તૈયાર છીએ કે? શુ આપણી જીભ જ તેવી વસ્તુ જોવા છતાં રસ છોડવાની ના કહેતી નથી? શરાબ તમાકુ જેવી વસ્તુઓ સંબંધમા પણ સામાન્ય રીતે માણસનુ શરીર તેની ઉગ્ર વાસથી જ તે લેવા સામે બંડ ઉઠાવે છે. પરતુ દરિદ્રતાને લીધે અને વ્યસનને લીધે માણસ પોતાના સ્વભાવને ઊતરી જવા દે છે તો કેવી સ્થિતિ થાય છે? ભિખારીઓ ઉકરડા ફેંદી એઠવાડના ટુકડા વીણી ખાય છે, તે સ્વાદથી ખાય છે, તે માટે એક-બીજા સાથે ખેંચાખેંચી પણ કરે છે. વ્યસનીઓ છાતી બળી જાય અને પોતે ખુવાર થઈ ગટરમાં આળોટે ત્યાં સુધી વ્યસનો સેવતા થઈ જાય છે.

સત્યઅહિંસાની બાબતમાં આપણે ખરેખર આ જ રીતે આપણા મૂળ સ્વભાવને નીચો ઉતારી નાખ્યો છે. આપણાં મન અને શરીર, જેણે મૂળ સ્વભાવ પ્રમાણે, તેવા આચરણની સૂગ બતાવવી જોઈએ, તે આપણી ખૂરી આદતોને લઈને તેનાં રસ માણતાં થયાં છે. તેથી આદતો સુધારીને આપણે મૂળ સ્વભાવ પાછો જાગ્રત કરવો જોઈએ, આપણા માનસનું બંધારણ જ એવું કરી મૂકવું જોઈએ, કે નાના બાળકને પટાવવાની વાત હોય કે સ્વરાજ્યની વાટાઘાટો કરવાની હોય, સત્યનો ભંગ કરવા આપણાં તનમન તૈયાર જ ન થાય. નાના બાળકને મારવાની વાત હોય કે આઝાદીનું યુદ્ધ હોય, અહિંસાનો ભંગ કરવા આપણાં તનમન જ ના પાડી ઊઠે. આ રીતે આપણા સ્વભાવને ઘડી, આપણી પોતાની સુંદર આત્મરચના કરી લેવામાં આળસ કરવાથી, આપણા પોતાના મનુષ્ય તરીકેના ગુણોને આપણે હાથે કરીને બગાડી મારીએ છીએ, અને જીવનનો સાચો રસ હારી બેસીએ છીએ. એવી આત્મરચના કરી સાચા મનુષ્ય બનવું એ આપણો ધર્મ છે.

અને જેને દેશસેવા કરી સાચા સ્વરાજ્યની રચના કરવી છે, તેને તો પોતાની આત્મરચના કરી લેવી જ જોઈએ. આત્મરચના વિના સ્વરાજ્ય-રચના કરવા જઈએ એ ઓજાર વગર લાકડું ઘડનાર સુથારના જેવું છે. સ્વરાજ્યનો સંગ્રામ અહિંસામય સત્યાગ્રહના વ્યૂહથી જે જીતવા ઇચ્છે છે તેવો સૈનિક, પોતાના જીવનના ઝીણામાં ઝીણાં અણુપરમાણુમાં સત્યઅહિંસા વણી લેવામાં આળસ કે અશ્રદ્ધા રાખે, એ તો લાકડાની તરવારે લડવા નીકળવા જેવું છે.

પણ આ રીતે આત્મરચના કરવી, સત્યઅહિંસાને સ્વભાવમાં વણી લેવાં, એ શું આપણા જેવા સાધારણ માણસો માટે શક્ય છે? શું એ તો મોટા સંતમહાત્માઓથી જ થઈ શકે એવી કઠણ વસ્તુ નથી?

### પ્રવચન ૭૩ મું

## આત્મરચનાનો અભ્યાસક્રમ

(એકાદશ સિદ્ધાન્તો જીવનમાં ઉતારવાની રીત)

સત્ય અને અહિંસાને જીવનમાં ઓતપ્રોત કરી આત્મરચના સાધવી એ અશક્ય નથી જ. એના જેવું શક્ય અને સરળ બીજું કોઈ કાર્ય નહીં હોય. જેનો જે ધર્મ હોય, સ્વભાવ હોય તે તેને માટે કઠણ કેમ હોય? અગ્નિને તપવામાં કે પાણીને વહેવામાં તકલીફ પડતી હશે એવો વિચાર પણ આપણને કદી આવે છે શું? સત્યઅહિંસા એ આપણા સ્વભાવધર્મો હોવા છતાં આપણી બૂરી આદતોને લીધે આજે અસ્વાભાવિક બની ગયાં છે, તેથી જ તે અતિ કઠણ લાગીને આપણને ભડકાવી મૂકે છે પરન્તુ આપણી અંદર સૂતું પડેલું આત્મબળ જાગ્યું નથી ત્યાં સુધી જ તે કઠણ ભાસે છે. એ બળ જગાડીએ તો આત્મરચના કરવી એ પ્રમાણમાં ઘણું સહેલું, આપણી શક્તિમર્યાદાની અંદરનું કાર્ય બની શકે.

આપણે કેટલીક અત્યંત બૂરી આદતો પાડી બેઠા છીએ, કે જેનાથી આપણો મૂળ સ્વભાવ જ છેક બદલાઈ ગયો છે. આપણે કેટલાક રિવાજો એવા પાડી બેઠા છીએ કે હવે તેની જાળમાં આપણો મૂળ સ્વભાવ ગૂંચવાઈ ગયો છે. આપણે કેટલાક વિચિત્ર વિચારોની એવી માયાસૃષ્ટિ રચી, તેમાં રાચી રહ્યા છીએ કે આપણે આપણી જાતને જ ઓળખતા ભૂલી ગયા છીએ, આપણે આપણો પોતાનો સ્વભાવ જ ભૂલી ગયા છીએ, અને જાણે મનુષ્ય ન હોઈએ પણ કોઈક નીચી યોનિના પ્રાણી હોઈએ એ રીતે વર્તી રહ્યા છીએ.

આ બધી વાત પાછી ધર્મશાસ્ત્રોની ભાષા ચાલી અને સ્વરાજ્યના સૈનિક પાસે તેની વાતો કરવી એ મારો મહાજુલમ છે એમ તમને લાગે છે? પરન્તુ ધર્મશાસ્ત્રો એ શા માટે આપણને ભડકાવે? શું તમે ગુલામીમાં અદબદવું છોડી સ્વરાજ્યના સૈનિક થયા એ તમારું ધર્મપાલન નથી? આપણે રોજ રોજ સૈનિકના અને સેવકના ધર્મો વિચારી રહ્યા છીએ અને તે સત્યાગ્રહી સૈનિક અને સેવકના, એટલે આપણે મનુષ્યના ઊંચામાં ઊંચા ધર્મની જ વાતો કરીએ છીએ. અને ધર્મશાસ્ત્રોનો વિષય પણ એ જ હોવાથી, તે અને આપણે એક પથ ઉપર આવી જઈએ એમાં કશું જ આશ્ચર્ય નથી

આજ પહેલાં ધર્મબુદ્ધિવાળા સંતમહંતો રાજકારણ જેવી બાબતોમાં બહુ પડતા નહીં. તેઓ તેને ખટપટ, ઉપાધિ અને ગંદકી માની તેનાથી છેટે રહેતા, અને ભજન પૂજન સાધન આરાધનામાં તલ્લીન રહેતા. તે વખતનાં રાજ્યો અને સામાજિક બંધારણો પ્રમાણમાં ઘણાં જ મોકળાં હતાં. આજે વીસમી સદીમાં તો મનુષ્યજીવનનું એકે અંગ એવું રહ્યું નથી, જેમાં રાજ્યતંત્રો પોતાના નહોર પેસાડતાં ન હોય. આપણે કાંતી વણી સ્વદેશી ધર્મ પાલન કરીએ તો રાજ્યની અને કારખાનદારોની આંખમાં ખૂંચે છે. ગરીબ લોકોને દારૂતાડી છોડાવીએ તોયે તેમને ચીડ ચડે છે કે આપણે તેમની આવક ડુબાડીએ છીએ. રાજ્યતંત્રો પોતાનું બળ ટકાવી રાખવા આપણામાં અંદર અંદર કોમો અને વર્ગોના વિખવાદ ઊભા કરે છે. અરે, નિરાંતે પેટ ભરીને આપણી મહેનતનું આપણને ખાવા પણ ક્યાં દે છે? તેઓ પોતાનાં ભાણાં ભરવા ખાતર એટલી હદ સુધી ચૂસે છે કે લોકોના ભાણામાં દૂધનું ટીપું રહેવા પામતું નથી. જ્યાં સ્વદેશી રાજ્યતંત્રો હોય છે ત્યાં પણ શ્રીમંતો રાજ્યસત્તા પોતાના હાથમાં રાખી બાકીની પ્રજાને હાલ હવાલ કરે છે, તો આપણે ત્યાં તો પરરાજ્ય રહ્યું. ઝાડમાં પેસી તેનો જીવનરસ પી વધ્યાં કરતી પરજીવી વનસ્પતિઓ જેવાં તે આપણા અણુ અણુનું જીવન શોષે છે. આજે એને ખટપટનો વિષય ગણી તેનાથી અલિપ્ત રહી ભજનપૂજન કરી શકીએ એવી સ્થિતિ રહી નથી. જૂના વખતના સાધુસંતો પણ આવી સ્થિતિમાં અલિપ્ત ન રહી શક્યા હોત. તેઓને પણ આપણી માફક જ સ્વરાજ્યરચનાને પોતાનાં ભજનપૂજન-સાધન બનાવવાં પડત.

જૂના સાધુસંતો રાજ્યદ્વારી લડતો લડતા નહીં અને આપણે લડીએ છીએ તે પરથી, એ બેમાં કોઈ મૂળગામી ભેદ છે એમ માનવાની ભૂલ ન કરવી જોઈએ. તેઓ તેમ જ આપણે આપણાં ક્ષુદ્ર સ્વાર્થી જીવનોમાંથી બહાર નીકળી, જેને આપણો મહાન ધર્મ માનીએ છીએ તેના ઉપર ચાલનારા છીએ. તેઓ ભગવાં પહેરતા, વનમાં જઈ તપ કરતા, યોગસાધના કરતા. આપણી સાધનાનું બહારનું રૂપ જુદું છે, પણ ધર્મબુદ્ધિમાં આપણે એક જાત અને એક ભાત છીએ, હોવા જોઈએ. આમ હોવાથી તેમનાં ધર્મશાસ્ત્રોની ભાષા અને આપણી લડતોની ભાષા છેવટે એક રાહ ઉપર આવી જાય તો એમાં આશ્ચર્ય જેવું શું છે? આપણને ધર્મ અને શાસ્ત્રવચન ઉપર બહુ જ અભાવ આવી ગયો છે, તેનું કારણ તો આજના ખોટા ભિખારી બાવાઓને આપણે રોજ જોઈએ છીએ તેઓ છે. ધર્મ એટલે તેમના જેવાઓના આચારો અને ધર્મશાસ્ત્રો એટલે તેમના જેવાઓનાં

સમાયો, એવો ભ્રમ આપણી બુદ્ધિમાં ભરાઈ ગયો છે. તેથી આપણને ધાર્મિક કહેવડાવવામાં લાજ આવે છે, અને ધર્મશાસ્ત્રોની ભાષા કોઈ વાપરે તો તેનાથી આપણે દૂર ભાગીએ છીએ.

પરન્તુ તમે જો સ્વરાજ્યરચનાના સેવકો થવા માગતા હો અને અહિંસાત્મક સત્યાગ્રહ યુદ્ધના સૈનિકો થવાના ઉમેદવારો હો, તો આજે હું ધર્મશાસ્ત્રોની ભાષા વાપરું તેથી તમારે મૂંઝાવું ઘટતું નથી. આપણે આત્મરચના કરી આપણી તેવા સૈનિક તરીકેની લાયકાત વધારવી છે. જે લોકો પોતાના જમાનાને બંધ બેસે તે રીતે સાધના કરી પોતાની આત્મરચના કરી ગયા છે તેમની સનદ આપણે કેમ ન લઈએ? તેમના અજમાવેલા ઉપાયો આપણે કેમ ન સ્વીકારીએ?

આત્મરચના કરવાના આ ઉપાયો જે આપણા એકાદશ સિદ્ધાન્તો. તે કારણે જ આપણે રોજ પ્રાર્થનાની ગંભીર ઘડીમાં તેનું સ્મરણ કરી જઈએ છીએ. જે આત્મરચના આપણે કરવી છે, જે આત્મબળ આપણે કેળવવું છે તેમાં આપણને આગળ ને આગળ વધારવાની આ સિદ્ધાન્તોમાં શક્તિ છે

આમાં સત્ય અને અહિંસા એ પહેલા બે સિદ્ધાન્તો વિષે આપણે વિચાર કરી ગયા છીએ. તે તો આપણા જીવનનો કહો, આપણી લડતનો કહો — પાયો જ છે સત્યઅહિંસાને આપણો સ્વભાવ બનાવી દેવા, આપણા અણુ અણુમાં વણી લેવા એ જ આપણે સાધવા માગીએ છીએ. એ જ આપણી આત્મરચના છે.

ત્યાર પછીના નવ સિદ્ધાન્તો એ સત્યઅહિંસાને જીવનમાં ઉતારવાનાં સાધનો છે. આપણે જે ખોટા ખોટા વિચારો બાંધીને ચાલ્યા છીએ, તેને અનુસરી આપણે અનેક નાશકારક રિવાજો અને આદતો બાંધી બેઠા છીએ તે ઓળખી તેમાંથી સાચે રસ્તે ચડવાના એ બધા પ્રયત્નો છે તેમાં અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય એ ત્રણ સાધનો જૂના ધર્મશાસ્ત્રોએ સૂચવેલાં છે બાકીના છ આપણે આપણા યુગની ખામીઓનો ખાસ વિચાર કરીને ઠરાવ્યાં છે તે છ છે જાતમહેનત, અસ્વાદ, અભય, સ્વદેશી, અસ્પૃશ્યતાનિવારણ અને સર્વધર્મસમભાવ

આ નવ સિદ્ધાંતો જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કર્યા વિના આત્મરચના થઈ જાય — એટલે કે આપણે સત્યઅહિંસા ઉપર આરૂઢ થઈ જઈએ એ શક્ય નથી એ કેવી રીતે તેનો હવે પછી અનુક્રમે વિચાર કરીશ.

## ૬. ધંધાઓમાં સિદ્ધાન્ત

### [ અસ્તેય ]

આપણે ગમે એટલા ઊજળા થઈને ફરતા હોઈએ તો પણ આપણે કબૂલ કરવું પડશે, કે આપણા તમામ વ્યવહારો આપણે ચોરી ઉપર જ રચ્યા છે. કોઈ ગરીબ માણસ રાતમાં ભીંતીને ઘર ફોડીને ધન ચોરી જાય છે અથવા ખેતરમાંથી પાક લણી જાય છે, એવી ઝીણી ઝીણી ચોરીઓ ઉપર તો આપણે ખૂબ જ ક્રોધ કરીએ છીએ, અને તેવા લોકો પકડાય તો તેમના ઉપર આપણો ક્રોધ ઠાલવતાં ચૂકતા નથી. પણ જે ખરી ચોરીઓ છે, જે મોટી ચોરીઓ છે, તેને વિષે જાણે આપણે સૌએ મળીને અંદરોઅંદર સમજૂતી કરી લીધી છે કે, તેને ચોરી ગણવી નહીં — તેને આપણો સામાન્ય વ્યવહાર જ ગણવો.

આપણા સર્વ વેપારરોજગારનો પાયો બીજો શો છે? સામાન્ય ચોર તો પકડાય ત્યારે શરમાય છે. પણ આપણે તો આપણી ચોરીને વ્યવહારનો પ્રતિષ્ઠિત સિદ્ધાંત બનાવ્યો છે અને શરમાવાનું રાખ્યું જ નથી.

ધંધાઓમાં પણ જે ધંધા સાદા અને જાતમહેનતના છે, તેમાં ચોરી પ્રમાણમાં અતિ અલ્પ છે; પણ જેમ મોટી ઊથલપાથલ, જેમ મોટા વેપારો, જેમ મોટાં કારખાનાંઓ, જેમ મોટાં બજારો, તેમ ચોરીની માત્રા વધતી જ જાય છે. તે સૂક્ષ્મ અને કાતિલ બનતી જાય છે. તેની એક કળા જ બની જાય છે. તે ધંધાઓમાં લોકોનાં ધન અને શ્રમ હરાય છે, પૃથ્વીનાં કસ અને ધાતુઓ હરાય છે. જેમનું ચોરાય છે તેમને ખબર પણ ન પડે એવી સફાઈથી ચોરીઓ કરવામાં આવે છે. અને આ રીતે ધનપતિ થયેલાઓને સમાજમાં માનપ્રતિષ્ઠા આપીને આપણે ચોરી ઉપર સંમતિની છાપ આપીએ છીએ. કેમ ન આપીએ? જો લાગ મળે તો આપણે પોતે પણ ચોરીના ધધામાં સામેલ થવાના ઉમેદવાર નથી શું?

કમાવાના ધંધાઓ પાર વિનાના નીકળ્યા છે. પણ એ સૌને આટે એવો અને સૌને પોતાની પાંખમાં લઈને ઊડનારો મહાધંધો દુનિયામાં ચાલી રહ્યો છે તે છે રાજ્યકારભારનો. વેપારોમાં તો બહારથી ઊજળો દેખાવ રાખવાની પણ કંઈક દરકાર રાખવી પડે છે. પણ આ ધંધામાં તો ચોરી બાબતમાં કોઈ જાતનો ઢાંકપિછોડો છે જ નહીં. ઊલટું, કારભારીઓ ગર્વ સાથે દાવો કરે છે, કે પ્રજાનું હિત કરવા ખાતર જ અમે રાજનીતિના દાવ — એટલે કે ચોરી અને જૂઠાણાના દાવ રમીએ છીએ. અને તેઓ પ્રજાઓનુ હિત કેવું કરે છે? તેઓ સીધા કર રૂપે અને ભોળા લોકોને ખબર

પણ ન પડે એ રીતના આડકતરા કર રૂપે તેમનું લોહી જેવું મોંઘું ધન ચોરે છે અને તેમાંથી નોકરશાહી અને લાવલશ્કરને પોષી તે જ પ્રજાને પોતાના પંજામાં કાયમ રાખે છે. તેઓ રાજસત્તાના જોરે લોકોના અનેક પ્રામાણિક ધંધાઓને તોડી નાખે છે અને નવા શોષક ધંધાઓને ઉત્તેજન આપે છે.

આ રાજ્યકારભારનો ધંધો દિવસે દિવસે વધારે ને વધારે ફેલાતો જાય છે. તેમાં જેઓ સીધો ભાગ લે છે તેઓ તો પોતાનાં જીવન ચોરીમય કરે જ છે, પણ રાજ્યસત્તાના ચમકાટથી એવા ધંધાનો મોભો ઊભો કરી આપી સામાન્ય પ્રજાજનના માનસમાં પણ ચોરવૃત્તિ ઘુસાડી દે છે.

"ધંધા તો અમે ધંધાની રીતે જ કરશું, માત્ર પ્રાર્થનામાં બેસીશું અથવા દેવમંદિરમાં જઈશું ત્યારે એકાદશ વ્રતનું ચિંતન કરશું. સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ થઈને એકબીજા સાથે મળશુંહળશું તેમાં બનતાં સુધી જૂઠું નહીં બોલીએ કે કોઈનાં છત્રી જોડા ચોરશું નહીં, કોઈ ભૂલી ગયું હશે તો તેને ઘેર જઈ પહોંચાડશું, અમારાં બાળકોને જૂઠું બોલે કે ચોરી કરે તો ઠપકો આપીશું — એમ જીવનના ભિન્નભિન્ન પ્રસંગોમાં સત્ય અને અસ્તેય ઉપર ભાર દેવા અમે તૈયાર છીએ. પરંતુ અમારા કમાણીના ધંધામાં અને અમારા રાજ્યકારભારના ધંધામાં એવા વેદિયાવેડા કરવા જઈએ તો અમારું ખર્ચ કેમ નભે? અમારું ઘર કેમ ચાલે? અમારી પ્રજા સુખસમૃદ્ધિ ભોગવતી કેમ થાય?" આવું આપણ સૌનું વર્તન છે.

આમ ધંધારોજગાર અને રાજકારણ, કે જે આપણા માણસોના જીવનનો મોટો ભાગ રોકનાર વ્યવસાયો છે, તેની આખી રચના જ આપણે ચોરી ઉપર કરી છે, અને પાછા તેને ચોરી માનતા જ નથી. પછી જીવનમાં સત્યના અને અહિંસાના પાલનની આશા જ ક્યાં રહી? ચોરીનાં ઘીચ કાંટાઝાંખરાંઓની વચ્ચે સત્યઅહિંસાના કુમળા છોડો વાવી તે ઉછેરવાની આશા આપણે કેમ રાખી શકીએ?

ધંધાઓમાં ચોરી છડેચોક કરીને પછી સભ્ય થઈને જ્ઞાનની વાતો કરીએ, દાનો આપીએ, દેશસેવાનાં કંઈ કંઈ કામોમાં પણ ભાગ લઈએ, પરંતુ તે બધું સો ઉંદર મારીને પછી મીનીબાઈ હાથમાં ઘોડી પાટલા ઉપર ટાંકી થઈને બેસે તેના જેવું જ બને છે. તેમાં નથી આવતું ઊંડાણ, નથી આવતી સચ્ચાઈ, નથી આવતું જોશ.

તેથી સત્યઅહિંસાના પાલનમાં આગળ વધવું હોય તો આપણા જીવનનાં ડાળાંપાંખડાં સિંચવાં છોડી તેનો મોટો ભાગ રોકનાર જે આપણા ધંધાઓ— તેમાં અસ્તેય, પ્રામાણિકપણું દાખલ કરવું જોઈએ. એ બાબતમાં આપણે સૌ

સરખા ખોટા થઈ ગયેલા હોવાથી એ માટે મનને તૈયાર કરવું, એ રીતે વર્તતાં ઓછી આવકથી ચલાવવું પડે, સુખવૈભવો ઉપર કાપ મૂકવો પડે એ માટે મનને તૈયાર કરવું, એ કઠણ લાગશે. પણ હિંમત કરીને ધંધામાં અસ્તેય અથવા પ્રામાણિકતા પાળવાનો સંકલ્પ કરી લઈએ તો આપણું જીવન કૂડકપટના ખાડાટેકરાને બદલે સત્યઅહિંસાની સીધી સડક જેવું બની જાય; આપણને સત્યઅહિંસા ઉપર જીવનનાં સૂત્રો તરીકે જોવાની શ્રદ્ધા આવવી સંભવિત બને, અને દેશનાં મોટાં કામોમાં તેના ઉપર ચાલવાની હિંમત આવે.

## ૨. સુખસગવડોમાં સિદ્ધાન્ત

### [ અપરિગ્રહ ]

પરિગ્રહ એટલે સુખસગવડનાં સાધનોનો જમાવ કરવો તે. આપણે એ બાબતમાં પણ માંહોમાંહે 'ચોર લોકોના કરાર' કરી લીધા છે: "અમે અમારાથી બનતુ દેશસેવાનું કામ કરશું, ધર્મનું પાલન કરશું, સત્યઅહિંસા બનશે તેટલાં પાળશું, પણ અમારાં ઘરજીવનમાં મહેરબાની કરી કોઈએ વચ્ચે પડવું નહીં. તેમાં અમને જોઈશે તેવાં સુખસગવડનાં સાધનો ભેગાં કરીશુ, અમારે ખાવુંપીવું હશે તે ખાશુંપીશું, ભોગ ભોગવવા હશે તે ભોગવીશું. અમને કમાતાં — એટલે કે ચોરતાં — આવડશે તે પ્રમાણે અમે ભોગવીશું. તમને કમાતાં આવડે તે પ્રમાણે તમે ભોગવજો. એ તમારું અને અમારું અંગત જીવન છે. એમાં કેટલું ભોગવવું ને કેટલું ન ભોગવવું એ જોવાનુ અમારું કામ છે. બીજાને તેમાં દખલ કરવાનો હક નથી. દિવસનું ખાવાનુ બરાબર ન મળે તો કોઈ કામમાં દિલ ચોંટે નહીં, તેમ આ અંગત સુખવૈભવમાં ખામી આવે તો જીવનમાં કંઈ રસ રહે નહીં. અમારી રુચિ પ્રમાણે અંગત વૈભવ ભોગવી પછી ફુરસદે માથે પાઘડી મૂકી અથવા ખાદીની ટોપી મૂકી, હળવા થઈ, અમે દેશનાં કામ કરવા નીકળીશું."

આમ વર્તવામાં જાણે આપણે પૂર્ણ સ્વાભાવિક નિર્દોષપણાનું વર્તન કરતા હોઈએ, એમાં મનુષ્ય તરીકેના આપણા મોભાને કંઈ એબ હોય જ નહીં, એમ આપણે પરસ્પરસંમતિથી ઠરાવી લીધું છે.

સૌ પોતપોતાના નિર્વાહ માટે કમાણી કરે અને જરૂરનાં સુખસગવડ તેમાથી વસાવે, એ નિયમ તો કશો વાંધો લેવા જેવો નથી; પણ તે તો કમાણી જો પરસેવાની અને પ્રામાણિકપણાની હોય તો. તે રીતે કમાનાર પાસે વધારા પડતાં સાધનો ભેગાં થઈ શકે નહીં. તેને તે ભોગવવાની નવરાશ પણ ન હોય અને વૃત્તિ પણ ન હોય. પણ આપણી કમાણી કેવી છે તે તો મેં અસ્તેય સંબંધમાં બોલતાં કહ્યું છે. ચોરીની સહેલી કમાણી

જેને કરવી છે તેને સુખસગવડનાં સાધનો ઉપર અને અંગત ભોગવિલાસો ઉપર શા માટે અંકુશ મૂકવાની ઇચ્છા થાય? તે સાદા ભોજનથી શા માટે તૃપ્ત થાય? તે નાના ઘરથી શા માટે સંતોષ માને? તે વાડીવજીફા, નોકરચાકર, ગાડીમોટર, ધનદોલત એ બધું વધારવામાં શા માટે હાથ ટૂંકો રાખે?

આ રીતે અંગત સુખો ધરાઈએ તેટલાં ભોગવીને આપણી પરિગ્રહવૃત્તિ ધરાતી હોત તો પણ પ્રમાણમાં ઘણું સારું થાત. પણ આપણે તો ચારે તરફ જોયાં કરીએ છીએ. એ બધી બાબતોમાં બીજા કોઈ આપણાથી આગળ વધી જતા તો નથી? વધી જાય એ આપણે સહન કરી શકતા નથી. એથી આપણું અભિમાન ઘવાય છે. શું તેના કરતાં આપણને કમાવાની કળા ઓછી આવડે છે? આપણે આપણા ધંધાઓ વધારીએ છીએ, ચોરીના નવા નવા પ્રકારો શોધી કાઢીએ છીએ અને વધારે ને વધારે ધન ભેગું કરવા લાગીએ છીએ. એમ કરી આપણે સુખસગવડો ગાંડાની જેમ વધારીએ તો છીએ, પણ ધંધામાં એવા લપટાઈ જઈએ છીએ કે આપણે તેમાંનું કંઈ ભોગવવાની શક્તિ જ ગુમાવી બેસીએ છીએ. પકવાન્ન ખાઈએ પણ પચાવી શકીએ નહીં, પલંગમાં સૂઈએ પણ ઊંઘી શકીએ નહીં. છતાં પરિગ્રહના મિથ્યાભિમાન ખાતર પરિગ્રહો વધાર્યે જઈએ છીએ. પૈસાનું બૅંકનું ખાતું એ પણ એક આપણો વહાલો પરિગ્રહ બની જાય છે. તેમાથી જોઈતું બધું લાવી શકાય છે તેથી નહીં. તે તો આપણે જોઈએ તેથી પણ વધારે ભેગું કરી ચૂકયા છીએ ઘરમાં આપણા પરિગ્રહોની ગરદીમાં આપણે પોતાને માટે બેસવાની જગા રહેવા દીધી નથી. હવે આપણને એક જ ઘેલછા લાગી છે બીજાઓ કરતાં આપણી મૂડી મોટી હોવી જોઈએ. તે માટે વધારે કમાણી કરવી જોઈએ, વધારે ધંધા ઉપાડવા જોઈએ, વધારે ચોરી કરવી જોઈએ. તેમ કરતા ખાવાની ફુરસદ ન રહે, કુટુંબજીવનનો આનંદ લેવાનોયે વખત ન રહે, તો પણ આપણને વાંધો નથી. જોનારાઓ ટીકા કરે છે કે, જો કમાઈને ભોગવવાનુ ન હોય તો શા માટે આ ધંધાઓ? શા માટે આ બધી ધમાલ? શા માટે તેમા રહેલાં જૂઠાણાં અને શા માટે એમા રહેલી ચોરીઓ? આપણી પાસે ધન ખેંચાઈ આવતા કેટલા બેકાર બનતા હશે, ચુસાતા હશે, આપણા ધંધા કેટલાને ખોટે ચાળે ચડાવતા હશે, કુટેવમા પાડતા હશે, વ્યસનોમા ચડાવતા હશે — એ બધુ પણ શા માટે? આપણે ટીકાકારોને હસીએ છીએ. મોટી મૂડી ભેગી કરવામાં અને રોજ રોજ તે વધાર્યા જ કરવામાં કેવી લગન છે તે તેઓ શું જાણે?

આમ પરિગ્રહ પાછળની ઘેલછા માણસને બાવરો બનાવે છે. લોકોને રળી ખાવાના જમીન જેવા સાધનો — તે પણ તે હાથ કરી લેતા અચકાતો નથી. લોકો માટે પોતાના સિવાય બીજો કશો આધાર ન રહેવા દઈ, તે તેમને પોતાની ગમે તેવી શરતોએ રોળવે છે અને તેના લોહીનું શોષણ કરે છે. તેને લોકો માટે પોતાના શિકાર સિવાય બીજી કોઈ લાગણી રાખવી પોસાતી નથી. પોતાની ઘેલછાથી કેટલી હિંસા થઈ, કેટલા મર્યા, કેટલા પાયમાલ થયા, કેટલા વ્યસને ચડ્યા, કેટલા અનીતિએ ચડ્યા, કેટલા બેકાર અને ભીખ માગતા થયા એનો વિચાર કરવા તે થોભી શકતો નથી.

પરિગ્રહનો શોખ ધરાવવો અને અહિંસાનું પાલન કરવું, એ બે સાથે કદી બની શકતા નથી. બીજાઓને દુઃખી કર્યા વિના, પાયમાલ કર્યા વિના કોઈ પરિગ્રહની ભૂખ ભાગી શકતું નથી. જો પરિગ્રહવૃત્તિ ઉપર અંકુશ મૂકતા ન શીખીએ, તો જીવનમાં અહિંસાને તો ન જ ઉતારી શકીએ. પરિગ્રહના લોભમાં લોકોના જીવ લેતા જેને જરા પણ અરેરાટી થતી નથી તે સ્વરાજ્યની લડતમાં ઝીણવટથી અહિંસાનું પાલન કરે એવી આશા ન જ રાખી શકાય. અરે, તેવો માણસ સ્વરાજ્યની લડતમાં ઊભો જ શા માટે રહેવાનો? તેને તો પોતાનો શોખ પૂરો કરવા માટે પરરાજ્યની સાથે રહેવામાં જ વધારે લાભ માલૂમ પડશે.

પરિગ્રહ સંબંધમાં આજ સુધી માણસના મનમાં એક જાતની શરમ હતી. તેમાં બીજાઓની ચોરી રહેલી છે, બીજાઓનો દ્રોહ રહેલો છે, એવો એકરાર થતો હતો. પરંતુ હવે તો એક જુદી જ વિચારસરણી પ્રચલિત થવા માંડી છે. તેમાં પરિગ્રહ જેમ વધારે તેમ સુધારો ઊંચો, એવો સિદ્ધાન્ત બતાવવામાં આવે છે. સંયમને હસી કાઢવામાં આવે છે અને તે માણસને જૂના પથ્થરયુગમાં પાછો ધકેલશે એમ માનવામાં આવે છે. આના જેવો જોખમકારક સિદ્ધાન્ત બીજો એકે નથી. અંગ્રેજોએ પરિગ્રહના સુખ ભોગવવાની માઝા મૂકી છે તેના પરિણામે જ શું આપણે તેની ગુલામી ભોગવી રહ્યા નથી? દુનિયાની રંગીન પ્રજાઓને પોતાની રાજસત્તામાં જકડી અંગ્રેજ અને બીજી ગોરી પ્રજાઓ તેમને લૂંટે છે ત્યારે જ તેઓ અતિ વૈભવનું પરિગ્રહી જીવન ભોગવી શકે છે, એ વાત જરા પણ છૂપી નથી. આપણને તો તેનો એટલો અનુભવ થઈ રહ્યો છે કે, દુનિયાના અંત સુધી તો ભૂલી શકીએ તેમ નથી. આ ગુલામીમાંથી જો આપણે કંઈ પણ પાઠ શીખવા જેવો હોય તો પરિગ્રહસુખ ઉપર સંયમ મૂકવો જોઈએ એ જ હોવો જોઈએ.

તેથી જ આપણે સ્વરાજ્યની કલ્પના ગોરાઓનાં રાજ્યો કરતાં જુદી કરીએ છીએ. આપણે તેમાં જબરદસ્ત અને વિલાસી શહેરો, મોટાં મોટાં કારખાનાંઓ, મોટાં મોટાં લશ્કરોનાં સ્વપ્નાં સેવતા નથી.' પરન્તુ ઉદ્યોગી, સ્વયંપૂર્ણ, સ્વરાજ્ય ભોગવતાં, સ્વચ્છ, તંદુરસ્ત, સુખી ગામડાંઓની કલ્પના જ કરીએ છીએ. એવું સ્વરાજ્ય આપણે આપણી પોતાની મહેનતથી અને ઈશ્વરે આપણને આપેલાં સાધનોમાંથી, બીજી પ્રજાઓને શોષ્યા વિના, રચી શકીએ તેમ છીએ.

પરંતુ પરિગ્રહને જ સભ્યતા કહેનાર પશ્ચિમી વિચારના લોકો કહે છે કે, "અમે અમારા અંગત જીવનમાં પરિગ્રહોનું સુખ ભોગવવાના મતના છીએ, પરંતુ અમારા દેશને પરિગ્રહ કરવા દેવા ઇચ્છતા નથી. દેશના રાજ્યને અમે પાકા કબજામાં રાખશું. તેને એવી રીતે ચલાવશું કે તે બીજી પ્રજાઓને લૂંટવા જાય નહીં. અને તે સાથે દેશનાં હુન્નરઉદ્યોગ, કેળવણી એવાં વધારી દઈશું કે દેશનાં જ સાધનોથી દેશના સર્વે લોકો પરિગ્રહનો ઊંચામાં ઊંચો વૈભવ માણી શકે. અમે અમારા બુદ્ધિબળથી એવાં યંત્રો શોધીશું કે તેની મદદથી સુખસગવડનાં સાધનોનો પહાડ ઊભો કરશું, અને એવા કાયદા કરશું કે દેશમાં સૌ સરખા રહે, કોઈ કોઈનું લૂંટીને ધનસંચય કરે નહીં. એ રીતે અમે વૈભવ અને પરિગ્રહ ઉપર રચાયેલો શહેરી સુધારો સ્થાપવા માગીએ છીએ. અમે ગામડી રહેવા માગતા નથી, કારણ કે તેવા સાંકડા જીવનના વાડામાં અમારા મનુષ્યત્વને વિકાસ પામવા માટે પૂરો અવકાશ મળી શકે નહીં."

આ રીતે વિચાર કરવો એ શું માણસ જાત માટે અત્યંત ભયંકર અભિમાન કરવા જેવું નથી? અંગત જીવનમાં પરિગ્રહના વૈભવ વધારવામાં માનવું અને છતાં જાહેર — દેશના જીવનમાં તેના ઉપર અંકુશ મૂકવાની સન્મતિ આપણામાં ટકી રહેશે એમ છાતી ઠોકીને કહેવું, એ આકાશમાં મહેલ બાંધવા જેવું અસંભવિત છે, અને નર્યું અભિમાન જ છે. મગફીના ક્ષેત્રમાં રહેવા છતાં ચેપથી બચવાનું અભિમાન રાખવા જેવું જ તે છે.

ડહાપણ અને સુખ અને શાંતિ તો અપરિગ્રહને આપણા જીવનનો સિદ્ધાંત બનાવવામાં જ છે. તે રસ્તે આપણે સ્વચ્છ, શુદ્ધ, ઉદ્યોગી, શાંત, જ્ઞાની, સેવાપરાયણ, સુખી લોકોનું ગ્રામસ્વરાજ્ય ઊભું કરી શકીએ તેમ છીએ. આપણું અંગત જીવન આપણે જેવું રાખીશું, એટલે જેવા આપણે તેવું જ આપણું સ્વરાજ્ય પણ સહેજે રચાશે. તે આપણે સત્ય અને અહિંસાના માર્ગે લઈ શકીએ અને સત્યાગ્રહના બળે રક્ષી શકીએ એવું હશે, અને તે આપણા સંપૂર્ણ વિકાસ માટે સાંકડું પડશે એમ આપણે માનતા નથી.

## ૩. અંગતમાં અંગત જીવનમાં પણ સિદ્ધાંત
[ બ્રહ્મચર્ય ]

આ સંબંધમાં આપણે પરસ્પર કરારથી જાણે એવો જ નિયમ ઠરાવી લીધો છે કે, "આ વિષય માણસના જીવનનો અતિશય અંગતમાં અંગત હોઈ તેની કોઈએ કશી ચર્ચા જ કરવી નહીં. જેને જેમ મરજીમાં આવે તેમ વર્તે. સંયમ પાળવો હોય તે સંયમ પાળે, લંપટ થવું હોય તે લંપટ થાય. જ્યાં સુધી માણસ વ્યભિચાર કરતો પકડાય નહીં, ત્યાં સુધી કોઈએ કોઈના વ્યવહારની કશી જ વાત કાઢવી નહીં."

માણસના મન ઉપર કામદેવનું જે મહાદુર્દમ્ય સામ્રાજ્ય છે તે જોતાં આ બાબતમાં આવી ઢીલી નીતિ રાખીને આપણે લોકોએ ભયંકર ભૂલ કરી છે. જોકે વ્યભિચાર માટે સમાજમાં ખૂબ નિંદાવૃત્તિ, અને કોઈ પકડાય તો તેને રાજ્યદંડ, સમાજદંડ અને હાથોહાથના પ્રહાર કરવામાં આપણે પાછા પડતા નથી; પરંતુ આપણો આ ક્રોધ કાંઈ આપણે પોતે આપણા જીવનમાં કામનો સંયમ કર્યો છે એની નિશાની રૂપ નથી જ.

સમાજમાં મોટા ભાગના લોકો લગ્નજીવનની હદમાં ભલે રહેતા હશે, પરંતુ તે હદની અંદર પણ જે માણસ કામને વશ વર્તે તો ગમે તેવો લંપટ બની શકે છે. આપણા ઘરની ચાર દીવાલોમાં આપણે કેમ વર્તીએ છીએ એ ભલે, એકબીજાને આપણે કહેતા ન હોઈએ, પણ આપણો અસંયમ — આપણું કામીપણું ઢાંક્યું રહેવું શક્ય નથી. તે તો દીવાલોની આરપાર ફૂટીને જગજાહેર થાય છે જ.

આપણી પ્રજા જમાનાઓથી ગુલામી નીચે કચરાયા કરે છે અને તેમાંથી માથું ઊંચું કરવા જેટલું પરાક્રમ દાખવી શકતી નથી. આ સ્થિતિના ગમે તેટલાં ઊજળા કારણો આપી શકાશે, પણ તેના મૂળમાં આપણું છૂપું કામીપણું જ છે એમ પિછાણવાની જરૂર છે. એ આપણામાં શૌર્ય ચડવા દેતું જ નથી. એને લીધે આપણું મન ઘરમાં ને ઘરમાં ભમતું જ રહે છે, ઘરની સલામતી ભાંગે એવા કોઈ જોખમને માટે ખડા થવાનું સાહસ જ આપણા પગમાં રહેવા પામતું નથી.

આપણાં જુવાન છોકરાછોકરીઓમાં સ્વાભાવિક સંજોગોમાં બહાદુર સૈનિકો અને શ્રદ્ધાળુ સેવકો થવાનો થનગનાટ જોવામાં આવવો જોઈએ, તેને બદલે તેઓમાં નટપણું, વિલાસીપણું, કેમ જોવામાં આવે છે? શું તે આપણા પોતાના છૂપા કામીપણાની અસર નથી? આજન્મ સેવા અને સાદગીનાં વ્રતો લઈને નીકળી પડનારા બ્રહ્મચારીઓ અને બ્રહ્મચારિણીઓનો

પાક આપણે ત્યા અત્યત અલ્પ છે, એના મૂળમા પણ એ જ કારણ જોવુ જોઈએ

ઘરમા ગમે તેવા કપટ થઈને વર્તવુ એ સમાજમા પ્રતિષ્ઠા પામ્યુ, તેની અસર ગામડામા વસતા મૂગા કરોડો ઉપર પણ પડ્યા વિના રહી નથી તેમના ભોળા જીવનોમા કામીપણુ સ્વાભાવિક રીતે જ માપમા રહે એવી અપેક્ષા રહે પરતુ ઉપરના વર્ગોએ એક આચાર એક વાર પ્રતિષ્ઠિત કર્યો, એટલે તેના અનુકરણની લાલચમાથી તેઓ કેમ બચી શકે? આમ આપણા ગામડાઓ પણ કામાધ અને અવિવેકી જીવનમા ફસાયા છે પરિણામે કમાણીની તાકાત નહીં અને ખાનાર ઘણા, એવી તેમની દશા થઈ ગઈ છે જાણે માણસથી કોઈ નીચેની યોનિની હોય એવી આપણી પ્રજાની દીનદશા બની રહી છે

આપણા સ્ત્રીસમાજની સ્થિતિ જોઈએ તો ત્યા પણ આપણા લોકોના વિષયીપણાની છાપ દેખાયા વિના રહેતી નથી તેઓને જીવનના કોઈ ઊચા વિયોગ કરવાની તક આપણે આપતા નથી તેમનો આખો દિવસ આપણા સુખસગવડો સાચવવામા, અથવા બનીઠનીને આપણી મહેરબાની ટકાવી રાખવામા જાય છે તેઓ આપણી આખ ઉપરથી સમજી જાય છે કે એમ વર્તવામા જ તેમના સુખસલામતી છે આપણ પોતે દેશસેવાનુ જીવન સ્વીકાર્યું હશે તો પણ આપણે ગૃહજીવનના અગત સુખો છોડવા તૈયાર હોતા નથી, અને તેથી સ્ત્રીઓ આપણી અગત સેવા કરતી રહે એવુ જ આપણ વલણ કુદરતી રીતે રહે છે આપણા સેવાજીવનમા તેમને ભાગીદાર કરવાના પ્રયત્નમા આપણ અત્યત ઢીલા છીએ, તેનો બીજો કોઈ ખુલાસો છે શુ?

બ્રહ્મચર્યના અગમા બીજા પણ ઘણા બળવાન લક્ષણો આપણા લોકોએ કહ્યા છે જે માણસ પોતાના કામને જીતે છે તેને ફાવે તેવુ ઢીલુ સિદ્ધાન્ત વિનાનુ, સાહસ વિનાનુ જીવન ગમતુ નથી તેને શિસ્ત વિનાના, નિયમિતતા વિનાના ચોવીસ કલાકના ઉદ્યોગ વગરના જીવનમા રસ જ પડતો નથી તન બુદ્ધિ મદ રાખવી અને ઘરેડમા ચાલ્યા કરવુ, એ પણ ગમતુ નથી તે કદી પોતાનુ જ્ઞાન વધારવાનો પ્રયત્ન કરતા થાકતો જ નથી આપણા યુવકો અને એકદરે આપણી આખી પ્રજા આજે આ ગુણોમા કેટલી બધી ઊતરી ગઈ છે?

બ્રહ્મચર્ય વિના આપણુ આખુ જીવન કરોડ વિનાના શરીર જેવુ શિથિલ છે તેમા કકરાટી અને તેજ જ આવતુ નથી રોજના અગતમા અગત જીવનમા કશી ટેક કે કશુ જોર પકડવાની ટેવ નહીં તેવા આપણે, આપણા જાહેર જીવનમા તેજ અને પરાક્રમ દાખવી શકતા નથી, સત્યાગ્રહમા

જોઈતા દરતા અને શૌર્યમાં ડૂબતા પડીએ છીએ, અહિંસાના પાલનમાં જે હસતા હસતા કષ્ટો ઉઠાવવા પડે તેવી આકરી જોઈએ તેમાં પણ આપણે ઘણું રહી જઈએ છીએ આપણે કોઈ પણ જાતના ભોગ વિનાના નાગા ગામમાંથી મફત બાધવા જઈએ છીએ, પછી તેમાં રોજ પાછા પડીએ એમાં નવાઈ છે? માટે આપણે સેવકોએ તો અંગત જીવનમાં બળવાન સુધારો કરી દેશમાંથી કામીપણાની હવા ઉડાડી મૂકવાનો પ્રયત્ન કરવો જોઈએ

કોઈ વ્યક્તિઓ ભલે આવા વિચારો ઝીલી શકે તો પણ આખી પ્રજા ક્યારે સુધરે, એવો નિરાશાનો વિચાર લાવવા જેવી આ બાબત નથી આપણે સૌ કામીપણાની પ્રતિજ્ઞા બાંધીને બેસી ગયા છીએ, સૌ આખ મીચામણાં કરીએ છીએ, એ સ્થિતિ તોડીએ તો, પ્રજામાં તો ધારેલો સુધારો પોતાની મેળે આવશે એ તો હવા સુધરતા લોકોની તંદુરસ્તી પોતાની મેળે સુધરવા માંડે, તેવું છે દેશસેવકો આ બાબતમાં ગંભીર બને તો આ શુભ પરિણામ તેઓ ટૂંક મુદતમાં નિપજાવી શકે આખી પ્રજાનું એકંદર ધોરણ કામીપણાનું મટી સંયમનું થઈ જાય, અને પ્રજાની અંદરથી તેજસ્વી, વીર, બુદ્ધિમાન, સત્યાગ્રહી સેવાપરાયણ બ્રહ્મચારીઓનો ફાલ ઘણા વધારે પ્રમાણમાં ઊતરવા માંડે

આપણી પ્રજા એક તો નબળી પડી ગઈ છે, તેમાં વળી પશ્ચિમના વિચારોએ આવી બુદ્ધિભ્રમ પેદા કરવા માંડ્યો છે "કામ એ તો કુદરતે આપેલો સ્વભાવ છે તેને અંકુશમાં રાખવો શક્ય જ નથી. તેથી તેવો મિથ્યાપ્રયત્ન શા માટે કરવો? માત્ર કાઈ સંભાળવા જેવું હોય તો એટલું જ છે કે દેશની વસ્તી આપણા ખોરાક વગેરે સાધનો કરતા વધી જવા ન દેવી તે માટે અમારા વૈજ્ઞાનિકોએ સાધનો શોધ્યા છે, તેના વડે કામસુખ ભોગવવા છતા, વસ્તીના બોજામાંથી અમે બચી શકીશું'

આથી પ્રજાના શરીર ક્ષીણ થઈ જશે એવો પોકાર ઉઠાવીએ છીએ તો તે વહેમ છે, એમ દાક્તરોના અભિપ્રાયો ધરવામાં આવે છે અને મન નિસ્તેજ, ટેક વિનાનું, સ્ફૂર્તિ વિનાનું કામી બની જશે એવી ચેતવણી આપીએ છીએ તો માનસશાસ્ત્રીઓ તેને વહેમ કહી હસી કાઢે છે હિંદુસ્તાનની આ પ્રાચીન પ્રજા કૃત્રિમ સાધનો વગર પણ કામીપણાનો ભોગ બની શરીરમાં અને આત્મમાં કેટલી હદે નિસ્તેજ, નિષ્પ્રાણ થઈ ગઈ છે તેનો જીવતોજાગતો પુરાવો જોવા છતા શું તેઓ પ્રયોગશાળાના ઓરડામાંની જ વાતો કર્યા કરશે? કૃત્રિમ સાધનો માણસને બહુ બહુ તો સંતાનોની જવાબદારીમાંથી છૂટા રાખશે પણ મુખ્ય વસ્તુ મનનાં કામીપણાનો વિજય કરી

પ્રજાજીવનને પ્રાણવાન બનાવવાની છે, તે કામીપણું તો ઊલટું જવાબદારી જતાં મોળું વધી જવાનું.

નહીં નહીં, આપણે આ પશ્ચિમી પવનમાં ઝડપાવા જેવું નથી. એ લોકોને પોતાના વિજ્ઞાનનો જાણે કે આફરો જ ચડ્યો છે, અભિમાન ચડ્યું છે. "દરેક બાબતમાં અમે ભોગવિલાસને છૂટાદોર આપીશું, અને છતાં અમારા વિજ્ઞાનના બળથી એવાં કૃત્રિમ સાધનો શોધી કાઢીશું કે તેના ખરાબ પરિણામથી અમે મુક્ત રહીશું," આ તેમનું અભિમાન છે. ખરાબ પરિણામથી કદાચ મુક્ત રહેવાતું હોય તો પણ, આપણે તો માનીએ છીએ કે, 'ભોગ-વિલાસનો — કામીપણાનો જય કરવા અમે અશક્તિમાન છીએ,' એમ એકરાર કરવો એ જ મનુષ્યના મનુષ્યત્વને હીણપત લગાડનારું છે. આપણે માનીએ છીએ કે વિજ્ઞાનમાં ગમે તેટલા વધીએ, પણ જો પ્રજા કામી થઈ જાય તો તે સાચા સ્વરાજની રચના કદી ન કરી શકે. આપણે તો આત્મરચના વડે જ આપણી સ્વરાજરચના કરવી છે, કૃત્રિમ સાધનો વડે નહીં.

## ૪. એશઆરામ પર સંયમ

### [ જાતમહેનત ]

આત્મરચના માટે, એટલે કે જીવનમાં સત્યઅહિંસાના સિદ્ધાન્તોને વણી લેવા માટે — આત્મબળ કેળવવા માટે, આપણા પ્રાચીન ઋષિમુનિઓએ ત્રણ મહાન ધોરી રસ્તાઓ બતાવ્યા છે તેનો વિચાર આપણે કરી ગયા. — એટલે કે અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્યનો. હવે જાતમહેનત વગેરે બાકીના ૭ સિદ્ધાન્તોનો વિચાર કરીશું. તે આપણા યુગની પરિસ્થિતિ ઉપરથી નિપજાવેલા નવા સિદ્ધાન્તો છે. ખરું જોતાં તે ઉપરના ધોરી માર્ગોમાં અંતર્ગત છે જ, તેના પેટામાર્ગો જેવા છે. અસ્તેય વગેરે પાળવા આપણે માટે કેમ સહેલા બને એની વિગતમાં ઊતરીએ છીએ કે તરત આપણે જોઈએ છીએ કે જાતમહેનત વગેરે સિદ્ધાન્તોનું પાલન એ જ તેનો ઉપાય છે.

તેમાં સૌથી મહત્ત્વનો સિદ્ધાન્ત જાતમહેનતનો છે. મહેનત કરવી, પોતાની જાતમહેનતથી રોટલો મેળવવો, કંઈ પણ સર્જન કરવું, એ આપણા શરીરની રચના અને આપણો મૂળ સ્વભાવ જોતાં તો આપણને આનંદ, ઉત્સાહ અને પ્રેરણા આપનારી વસ્તુ હોવી જોઈએ. પરંતુ આપણે લોકો તો તે સબંધમાં સાવ અવળા સિદ્ધાન્તો બાંધીને ચાલ્યા છીએ

"જાતમહેનતથી તો શરીર ઘસાય અને બુદ્ધિ પણ બુઠ્ઠી થઈ જાય. મહેનત કરવી એ બુદ્ધિ વિનાના લોકોનું જ કામ છે. મહેનત કરવી એ

હલકુ છે, અપ્રતિષ્ઠિત છે અસભ્યપણાની નિશાની છે જાતમહેનતની વેઠમા જિંદગી ગાળીએ તો બુદ્ધિનો વિકાસ ક્યારે સાધીએ ? વગેરે "

હવે જેને જાતમહેનત આવી રીતે કડવી લાગે છે, પણ સુખ તો બધા ભોગવવા છે, તે બીજુ શુ કરશે ? તે યુક્તિઓ ચલાવશે, બુદ્ધિ વાપરશે અને બીજાઓ પાસે મહેનત કરાવશે કારણ કે કોઈ મહેનત ન કરે ત્યા સુધી સુખના સાધનો તૈયાર થઈ શકતા નથી પરંતુ દુનિયામા બીજાના ભાગની મહેનત કરવા કોણ તૈયાર હોય ? પ્રેમને ખાતર તો માણસ બીજાની ગમે તેટલી સેવા કરી છૂટે, પણ આના જાતમહેનતના ચોર માટે કોને પ્રેમ હોય ? તથે ગઈને માટે જાત ઘસી હોય ત્યારે બીજા ગઈ તેની સેવા કરવાને તૈયાર થાયને ? તેણે તો લોકો પાસે મજૂરી લેવા માટે લુચ્ચાઈ, અન્યાયો, જુલમના જ રસ્તા લેવા પડશે તેમને જીતવા પડશે, ગુલામ કરવા પડશે, બેકાર બનાવવા પડશે, કળવણી વગરના રાખવા પડશે, ગાળો દેવી પડશે, માર મારવો પડશે. મહેનત કરવી નહીં અને ભોગ ભોગવવા એ રસ્તે ચાલનાર માણસને કોઈ પાપ કરતા ખચકાવુ પાલવશે નહીં મહેનતની ચોરી એ મોટા મોટા પાપોનુ મૂળ છે

દુનિયામા બધે જ લોકો આ જ ન્યાયે ચાલ્યા છે આપણે ત્યા પણ એ જ છે આપણા કુટુંબોની તેમ જ જ્ઞાતિઓની રચનામા આ પાપ સારા પ્રમાણમા ઊતર્યુ છે નમૂનો જોયા તેમને આપણે આપણી મજૂરી કરતા કરી દીધા છે સૌથી પહેલી તો પુરુષોએ આખી સ્ત્રીજાતિને પોતાની ચાકરીમા જોડી દીધી છે સારા રૂડી શૂદ્રનો મોટો સમાજ ઊભો કર્યો છે એ બધા મહેનત કરનારાઓને આપણે નીચ ગણીએ છીએ તેઓ કદી ઊચા આવે નહીં કેળવાય નહીં આપણા કબજામાથી છટકે નહીં એ રીતની બુદ્ધિ આપણે સદા ચલાવતા હોઈએ છીએ, અને તેમના ઉપર આપણો ધોચપરોણો સદા ચાલતા ને ચાલતો રાખીએ છીએ

આપણને હવે શેરને માથે સવાશેર મળ્યા છે અંગ્રેજો પણ મહેનત કર્યા વિના શ્રીમંત થવુ અને ભોગવિલાસમા મસ્ત રહેવુ, એમ જ માનનારા છે અને એ બાબતમા તેઓ આપણને ટપી જાય છે આપણને તો સામાન્ય સુખથી નભતુ હતુ પણ એમને તો આખી પ્રજાને બાદશાહીનું સુખ ભોગવવુ છે હવે બાદશાહી ભાઈ માહોમાહે એકબીજાને ચૂસીને મળી શકે નહીં તેથી તેઓ દરિયો ઓળગી આપણા ઉપર ધસી આવ્યા છે, અને આપણા ઉપર રાજ્ય જમાવી આપણને ચૂસે છે એમ આપણને આપણા પાપનુ ફળ વ્યાજ સાથે મળ્યુ છે

બાદશાહી ભોગવવી, એટલે કે પરિગ્રહ વધારવા અને કામી ભોગી જીવન ગાળવું, એ મોટું પાપ છે જ, પણ તે ભોગ પોતાની જાતમહેનતથી ન કમાતાં પારકી મહેનતથી મેળવવા એ તેનાથીયે મોટું પાપ છે. જાતે મહેનત કરવાની હોય તો ભોગ ઉપર કંઈક પણ કુદરતી અંકુશ રહે, પણ પારકી મહેનતે ભોગ ભોગવવાના કરીએ એટલે એ અંકુશ છૂટી જાય છે. પછી તો ભોગ ભોગવીએ તેમ તેમ તેની ભૂખ વધતી જ જાય છે. ઘરથી ન ધરાઈ રાજ્ય લેવાની ભૂખ જાગે છે અને રાજ્યથી ન ધરાઈ સામ્રાજ્યની ભૂખ જાગે છે. વળી એ ભૂખની જાળમાં દુનિયામાં કોઈને માટે કશી લાગણી કે મારા કે અહિંસા રાખવી પોસાતી નથી. બીજાની મહેનત કેમ શોષવી, બીજાનું ધન કેમ ચૂસવું, એમાં જ બુદ્ધિ રમ્યાં કરે છે, અને કોઈ કપટ, કોઈ અન્યાય, કોઈ ક્રૂરતા, કોઈ પાપ ન કરવા જેવું રહેતું નથી. સત્યની સાથે તો કાયમનું વેર જ બાંધવું પડે છે.

આવા ભોગી, કામી, જાતમહેનતની નિંદા કરનારા, જગતમાં સર્વના દ્રોહી લોકો ભેગા થઈને રાજ્ય સ્થાપે તે કલ્યાણકારી કેમ બની શકે? આપણે તેવું સ્વરાજ્ય સ્થાપવું નથી. આપણે તો જુદી જ જાતના સ્વરાજ્યની—સર્વોદય આપનાર સ્વરાજ્યની રચના કરવી છે. તેમાં આપણે જાતમહેનતને ગૌરવનું સ્થાન આપવું છે, અને તેથી જ આપણી આત્મરચનામાં પણ તેને આપણે ગૌરવનું સ્થાન આપીએ છીએ.

પણ વળી પશ્ચિમમાંથી માયાવી અવાજ આવે છે: "માણસ જેવા બુદ્ધિમાન પ્રાણીને પશુઓની જેમ જાતમજૂરી કરવી એ તો તેની બુદ્ધિનું અપમાન છે. આપણે બુદ્ધિ દ્વારા જાત જાતનાં યંત્રો બનાવીશું, અને એમાં પવન, પાણી, ધુમાડો, વીજળી વગેરે કુદરતી બળોને જોડીશું, અને મજૂરી કર્યા વગર જોઈએ તે અને જોઈએ તેથી પણ વધારે સુખસગવડનાં સાધનો તૈયાર કરીશું, અને તેના વડે એવું સુખ ભોગવીશું કે આજ પહેલાં રાજાઓ અને ધનપતિઓએ પણ તેવું સુખ ભોગવી જાણ્યુ નથી. ખરું છે કે તેમ કરવા જતાં મૂડીપતિઓના હાથમાં દુનિયાના મોટા ભાગના માણસો ગુલામ અને મજૂરની હાલતમાં આવી ગયાં છે, અને પશુ કરતાં પણ હીણું જીવન ગુજારતાં થયાં છે. પરંતુ અમે હવે ચેતી ગયા છીએ. આગે જેવા પોલાદના સંચા બનાવ્યા તેવા હવે રાજ્યતંત્રના પણ જોઈતા ઘાટના અને જોઈતી કરામતવાળા સંચા બનાવીશું. તેના બળથી સૌને સરખા બનાવી દઈશું. મૂડીવાદીઓની મૂડી લઈ લઈશું, સૌને સમસમાન રાખીશું. અમારા ગહણી સંચાઓ સૌને સરખાં બાદશાહી સુખભોગો પૂરાં પડી રહે એટલાં સાધનો અને સગવડો બનાવવાને સમર્થ છે."

આ માયાવી અવાજ પારકી વેઠ કરીને શરીરથી, મનથી તેમ જ આત્માથી તૂટી ફૂટી ગયેલી પ્રજા આકર્ષક લાગે છે. પરંતુ લોઢાનાં અને રાજ્યતંત્રનાં યંત્રો ગમે તેવાં કરીશું તો પણ, તેમાંથી મનુષ્યજીવનનો સાચો વિકાસ સધાવાની આશા ખોટી છે, સુખભોગ મળવાની આશા પણ ખોટી છે. આપણે તો એમ પણ માનીએ છીએ કે ભોગેચ્છામાં રમવું અને જાતમહેનતથી બચવાનાં ફાંફાં મારવાં એ વિચારો જ મૂળે નીચા છે, માણસની માણસાઈને હલકા પાડનારા છે.

## ૫. આત્મરચનાનું 'બાંયે-દાહિને'

[ અસ્વાદ ]

આ સંબંધમાં આહાર વિશેના વાર્તાલાપમાં પૂરતું કહ્યું છે. જીભના સ્વાદિયાપણાની બાબત નાની છે, પણ તે તરફ બેદરકારી રાખવા જેવું નથી. જીભ શું કે શરીરની બીજી ઇન્દ્રિયો શું, આપણા જીવનમાં ઉપયોગી સેવા માટે જ હોઈ શકે, તેના પોતાના સ્વાદ માટે નહીં જ. જીભ અમુક વસ્તુ ખાવા લાયક છે કે નહીં તેની પરીક્ષા કરી આપવા માટે જ હોઈ શકે. પેટમાં ભૂખ ન હોય તો પણ જીભના લાડ ખાતર જે તે મોંમાં નાખ્યાં જ કરવું એ જીભનો કેવળ દુરુપયોગ છે. ખાવાપીવા જેવી અંગત બાબતોમાં અમે ગમે તેમ વર્તીએ તેથી અમને અમારાં જાહેર કામોમાં કશો વાંધો આવતો નથી, અને આવવાનો નથી, એવું અભિમાન રાખવું હિતાવહ નથી. જીભનો સ્વાદ એ ફાચરની અણી જ છે. તેને તુચ્છ માની જીવનમાં પેસવા દઈએ છીએ તો તે આખા જ જીવનનાં ફાડીને ફાડ્યાં કરી નાખે છે.

અસ્વાદની બાબત નાની છે, પરંતુ તાલીમમાં — આત્મરચનામાં આવી નાની બાબતો જ મોટો અર્થ સાધનારી બને છે. 'બાંયે દાહિને' કરતાં આવડવું અને બ્યૂગલનો અવાજ સાંભળતાં જ દોડી પડોચવું એ નાની બાબતો છે, પણ લશ્કરી તાલીમના એ પહેલા પાઠ છે. તેનાથી સિપાઈ ઘાટમાં આવી જાય છે. તેવું સ્થાન અહિંસાત્મક સત્યાગ્રહના સૈનિકની તાલીમમાં અસ્વાદને છે. તેનાથી તે ઘાટમાં આવે છે. તેનું કલ્પનાનું સ્વરાજ સંયમ અને સાદાઈ ઉપર રચવાનું છે એવું તેને સદા તાજું સ્મરણ એથી રહ્યાં કરે છે.

## ૬. લડાયક સત્યાગ્રહ

[ અભય ]

આપણી સ્વરાજ્યરચનામાં જો આપણને પાછળ પાડનારી કોઈ એક વસ્તુનું નામ લેવાનું હોય તો તે આપણું બીકણપણું જ છે. લાંબાં વર્ષોથી આપણામાં રહેલો શૌર્યનો ગુણ મારી નાખવાનો અને બીકણપણું કેળવવાનો યોજનાપૂર્વકનો પ્રયત્ન આપણા ઉપર ચાલી રહ્યો છે. આપણાં તમામ

શસ્ત્રો છીનવી લેવામાં આવ્યાં છે, અને આપણને બોડા બનાવી આપણી છાતી ઉપર નખ-દંત-હથિયારોથી સજેલી સરકાર ચોવીસે કલાક ઘૂરકતી ઊભેલી છે. ગમે તેવી બહાદુર પ્રજા પણ આવી દશામાં લાંબો વખત રહીને બીકણ થઈ ગયા વિના કેમ રહી શકે?

આપણાં કુટુંબકબીલા અને માલમિલકતનું રક્ષણ કરવામાં તેમ જ આપણા સ્વરાજ્યનું યુદ્ધ લડવામાં આપણું આ હાડમાં પેસી ગયેલું બીકણપણ આપણને સદા નબળાં કરે છે. તેથી આપણે ખાનગી અને જાહેર બન્ને પ્રસંગોએ કેટલો પામર અને શરમજનક દેખાવ કરીએ છીએ! અંદર અંદરની તકરારોમાં આપણી બધી બહાદુરી કોર્ટબાજીમાં સમાપ્ત થાય છે, બાંયો ચડાવી ચડાવી આપણે સામાને પોલીસ પાસે પકડાવવાની, કોર્ટમાં ઘસડવાની, બેડી પહેરાવડાવવાની ધમકી આપતાં શીખ્યા છીએ. હથિયારબંધ ધાડપાડુઓ આવી ચડે તો આપણે ઘરમાં સ્ત્રીબાળકોને એકલાં મૂકીને પલાયન કરી જઈએ છીએ. અરે, ગામની સીમમાં વાઘ જેવું જંગલનું જાનવર આવી ચડે તો પણ આપણે માટે સરકારને અરજી કરવા સિવાય બીજું કંઈ કરી શકીએ તેવું રહ્યું નથી.

આવા ધાડપાડુના ભય તો કોઈક દિવસ આવે, પણ આપણા માથા ઉપર રાત દહાડો જે ભય ઝઝૂમે છે તે તો સરકારી અમલદારોનો છે. તેઓ આપણાં ગામડાંઓમાં નો કાળના જેવી અસર ઉપજાવે છે. ભય અને ફડપ બેસાડવા તેઓ આપણી વચ્ચે આવે છે ત્યારે ખાસ બિહામણા પોશાકો સજીને આવે છે. તેમની સામે માથું ઊંચું કરનારને તેઓ પોલીસો અને કોર્ટો અને જેલ, દંડ, જપ્તી, વગેરેના ચકરાવામાં કેવા ચડાવી દે છે એ આપણે કોઈ કોઈ વાર નજરે જોઈએ છીએ, અને સદા તેમનાથી ભડકેલા રહ્યાં કરીએ છીએ. તેમની ગાળો, અપમાનો બધું નીચી મૂંડીએ સાખી લઈએ છીએ. ગામ વચ્ચે તેમની ગાળો સાંભળી સાંભળી આપણે હિંમત અને આબરૂ બન્ને ખોઈ બેઠા છીએ.

અને સ્વરાજ્યની બાબતમાં? આપણી પ્રજા પૂરેપૂરું જાણે છે કે સરકાર પાસે તો છે છેલ્લામાં છેલ્લી ઢબનાં શસ્ત્રસરંજામ અને સદા સજ્જ ફોજો, અને આપણી પાસે તો બૂઠી છરી પણ રહેવા દીધી નથી. તેની સામે લડવાની હિંમત જ છાતીમાં કેવી રીતે જાગી શકે? અંગ્રેજ લોકો ઉપર ઉપરથી કાયદાનો દેખાવ કરવાનો શોખ ધરાવે છે તે જોઈ, આપણે કાયદાની હદ સંભાળી સંભાળીને ગભાઓ ભરીએ છીએ, ભાષણો કરીએ છીએ, છાપાઓ લખીએ છીએ, આપણાં દુઃખોનાં રોદણાં રડીએ છીએ અને તેના કાયદામાં બંધ બેસે એવી અરજીઓ ચીતરીને મોકલીએ છીએ.

આપણી બધી બહાદુરી આમાં વાપરી નાખીએ છીએ. પણ નિર્બળ લોકોનો ફફડાટ લાંબો વખત કોણ સહન કરે? સરકાર ધુરકિયાં કરે છે કે તરત આપણે રાંક બની ઘરમાં ભરાઈ જઈએ છીએ.

આમ આપણી આજની ભયભીત દશા કેવળ આપણા સ્વભાવમાં પેદા થયેલી વસ્તુ નથી, પરંતુ તે આપણામાં યોજનાપૂર્વક દાખલ કરવામાં આવેલી છે. હવે તો લાંબી ટેવથી તે સ્વભાવ જેવી જ બની ગઈ છે.

આમાંથી આપણો ઉગારો કેમ થાય? આપણને હથિયાર મળવાની આશા નથી, અને સરકાર તો દિવસે દિવસે પોતાનું લશ્કરીબળ વધારતી જ જાય છે, કાયદાનો અને અમલદારોનો ભય વધારતી જ જાય છે. પણ આપણા સદ્ભાગ્યે આપણા નેતાઓએ અહિંસાત્મક સત્યાગ્રહ શોધી કાઢ્યો છે. તે આપણામાં ખીલવીએ તો હથિયાર વગર પણ આપણે પાછા બહાદુર બની શકીએ, આપણાં ઘર અને ગામનું રક્ષણ કરી શકીએ, તેમ સ્વરાજ્યની લડત પણ લડી શકીએ. સાચી બહાદુરી હથિયારમાં નથી, પણ છાતીમાં હિંમત હોય, અભય હોય, તેમાં રહેલી છે. હથિયારો મળવાની આશામાં બેસી રહેવુ એના કરતાં છાતીની બહાદુરી — હૃદયનો અભયગુણ કેળવવો એ જ સાચો ઉપાય છે.

પરંતુ બીકણ બની ગયેલા આપણે અહિંસાનો અને સત્યાગ્રહનો પણ આપણા બીકણ સ્વભાવ પ્રમાણેનો અર્થ જ કરી લઈએ છીએ. આપણે ધારી લઈએ છીએ કે એ એક બિનજોખમી લડાઈનો પ્રકાર છે. તેમા કોઈ આપણને મારી નાખે નહીં, આપણને લૂંટે નહીં, આપણાં ગામો તોપને ગોળે ઉડાડે નહીં. બહુ બહુ તો જેલમાં પૂરે, અને તે પણ જેઓ જાણીબૂઝીને કાયદો ભંગ કરવા નીકળે તેમને જ. આપણે માનીએ છીએ કે સત્યાગ્રહ એ આપણા હોશિયાર નેતાઓએ શોધેલી એક અજબ યુક્તિ છે કે જેનાથી સરકાર હારી જાય અને આપણે જોખમથી બચી જઈએ.

પણ એવી બિનજોખમી રમત તો સરકાર જ્યા સુધી સત્યાગ્રહની નવી વસ્તુથી અજાણ હતી ત્યાં સુધી જ ચાલી શકી. જ્યારે તેને ખબર પડી ગઈ કે આ તો ખરેખરીનો ખેલ છે, સ્વતંત્રતા લીધા વિના આપણે જંપવાના નથી જ, જ્યારે તેણે જોયુ કે આપણે બીકણ હતા તેમાંથી ક્રમેક્રમે સત્યાગ્રહના શૌર્યમાં આગળ વધતા જઈએ છીએ, તેમ તેમ તેણે પોતાના પંજા બહાર કાઢવા માડ્યા છે. બિનહથિયાર લોકો ઉપર આકરું બળ વાપરતા તેને શરૂઆતમાં શરમ લાગતી હતી, તે હવે તેણે છોડી દીધી છે. તેમાં વળી આપણામાંથી કોઈ ક્યાંક જુલમથી ત્રાસી હાથ ઉગામી પાડે એટલે તો સરકારને સખત હાથે કામ લેવાનુ બહાનું મળી જાય છે.

આપણે હવે જોઈએ છીએ કે, આપણા શૌર્યહીન મનમાં આપણે કલ્પના કરેલી તેવો સત્યાગ્રહ બિનજોખમી નથી. કોઈ પણ યુદ્ધના જેટલાં જ એમાં જોખમો છે. તેમાં જેલ એ તો હળવામાં હળવું જોખમ છે — જાણે ફૂલનો માર મારવામાં આવતો હોય નહીં એવું. માલમિલકતની એમાં પણ લૂંટ બરાબર થાય છે. આપણને ઉગ્ર બનીને સત્યાગ્રહ કરતાં આવડે તો તેમાં લાઠીમાર પણ આવે છે અને ગોળીમાર પણ આવે છે. આપણે વધારે બહાદુરીભરી લડત આપીએ તો ગામો ઉડાડી મૂકવાના પ્રસંગો પણ તેમાં જરૂર આવવાના.

સત્યાગ્રહને નબળાનું બિનજોખમી હથિયાર સમજવાને બદલે આપણે તેનું સાચું સ્વરૂપ સમજી લઈએ, અને આવા તમામ જુલમો સામે પણ આપણે ગાંજીએ નહીં એવું અભયબળ આપણી છાતીમાં પેદા કરીએ, એ જરૂરનું છે.

શૌર્ય છાતીમાં કેવી રીતે પેદા કરી શકાય? સાધારણ માન્યતા એવી છે કે કસરત કરીએ, કવાયત કરીએ, લશ્કરી ઢાંચો પોશાક સજીએ અને હથિયારો બાંધીને ફરતા થઈએ, તો જ તે ગુણ આવી શકે. એવી માન્યતા ધરાવનારા લોકો સત્યાગ્રહના માર્ગને શૌર્ય હણનારો માર્ગ ગણે છે. કેટલાક એવી પણ હિમાયત કરે છે કે સરકારને કોઈ પણ રીતે રાજી કરી, તેની લશ્કરી નોકરીમાં જોડાઈ, એ રીતે પણ હથિયાર સજવાં, જેથી આપણામાં બહાદુરી આવતી જાય. પરન્તુ આપણને ઘણા જમાનાઓથી હથિયાર જોવાના મળ્યાં નથી તેથી જ આપણને હથિયારનો આવો મોહ છે, બાકી એવાં હથિયારો બાંધનારા સિપાઈઓ તો જાણે છે કે એમ પગારી નોકરીમાં બાંધેલા હથિયારો કશી જ બહાદુરીનાં લક્ષણરૂપ નથી, પણ ગુનામીની જ છાપ જ છે.

તેથી એ મોહમાંથી મનને વાળી આપણે આપણા હૃદયમાં જ શૌર્ય પેદા કરવાના ઉપાયો લેવા એ સારું છે. પરમેશ્વરની કૃપા છે કે તે બળ આપણે ધારીએ તો હૃદયમાં જગાડવું શક્ય છે. શું આપણે ઘણી વાર નથી જોતા કે રેઢિયાળ માણસો પણ ઝનૂનમાં આવી જાય છે ત્યારે ભારે જોખમના કામો કરી નાખે છે? જિંદગીનું જોખમ હોય એવા તોફાનમાં પણ ઝુકાવે છે? ક્ષણિક ક્રોધ અને મૂર્ખાઈમાં પણ જો આવું ઝનૂન ચઢાવવાની શક્તિ છે, તો દેશભક્તિ, સ્વરાજ જીતવાની તમન્ના, દારિદ્રપીડિત જનતા પ્રત્યેની લાગણી — એમાંથી તો ઝનૂનનો કેટલો અખૂટ ઝરો મેળવી શકાય તેમ છે!

આ ઝનૂન સદ્ભાગ્યે આપણામાં સારા પ્રમાણમાં છે. આપણા શૂરવીર ત્યાગી નેતાઓના ચેપથી તેમાં દિવસે દિવસે વધારો થઈ રહ્યો છે. પરન્તુ

આપણું ઝનૂન હજુ ઘણું અલ્પજીવી રહી જાય છે. આપણામાં શૂરાતનનો ઊભરો આવી થોડા જ વખતમાં પાછો બેસી જાય છે. આપણે લડત માંડવા અને સંકટો સહન કરવા તૈયાર તો થઈએ છીએ, પણ તેમાં લાંબો વખત ટકી શકતા નથી.

એમ કેમ થાય છે? આપણને ટાઢા છાંયડાનાં સુખસગવડમાં રચ્યાપચ્યા રહેવાની ટેવ પડી ગઈ છે, અને જેનાથી એમાં વાંધો આવે તેનાથી આપણે છેક કાયર બની જઈએ છીએ. આ એકદમ સ્વીકારવું આપણને ગમતું નથી, આપણને તેમાં શરમ લાગે છે. આપણે અભિમાનમાં કહીએ છીએ કે, "રોજ અમે ગમે તેવું જીવન ગુજારીશું — અમે કંઈ ત્યાગી કે આશ્રમવાસી નથી, પરંતુ જ્યારે હાકલ પડે ત્યારે અમે પાછા પડીએ તો કહેજો." એમ પોતાની જાતને છેતરી આપણે પ્રયત્નમાં બેદરકાર રહીએ છીએ.

આપણે જીવન વિષે બેદરકાર રહેવું એને જ જાણે આપણો ધર્મ બનાવી મૂકીએ છીએ આપણું ઘર આપણું મોજમજા અને ભોગવિલાસની ભૂમિ બનાવી મૂકીએ છીએ. ખાવાપીવામાં જીભને લાડ લડાવવાં, કામકાજની આળસ, સુખસગવડમાં કોઈ જાતનો વાંધો આવવા ન દેવો, અને કામીપણું એ જ આપણું ઘરજીવન. સ્વભાવમાંથી શૂરાતન અને સાહસનાં મૂળિયાં ખોદી નાખવાને આના કરતાં વધારે કાર્યસાધક જીવન ગાળવું શક્ય નથી, આપણા સ્વરાજ્ય — સ્વતંત્રતાના આદર્શોને અને આપણા સૈનિકપણાને પોષણ આપે એવી હવા જ ત્યાં આપણે રાખતા નથી.

એવા ઘરજીવનમાં રહ્યા કરવાથી, છાપરા નીચે લાંબો વખત રાખવામાં આવેલા છોડ જેવી ફીકાશ આપણા સ્વભાવમાં આવી છે. આપણી સહનશક્તિ ક્ષીણ થઈ છે, સાહસવૃત્તિ મારી ગઈ છે. ખાવાપીવા વગેરેની શારીરિક સગવડો આગળ આપણે રાંક થઈ ગયા છીએ, અને આપણે સાચો સંબંધ ન બતાવી શકીએ તો પણ મારનો અને મરણનો આપણા લોકોને અત્યંત ભય પેસી ગયો છે તે પણ એવા ભોગી ઘરજીવનનું જ પરિણામ છે.

તેથી ગમે તેમ રહેવા છતાં અમે અમારી દેશભક્તિ અને અમારું શૂરાતન કાયમ રાખીશું એવું અભિમાન ન રાખતાં, આપણા રોજના જીવનમાં તેને દિવસે દિવસે પોષવાની કાળજી લેવી એ જ સારું છે. રોજનું જીવન અપરિગ્રહ, બ્રહ્મચર્ય, અસ્વાદ અને જાતમહેનત એ સિદ્ધાન્તો ઉપર રચવાથી શૌર્ય — અભયનો ગુણ કેળવવો શક્ય છે.

આપણી ઊગતી પ્રજાને આવું નીરોગી ઘરજીવન ન મળતું હોવાથી જોખમો, દીર્ઘસહનવાળી લડત એ બધાનો કંટાળો અને મરણભય તેમના હાડમાં પેસી જાય છે. ઊઠીને ઊભા થાય ત્યાં જ તેમને કારકિર્દીની ચિન્તા કોરવા માંડે છે. નાનાં છોકરાંઓ પણ માંદાં માબાપની સેવાની ફરજ ટાળશે, પણ પરીક્ષા છોડવા તૈયાર થશે નહીં — એક વરસ બગાડવાનું સાહસ કરી શકશે નહીં. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ, જેઓ શરૂઆતમાં શૌર્ય બતાવે છે, તેઓનાં મન પણ પરીક્ષાના દિવસો આવે તેમ તેમ ઢીલાં પડવા માંડે છે. તેઓ માનવા તૈયાર થાય કે નહીં, પણ જ્યાં સુધી રોજનું જીવન ભોગ અને આરામ ઉપર જ રચેલું હોય ત્યાં સુધી ધીર્યજી સાહસ-શૌર્ય પોષાવાં શક્ય જ નથી. શરીર અને મન છેલ્લી ઘડીએ ડરીને ઊભાં રહી જાય છે અને આપણી પાસે મનુષ્યને ન શોભે એવું પલાયન કરાવે છે.

આપણી મૂંગી ગ્રામપ્રજા તો એટલી મૂઢ અને નિરાશામય સ્થિતિમાં આવી પડી છે કે, તેને પોતાના દુઃખની અને તે દુઃખ ક્યાંથી આવ્યું છે તેની પૂરી ખબર જ નથી. તેથી કેળવાયેલાઓ દેશભક્તિ અને આઝાદીની ભાવનાઓમાંથી જે બળ મેળવે છે તે તેમનાં હૃદયને હલાવી શકતું નથી. એ સ્થિતિમાંથી નીકળવાનું બળ તેમના પોતાનામાં છે એનું તેમને ભાન જ નથી. તેમની દરિદ્રતાએ અને સરકારી અમલદારોના ડગમગણા વર્તને તેમને ભયભીત ગરીબડા બનાવી દીધા છે. તેમને ખરા દેશભક્તો બનાવવા એ માટે એક જ વાતની જરૂર છે — તેમને ઊંઘમાંથી જગાડવા, તેમની સ્થિતિનું તેમને ભાન કરાવવું, તેમની અંદર સૂતી પડેલી શક્તિનો તેમને પરિચય કરાવવો. તેમને જગાડીશું તો અહિંસામય સત્યાગ્રહનો કીમિયો તેમને તો તરત જ પસંદ પડી જશે. આપણને તે વસ્તુ અજાણી લાગે છે તેવી તેમને તે નહીં લાગે. તેઓ તો જાગ્યા અને સમજ્યા એટલે તેમનો ભય નાઠો જ એમ સમજવું.

એમને જગાડવા જવું એ પણ આપણે માટે એક ચગાતનનું જ કામ છે. તેઓને આપણાં છાપાંના ખૂમખરાડા પહોંચશે નહીં. ભાષણો તેમને સમજાશે નહીં. ભયભીત દશાને લીધે તેમને આપણા ઉપર અને આપણી મોઢાની વાતો ઉપર ઝટઝટ વિશ્વાસ બેસતો નથી. સૌથી ડરીને ચાલવાની ટેવવાળા તેઓ આપણાથી પણ ડરીને ચાલવામાં જ પોતાની સલામતી માને છે. તેમને જગાડવા માટે તો આપણે તેમની વચ્ચે જઈને, તેમના જ જેવા બનીને રહેવું જરૂરનું છે, તેમની વચ્ચે વસી તેમના ચારે તરફથી તૂટીફૂટી ગયેલા જીવનની રચના કરવી જરૂરની છે.

તે તો આપણા સુખસગવડ કામભોગભર્યાં ઘરેનો ટાઢો છાંયડો ત્યાગવાનું શૌર્ય ધારણ કરીએ, પરીક્ષાઓ અને કારકિર્દીઓ ગુમાવવાનો ભય જતો કરીએ, તો જ કરી શકાય તેમ છે. તેમાં સાહસ અને શૌર્યની જરૂર પડવાની. સત્યાગ્રહ વખતે જે શૌર્ય આપણને દગો દે છે તે આ કામમાં સાથ આપશે? એ શૌર્ય પેદા કરવા માટે પણ ભોગી, કામી, સુખસગવડિયું જીવન મૂકી સૈનિક જીવનની ટેવ પાડવી પડશે.

રચનાત્મક કામ માટે ગ્રામજીવન અંગીકાર કરવામાં આપણને તો એવડો લાભ છે. લોકોના જીવનને રચવા સાથે આપણે પોતાનું જીવન રચવાની ત્યાં આપણને તક મળી જાય છે. આજે આપણે ગામડામાં સેવક તરીકે વસવા જેટલું થરાતન બતાવીશું, તો ત્યાંનો વાસ આપણને એક પૂર્ણ સત્યાગ્રહીનું શૌર્ય — મસ્તકદાન સુધીનું શૌર્ય વિકસાવવામાં મદદરૂપ નીવડશે. આપણે જે અભય અથવા શૌર્ય જોઈએ છે તે કેળવવાની આ જ રીત છે. શસ્ત્રો સજવા કે લશ્કરી પોશાક પહેરવો એ તે કેળવવાની રીત નથી.

## ૭. વિશાળ સ્વદેશી

સ્વદેશી હિલચાલ આપણા દેશમાં કેવી રીતે શરૂ થઈ અને વધતી ગઈ એના વર્ણનમાં આજે મારે ઊતરવું નથી. તેની સામાન્ય જાણ તમને સૌને છે જ. તેના પરિણામે તો આપણા સૌની અંદર સ્વદેશભક્તિની ભાવના જાગી છે.

પણ માત્ર ભાવના ભાવ્યે આપણે સંતોષ લઈ શકીએ નહીં. એ ભાવના કેળવી કેળવીને આપણે એવી ઉત્કટ કરવા ઇચ્છીએ છીએ કે, સ્વદેશને ખાતર ગમે તેટલી હદ સુધી ત્યાગ કરતાં કે મુકદ્દમ કરતાં આપણે કદી પાછા પડીએ નહીં, સ્વદેશને નામે આખી જિંદગી ઘરબાર વિના રઝળવું પડે કે કારાવાસમાં સબડવું પડે તો પણ આપણને કોઈ દિવસ કાયરતાનો વિચાર ન આવે. આપણે સ્વદેશનું કાર્ય કરતાં શાળાકૉલેજોના ભણતરનો ભોગ આપીએ, સાહિત્યવિલાસનો ભોગ આપીએ, કારકિર્દીમાં પૂળો મૂકીએ — તેનો આપણને કદી પસ્તાવો ન થાય, દેશને ચરણે શિર આપી દેવું એ આપણને દેવને ફૂલ ચડાવવા જેવું સહેલું લાગતું થાય.

સ્વદેશભક્તિની ભાવના આવી તેજ બનાવવી એ માત્ર દેશભક્તિનાં ગીતો ગાવાથી કે જયનાદો પોકારવાથી કે માત્ર રાષ્ટ્રીય સાહિત્ય વાંચવા કરવાથી પણ શક્ય નથી. તે માટે તો આપણે આપણા રોજરોજના જીવનમાં સ્વદેશીપણું એટલે કે દેશ તરફ અમલી ભક્તિ બનાવવાનો આગ્રહ કેળવવો જોઈશે.

આપણે આપણું જીવન તપાસીએ ત્યારે માલૂમ પડે છે કે, મોંની અને ગીતો ગાવાની ભક્તિ હોવા છતાં અમલી દેશભક્તિમાં આપણે બહુ મોળા છીએ.

આપણો દેશ એ આપણાં ગામડાં છે એમ આપણે કહીએ છીએ, પણ તે સ્વદેશી ગામડાંમાં વસવાનો પ્રસંગ આવે તો ત્યાંની દરિદ્રતા, ગંદકી, રોગ, સભ્યતાનાં સાધનોનો અભાવ, વગેરેથી થોડા વખતમાં આપણે કંટાળી જઈએ છીએ.

આપણા સ્વદેશબંધુઓના પ્રેમનાં ગીતો પણ આપણે ગાઈએ છીએ; પણ શું તે અભણ ભોળા સ્વદેશી ગ્રામવાસીઓની સાથે એકજીવ થઈ આપણે વસી શકીએ છીએ? તેમની સાથે રહી તેમના જેવી અગવડો ભોગવવી, તેમના જેવું મહેનતુ જીવન ગાળવું, તેમના હાસ્યવિનોદોમાં ભળવું, તેમની સાથે હૃદયની ગાંઠ બાંધવી — એ રીતે આપણો પ્રેમ પ્રગટ થઈ શકે છે? આપણે તો તેમની તરફ એક જાતનો અણગમો, તેમના સહવાસનો કંટાળો બતાવ્યા વિના ભાગ્યે જ રહી શકીએ છીએ.

આપણી સ્વદેશી ભાષાઓ લો. તે આપણને પ્રિય હોય તો તે પ્રેમ આપણે કઈ અમલી રીતે દર્શાવીએ છીએ? આપણે મહેનત કરીને રાષ્ટ્રભાષા શીખી લીધી છે? આપણે અંગ્રેજીમાં બોલીને આપણા ગ્રામવાસીઓ સામે એક પ્રકારનો રોફ બતાવવાનું અભિમાન છોડીએ છીએ? આપણા બોલવામાં અને લખવામાં સ્વદેશી ભાષા માટે જીવતો આગ્રહ આપણે રાખીએ છીએ?

વળી જો આપણને સ્વદેશનું સાચું અભિમાન હોય તો આપણને સ્વદેશી બનાવટની વસ્તુઓ ઉપર સ્વાભાવિક પ્રેમ છે? આપણા અંગત જીવનમાં સ્વદેશી વસ્તુઓ જ વાપરવાનો આગ્રહ આપણે કેટલી ઉત્કટતાથી પાળીએ છીએ તેના ઉપરથી જ આપણા સ્વદેશ પ્રેમનું માપ કાઢી શકાય, આપણે મોઢેથી પ્રેમ બતાવીએ તે ઉપરથી નહીં જ.

દેશના ગૃહઉદ્યોગો તૂટી ગયા છે અને તેને દરેક પ્રકારે ઉત્તેજન આપવું જોઈએ એ આપણે જાણીએ છીએ, છતાં આપણે તો સસ્તાની ભભકભરી વસ્તુઓ વાપરવાના શોખીન થઈ ગયા છીએ. આપણને ગામડાંમાં *ખતેલી ખાદી જાડી પડે છે, જોડા ખરસાં કરડે છે, કુંભારનાં નળિયાંને* બદલે છાપરે પતરાં ચડાવવાનું ગમે છે, આપણા શોખ ખાતર ગમે તેવાં મોંઘાં ટોપી, ધોતિયાં, કોટ, જોડા, ફાઉન્ટનપેન વગેરે ખરીદતાં આપણને સોંઘામોંઘાનો સવાલ કદી નડતો નથી; પણ સ્વદેશી ગ્રામઉદ્યોગોને ઉત્તેજન આપવા ખાતર ગામના વણકરને મિલ કરતાં બે પૈસા વધારે આપવાના આવે ત્યારે આપણી ઉદારતા કોણ જાણે ક્યાં ઊડી જાય છે? આવા

વર્તનમા દેખાઈ આવતી ઢીલી દેશભક્તિ આપણને મહા સંકટોના વખતમા કેવી રીતે જવાબ આપી શકે?

સ્વદેશી લોકો, સ્વદેશી ગામો, સ્વદેશી ભાષાઓ સ્વદેશી હુન્નરઉદ્યોગો એ બધા ક્ષેત્રોમા રાજ રોજનુ આપણુ જીવન સ્વદેશભક્તિથી રગી મૂકવુ, તેમા આપણા હલકા શોખોને આડા આવવા ન દેવા એ આપણી આત્મરચનાનો એક ઘણો અગત્યનો અમલી ભાગ છે

## ૮ ઊંચનીચભેદનું હળાહળ

### [ અસ્પૃશ્યતાનિવારણ ]

"અમે દેશસેવા કરવાની ભાવનાવાળાઓ, સત્યાગ્રહના સૈનિક થવાની તમન્નાવાળાઓ — તેમને પણ તમે અસ્પૃશ્યતાનિવારણનો ઉપદેશ કરશો? શુ અમે એટલુ પણ સમજ્યા નહીં હોઈએ, એમ તમે માની લેશો?" એમ તમે તડૂકી ઉઠશો પણ આપણે આ વિષયમા તમે ધારતા હશો એના કરતા ઘણુ વધારે ઊંડા ઊતરવાનુ છે જાણીએ છીએ તટલુ અને તથીયે ઘણુ અધિક જીવનમા ઉતારવાનુ છે, અને તે અરધા મને નહીં, પણ પૂરેપૂરા આત્મા સહિત

હરિજનોને અડવામા બાધ ન ગણીએ અને તેમને 'હરિજન'ના નામથી બોલાવીએ એટલા માત્રથી આપણુ કામ સરે તેમ નથી આપણે તો આ સિદ્ધાન્તના મર્મમા ઊતરી તેનું એવુ પાલન કરવુ છે કે તેનાથી આપણી પોતાની આત્મરચના થઈ, આપણામા સ્વરાજ્યરચનાનુ બળ ઉત્પન્ન થાય

હરિજનોના સ્પર્શ કરવો એટલે માત્ર સ્પર્શ જ નહીં, પણ તેમને અપનાવી લેવા તેઓ જુદા છે કે બીજાઓ કરતા નીચા છે, એ ખ્યાલ જ તેમના મનમા રહેવા ન પામે ત્યારે જ આપણે અસ્પૃશ્યતાનિવારણનો સિદ્ધાન્ત સાચેસાચો અમલમા મૂક્યો એમ કહી શકાય આપણા સાચા હૃદયપૂર્વકના અમલની કસોટી એ છે કે, હરિજનો બીજા કોઈ પણ હિન્દીની જેમ એક હિન્દી હોવા માટે અભિમાન ધરતા થાય, અને સ્વરાજ્યના કાર્યમા સૌની સાથે ખભેખભા અડાડીને મડી પડે અગ્રેજો પણ તેમની અને આપણી વચ્ચે ફૂટ પડાવી ન શકે આપણે વિષે તેમને બિલકુલ અવિશ્વાસ રહેવા પામે નહીં

આ પરિણામ ઉપર ઉપરની 'ઉજળી' સેવાથી નહીં આણી શકાય તેમને અડવુ તેમને સભાઓમા અને શાળાઓમા સ્થાન આપવુ, તેમના વાસોમા કવચિત્ સભા કે ભજન કરવા જવુ, એટલું પૂરતુ નથી તેમને શિષ્યવૃત્તિઓ આપી ભણવામા મદદ કરવી અને નોકરીઓ અપાવવી, એટલું પણ પૂરતું નથી

કૂવાઓ અને દેવમંદિરો હજુ તેમને માટે ખુલ્લાં થયાં નથી. સવર્ણોમાં મોટો વિરોધ જાગશે અને મોટી લડત ઊભી થઈ પડશે એ બીકથી એ પ્રશ્ન આપણે બાજુએ હડસેલી મૂક્યો છે. તેમને માટે જુદા કૂવાઓ અને જુદી શાળાઓ અને જુદાં દેવળો ક્યાંક ક્યાંક કરાવીએ છીએ. પરન્તુ તે તો દયાભાવની સેવા થઈ. આપણે તો ન્યાય આપવાનો છે; એમનાં દુ:ખ મટાડવાં છે એટલું જ નહીં, પણ તેમનાં અપમાન અને તિરસ્કાર પણ ટાળવાં છે. કૂવા અને મંદિર ખુલ્લાં મૂકવાની હિલચાલો આપણે પૂરા વેગથી ઉપાડીશું અને તેમાં આકરા સત્યાગ્રહો ઉપાડી બલિદાન આપવા તૈયાર થઈશું, ત્યારે જ હરિજનોના અંતરોમાંથી આપણે માટેનો અવિશ્વાસ ખસશે.

આપણા મનમાં ભેદનું ઝેર જરા જેટલું પણ ન રહેવા દેવા આપણે આપણા રોજના જીવનમાં તકેદારી રાખવી પડશે. નાનું બાળક પણ, તેની સાથે બોલવામાં અને ખાવાપીવામાં ભેદ બતાવવામાં આવે છે તો, તે કળ્યા વિના રહેતું નથી. તો હરિજનો આપણી આંખ ઉપરથી આપણા મનમાંનો ભેદ કળ્યા વિના કેમ રહે ?

શું તેમને આપણાં ઘરમાં આપણે ભાવથી બોલાવીએ છીએ ? શું તેમને સાથે બેસાડીને જમાડતાં મનમાં ઊંડે ઊંડે શંકા રહે છે ? શું તેમનાં બાળકો સાથે આપણાં બાળકો રમે તેથી આપણે ઊંડે ઊંડેથી નારાજ રહીએ છીએ ? આપણાં છોકરાઓને ખરાબ સંસ્કાર પડશે એમ ઊંડે ઊંડેથી પણ આપણને શંકા રહે છે ? આપણે છાનાં છાનાં આપણાં છોકરાઓને તેમ ન કરવાની શિખામણ આપીએ છીએ ? આવો આપણો ભેદ લેશ પણ હશે ત્યાં સુધી, આપણે હરિજનોનાં અંતરમાં વિશ્વાસ, પ્રેમ અને મૈત્રી પેદા કેમ કરી શકીશું ? તે પેદા કરવા માટે તો આપણે ઘણાએ તેમની વચ્ચે વસી જીવન આપવું પડશે, તેમના ધંધાઓ શીખવા પડશે, તેમને સારામાં સારી કેળવણી આપવી પડશે. તેમની સાથે વસી તેમને અન્યાયો અને તિરસ્કારો ક્યાં ક્યાં નડે છે, અસ્પૃશ્ય હોવાને લીધે ક્યાં ક્યાં દુઃખ ભોગવવાં પડે છે, તેનો જાતિઅનુભવ લેવો પડશે, અને તેમને ખાતર આગળ પડીને સત્યાગ્રહો કરવા પડશે.

આટલું તેજદાર આપણું અસ્પૃશ્યતાનિવારણનું કામ કરીએ, ત્યારે જ તેમાંથી આપણી આત્મરચના થઈ શકે અને સ્વરાજ્યની શક્તિ પણ જન્મી શકે.

વળી અસ્પૃશ્યતાનિવારણની બાબત તો આનાથી પણ ઘણી વધારે વ્યાપક છે. આપણે તો ઊંચનીચના ભેદોથી આખા સમાજના જીવનને ઝેરમય કરી બેઠા છીએ. આપણે ગામડાંમાં વસતા આપણા દુખીદરિદ્રી દેશબન્ધુઓને અડીએ તો છીએ, પરન્તુ તે સિવાય બીજી બધી રીતે તેમની સાથે કેવો તોછડાઈનો વર્તાવ રાખીએ છીએ ? એમનાં નામો આપણે પાડ્યાં છે

તેમાં આપણા મનનો મેલ પરખાઈ આવે છે. કોઈને 'કાળીપરજ' કહીએ છીએ, કોઈને 'દૂબળા', કોઈને 'ધારાળા' તો કોઈને 'વાઘરી'. એમને આપણે શુદ્ર અને મજૂરિયા ગણી કાઢીએ છીએ. તેમને માનથી બોલાવવાની તો વાત જ શાની હોય? તેમને માણસમાં જ ગણતા નથી. ગામની વસ્તી ગણીએ તેમાં તેમની સંખ્યા આપણને યાદ જ ન આવે. ગામના પ્રશ્નો વિચારવા બેસીએ ત્યારે તેમાં એમના પ્રશ્નોનો વિચાર આપણને આવે જ નહીં; દેશની હિલચાલો ચાલે તેમાંથી પણ તેમને સદા ટાળતા જ રહીએ. આપણા મનમાં અને આપણી વાતોમાં સદા એમ જ રહ્યા કરે કે તેઓના જન્મના સંસ્કાર કદી જવાના જ નહીં, તેઓ કદી સુધરવાના જ નહીં.

આપણા આવા વર્તનનું મૂળ કંઈ બહુ છૂપું નથી. આપણે જાણીએ છીએ કે તેઓની મજૂરીના શોષણ ઉપર જ આપણા બધા ધંધાઓ ચાલી રહ્યા છે. તેઓ જ્યાં સુધી અજ્ઞાનમાં રહે, સ્વતંત્રતાના વિચારોથી દૂર રહે, ત્યાં સુધી જ આવો વહેવાર સહન કરવાના. તેથી એ વર્ગમાં ભણતર વધારવાનું, મદ્યનિષેધ, જ્ઞાતિસુધારો, કાંતણ વણાટ જેવાં રચનાત્મક કામો કોઈ કરે તો આપણે ઘણા જ ભડકી જઈએ છીએ. આપણને ડર લાગે છે કે, એ નિર્દોષ જણાતી પ્રવૃત્તિઓમાંથી એ લોકોનું જ્ઞાન વધી જશે, અને તેઓ સ્વતંત્ર મિજાજવાળા થવાના. તેમની વચ્ચે સીધી સ્વરાજની હિલચાલ કોઈ ઉપાડે તો તો આપણને તે અતિ ભયંકર ઉશ્કેરણી જેવું જ લાગે છે.

આ ભેદનું હળાહળ ઝેર આપણી પ્રજામાં સ્વરાજની શક્તિ ક્યાંથી આવવા દે? આવા લોક એ તો આપણા દેશની મોટા ભાગની વસ્તી છે. તેઓના આગળ આવવાથી જો આપણે ભડકીએ તો આપણે થોડા ભણેલાઓ સ્વરાજ્યની રચના કેમ કરી શકવાના?

આપણે સેવકોએ જેવું આપણે અસ્પૃશ્યોમાં કામ કરીએ તેવું જ આ સર્વ પછાત વર્ગોમાં પણ કરવાનું છે. એમની સૌની સાથેનો સંબંધ ન સુધારીએ, એમના સૌના પ્રેમ વિશ્વાસ સંપાદન ન કરીએ, એમના સૌમાં સ્વરાજ્યની લગની ન લગાડીએ ત્યાં સુધી આપણી પોતાની તેમ જ આપણા સ્વરાજ્યની રચનાઓ કાચી જ રહી જવાની.

## ૯ સાચી ધાર્મિકતા

## [સર્વધર્મસમભાવ]

આપણો અગિયારમો સિદ્ધાન્ત સર્વધર્મસમભાવનો છે. તમે કહેશો *'અમે તો સ્વરાજ્યના લડવૈયા, રાજદ્વારી બાબતમાં ધર્મનું નામ ન હોવું* જોઈએ એમ અમે માનીએ છીએ. અમે એ બાબતમાં અમારા પોતાના ધર્મને વચ્ચે લાવતા નથી અને બીજાઓની બાબતમાં પણ કોણ કયો ધર્મ

પાળે છે અથવા એકે ધર્મ પાળે છે કે નહીં, એની અમે પરવા રાખતા નથી. માટે અમારી પાસે ધર્મની વાત જ કરવાની શી જરૂર છે?"

ધર્મ બાબતમાં આવું ખરેખરું અનાસક્ત વલણ આપણું સૌનું હોત તો તો સારું. પરન્તુ દેશમાં હિન્દુ મુસલમાન વગેરે જુદા જુદા ધર્મો પાળનારી કોમો વચ્ચે અવિશ્વાસ અને અપ્રેમનું વાતાવરણ ફેલાયું છે તે ઉપરથી શું સિદ્ધ થાય છે? એમ જ કે આપણાં મન સાફ નથી, આપણને સૌને પોતપોતાનો ધર્મ બીજાઓના કરતાં ઊંચો લાગે છે. પ્રસંગે અને અપ્રસંગે આપણે માથું ઊંચું ઉઠાવીને અને છાતી ફુલાવીને કહીએ છીએ કે અમારો ધર્મ ઊંચો — અમારી સંસ્કૃતિ ચઢિયાતી.

એમ અભિમાન કરવાનો આપણો ભાવાર્થ તો એ જ છે કે આપણે બીજા સર્વેને કહીએ છીએ. "તમે કમનસીબ કોમ છો, તમારો જન્મ હલકી પ્રતિના ધર્મમાં થયો છે. તમને નીચી જાતની સંસ્કૃતિનો વારસો મળ્યો છે." આપણા અભિપ્રાયનું વધારે પૃથક્કરણ કરીએ તો સાર એવો નીકળે છે કે જાણે આપણે અન્યધર્મીઓને તિરસ્કારથી કહીએ છીએ - "તમે જન્મથી જ દરેક રીતે અમારા કરતાં નીચા છો. તેથી દેશમાં તમારુ સ્થાન હમેશાં અમારાથી નીચું જ રહેવા સરજાયેલું છે. રાજદરબારમાં, હુન્નરઉદ્યોગમાં વિદ્વત્તામાં, ધનવૈભવમાં — બધી બાબતોમાં અમે ઊંચા ધર્મવાળાઓ ઊંચા સ્થાને જ શોભવાના, અને તમે નીચાઓ તો નીચા સ્થાને જ શોભવાના."

કોઈ પણ સ્વમાનવાળો માણસ કે સ્વમાનવાળી કોમ પોતાના પડોશીનું આવું અભિમાન કેવી રીતે સહન કરે? એવું અભિમાન આપણા મનમાં, વાણીમાં અને વર્તનમાં જરા પણ નથી, એવું શું આપણે પ્રામાણિકપણે કહી શકીશું? સામાન્ય લોકોની વાત જવા દઈએ, કોમી હિલચાલો કરનારાઓની વાત પણ જવા દઈએ, પણ આપણે સેવકો, સ્વરાજ્યના સૈનિકો પણ, આ અભિમાનથી મુક્ત છીએ એમ આપણે છાતી કાઢીને દાવો કરી શકીએ તેમ છે? એ અભિમાનનું ઝેર આપણા દરેકના અંગત જીવનમાંથી નિર્મૂળ કરી નાખવું એ આપણી આત્મરચનાના એક અત્યંત અગત્યનું કામ છે. આ બાબતમાં આપણા જીવન સ્વચ્છ નહીં કરીએ અને આપણો પાયો અસત્ય અને ઝેરવેર ઉપર રાખ્યા કરીશું ત્યાં સુધી, આપણી પ્રજામાં સ્વરાજ્યની શક્તિ કદી પણ પેદા થઈ શકવાની નથી, આપણી સત્યાગ્રહની લડતોમાં પણ આપણે કદી સાચો પ્રભાવ પેદા કરી શકવાના નથી.

ખરું જોઈશું તો આવી રીતનું પોતાના ધર્મનું અભિમાન કરવું અને બીજાને માટે તુચ્છકાર સેવવો એ ધર્મનિષ્ઠ માણસનું લક્ષણ જ ન હોઈ

શકે. એવા માણસને જો ધર્મનિષ્ઠનું પદ આપવામાં આવે તો દુનિયામાં અધર્મી કોને કહીશું? દુનિયાના કોઈ પણ ધર્મમાં આવી વૃત્તિની નિંદા જ કરવામાં આવે છે અને એવી વૃત્તિને જીતનાર માણસ માટે જ પૂજ્યબુદ્ધિ હોય છે.

જેઓ સાચા ધાર્મિક માણસો હોય છે, તેઓ ભલે ગમે તે ધર્મ પાલન કરતા હોય, પણ તેમનું વર્તન અને તેમના વિચારો હમેશાં સરખા જ હોય છે બધા ધર્મના સાચા ધર્મનિષ્ઠ માણસો સત્યનિષ્ઠ હોય છે, સર્વ જીવો પ્રત્યે પ્રેમથી તેમનાં અંતર દ્રવે છે. તેઓ સૌમાં ભગવાનનો વાસ જુએ છે તેઓ સર્વ અભિમાનથી મુક્ત, વ્યસનથી મુક્ત, નમ્ર અને ભક્તિપરાયણ હોય છે તેઓનાં જીવન સંયમી હોય છે, અને ગમે તે ધર્મના ઉચ્ચ ચારિત્ર્યવાળા, જ્ઞાની સંત મહંતોને દેખી તેમના પ્રત્યે તેમને અંતરમાંથી પૂજ્યભાવ પ્રગટે છે પોતપોતાના જુદા ધર્મોના રિવાજો પ્રમાણે ભલે તેઓ જુદા પેગંબરો અને ધર્મગ્રંથોને માનશે, ભલે કોઈ મક્કાની હજ કરશે તો કોઈ ગંગાયાત્રા કરશે, ભલે કોઈ મંદિરમાં પૂજા કરશે તો કોઈ મસ્જિદમાં નમાજ પઢશે, ભલે પોશાક અને અન્ય ચિહ્નો પોતપોતાની પરંપરા પ્રમાણેનાં ધારણ કરતા હશે, પરંતુ ઉપર કહ્યાં તેવાં લક્ષણોમાં તો તેઓ બરોબર એક રૂપ અને એક નૂર જ હોય છે તેમને ધર્મને નામે ઝઘડો કરવાની વૃત્તિ જ થતી નથી

પરન્તુ ધાર્મિક માણસો સ્વધર્મ બાબતમાં લૂખા, સૂગા, અને ઉદાસી પણ નથી હોતા તેમને પોતાના ધર્મ પ્રત્યે અત્યંત મમતા જરૂર હોય છે, પોતાના પેગંબર માટે અત્યંત ભક્તિ પણ હોય છે. જેમના જીવન અને વચનામૃતમાંથી પોતે સદા પ્રેરણાનું પાન કરે છે તેમને માટે ભક્તિ કેમ ન હોય? જો કોઈ મળે તેને પોતાના ધર્મનો અને પોતાના પેગંબરનો પ્રેરક સંદેશો સમજાવવાનો ઉત્સાહ પણ તેઓમાં કેમ ન ઊભરાય? પણ તેથી તેઓને બીજાઓના ધર્મ આદિને ઊતરતા ગણવાની મતિ નથી થાય. ઊલટા તેઓ પોતાના અનુભવ ઉપરથી બીજાને પોતાનો ધર્મ વગેરે કેવા પ્યારા હશે એની કદર કરી શકે છે, અને તેથી બહુ જ કાળજીથી એકબીજાની લાગણીઓને માન આપે છે.

ખરેખર, બે જુદા જુદા ધર્મના સાચા ધર્મનિષ્ઠ માણસો ભેગા થાય છે ત્યારે તેમનું એકબીજા પ્રત્યેનું વર્તન અવલોકન કરવા જેવું હોય છે એકબીજાની લાગણીઓનું, પરંપરાઓનું કેટલું સૂક્ષ્મ, કેટલી મર્યાદાભર્યું માન ગણીને તેઓ વર્તે છે? કોઈ હિન્દુ મહાત્માને ઘેર મુસ્લિમ ફકીર પધારે છે ત્યારે તે કેમ વર્તે છે? નમસ્કાર કરવામાં તે મુસ્લિમ પદ્ધતિ વાપરશે,

આસન ખાનપાન આદિમાં તેમના રીતરિવાજોને અનુકૂળ થવાનો પ્રયત્ન કરશે, એમાં મળી ધર્મસંવાદ કરશે તો તેમાં મુસ્લિમ ધર્મશાસ્ત્રોને વિશેષ આદર સાથે માન આપશે. પોતે મૂર્તિઓની પૂજા કરનારો હશે તો પણ તે દિવસે મૂર્તિઓને વચ્ચે લાવી એકબીજાના મનમાં વિક્ષેપ ઊભો કરવા નહીં દે. પ્રાર્થના કરશે તો તેમાં તે દિવસે ખાસ મુસ્લિમ સંતોના ભજનો પસંદ કરશે અને તીવ્ર સ્વરોનાં વાદ્યોને શાંત રહેવા દેશે.

તે જ પ્રમાણે એક મુસ્લિમ ધર્માત્મા પાસે હિંદુને જવાનું થાય છે તો હિન્દુઓના આચારવિચાર — ગમાઅણગમાનો સૂક્ષ્મ ખ્યાલ નાખીને જ ખાતરબરદાસ્ત કરવામાં આવે છે. તે દિવસે ઘરમાં માંસાહાર બંધ રાખવામાં આવશે, એક ભાણે જમવાનો રિવાજ તે દિવસ પૂરતો મોકૂફ રાખી સર્વેને જુદાં ભાણાંમાં પીરસવામાં આવશે. પરોણો પૂજાપાઠ કરનારો હશે તો તેને માટે ઘરમાં એક શાંત ખૂણો સજાવી આપવામાં આવશે. નમાજ વખતે તેને માટે બેસવાનું આસન પાથરી આપવામાં આવશે, અને કદાચ નમાજ પછી બે બોલ સંભળાવવાની વિનંતી કરી તેને વાએજ પઢવાનું બહુમાન પણ આપવામાં આવશે

આવાં દૃશ્યો ખરેખર ઘણાં જ અદ્ભુત અને પવિત્ર હોય છે. તેની ખૂબી જોતાં ધરાઈએ જ નહીં એવાં તે હોય છે તેમાં કેટલી ઝીણવટ, કેટલી કુમાશ! એકબીજા પ્રત્યે કેવો હૃદયપૂર્વકનો વિવેક! એકબીજાની લાગણી સમજી તેને અનુકૂળ થવાનો કેવો સાચા દિલનો પ્રયત્ન? અહિંસાનો, આદરનો, પ્રેમનો આવો ઉત્તમ નમૂનો મળવો મુશ્કેલ છે.

આ તો ધર્માત્માને ઘેર ધર્માત્મા જાય એવા પ્રસંગો આપણે કલ્પ્યા. આખી કોમ અન્યધર્મી કોમ પ્રત્યે આવું કુમાશભર્યું વર્તન રાખે એ પણ ન જ બને એમ ન માનશો. બેમ કોમ વચ્ચે આજના જેવું સદા વેર જ હોવું જોઈએ કે આજના જેવો અવિશ્વાસ જ હોવો જોઈએ, એવો કોઈ કુદરતનો કાનૂન નથી આખી કોમની કોમો દેશભક્તિના ઊભરાથી અથવા કોઈ મહાત્માઓના તેમની વચ્ચે આવવાથી ધાર્મિકવૃત્તિની ઘણી વાર બની શકે છે. આપણા દેશમાં હિંદુ મુસલમાન પારસી ખ્રિસ્તી શીખ વગેરે જુદા જુદા ધર્મો પાળનારી કોમો વિષે એવું અનેક વાર બન્યું છે. અરે, હમણાંના કેટલાક વર્ષોના વેરઝેર બાદ કરતાં, મોટે ભાગે એવો પ્રેમસબંધ જ તેમનામાં રહ્યો છે. તેવે વખતે હિંદુઓ તરફ પ્રેમ અને વિવેક બતાવવા ખાતર મુસ્લિમોએ ગોમાંસનો ત્યાગ કર્યો છે, હિંદુઓએ મુસ્લિમોની લાગણીને ખાતર પોતાના ઉત્સવોમાં અને મંદિરોમાં વાજાનો અવાજ બંધ રાખ્યો છે, હિંદુઓની ધર્મસભાઓમાં મુસ્લિમ મહાત્માઓનો ઉપદેશ ચાલ્યો છે અને મુસલમાનોની

સભાઓમાં હિંદુઓનો મુસ્લિમોની ધાર્મિક તનોમાં બીજા સર્વ ધર્મસમાજોએ ભાગ લીધો છે, લીબોની ધાર્મિક લતો ઉપાડે ત્યારે પણ તેમાં બધાએ જ ભાગ લીધો છે આજના બગડેલા દિવસોમાં આપણને આ બધું સ્વપ્ના જેવું લાગે છે પણ આપણે ઇતિહાસ જોઈએ તો આવું હંમેશા જ બનતું આવ્યું છે

આપણે સૌએ એકબીજા ધર્મો સંબંધમાં કેવી ભાવના રાખવી, એકબીજા ધર્મીઓ પ્રત્યે કેવું પ્રેમ અને વિવેકનું વર્તન રાખવું, એ સાચા ધાર્મિક પુરુષોના વર્તન ઉપરથી આપણે સમજી લેવાનું છે એવી ધાર્મિકતા આપણામાં લાવીશું તો આપણા ધર્મો આપણી અંદર વેરઝેર અને ઝઘડા વધારનારા મટી પ્રેમ અને પરસ્પરસહાયતાનો જ વધારો કરશે. આપણે એકબીજાની સેવાના પ્રસંગો શોધતા જ રહીશું કોઈની પણ સેવા કરવામાં આપણને આનંદ આવતો હશે, પણ અન્યધર્મીની સેવાનો પ્રસંગ જે દિવસે મળે તે દિવસ તો આપણને ખાસ સદ્ભાગ્યનો લાગશે આપણા અંગત જીવનમાં પણ આપણે સર્વ પડોશીઓ સાથે પ્રેમ અને સહકાર રાખીશું, પરન્તુ અન્યધર્મીઓ સાથે તો ઘરોબાનો અને મિત્રતાનો સંબંધ બાંધવાનો ખાસ પ્રયત્ન કરીશું તેમની ભાષા તેમના ધર્મગ્રંથો, તેમના રીતરિવાજો — એનો આદર સાથે અભ્યાસ કરશું તેની ખૂબીઓ તેઓની દૃષ્ટિએ જોતા થઈશું

આપણે દેશસેવાના કામોમાં અનેક મિત્રો સાથે મળીને કામ કરીએ છીએ અને સગા ભાઈના કરતા પણ વધારે પ્રેમ બાંધીને રહીએ છીએ તેવા આપણા સાથીઓમાં અન્યધર્મીઓ પણ આપણને મળી જાય એવી આપણે સદા ઝંખના રાખીશું અને મળી જાય તો ઈશ્વરનો આભાર માની તેને દરેક રીતે પ્રેમથી નવડાવી દઈશું

આપણા ઉપર રાજદ્વારી અને બીજા અનેક કારણોને લીધે જે અન્યધર્મી ઓમાં ઊંડો અણવિશ્વાસ પેસી ગયો છે, આપણું એકે કૃત્ય કે એકે શબ્દ જેઓ શંકા વિના જોઈ શકતા નથી, તેમનામાં વિશ્વાસ પેદા કરવાનો સાચો ઉપાય આ જ છે આ જ સર્વધર્મસમભાવના સિદ્ધાંતનો અમલ છે એ આપણા જીવનમાં જેમ જેમ ઉતારીશું તેમ તેમ આપણી પોતાની આત્મરચના થશે, આપણા સત્યઅહિંસા સૂક્ષ્મ અને સુંદર બનશે, અને તેમ તેમ આખા દેશની પ્રજામાં પણ સ્વરાજની શક્તિ આવવા લાગશે

તમે શરૂઆતમાં કહેતા હતા કે 'અમે તો સ્વરાજ્યના સૈનિકો છીએ, અમારે કોઈ ધર્મ પાળવો નથી અને બીજાઓ કો ધર્મ પાળે છે અથવા પાળે કે ન પાળે તેની અમને પરવા નથી' પરન્તુ આવી બેપરવાઈ આપણને ઉપયોગી નથી ધર્માભિમાની લોકોને તેવું બેપરવાઈનું વર્તન તો ઊલટું ઘણું જ

કોમોમાં ગન્યકારભારમાં વધારે સત્તા પડાવવાની ઝૂંટાઝૂંટ ચાલી રહી છે. નાની કોમો પોતાનું સંખ્યાબળ વધારીને, ધનમાનનું બળ વધારીને, વધારે સત્તા મેળવવા જાતજાતની ખટપટો કરે છે; મોટી કોમો પોતાનો બહુમતીનો લાભ હાથમાંથી છૂટી ન જાય તે માટે ખટપટો કરે છે. પોતાની સત્તા વધારવાનું આજે તો એક જ સાધન છે — પરરાજ્યનો આશ્રય મેળવવો, તેની કૃપા પોતાને જ ભાગે આવે અને બીજી કોમોને ભાગે જવા ન પામે એવી કોઈક કારી કરવી. પરરાજ્ય પણ પ્રસંગ જોઈ પોતાના દાવ ફેંકતું રહે છે અને ઘડીમાં આને ચડાવે છે તો ઘડીમાં તેને. સરવાળે તો બન્નેનું બનેલું પ્રજાશરીર નિર્બળ થાય છે અને પરરાજ્યનાં મૂળ જ મજબૂત બને છે. ધર્મમાં માથું આપી દેવા સુધીનું ઝનૂન ચડાવવાની અજબ તાકાત છે તેનો લાભ ચતુર આગેવાનો લે છે, અને કંઈ કંઈ ધાર્મિક કારણો અને સૂત્રો આગળ કરી પોતાની ભોળી કોમોને ઝનૂન ચડાવે છે. ગોપૂજાને બહાને હિન્દુ નેતાઓ પોતાની કોમને ઉશ્કેરે છે, અને નમાજની શાંતિને બહાને મુસ્લિમ નેતાઓ તેમની કોમને ઝનૂન ચડાવે છે. પરન્તુ જરા ઊંડા ઊતરીએ તો તરત દેખી શકાય તેમ છે કે, ગાયને નામે ઝનૂનથી ઝઘડા કરનાર હિન્દુઓમાં ગોપૂજાનો સાચો ધર્મ તો કોઈ પાળતું નથી. હિંદુઓને ઘેર ગાયનો વંશ દુખી થાય છે તેવો ક્યાંય થતો નહીં હોય. ગાયને ઉપેક્ષી ભેસનું દૂધ લેતાં કે ગોપુત્રને તીણી આર મારતાં એમને ધર્મ આડો આવતો નથી. નમાજની શાંતિ માટે યુદ્ધ કરવા તૈયાર થઈ જનાર મુસ્લિમોમાં નમાજ વખતે એકધ્યાન અને ભક્તિપરાયણ કેટલા રહી શકતા હશે?

કોઈ પણ ધર્મનો ઉદ્દેશ પોતાના લોકોને સત્ય, ભૂતદયા, મનુષ્યપ્રેમ, સેવા, સંયમ, ઈશ્વરભક્તિ વગેરે શીખવવાનો જ હોય છે. ધર્મને નામે પથરા કે છરી ઉછાળનારાં ટોળાંઓમાં એવી ધાર્મિકતા હોઈ શકે નથી. ખરા ધર્મપરાયણ લોકો તો એવા ક્રૂર થઈ જ ન શકે, એવા અજ્ઞાની પણ ન હોઈ શકે. તેઓનાં હૃદયોમાં વેરનું બી કદી ન ઊગી શકે. ઊલટા તેઓ તો આસપાસનાં ઝેરવેરને શાન્ત જ કરનારા હોય.

ભયંકરમાં ભયંકર કોમી રમખાણો વખતે પણ, કોઈ પણ સંપ્રદાયમાં એ વધાર્મિક વૃત્તિના પુરુષોના દાખલા મળે જ છે કે જેઓ માથું જવાનું જોખમ વહોરીને સાચો ધર્મ પાળે છે; ફસાઈ પડેલા અન્યધર્મીને પ્રેમથી આશ્રય આપે છે, તેને સલામતીથી ઘેર પહોંચાડે છે; પોતાની કોમના ઝનૂને ચડેલા ટોળાને ઠપકો આપી શાંત પાડવા નીકળી પડે છે. કોમ અને ધર્મને નામે થતા ઝઘડાઓમાં ધર્મનું દર્શન કરવું હોય તો આવાં, ક્યાંક ખૂણામાં બનતાં, ધાર્મિક વૃત્તિના સજ્જનોનાં કાર્યોમાં જ તે મળે છે. જ્યાં

ધીંગાણા ચાલતા હોય છે ના અને છાપાઓની કટારોમા જે પ્રકારે આપણે જોઈએ છીએ તેને ધર્મ સાથે કશો સબધ નથી તેને ધર્મના નામ સાથે ખોટા જ જોડી દેવામા આવે છે તે તો શુદ્ધ ગજદારી અને આર્થિક તાકાતો જ હોય છે, અને કોઈ પણ ધર્મથી તે વિરોધી જ હોય છે

આમ સમજી, ધર્મના નામ પ્રત્યે સૂગ કેળવવી એ આપણે માટે યોગ્ય નથી જ આપણે સૌએ આપણા અગત જીવનમા સાચી ધાર્મિક ભાવના પેદા કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ આપણુ હૃદય એવુ શુદ્ધ કરીએ કે તેમા ગમે તેવો કપટી માણસ પણ બીજા કોઈને વિષે વેરભાવ ઉત્પન્ન કરી ન શકે આપણુ જીવન એટલુ શુદ્ધ રાખીએ કે ગમે તેના ઝનૂને ચડેલા લોકોને પણ આપણે માટે વેરવૃત્તિ જાગી શકે નહીં આપણે ધાર્મિક વૃત્તિના માણસો સર્વધર્મસમભાવનો સિદ્ધાન્ત જીવનમા પાળતા હોવાથી ગમે તેવા સજોગોમા, ગમે તેવી ઉશ્કેરણી એકબીજા વિરુદ્ધ ચલાવવામા આવે તો પણ, એકબીજાનો પ્રેમ છોડીશુ નહીં, એકબીજા ઉપર ચડાઈ કરીશુ નહીં આપણા પ્રજાજીવનને સદા નિર્મળ, શાંત અને ચેતનવાળુ રાખ્યા કરીશુ ધાર્મિક વૃત્તિના થોડા માણસોનુ જીવન પણ તેમની આસપાસના સમગ્ર વાતાવરણ ઉપર અસર પાડ્યા વિના નહિ રહે, એવી આપણને શ્રદ્ધા છે

ધર્મ ધર્મ વચ્ચે — કોમ કોમ વચ્ચે આવી સમભાવની વૃત્તિ આપણા અગત જીવનમા પોષીએ તો તેમાથી સ્વરાજ્યની કેટલી પ્રબળ શક્તિ ઊભી થાય એ સમજવુ મુશ્કેલ નથી જ

પ્રવચન ૭૪મું

# આત્મરચનાનાં ત્રિવિધ ફળ

હું ધારું છું કે હવે તમે આપણાં એકાદશ વ્રતોનું ખરું સ્વરૂપ સમજી ગયા હશો. તે કોઈક અદ્ભુત ધર્મમંત્ર છે અને તેનો જપ કરવાથી વૈકુંઠમાં કે કૈલાસમાં જવાનું પુણ્ય મળવાનું એ, એવી કોઈ અંધશ્રદ્ધાથી આપણે રોજ પ્રાર્થનામાં તેનું સ્મરણ કરવાનું રાખ્યું છે એમ નથી જ. તે તો આપણી પોતાની આત્મરચનાનો અભ્યાસક્રમ છે.

આપણે સ્વરાજ્યયુદ્ધના સૈનિકો છીએ, અને સૈનિકો તરીકે આપણે કાચા રહેવા ઇચ્છતા નથી. આપણે સૈનિક તરીકેનાં બળશૌર્ય સંપૂર્ણપણે આપણી અંદર ખીલવવાં છે તે આવી આત્મરચના સાધીને જ ખીલવી શકાય તેમ છે, કારણ કે આપણા યુદ્ધનો દારૂગોળો અહિંસામય સત્યાગ્રહનો છે. તે બીજા સાધારણ દારૂગોળા જેવો નથી, કે જે વારંવાર કોઈક કારખાનામાં અમુક રાસાયણિક દ્રવ્યોનાં મિશ્રણોથી બનાવી શકાય. સર્વ જોઈતાં રસાયણોનો પૂરતો જથ્થો આપણી પોતાની અંદર આત્મબળ રૂપે પડેલો જ છે. તેને પકવી, તેમાંથી અહિંસાત્મક સત્યાગ્રહનો દારૂગોળો આપણે સૈનિકોએ, આપણા પોતાના હૃદયરૂપી કારખાનામાં, બનાવી લેવાનો છે. સત્યઅહિંસા આપણે માટે માત્ર બે શબ્દો જ ન રહે, તે આપણા જીવનમાં વણાઈ જાય, આપણો સ્વભાવ બની જાય, તો જ આપણે માથું આપી દેનારા સાચા સત્યાગ્રહી બની શકીએ; તો જ આપણે સામાનું હૃદયપરિવર્તન કરી શકે એવું અહિંસાનું મોજું વહેવડાવી શકીએ. તે બન્ને બળો આપણા પોતાના જીવનમાં એકાદશ સિદ્ધાન્તોને ખૂબ ઝીણવટથી પાલન કરવાથી જ આપણે આપણા હૃદયમાં ઉત્પન્ન કરી શકીશું.

પરન્તુ સાવધાન ! તમે જ્યારે કહો છો કે અમે તો સ્વરાજ્યના સૈનિકો છીએ, ધ્રન વરતુલાં કરનારા ભગતો નથી, ત્યારે જો તમારા મનમાં એવો ભાવ હોય કે તમારે તો જેવું મળે તેવું સ્વરાજ્ય જીતી લેવું છે, અને તેને માટે ફાવે તે રીતનું યુદ્ધ કરવું છે—આવો ભાવ હોય તો આ દારૂગોળો તમારે ખપનો નથી. સત્યાગ્રહનો દારૂગોળો લઈને હિટલરી યુદ્ધ ખેલવાનો કોઈ મનસૂબો કરશો તો તેમાં કેવળ નાસીપાસી જ મળવાની છે, અને એ રણમેદાનના નખશિખ શસ્ત્રસજ્જ યોદ્ધાઓમાં તમારી કેવળ હાંસી જ થવાની.

આપણું યુદ્ધ જુદી જ જાતનું છે, અને આપણે જે સ્વરાજ્ય જીતવું છે તે પણ જુદી જ ભાતનુ છે. પરંતુ એ આપણા જુદા યુદ્ધ માટે આપણો

પોતાનો દારૂગોળો પૂરેપૂરો કાતિલ છે, સો ટકા વિજય અપાવે એવી તાકાતવાળો છે

જુઓ ત્યારે, પહેલા તો આપણે કેવું યુદ્ધ લડવા માગીએ છીએ અને તે માટે આપણા આત્મબળના હથિયારો કેવા ઉત્તમ છે, તે જોઈ જઈએ

આપણા યુદ્ધનું સામાન્ય નામ અહિંસાત્મક સત્યાગ્રહ છે પરંતુ તે પ્રસગ પ્રમાણે જુદા જુદા વ્યૂહો ધારણ કરે છે

ક્યારેક અન્યાયી, જુલમી અને સ્વમાનખડન કરનાર સરકારી કાયદાઓનો સવિનય ભગ કરવાનો હોય છે

ક્યારેક આપણને પોતાને ગુલામીમા રાખનાર સરકારી તત્રના એકે અગમા અથવા સર્વ સચાલનમા અસહકાર કરવાનો હોય છે

ક્યારેક સરકાર આપણા ઉપર દમનનુ આક્રમણ કરે ત્યારે તે બહાદુરીથી, જરા પણ નમ્યા વગર સહન કરવાનું હોય છે

ક્યારેક નિ શસ્ત્ર પ્રતિકાર એટલે કે આપણા પોતા તરફથી, જોકે નિ શસ્ત્ર છતા, રીતસરનું આક્રમણ કરવાનુ હોય છે

સત્યાગ્રહયુદ્ધના આ એક કરતા એક આકરા એવા વ્યૂહો છે આપણી છાતીમા પૂરતા દારૂગોળા ભરી શકીએ તો આ સર્વ પ્રકારના સત્યાગ્રહો આપણે નિ શકપણે લડી શકીએ છીએ એ દારૂગોળા કયા ?

(૧) એક દારૂગોળો તો એ કે આપણે સપૂર્ણપણે શુદ્ધ સત્યની—હકની જ લડત લડીએ છીએ લડાઈમા આપણે ગમે તેવા લાભની લાલચથી પણ લેશમાત્ર જૂઠાણુ કે છેતરપિંડી ચલાવતા નથી જેને પરિણામે સામો પક્ષ ઝખવાણા અને ગાત્રગલિત થઈ જઈ શસ્ત્રો હોવા છતા આપણા ઉપર પ્રહાર કરવાની તેને ઇચ્છા રહેતી નથી

જગતમા કોઈને પણ આપણા સત્ય સબધમા લેશ પણ શકા રહે નહીં સરકારને આપણો સત્યાગ્રહ મીઠો લાગે કે કડવો પણ તેને પણ આપણા સત્ય વિષે તો પાકો ભરોસો જ રહે, એ સ્થિતિ ક્યારે આવે ? તે સ્થિતિ આણવા માટે આપણે અગિયારે સિદ્ધાન્તોનું પાલન આપણા અગત જીવનની ઝીણામા ઝીણી બાબતમા કરીને સત્યના આગ્રહનો સ્વભાવ કેળવવો આવશ્યક છે તેમ જ આપણા અગત જીવનમા તેમ જ જાહેર જીવનમા અનેક કસોટીઓમાથી પાર ઊતરીને અને લાલચો વચ્ચે શુદ્ધ રહી બતાવીને આપણા સત્યની પ્રતિષ્ઠા બાધવી આવશ્યક છે

(૨) આપણો બીજો દારૂગોળો એ છે કે આપણે આપણા સત્યાગ્રહમા જરીયે મચક આપતા નથી, છતા લડતમા સપૂર્ણ અહિંસાનુ પાલન કરીએ

છીએ, જેને પરિણામે સામા પક્ષ પાસે હથિયારો હોવા છતાં તેનું મન જ આપણા ઉપર પ્રહાર કરવાની ના પાડે છે.

આપણી અહિંસા સાચી છે કે મોઢાની અને સગવડિયા છે, તે ચકાસી જોવા તે દમન તો ચલાવે જ. તેમાં પાસ થવા જેવી નિર્મળ અને ટકાઉ આપણી અહિંસા કરવા માટે, તેમ જ આપણી અહિંસાની શત્રુપક્ષ ઉપર પણ પ્રતિષ્ઠા જમાવવા માટે, જીવનની ઝીણામાં ઝીણી બાબતોમા અગિયારે સિદ્ધાન્તો ઉતારવા પરમ આવશ્યક છે

(૩) આપણ ત્રીજું બળ એ છે કે, આપણે સત્યાગ્રહ કરતા સામો પક્ષ ગમે તેવાં દુ:ખો આપણા ઉપર નાખે, છતાં તેના પ્રત્યે જરા પણ વેરભાવ સેવતા નથી; તેનુ હિત જ કરવા ઇચ્છીએ છીએ. આની તેને ખાતરી થાય એટલે તેનું હૃદય જ પલટાઈ જાય છે, તે શત્રુ મટી આપણો અત્યંત ઉત્સાહી મિત્ર બની જાય છે.

પણ એવી એ અવૈરવૃત્તિ વગરકેળવ્યે આવી શકે નહીં. અને તેનો પ્રત્યક્ષ પુરાવો આપણા જીવનના અનેક નાનામોટા પ્રસંગોમાં આપીએ નહીં ત્યા સુધી, સામો પક્ષ તે માનવા કોઈ દિવસ તૈયાર થાય નહિ આપણા અવૈર અથવા પ્રેમની એટલી હદ સુધીની કેળવણી કરવા ખાતર પણ અગિયાર સિદ્ધાન્તો જીવનમા ઉતારવા આવશ્યક છે.

પરંતુ સત્ય અને અહિંસા એ જ મનુષ્યજીવનનું સારસર્વસ્વ છે એવી શ્રદ્ધા આપણને છે? તે હશે તો જ આપણને અહિંસાત્મક સત્યાગ્રહની સેનાના સૈનિક થવાનો ઉત્સાહ ચડવો શક્ય છે. આપણને આપણા નેતાઓ ઉપર પૂજ્યભાવ છે, તેમની શક્તિ ઉપર, તેમના ત્યાગ ઉપર આપણે મોહિત છીએ, તેથી તેમની સત્યાગ્રહી સેનામા દાખલ થવું આપણને ગમે છે. પરંતુ આટલી ઉપરની શ્રદ્ધા અને આટલુ ઉપરનું ગમવુ, આપણને લાબો વખત કેમ કામ આપી શકે? આકરામાં આકરી અગ્નિપરીક્ષાઓ વખતે આપણને કેમ દૃઢ રાખી શકે? એ શ્રદ્ધાને આપણે આપણો સ્વભાવ બનાવી દેવો જોઈએ. એ માટે પણ એકાદશ સિદ્ધાન્તોનુ સેવન કરી આત્મરચના કરી લેવી અત્યંત આવશ્યક છે.

આપણે આપણા ઘર ધંધાઓ અને અન્ય વ્યવહારોમા અસ્તેય પાળીશુ તો જ આપણાં સત્ય અહિંસા કાચાં મટી પાકાં બનશે.

આપણે અપરિગ્રહ અને બ્રહ્મચર્ય, અસ્વાદ અને જાતમહેનતના સિદ્ધાન્તોનું પાલન કરી મોજશોખ અને વિલાસી વૃત્તિ તથા એદીપણાનો સંયમ કરીશું, તો જ આપણામાં સત્યઅહિંસા છોડવાની ડગલે ને પગલે થતી લાલચ જીતવાનું મનોબળ કેળવાશે.

આપણે અભયનો ગુણ કેળવીશું તો જ સત્યઅહિંસાની લડતો લડતાં આવનાર સંકટો સામે મક્કમ રહી શકીશું. એ કંઈ વગરપ્રયત્ને કેળવાઈ જાય એવો ગુણ નથી. રોજના જીવનમાં અનેક નાનામોટા સત્યાગ્રહો કરતા રહીશું, અને તેમાં આવી પડતા માર બહાદુરીથી સહન કરવાની ટેવ કેળવીશું, ત્યારે જ આપણી છાતીમાં રહેલો ભય નીકળી જઈ ત્યાં અભયની — સત્યાગ્રહશૌર્યની સ્થાપના થશે.

આ રીતે આપણા સિદ્ધાન્તોમાં આપણી આત્મરચના કરવાની — આપણી સત્યઅહિંસાની શ્રદ્ધાને પાકી અને ઊંડી બનાવી સત્યાગ્રહી સૈનિક તરીકેની તાકાત આપણામાં આણવાની અલૌકિક શક્તિ છે. તેથી જ આપણે કદી એમ કહી ન શકીએ કે 'અમે તો રણગજ્યના સૈનિકો છીએ, અમારે આ સિદ્ધાન્તોની જોડે શો સંબંધ છે? અમારું અંગત જીવન ગમે તેવું હોય તેની સાથે સ્વરાજ્યની લડતનો શો સંબંધ છે?'

આપણા સિદ્ધાન્તોમાંના સ્વદેશી, અસ્પૃશ્યતાનિવારણ અને સર્વધર્મસમભાવ એ ત્રણે આપણને સત્યઅહિંસાના પાલનના અને તેની લડતના રચનાત્મક પાઠ પૂરા પાડનારા વિશાળ ક્ષેત્રો છે.

સ્વદેશી વ્રતનું સૂક્ષ્મ આચરણ કરીને આપણે આપણી પોતાની સ્વદેશભક્તિને અમલી રૂપ આપવાનો આનંદ લૂંટીએ છીએ એટલું જ નહીં, પણ આપણા ગ્રામવાસી સ્વદેશબંધુઓને ન્યાય, આદર, અને પ્રેમ આપીને આપણા સત્યઅહિંસાને વધારે સમૃદ્ધ કરવાની તાલીમ લઈએ છીએ.

અસ્પૃશ્યતાનિવારણનું પાલન કરી આપણે આપણા પોતાના જીવનમાંથી ઉચ્ચનીચભેદરૂપી અસત્ય અને હિંસા કાઢી નાખવાની તાલીમ લઈએ છીએ.

સર્વધર્મસમભાવ કેળવતાં, આપણે આપણા જીવનમાં ઊંડી આધ્યાત્મિક ધાર્મિકતા લાવવાનો પ્રયત્ન કરીએ છીએ. એ ન હોય તો આપણા સત્યઅહિંસામાં કશું ઊંડાણ ક્યાંથી આવે?

આપણું આખું સ્વરાજ સત્ય અને અહિંસાના પાયા ઉપર રચવું છે એમ આપણે કહીએ છીએ. આપણે આપણા આ ઉપલા ત્રણ સિદ્ધાન્તો કેટલા પ્રામાણિકપણે અમલમાં મૂકીએ છીએ તે જોઈને જ લોકો આપણું આ કહેવું માનશે અગર નહીં માનશે. આપણે દલિતો, પીડિતો અપમાનિતો એ સૌની સાથે પ્રેમ અને સમાનતાનો વર્તાવ રાખીશું, તેમનાં દુઃખ અને અન્યાયો દૂર કરવા સતત મથતા હોઈશું — લડતો લડતા હોઈશું, તો તેમને સ્વાભાવિક રીતે વિશ્વાસ બેસશે કે આપણે તેમના જ છીએ, જે સ્વરાજ્ય માટે આપણે લડી રહ્યા છીએ તે ન્યાયનું અને સત્યનું જ હશે, તે તેમનું જ સ્વરાજ્ય હશે. તે સ્વરાજના તેમને ડર નહીં લાગે. તે માટે પ્રેમ ઊપજશે

તેમને ખાતરી બધાશે કે છેવટે એવુ સ્વરાજ્ય આવશે કે, જેમાં કોઈ અમને શોષણ કરશે નહીં, રંજાડશે નહીં, તેમા અમે અમારી પ્રામાણિક મહેનતનો રોટલો સુખે ખાઈ શકીશુ, જેમા અમારે માટે ઉદય પામવાના સર્વ દરવાજા બીજા સૌના જેટના જ ખુલ્લા હશે

વળી આ ત્રણ સિદ્ધાન્તોમાથી જ આપણો આખો રચનાત્મક કાર્યક્રમ વિસ્તાર પામે છે તે મારફત દલિત પીડિત લોકોમા સ્વરાજ્યશક્તિ ઉત્પન્ન કરવાનું મહાપ્રયત્ન આપણે કરીએ છીએ તે જો આપણે પૂરા પ્રેમથી કરીશુ તો સ્વરાજ્યનો સૂર્ય ઉદય પામે તે પહેલા જ લોકોને તેની જીવનદાયી ગરમીનો અનુભવ થવા માડશે તેમને તે સ્વરાજ્ય કેવુ હોય તેનું સ્વરૂપ અગાઉથી સમજાતુ થશે, તેનો સ્વાદ લાગશે તે સ્વાદ લાગવા સાથે તેમને સત્યાગ્રહની યુદ્ધપધ્ધતિમા પણ વધારે ને વધારે રસ પડવા લાગશે તેઓ આપણી લડતોમા ભળવા વધારે ને વધારે તૈયાર થશે જેમ જેમ સમજતા જશે અને ભોગ આપતા જશે તેમ તેમ તેમની બહાદુરી વધતી જશે અને તેમની આખ ખુલતી જશે કે, હાથમા હથિયારો નથી તેથી દુમળા મની ગુલામીમા સડવા કરવાની જરૂર નથી સત્યાગ્રહની શક્તિ તેમની પોતાની અદર ઈશ્વરે જોઈએ તેટલી આપેલી છે

આ કહેલા ત્રણ સિદ્ધાન્તો — સ્વદેશી, અસ્પૃશ્યતાનિવારણ અને સર્વધર્મસમભાવ આપણે ઝીણવટથી પાળીશુ તેના પરિણામે આપણુ જીવન મૂડીદારો, જમીનદારો તેમ જ સરકાર એ આપણા સર્વ વિરોધીઓને માટે પારદર્શક બની રહેશે. એટલે કે આપણે ખરેખર જ સત્ય અને અહિંસાના સ્વરાજ્ય માટે જ લડી રહ્યા છીએ એનુ પ્રત્યક્ષ પારખુ તેમને આપણા આ સિદ્ધાતોમાથી ફૂટતાં રચનાત્મક કાર્યોમાથી રોજ ને રોજ મળતુ રહેશે. આપણે તેમના અન્યાયો સામે લડતો લડતા હોઈશુ, પ્રજાની અદર પણ તેમની સામે લડવાની શક્તિ દિવસે દિવસે વધારતા જતા હોઈશુ, તથી તેઓની મૂઝવણ તો વધશે જ પરન્તુ આપણા એકેદર સિદ્ધાન્તો જીવનમા અને આપણા રચનાત્મક કાર્યોમા દેખાઈ આવતા આપણા સત્યઅહિંસા જોઈને તેમને વિશ્વાસ બધાશે કે, આપણી લડત તેમના નાશ માટે નથી તેઓ સ્વાભાવિક રીતે આપણને અને આપણી સાથે લડતમા ભળનાર પ્રજાને તાવશે. પરતુ તાવવામા પણ જો આપણા જીવનમા અને રચનાત્મક કાર્યમા સત્યઅહિંસા સારા પ્રમાણમા દેખાઈ આવ્યા હશે તો તેમના હાથ અતિ ઘાતકીપણે ચાલી શકશે નહીં અને છેવટે છેવટે આપણી પૂરતી તાવણી અને કસોટી કરી જોયા પછી તેઓ આપણો વિરોધ તજી દે, આપણા કાર્યમા આશીર્વાદ અને સહકાર આપવા મડે એવી આશા રાખવી, એ પણ વધારા પડતી નથી જ

આ રીતે અગિયાર સિદ્ધાન્તો ઉપર આપણે શ્રદ્ધાપૂર્વક આત્મરચના કરીને આ વિવિધ ફળો ઉપજાવવાં છે.—

એક ફળ એ ઉપજાવવું છે કે, આપણા પોતાનાં સત્યઅહિંસા ઉપરાની શ્રદ્ધા એટલી કાંઈક ઊંડી બેસી જાય કે, તે આપણો સ્વભાવ બની જાય, અને આપણે સાચા ઘર સત્યાગ્રહી બનીએ.

બીજું ફળ આપણે એ મેળવવું છે કે, આપણે સ્વરાજ્ય રચવાનું કાર્ય કરનારા સાચા સેવકો બની શકીએ, રચનાત્મક કાર્ય મારફત પ્રજાને આજથી જ સ્વરાજ્યનો કાંઈક સ્વાદ ચખાડી શકીએ અને તે માટે લડવાનો તેમનામાં ઉત્સાહ જગાડી શકીએ.

ત્રીજું ફળ એ નિપજાવવાનું છે કે, જેમની સામે આપણે સત્યાગ્રહ કરવાનો હો તેઓના હૃદયોમાંથી અન્યાય અને ક્રૂરતા ઉડાડી તેમનામાં વાસ કરેલા ઉચ્ચ માનવસ્વભાવને આપણે જાગૃત કરી શકીએ.

અગિયાર સિદ્ધાન્તો એ માળા ફેરવવાના મંત્ર નથી, પણ આ પ્રકારનો આત્મરચનાનો અભ્યાસક્રમ છે તે આત્મરચના માટે હૃદયપૂર્વકનો યત્ન કરીને જ આપણે સ્વરાજ્યરચના કરવાના લાયકાત અને બળ પ્રાપ્ત કરી શકીશું, માત્ર 'અમે સૈનિકો છીએ' એમ કહી છાતી ફુલાવવાથી નહીં જ.

### પ્રવચન ૭૫ મું

## આત્મરચનાની શાળા–આશ્રમ

સ્વરાજ્યરચનાનું કાર્ય કરવાની જેને ઉમેદ હોય તેણે આત્મરચના સાધી લેવી, એટલે કે સત્યઅહિંસા આદિ અગિયારે સિદ્ધાન્તો ઉપર પોતાના જીવનને યત્નપૂર્વક ઘડવું, એ કેટલું બધું આવશ્યક છે, એ સબંધમાં આપણે સબળાણથી વિચાર કરી ગયા. આપણે બધા સ્વરાજ્યરચનામાં આપણાં જીવન અર્પણ કરવાની ઉમેદ ધરાવનારા કોઈ તેવી આત્મરચના સાધવાના હેતુથી જ અહીં આશ્રમમાં ભેગાં થયા છીએ

એમ તો માણસ ધારે તો ઘેર રહીને પણ આત્મરચના કરી શકે છે. આત્મામાં બળ અને જ્ઞાન સૂતેલા પડેલા જ છે. સત્યાગ્રહની આંખ ઊઘડી જાય, મનની સુસ્તી ઊડી જાય, જીવનની ચાવી જડી જાય, તેને આત્મરચનાનો અભ્યાસક્રમ ઘડવાની કે તેનું ભણતર ભણવા કોઈક શાળાએ જવાની જરૂર ન હોય. પરંતુ એ રીતે આપોઆપ આંખ ઊઘડી જવી એ કદીક ઈશ્વરકૃપાથી કોઈ પ્રબળ આત્માના જીવનમાં જ બનતું જોવામાં આવે છે. આપણે

સામાન્ય માણસ તો આસપાસનું જેવું વાતાવરણ હોય તેમાં તણાનારા હોઈએ છીએ આપણે તો ત્યાં ઘેર બેસી રહીએ અને અનુકૂળ પરિસ્થિતિનો લાભ ન પામીએ, તો આજે ઈશ્વરકૃપાથી જે દેશસેવાની ભાવના હૃદયમાં જાગી છે તે પણ પરિસ્થિતિના બળથી ખોઈ બેસીએ

કોઈ દેશસેવકને જોઈને, અથવા કોઈની પ્રેરક વાણી સાંભળીને, અથવા કોઈ તેજસ્વી ગ્રંથ વાંચીને, અથવા દેશમાં ચાલતા આંદોલનના પ્રભાવથી, એમ પ્રભુકૃપાથી આવી મળેલા કોઈ સંજોગથી દેશસેવાની ભાવના આપણા હૃદયમાં જન્મી છે તે ભાવના આપણા કાનમાં ચેતવણીનો સૂર પૂરે છે— "આ તારી ભાવના એ તો તારી હૃદયભૂમિમાં પડેલું બીજ છે તારા સદ્‌ભાગ્યે તે હવામાં ઊડતું ઊડતું તારા હૃદયમાં આવી પહોંચ્યું છે ઊઠ, તેની કેળવણી કર તારા પોતાના પ્રયત્નથી ન આવડે તો જ્યાં કોઈ એવી કેળવણી કરી રહ્યું હોય એવી ભૂમિ શોધી કાઢ એવી કેળવણી કરી રહેલ કોઈ સમાનધર્મી સાથી શોધી કાઢ આ ચેતવણી માનીને તરત ઊભો નહીં થઈશ તો કેળવણીને અભાવે બીજ તારા જીવનના ઘાસ કચરામાં દબાઈ જશે, કોહી જશે અને નિષ્ફળ જશે '

દેશસેવાની ભાવના દૈવયોગે જાગી ઊઠે, સ્વરાજ્યરચનાના કારીગર થવાનું મન થઈ આવે, સત્યાગ્રહયુદ્ધના સૈનિક થવાનો ઉત્સાહ પ્રગટે, તેને કુદરત ઉપર છોડવો એ યોગ્ય નથી જ યોગ્ય કેળવણી દ્વારા આત્મરચના કરી એ ભાવનાને દૃઢ, જ્ઞાનમય અને સમૃદ્ધ બનાવવી એ આપણું કર્તવ્ય છે

આવી આત્મરચનાની કેળવણી માટે આશ્રમ એ ઉત્તમમાં ઉત્તમ શાળા છે

આ આશ્રમ એટલે શું? તે કેવો હોય? ત્યાં આત્મરચનાની કેળવણી મળી રહે એવાં કયાં કયાં સાધનો હોય છે?

આશ્રમ એટલે જ્યાં શ્રમ કર્યા પછી માણસ આરામ માટે જાય તે સ્થળ એમાં તો કોઈ પણ ઘર કે આશરાનો સમાવેશ કરી શકાય ફાવે તેમ શબ્દોને વાપરનારાઓ તો એકાદ હોટેલને અથવા પાનાં ખેલી વખત પસાર કરવાની ક્લબને પણ આશ્રમનું નામ આપે છે પણ આશ્રમ શબ્દ માત્ર શબ્દાર્થમાં બંધાયેલો રહ્યો નથી પ્રાચીન કાળના ઋષિમુનિઓ તેમાં અનેકાનેક ઉમદા અર્થો અને ભાવનાઓ ભરી ગયા છે, અને આપણા પોતાના યુગમાં પણ અનેક દેશભક્તોએ તેમાં પોતાની ઊંચી ભાવનાઓનો ફાળો ભર્યો છે

આશ્રમ શબ્દ ભલે સ્થળવાચક હોય, પરન્તુ આપણે તો જ્યાં કોઈ ચારિત્ર્યશીલ વ્યક્તિ અથવા મંડળી ચોક્કસ આદર્શોની પાછળ ભેખ ધરીને

બેઠેલી હોય, તે સંસ્થાને જ આશ્રમ એવું નામ આપીએ છીએ. આશ્રમનું પહેલામાં પહેલું અને સૌથી અનિવાર્ય લક્ષણ આ જ છે. ભવ્ય મકાનો અને સુંદર સગવડો માત્રથી આશ્રમ બની જતો નથી. તે તો ખોખું છે. તેમાંના પ્રાણ એ આવી વ્યક્તિ અથવા મંડળી જ છે. તેવી વ્યક્તિ પોતાના આદર્શને સિદ્ધ કરવા જે પ્રવૃત્તિઓ કરે છે તેની આસપાસ મકાનોનું, સાધનોનું, સાથીઓનું જૂથ વીંટળાય છે. અને એ રીતે આશ્રમ ખડો થાય છે. કોઈ વ્યક્તિ એવી પણ હોય છે કે, તેને પોતાની પ્રવૃત્તિઓ માટે મકાનો વગેરેનું એવું જૂથ જમાવવાની આવશ્યકતા લાગતી નથી. તે રમતારામ રહીને પોતાના આદર્શની સેવા કરે છે. તેનો આશ્રમ દેખાતો નથી, છતાં આશ્રમ છે જ. તે વ્યક્તિ પોતે જ હરતો ફરતો આશ્રમ છે.

જ્યાં આવી કોઈ વ્યક્તિ અગર મંડળી વસતી હોય—જેનામાં આપણને ઊંડી શ્રદ્ધા બેસી જતી હોય, જેને જોઈને આપણને પ્રેમ ઊભરાય, જેની આંખ જોતાં આપણા હૃદયમાં કંઈ કંઈ ઊંચી ઊમગ પ્રેરણાઓ થવા માંડે, જે આપણા જીવનને ઘડવામાં રસ લેશે એવો આપણને વિશ્વાસ બેસી જતો હોય,—આવી વ્યક્તિ કે મંડળી જ્યાં વસતી હોય તે આપણો આશ્રમ, તે આપણી આત્મરચનાની સાચી શાળા.

આપણે સ્વરાજ્યરચનાના કામ માટે તાલીમ લેવા માગીએ છીએ, તેથી કુદરતી રીતે જ, આપણને તે કાર્યમાં પોતાનું જીવન અર્પણ કરનાર વ્યક્તિ તરફ જ આકર્ષણ અને શ્રદ્ધા થશે. આપણને સત્યઅહિંસાને માર્ગે સ્વરાજ્ય રચવાની કલ્પના બુદ્ધિથી તો ગમી ગઈ છે, પરન્તુ તે શ્રદ્ધા આપણા સ્વભાવમાં ઊતરી જાય એવી આત્મરચના આપણે કરવાની છે. તેથી એવા સિદ્ધાન્તો ઉપર પોતાનું જીવન રચવાનો આગ્રહી, એ જ માર્ગે જનતા-રચનાની અનેકવિધ પ્રવૃત્તિઓ કરનાર વ્યક્તિનો સહવાસ જ આપણે શોધી કાઢવો જોઈએ. આપણે સ્વરાજ્યરચનાની કળા શીખવી છે તેમ જ સ્વરાજ્ય માટે સત્યાગ્રહની લડત લડવાની કળા પણ શીખવી છે. તેમાં પણ કુશળ એવો કોઈ આચાર્ય મળી જાય તો ઈશ્વરનો પરમ ઉપકાર માનવો જોઈએ. એવાના આશ્રમમાં આપણને સંપૂર્ણ કેળવણી મળી રહેશે, આપણને જોઈએ છે તે મળી રહેશે, આપણામાં સૂતી પડેલી આત્મશક્તિઓને વિકાસ પામવા અનુકૂળ આબોહવા મળી રહેશે, એવો વિશ્વાસ આપણે સુખેથી સેવી શકીએ છીએ.

આશ્રમમાં આત્મરચનાની કેળવણી લેવા જઈએ, એટલે આપણે કેળવણી લેવાની જૂની કલ્પનાઓ ભૂલી જવી પડશે. આપણો તો એવો જ ખ્યાલ હોય છે કે, "ત્યાં આપણને દિવસમાં ઓછામાં ઓછા પાંચ સાત કલાક

સુધી વિદ્યાલયમાં બેસાડી જુદા જુદા વિષયના અભ્યાસી શિક્ષકો સ્વરાજ્યનાં જુદાં જુદાં અંગો ઉપર વ્યાખ્યાનો આપશે, પુસ્તકો વંચાવશે, લેખો લખાવશે, ભાષણો કરતાં શીખવશે. વિદ્યાલયમાંથી ઊઠીને આપણે પાછાં ખાનગીમાં નિરાંતે બેસીને એ બધું ભણતર વાગોળશું, નોંધ કરશું, ગોખશું, પરીક્ષામાં પાસ થવા માટે જેટલી મહેનત અને કવાયત કરવી જોઈએ તે બધી કરશું."

આશ્રમ એ આવી નિશાળ ન હોય. હોય તો તેનું આશ્રમ નામ બદલી નિશાળ એવું જ નામ આપવું જોઈએ. આશ્રમમાં એમ બેસી રહીને ભણવાની કે ભણવાની કોઈને ફુરસદ હોઈ ન શકે. ત્યાં તો સ્વરાજ્યરચનાની અનેક પ્રવૃત્તિઓ ચાલ્યાં કરતી હોય. તેમાં ખાદી આદિ ગ્રામઉદ્યોગો, રાષ્ટ્રીય શિક્ષણ વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ પણ હોય, અને લોકો તેમાંથી શક્તિ અને હિંમત મેળવતાં જાય તેમ તેમ આસપાસ પ્રવર્તી રહેલા નાનામોટા અન્યાયો અને જુલમો સામે અવારનવાર સત્યાગ્રહની લડતો પણ લેવાતી હોય. આવી સ્વરાજ્યની પ્રવૃત્તિઓ એ આશ્રમનું બીજું મહત્ત્વનું લક્ષણ સમજી લેજો.

આવી જે કંઈ સ્વરાજ્યની પ્રવૃત્તિઓ ચાલતી હોય તેમાં ભળી જવું, દેશના અનેક પ્રશ્નોનો પરિચય કરવો, તે પ્રશ્નો સત્યઅહિંસાને માર્ગે કેવી રીતે છોડવામાં આવે છે, તે માર્ગે જતાં કેવી કસોટીઓ થાય છે, કેવાં હૃદય-પરિવર્તનો થાય છે તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો અને એ અનુભવથી ઘડાવું, એ જ આપણી મુખ્ય કેળવણી. આપણને વખતોવખત માર્ગદર્શન જરૂર કરાવવામાં આવે. ક્યારેક અનુભવી કાર્યકર્તાઓની સાથે જોડાઈને કામ કરવાનું હોય તો તેમના અનુભવનો કીમતી લાભ મળી જાય. કોઈ વાર કંઈક કંઈક કામ સ્વતંત્ર આપવડિલપણાથી કરવાનાં પણ આવે. તેમાં આપણી પોતાની સૂઝ અને આવડતને ખીલવવાની તક મળે.

આશ્રમનું ત્રીજું લક્ષણ, તે ત્યાં રોજના નિર્વાહના અંગત કામો જાતે જ કરવાના હોય છે તે. એ બધા મુખ્યત્વે સફાઈ અને ભોજનને લગતા હોય છે. કોઈ પણ આત્મરચનાના ઉમેદવાર માટે તેની અંદર કેળવણીની ખાણ જ ભરેલી છે.

આપણે આપણાં ઘરોમાં તો રોજના અંગત કામકાજનો બધો બોજો સ્ત્રીઓ ઉપર અને નોકરચાકરો ઉપર નાખીને પોતે સભ્યજન થઈને ફરતા હોઈએ છીએ. અહીં આશ્રમમાં આશ્રમનો બોજો આશ્રમ પોતે જ ઉપાડે છે. અંગત સર્વ કામો—સ્વયંપાકથી જાજરૂસફાઈ સુધીનાં સર્વ કામો સૌ આશ્રમવાસીઓએ સાથે મળીને કરવાનાં હોય છે. આપણે પણ તેમાં આપણે ભાગે આવતો ભાર ઉપાડીએ એવી આશા રાખવામાં આવે એ સ્વાભાવિક છે.

તેમા ઘણા કામો સારી પેઠે જાતમહેનતના હોય છે. જો આપણે આખો દિવસ સારીમાઠી, ખપતી-અણખપતી ચોપડીઓ વાચતા પડયા રહેવાની ટેવ પાડી-દીધી હશે તો આશ્રમની આ કેળવણી લેતા આપણાં હાડકાં વિરોધ ઉઠાવશે. વળી કેટલાંક કામોને તો આપણે હલકા ગણવાને ટેવાયેલા હોઈએ છીએ. તે કરતા આપણું મન વિરોધ ઉઠાવશે. આ બધાં કામો નોકરો મારફત કરાવીએ તો કેટલો વખત અભ્યાસ વગેરે બીજી પ્રવૃત્તિઓ માટે બચે, એવી કઈ કઈ શકાઓ આપણા કંટાળેલા મનમાં પસાર થઈ જશે. પરન્તુ અહીં તો કામોનો હેતુ માત્ર ખાવાપીવાનો, જેમ તેમ કરીને દિવસ પૂરો કરવાનો નથી, પણ તે મારફત આપણી પોતાની આત્મરચના કરવાનો છે. તેમાં આશ્રમનાં આ બધા કામો એ તો આપણા અભ્યાસક્રમનુ મહત્વનું અગ છે. તે નોકરોને કેમ સોપાય? શુ કોઈ વિદ્યાર્થી પોતાના પુસ્તકો ભણી જવાનુ કામ કદી નોકરને સોપી શકે? તેમાંથી તો આપણે જાતમહેનતની ટેવ હાડમા ઉતારવાની છે, કામનુ ગૌરવ આપણા લોહીમા ઉતારવાનુ છે.

આ કામોમા આત્મરચનાની કેટલી બધી બાબતો ભરેલી છે? નોકર-ચાકર અને ધોબીનો આશરો લેવો નહીં અને છતા સફાઈ તો એવી રાખવી કે, આપણી દરેક વસ્તુ જાણે ખિલખિલ હસતી હોય તે એકલી જાતમહેનતથી કાઈ થાય? મહેનતની સાથે જ્યારે પ્રસન્ન અને સ્વચ્છતાનુ શોખીન મન ભળ્યુ હોય ત્યારે જ એ પરિણામ ઉપજાવી શકાય આશ્રમની સ્વચ્છતામાં રહેલા લોકો જ્યારે સમાજમા જાય છે ત્યારે તેમને ઉકરડામા વસવા જેવુ લાગે છે. આ હુ માત્ર ગામડિયા સમાજને વિષે કહેતો નથી શ્રીમત, સાધન સપન્ન સમાજમા પણ એ જ અનુભવ છે. આવી ઊડીને આંખે વળગે એવી સ્વચ્છતા એ પણ આશ્રમનુ એક અગ જ છે તે ન હોય એવી સસ્થાને આશ્રમ નહીં પણ અખાડો કે ડાયરો કે એવુ જ કોઈક નામ આપવુ જોઈશે.

સ્વચ્છતા માટે આટલી બધી મહેનત અને ચીવટ ગખવામા પોતાના આરોગ્ય, સુખ, આનદનો વિચાર તો રહેલો છે જ, પણ મૂળ વિચાર આત્મરચનાનો એટલે કે પોતાની ટેવો સુધારી લેવાનો છે. તે સાથે પડોશની ગ્રામજનતાને સ્વચ્છતા કેવી રાખવી અને કેવી રીતે રાખવી તેનુ પ્રદર્શન બનાવવાનો ખ્યાલ પણ તેમા રહેલો છે. સ્વરાજ્યરચનાના પહેલા પાઠ રૂપ કોઈ કાર્યક્રમ હોય તો તે સ્વચ્છતાનો જ છે.

જેમ સ્વચ્છતામા તેમ આશ્રમ દિનચર્યાના બીજા બધા જ કામોમા એટલે કે સ્વયપાકને લગતા કામોમા પણ, આત્મરચના તેમ જ સ્વરાજ્યરચના એ બને દષ્ટિઓ રહેલી છે

ભોજનમાં જેમ અસ્વાદ જેવો આત્મરચનાનો ખ્યાલ છે, તેમ સાદો, સસ્તો, અને છતાં જરૂરી તત્ત્વોથી યુક્ત રાષ્ટ્રીય આહાર કેવો હોય તેનો પ્રજાને પદાર્થપાઠ આપવાનો પણ ખ્યાલ છે. રાંધવાની કળામાં નવી દૃષ્ટિ બનાવવાની છે. ઘટી સાંબેલામાં પેસી ગયેલી શરમ ભાંગી તેની ફૅશન પાડવી છે. ગરીબ લોકો અજાણપણામાં પોતાના મજે હલકા ખોરાકમાંથી પણ ચૂલુ ફેંકી દઈ તેને વધારે નિઃસત્વ બનાવી દે છે તે સંબંધમાં તેમની આંખ ઉઘાડવી છે. આહાર એ એક મોટો રાષ્ટ્રીય પ્રશ્ન હોઈ એ સ્વરાજ્યરચનાનું જ અંગ છે. આશ્રમમા આપણે રોજનું ખાનપાન કરતાં કરતાં સહેજે એ પ્રશ્નના ઉકેલમાં આપણો ફાળો આપીએ છીએ.

આવાં કામોમાં સમય આપવો પડે છે તેનો નવા માણસને મનમાં કચવાટ થાય છે, પણ જ્યારે તેની આંખ ઊઘડશે કે તે સમયનો તો આટલો સુંદર રાષ્ટ્રીય સદુપયોગ થાય છે ત્યારે તેનો કચવાટ ઊડી જઈ એવા સર્વ કામોમાં તેને ઉત્સાહ આવવા લાગશે.

આશ્રમમા ચોથી બાબત હોય છે તે છે રાષ્ટ્રીય ગ્રામઉદ્યોગો. તેમાના કેટલાક મુખ્ય ઉદ્યોગો શીખવાની ત્યા સગવડ હશે જ. તે શીખી લેવાથી આપણી આત્મરચનામાં ઘણો સુંદર વધારો થશે. ભણેલાઓને ઉદ્યોગો ઉપર કટાક્ષ હોય છે તે આપણામાંથી દૂર થશે. આપણા બૂઠા હાથમાં કારીગરી આવશે. આપણી સ્વદેશીની ભાવના વધારે ઊંડી અને જ્ઞાનમય બનશે, કારણ કે આ ઉદ્યોગો શીખવાથી આપણને હાથબનાવટની ચીજો વિષે અંતરનો પ્રેમ ઉત્પન્ન થશે. ગામડાંના કારીગરો પ્રત્યે પણ કુદરતી રીતે ભાવ વધશે. તેમના ધંધાઓ કેમ નાશ પામ્યા અને તેમની સ્થિતિ કેમ સુધરે એનો વિચાર વધારે સહાનુભૂતિથી કરવાની પણ આપણને મતિ સૂઝશે.

ગ્રામરાજ્યની રચનામાં પણ આ રાષ્ટ્રીય ઉદ્યોગોનું શિક્ષણ આપણને ઘણું જ ઉપયોગી થઈ પડશે. રચનાત્મક કાર્યક્રમમાં દેશના ભાંગી ગયેલા અનેક ગ્રામઉદ્યોગોને સજીવન કરવાનો કાર્યક્રમ ઘણો જ અગત્યનો છે. કાંતણ, પીંજણ, વણાટ વગેરે કાપડને લગતા ઉદ્યોગોને પરદેશી રાજ્યને લીધે જબરામાં જબરો ફટકો લાગ્યો છે. ગામડામાં એક જમાનામાં સુંદર રીતે ચાલતા બીજા અનેક ઉદ્યોગો પણ મરણોન્મુખ દશામાં છે. કુંભારકામ, ચામડાં કેળવવાનું કામ, રંગાટ અને છાપકામ, ઘાણીકામ, હાથકાગળ બનાવવાનો ઉદ્યોગ, સમુદ્રકિનારાનાં ગામોનું વહાણવટું — એવા ઘણા ઉદ્યોગો યંત્રોની હરીફાઈથી, સરકારની યુક્તિપ્રયુક્તિથી અને આપણે પોતે સ્વદેશીભાવના છોડી એથી તેથી નાશ પામ્યા છે. આમાંના બને તે ઉદ્યોગો શીખી લઈએ

નહીં ત્યાં સુધી ગ્રામસેવકો તરીકેની આપણી લાયકાતમાં મોટી ખામી જ રહી જાય છે.

અત્યાર સુધીના વર્ણન ઉપરથી તમે સમજી ગયા હશો કે આવો આશ્રમ કોઈક ગ્રામવિસ્તારમાં—દલિત પીડિત પ્રજા વસતી હોય તેના પડોશમાં જ હોઈ શકે. એનું સ્થાન એ આશ્રમનું પાંચમું લક્ષણ જ ગણીએ.

એવા સ્થાનમાં રહેવાથી, અને તે મેવાભાવે રહેવાથી, આપણને સાચા હિંદુસ્તાનનો અનુભવ થાય છે, સાચો હિંદુસ્તાન કેટલો દરિદ્ર છે, કેટલો બેકાર છે, તેનો ખોરાક કેવો ખોરાક નામને જ લાયક નથી, તેનાં વસ્ત્રો કેટલા ચીંથરેહાલ છે, તેને પાણી વગેરેની કેટલી આપદા છે, તેને સ્વચ્છ રહેવાની કળા આવડે તો પણ પાણી જેવાં સાધનોના અભાવે સ્વચ્છ રહેવું કેવું અશક્ય છે, તેનાં બાળકો કેવાં નાગાં ભૂખ્યાં રહે છે અને કેળવણી વિના ઊછરે છે, ગામમાં નિશાળ હોય તો પણ ગરીબાઈને લીધે તેમને ભણાવવાં તેમને માટે કેવાં અશક્ય છે, તેમનાં ઢોર કેવા હાડકાંનાં માળખાં જેવા થઈ ગયાં છે—આવી આપણા દેશની દરિદ્ર સ્થિતિ આપણા હૈયામાં કોતરાઈ જાય છે.

આવા સ્થાનમાં ન રહીએ ત્યાં સુધી આપણને એવો જ ખ્યાલ રહે છે કે ગામડાંના લોકો બધા ખેડૂતો હશે, તેમની દરેકની પાસે જમીન હળબળદ વગેરે પૂરતાં સાધનો હશે. પણ નજરે જોઈએ છીએ ત્યારે જ અનુભવ થાય છે કે, ત્યાં તો મોટો ભાગ એવો છે કે, જેની પાસે વીઘું ભોંય પણ નથી. તેઓ બીજાઓની ખેતીમાં મજૂરી કરીને ગુજરાન ચલાવે છે, અને મજૂરીયે રોજ મળી રહેતી નથી

હિંદ દેશનું આવું દર્શન આપણી આત્મરચના ઉપર સચોટ અસર પાડ્યા વિના કેમ રહે? આપણું અંગત જીવન ખરચાળ હશે કે અસંયમી અને ભોગી હશે, જાતમહેનત વગરનું હશે, તો તે અંદરથી જ આપણને ડંખવા લાગશે. આપણને ગ્રામજનતાની જેમ બને તેમ નજીક આપણું જીવન લઈ જવાનું સ્વાભાવિક મન થશે

વળી આ રીતનો આશ્રમવાસનો અનુભવ લઈએ ત્યારે જ આપણને સ્વરાજ્યની પણ સાચી કલ્પના આવી શકે છે. આ સર્વ ગ્રામવાસીઓને પૂરતી જમીન ખેડવા કેમ મળી રહે, તેમને પૂરતા ગાયબળદ કેમ મળી રહે, તેમને હવાઉજાસવાળાં ઘર કેમ મળી રહે, તેમનાં સર્વ બાળકો કેળવણીનું દૂધ કેવી રીતે પીતાં થાય, તેઓની આંખમાં સ્વરાજ્યનું તેજ કેમ આવે, તેમની છાતીમાં સત્યાગ્રહનો અગ્નિ કેમ પ્રગટે—આ બધા પ્રશ્નોની આપણને ત્યારે જ ગમ પડવા માંડે છે. એમની ભયંકર બેકારી જોઈએ ત્યારે જ આપણામાં સ્વરાજ્ય માટે ઉતાવળ અને અધીરાઈ આવે, તેમના સ્વભાવના

ગુણો. પિછાણીએ ત્યારે જ આપણને શ્રદ્ધા બેસી જાય કે સત્યઅહિંસાનો રસ્તો, જો આપણે તેમની સમક્ષ આચરીને રજૂ કરી શકીએ તો, તેઓ ગજી રાજી થઈને ઝડપી લે તેવો છે. આપણા દેશના ભણેલાઓ દિલ્હી અને લંડનછાપના સ્વરાજ્યનો જ વિચાર કરી શકે છે, આવા ગામડાંછાપના સ્વરાજ્યની કલ્પના પણ તેમને સ્પર્શતી નથી, કારણ કે તેમણે સાચું હિંદુસ્તાન જોયું જ નથી હોતું, તેમણે આશ્રમી કેળવણી લીધી હોતી નથી. અરે, તેવી કેળવણી વિના, ગ્રામલોકો સમજે તેવી ભાષા જ તેઓ બોલી શકતા નથી, અને લોકો બોલે તેનું હાર્દ પૂરું સમજી શકતા નથી.

આશ્રમનું છઠ્ઠું લક્ષણ એ છે કે, ત્યાં આપણને આપણા સંકુચિત ઘરની વાડમાંથી નીકળી વિશાળ કુટુંબમાં વસવાનો લાભ મળે છે. એક સેવક માટે — એક સત્યાગ્રહી સૈનિક માટે તે કેળવણી પરમ આવશ્યક છે. તેને જે આત્મરચના કરી લેવાની જરૂર છે તે માટે ઘરના સાંકડા જીવનમાં ઘણી ઓછી અનુકૂળતા મળે તેમ છે.

ઘરમાં તો માણસ એક જાતનો રાજા જેવો થઈને રહે છે. સ્ત્રીઓ અને બાળકોની સેવા તેને સદા મળ્યાં કરે છે. શ્રીમંત હોય તો નોકરચાકરો પણ તેમાં ઉમેરો કરે છે. તેની ઇચ્છા પ્રમાણેનાં સાધનો તેને તરત મળી રહે છે. માણસ સામાન્ય સ્થિતિનો હોય તો પણ ઘરમાં તેનું જીવન મોટે ભાગે સુખિયું, શ્રમ વગરનું, ભોગીપણાનું અને કામીપણાનું પણ હોય છે.

આશ્રમના વિશાળ કુટુંબમાં જીવનનો હેતુ અને જીવનની પદ્ધતિ એ બંને બદલાઈ જાય છે. અહીં તેને સામ્યવાદના સિદ્ધાંતનો ઊંચામાં ઊંચો અનુભવપાઠ મળવા માંડે છે. અહીં તે ગૃહસ્થ — ઘરનો ધણી મટી અન્ય સર્વ આશ્રમવાસીઓ જેવો જ તે પણ એક આશ્રમવાસી બની જાય છે. બધા જ જેટલી સગવડો ભોગવતા હોય, જેટલા પરિગ્રહો રાખી શકતા હોય, જેવાં ખાનપાન કરતા હોય, તેવાં જ તેને કરવાનાં હોય છે. આશ્રમનો તેવો નિયમ તો હશે જ, પરંતુ તે આ બધો સંયમ એ નિયમને લીધે જ કરશે એમ નથી; તેના પોતાના દિલને જ બીજાઓથી પોતાનું જીવન જુદું પડે, બીજાઓ કરતાં પોતે સુખસગવડ વધારે ભોગવે એ રુચશે નહીં. આમ દિલથી થયેલો સંયમ — અપરિગ્રહ, અસ્વાદ માણસનું આત્મબળ ઘણું જ વધારે એમાં આશ્ચર્ય શું?

આશ્રમની સાથે સંયમ અને બ્રહ્મચર્યના ખ્યાલો સંકળાયેલા હોવાથી ઘણા એવી કલ્પના કરી લે છે કે, ત્યાં સ્ત્રીઓને અને બાળકોને સ્થાન જ નહીં હોય. તેમનાથી બચવા માટે પુરુષોએ ઊભો કરેલો તે એક બાવાઓના અખાડા જેવો એકાદ અખાડો હશે. આ ભ્રમ ભાંગીને ઉડાડી દેવા જેવો

છે સંયમ અને બ્રહ્મચર્ય માટે સ્ત્રીઓ અને બાળકોથી ભાગવું એવું આપણા આશ્રમનું સ્વરૂપ નથી જ. તેમા તેઓને માટે પુરુષોના જેવું અને પુરુષોના જેટલુ જ સ્થાન છે. જે કોઈ આત્મરચના સાધવાના ઉમેદવારો હોય તે સર્વને માટે આશ્રમમાં સ્થાન છે — પછી તે પુરુષ હોય કે સ્ત્રી હોય કે બાળક.

આશ્રમી કેળવણીનો લાભ લેવા પુરુષો એકલા જાય તે કરતાં પત્ની અને બાળક બાળાઓને પણ સાથે લઈ જાય, એ ઘણુ જ પસંદ કરવા જેવું છે. પરન્તુ એટલુ ખરું કે, આશ્રમમાં જઈને જેઓ પોતાના કુટુમ્બનો અલગ ચોકો બાંધીને બેસી જશે તેઓ આશ્રમી કેળવણીનાં અનેક કીમતી તત્ત્વો ગુમાવી બેસશે. પત્નીને આશ્રમમાં પત્ની તરીકે લઈ જવાની વાત નથી, પણ તે પણ એક સ્વતત્ર દેશસેવિકા તરીકે આત્મરચના સાધવા માટે જ ત્યા આવે છે. ધણી હવે પોતાના સુખસગવડોના કામોમાં તેને રોકી રાખવાનો અધિકાર છોડી, તેને પોતાની આત્મરચના માટે મુક્ત કરે છે. સુખસગવડો તો આશ્રમમા આવશ્યકતા પ્રમાણે સૌને સરખાં મળતા હશે જ. તેટલાથી તેઓ બન્ને નભાવતા શીખશે. બન્ને પોતપોતાના અલગ વિભાગોમા રહેશે. પોતપોતાની યોગ્યતા પ્રમાણેના ઉદ્યોગો અને સેવાકાર્યોમા ભળશે. સાથે બાળકોને લઈ ગયાં હશે — અને લઈ જવા જોઈએ જ — તો તેઓ પણ નાના ઊગતા સેવકો તરીકેની જ તાલીમ લેતા હશે. મા તેમ જ બાપ તેમના ઉપર નજર જરૂર રાખશે, પરતુ બીજા બાળકો કરતા પોતાના બાળકોને વધારે ખવડાવવા પહેરાવવામા માબાપને એક જાતનુ અભિમાન આવતુ હોય છે તે વૃત્તિ ઉપર તેઓ આશ્રમમા સયમ રાખશે. જરૂર પ્રમાણેનું ખાવાનું પહેરવાનુ સર્વ બાળકોને મળતુ હશે જ. એથી વધારે લાલનપાલનનો મોહ તેઓ તજશે પોતાના બાળકો માટેનો પ્રેમ સર્વ આશ્રમબાળકો ઉપર પાથરી દેવાની તેમને અહીં તાલીમ મળશે.

આશ્રમના વિશાળ કુટુબમા રહેવાના બીજા પણ કીમતી લાભો છે ત્યા જેમ વિદ્વાન અને શ્રીમત ઘરના લોકો કેળવણી માટે આવ્યા હશે, તેમ ગામડાંના ઓછુ ભણેલા અને ગરીબ સ્થિતિના લોકો પણ એ જ ઉદ્દેશથી આવ્યા હશે ગામડાના સમ્પ્રોનુ પણ જે આશ્રમમા નમતું હશે ત્યાંનું જીવન ઘણુ જ નરવુ, આરોગ્યપ્રદ હશે. એમના મજબૂત બાંધાના શરીરો, એમની મહેનતુ ટેવો, એમની જીવનના અનેક ઉપયોગી કામોની આવડત, ઓછુ સાધનો અને સગવડો વગર પણ સુખમા રહેવાની કળા, અને તે બધા ઉપરાત તેમનો હસમુખો, મિલનસાર, મિનતકગારી, બીજાને સદા મદદનો હાથ આપનારો સ્વભાવ — આવા સાથીઓ જોડે રહેવાનું મળવું

એ શું જેવી તેવી કેળવણી છે ? એમનો સહવાસ એ ઘણાના જીવનમા તો ગુરુ મળી ગયા જેવુ પરિણામ નિપજાવશે

આવા ગ્રામવાસી સેવકો જે આશ્રમમા વધારે હશે ત્યાના ખાનપાન, રહેણીકરણી, કામકાજ, સાધનસગવડો એ સ્વાભાવિક રીતે ગામડાની, એટલે કે સાચા હિન્દુસ્તાનની, પરિસ્થિતિને અનુરૂપના જ હશે તેમા વિદ્વાન અને શ્રીમત ઘરના સેવકોને રહેવાનુ મળી જવુ, એ મહાસદ્‌ભાગ્ય જ ગણવુ જોઈએ ગરીબોને દૂરથી જોઈને અને તેમનો પુસ્તકિયો અભ્યાસ કરીને બુદ્ધિમાન લોકો તેમની સ્થિતિ સારી રીતે સમજી તો શકે, પણ એ સમજણથી બહુ બહુ તો તેઓમાં એ લોકો વિષે દયા પેદા થાય, તેમને કઈક પરોપકાર કરવાની ઇચ્છા જન્મે, એથી વધારે ઉત્કટ ભાવના ભાગ્યે જ પેદા થઈ શકે પરન્તુ આવી રીતે ગ્રામવાસી સેવકો સાથે, તેમના ધોરણે રહેવાની તાલીમ મળે તો, હિન્દુસ્તાનની ખરી સ્થિતિ તેમની છાતીમા કોરાઈ જાય, તેમને પોતાનુ સુખિયુ જીવન જૂઠુ, ખારુ અને અણુછાજતુ લાગવા મડે, અને હિન્દના ગામડાને સુખી અને સ્વતત્ર કરવાની લડતમા જીવન સમર્પણ કરવાની લહે પણ લાગી જાય.

વળી વિશાળ આશ્રમી કુટુબમા હરિજનો સાથે એક સાથે એક ઘરના સભ્યો થઈને વસવાનો લાભ પણ મળી જવા સભવ છે હરિજનોને માન સ્પર્શ કરીને અને ઉપર ઉપરની લાગણી બતાવીને અસ્પૃશ્યતાના ઘોર અન્યાયનું નિવારણ આપણે કેટલુ ઓછુ કરી શકીએ છીએ ? એ અન્યાય અસહ્ય થઈ પડે, તેનુ નામ સાભળી લોહી ઊકળી ઊઠે, જીવસટોસટના સત્યાગ્રહો તેની સામે માડવાની ધગશ ચડી આવે, તો જ એ પ્રશ્નમા આપણે ઠીક ખરી સેવા કરી શકીએ હરિજનો સાથે આટલી ઘન એકતામા રહ્યા વગર અતરમા એ જાતની વિહ્વળતા ભાગ્યે જ આવી શકે

આશ્રમકુટુબમા જો દેશમાં પળાતા જુદા જુદા ધર્મોના સભ્યો હશે તો, વળી આપણી આત્મરચનામાં એક અત્યત કીમતી ઉમેરો થશે. પરન્તુ તે તો, તો જ બનશે, જો આશ્રમના પ્રાણસમા માણસો સર્વધર્મસમભાવના જીવનાદર્શના દૃષ્ટાન્તરૂપ હશે તો જ તેમની આસપાસ જુદા જુદા ધર્મના સેવકો આત્મરચના માટે આકર્ષાઈ આવ્યા હશે. તેવા આશ્રમના વાતાવરણમા કોઈ અદ્‌ભુત ઉદારતા અને ગુણગ્રાહીપણુ વ્યાપી વળ્યા હશે. 'અમારો ધર્મ ઊંચો, અમારા આચારો ચડિયાતા, અમારું તત્ત્વજ્ઞાન શ્રેષ્ઠ, અમારા મહાત્મા પેગબરો જ સાચા' એવુ અલ્પાત્માઓનુ અભિમાન આપણા સમાજમા વર્તે છે અને સઘળા કલેશનુ કારણ થઈ પડે છે, તે આવા સેવકોના જીવનમા જોવામા નહીં આવે ઊલટા બધા પોતપોતાના ધર્મના

પ્રેમી જરૂર હશે. પોતપોતાનાં ભિન્ન ભિન્ન વાદ્યો અને સાજોમાં પ્રવીણ એવા અનેક ગુણી ગાયકો ભેગા થાય અને બધા જ એકરાગ થઈને એક સમૂહગાયન ઉપજાવે, તે પ્રમાણે જુદા જુદા ધર્મોના સેવકોનાં જીવનો આવા આશ્રમમાં એક વિશાળ એવું અલૌકિક ધર્મસંગીત રચશે. આશ્રમની પ્રાર્થનામાં, સેવાકાર્યોમાં, કામકાજોમાં, અને ખાવાપીવા અને સૂવાબેસવા જેવી સામાન્ય બાબતોમાં પણ એ સંગીતનો સૂર ફરી વળતો હશે. આપણા દેશના હાડોહાડ વ્યાપેલા કોમી ઝેરમાં, ઉદારમાં ઉદાર વિચારના માણસને પણ, રમખાણો અને વાદવિવાદોના વિષમ વખતમાં, કોમીવાદમાં તણાતાં બચવું એ અત્યંત મુશ્કેલ થઈ પડયું છે. આવી સ્થિતિમાં ગમે તે થઈ જાય તો પણ એકબીજા પ્રત્યે રોષ આવે નહીં, એકબીજા તરફ શંકા જાગે જ નહીં, કોઈનાં ચડાવ્યા આપણે ચડીએ નહી, એવો આપણો સ્વભાવ આપણે બનાવી લેવો જોઈએ. આ પ્રકારની આશ્રમી કેળવણી વિના તે કેમ બને? કશાથી તૂટે નહીં એવો સર્વધર્મસમભાવ અંતરમાં પેદા થવો અને ટકવો એ એવી કેળવણી વગર કેવળ અસંભવિત છે. કોમી ઝગડાઓનુ સાંત્વન કરવા સારુ ધર્મક્રૂર બનેલા લોકોના ટોળા વચ્ચે ઝંપલાવવુ, અને પોતાનુ નિર્દોષ લોહી રેડીને લડતી કોમોનાં હૃદયો સાંધવાં — ધર્મોના બાહ્ય વિધિઓના મૂળમા રહેલા આ સાચા ધર્મનું તેઓને દર્શન કરાવી જવું' આપણે તો આટલે સુધીની તૈયારી કરવા ઇચ્છીએ છીએ. તે ભાવનાને આવી આશ્રમી કેળવણી કેવું સુંદર પોષણ આપી શકે?

આત્મરચનાની શાળા એવા આશ્રમનુ સ્વરૂપ કેવું હોય તે મેં આજે વિસ્તારથી બતાવ્યું છે. તેમા આપણે જોઈ ગયા તે પ્રમાણે આ છ લક્ષણો હોવાં જોઈએ —

૧. સત્યઅહિંસા આદિ સિદ્ધાન્તોમા નિષ્ઠાવાળા અને સ્વરાજ્યને જીવન અર્પણ કરેલ સત્યાગ્રહી વ્યક્તિ કે મંડળી તેના પ્રાણરૂપે હોવી જોઈએ.

૨. તે સ્વરાજ્યરચનાની પ્રવૃત્તિઓનું અને સત્યાગ્રહોનુ કેન્દ્ર હોવું જોઈએ.

૩. ત્યાં સ્વચ્છતા, ભોજન વગેરેને લગતાં સર્વ અંગત કામો હાથે કરવામા આવતાં હોય.

૪. રાષ્ટ્રીય મહાસભા, ગ્રામઉદ્યોગોનુ તે કેન્દ્ર હોય.

૫. તેનું સ્થાન સાચા હિંદુસ્તાનમા — એટલે કે દલિત પીડિત દેશબંધુઓ વસતાં હોય, તેની વચમાં હોય.

૬. તે દેશસેવકોનુ એક વિશાળ કુટુંબ હોય, જેમાં ગ્રામવાસીઓ, હરિજનો, જુદા જુદા ધર્મોના સભ્યો, સ્ત્રીઓ તેમ જ પુરુષો, પોતાનાં સંકુચિત સ્વાર્થજીવનો છોડી સેવા અર્થે આવીને વસ્યાં હોય.

એ શું જેવી તેવી કેળવણી છે ? એમનો સહવાસ એ ઘણાના જીવનમા તો ગુરુ મળી ગયા જેવું પરિણામ નિપજાવશે.

આવા ગ્રામવાસી સેવકો જે આશ્રમમાં વધારે હશે ત્યાંનાં ખાનપાન, રહેણીકરણી, કામકાજ, સાધનસગવડો એ સ્વાભાવિક રીતે ગામડાની, એટલે કે સાચા હિન્દુસ્તાનની, પરિસ્થિતિને અનુરૂપનાં જ હશે. તેમા વિદ્વાન અને શ્રીમંત ઘરના સેવકોને રહેવાનું મળી જવુ, એ મહાસદ્ભાગ્ય જ ગણવુ જોઈએ. ગરીબોને દૂરથી જોઈને અને તેમનો પુસ્તકિયો અભ્યાસ કરીને બુદ્ધિમાન લોકો તેમની સ્થિતિ સારી રીતે સમજી તો શકે, પણ એ સમજણથી બહુ બહુ તો તેઓમાં એ લોકો વિષે દયા પેદા થાય, તેમને કંઈક પરોપકાર કરવાની ઇચ્છા જન્મે; એથી વધારે ઉત્કટ ભાવના ભાગ્યે જ પેદા થઈ શકે. પરન્તુ આવી રીતે ગ્રામવાસી સેવકો સાથે, તેમના ધોરણે રહેવાની તાલીમ મળે તો, હિન્દુસ્તાનની ખરી સ્થિતિ તેમની છાતીમાં કોરાઈ જાય, તેમને પોતાનું સુખિયુ જીવન જૂઠું, ખારુ અને અણછાજતું લાગવા મડે, અને હિન્દનાં ગામડાને સુખી અને સ્વતંત્ર કરવાની લડતમાં જીવન સમર્પણ કરવાની લહે પણ લાગી જાય.

વળી વિશાળ આશ્રમી કુટુંબમા હરિજનો સાથે એક સાથે એક ઘરના સભ્યો થઈને વસવાનો લાભ પણ મળી જવા સભવ છે. હરિજનોને માત્ર સ્પર્શ કરીને અને ઉપર ઉપરની લાગણી બતાવીને અસ્પૃશ્યતાના ઘોર અન્યાયનું નિવારણ આપણે કેટલુ ઓછુ કરી શકીએ છીએ ? એ અન્યાય અસહ્ય થઈ પડે, તેનુ નામ સાંભળી લોહી ઊકળી ઊઠે, ગુવલટોસટના સત્યાગ્રહો તેની સામે માડવાની ધગશ ચડી આવે, તો જ એ પ્રશ્નમા આપણે કઈક ખરી સેવા કરી શકીએ. હરિજનો સાથે આટલી ઘન એકતામાં રહ્યા વગર અતરમા એ જાતની વિહ્વળતા ભાગ્યે જ આવી શકે.

આશ્રમકુટુબમાં જો દેશમાં પળાતા જુદા જુદા ધર્મોના સભ્યો હશે તો વળી આપણી આત્મરચનામાં એક અત્યત કીમતી ઉમેરો થશે. પરન્તુ તે તો, તો જ બનશે, જો આશ્રમના પ્રાણસમા માણસો સર્વધર્મસમભાવના જીવતાજાગતા દૃષ્ટાન્તરૂપ હશે. તો જ તેમની આસપાસ જુદા જુદા ધર્મના સેવકો આત્મરચના માટે આકર્ષાઈ આવ્યા હશે. તેવા આશ્રમના વાતાવરણમા કોઈ અદ્ભુત ઉદારતા અને ગુણગ્રાહીપણુ વ્યાપી વળ્યા હશે 'અમારો ધર્મ ઊચો, અમારા આચારો ચડિયાતા, અમારુ તત્ત્વજ્ઞાન શ્રેષ્ઠ, અમારા મહાત્મા પેગબરો જ સાચા' એવું અલ્પાત્માઓનુ અભિમાન આપણા સમાજમાં વર્તે છે અને સઘળા કલેશનું કારણ થઈ પડે છે, તે આવા સેવકોના જીવનમા જોવામાં નહીં આવે. છતાં બધા પોતપોતાના ધર્મના

પ્રેમી જરૂર હશે પોતપોતાના ભિન્ન ભિન્ન વાદ્યો અને સાજોમા પ્રવીણ એવા અનેક ગુણી ગાયકો ભેગા થાય અને બધા જ એકરાગ થઈને એક સમૂહગાયન ઉપજાવે, તે પ્રમાણે જુદા જુદા ધર્મોના મેનકોના જીવનો આવા આશ્રમમા એક વિશાળ એવુ અલૌકિક ધર્મસગીત રચશે. આશ્રમની પ્રાર્થનામા, સેનાકાર્યોમા, કામકાજોમા, અને ખાનાપીના અને સૂવાબેસવા જેવી સામાન્ય બાબતોમા પણ એ સગીતનો સુર ફરી વળતો હશે આપણા દેશના હાડોહાડ વ્યાપેના કોમી ઝેરમા, ઉન્નારમા ઉદાર નિયાગના માણસને પણ, રમખાણો અને વાદવિવાદોના વિષમ વખતમા, કોમીનાભમા તણાતા બચવુ એ અત્યત મુશ્કેલ થઈ પડયુ છે આવી સ્થિતિમા ગમે તે થઈ જાય તો પણ એકબીજા પ્રત્યે રોપ આવે નહીં, એકબીજા તરફ શકા જાગે જ નહીં, કોઈના ચડાવ્યા આપણે ચડીએ નહીં, એવો આપણો સ્વભાવ આપણે બનાવી લેવો જોઈએ આ પ્રકારની આશ્રમી કેળવણી વિના તે કેમ બને? કશાથી તૂટે નહીં એવો સર્વધર્મસમભાવ અતરમા પેદા થવો અને ટકવો એ એવી કળવણી વગર કેવળ અસભવિત છે કોમી ઝગડાઓનુ સાત્વન કરવા સારુ ધર્મક્રૂર બનેના લોકોના ટોળા વચ્ચે ઝપનાવવુ અને પોતાનુ નિર્દોષ લોહી રેડીને લડતી કામોના હૃદયો સાધવા — ધર્માના બાહ્ય વિધિઓના મૂળમા રહેના આ સાચા ધર્મનુ તેઓને દર્શન કરાવી જવુ આપણે તો આટલે સુધીની તૈયારી કરવા ઇચ્છીએ છીએ તે ભાવનાને આવી આશ્રમી કેળવણી કેવુ સુન્દર પોષણ આપી શકે?

આત્મરચનાની શાળા એવા આશ્રમનુ સ્વરૂપ કેવુ હોય તે મે આજે વિસ્તારથી બતાવ્યુ છે તેમા આપણે જોઈ ગયા તે પ્રમાણે આ છ લક્ષણો હોવા જોઈએ —

૧ સત્યઅહિંસા આદિ સિદ્ધાન્તોમા નિષ્ઠાવાળા અને સ્વરાજ્યને જીવન અર્પણ કરેલ સત્યાગ્રહી વ્યક્તિ કે મડળી તેના પ્રાણરૂપે હોવી જોઈએ

૨ તે સ્વરાજરચનાની પ્રવૃત્તિઓનું અને સત્યાગ્રહોનુ કેન્દ્ર હોવુ જોઈએ

૩ ત્યા સ્વચ્છતા, ભોજન વગેરેને લગતા સર્વ અગત કામો હાથે કરવામા આવતા હોય

૪ રાષ્ટ્રીય મહત્ત્વના ગ્રામઉદ્યોગોનું તે કેન્દ્ર હોય

૫ તેનું સ્થાન સાચા હિંદુસ્તાનમા — એટલે કે દલિત પીડિત દેશ બધુઓ વસતા હોય, તેની વચમા હોય

૬ તે દેશસેવકોનુ એક વિશાળ કુટુબ હોય જેમા ગ્રામવાસીઓ, હરિજનો જુદા જુદા ધર્મોના સભ્યો સ્ત્રીઓ તેમ જ પુરુષો, પોતાના સકુચિત સ્વાર્થજીવનો છોડી સેવા અર્થે આવીને વસ્યા હોય

આવા આશ્રમો આત્મરચનાની ઉત્તમ શાળાઓ છે. ત્યાં સત્યઅહિંસા આદિ અગિયારે સિદ્ધાન્તોને પોતાનાં અંગત જીવનમાં તેમ જ સ્વરાજ્ય-રચનાનાં સર્વ કાર્યોમાં ઉતારવાનો આગ્રહ કેળવાશે, અને તેના પ્રયોગો કરવાની અનેક તકો મળશે, અને તેમાં શ્રદ્ધેય પુરુષોની દોરવણીનો લાભ પણ મળશે.

સ્વરાજ્યરચનાના કોઈ પણ ક્ષેત્રમાં સેવા કરવા ઇચ્છનાર સેવકે, પોતાનાં પ્રેમશ્રદ્ધાને પાત્ર એવા મંડળ તરફથી ચાલતો આવો કોઈ આશ્રમ ખાસ પ્રયત્ને શોધી, ત્યાં આત્મરચનાની તાલીમ જરૂર લેવી.

આજે આ લક્ષણોથી યુક્ત પ્રાણવાન વાતાવરણવાળા આશ્રમો દેશમાં કેટલા ઓછા છે? તેથી જ સ્વરાજ્યનાં સર્વ કાર્યોમાં, તાલીમ પામ્યા વિનાના, સિદ્ધાન્તોની ઘણી કાચી સમજવાળા, સેવકો જ મળે છે. આનું ફળ બીજું શું આવે? સ્વરાજ્યના એકે કામમાં એને લીધે જીવ જ આવતો નથી.

ખાસ કરીને સત્યાગ્રહની લડતોમાં તો આ ખામી ખરે વખતે રંગમાં ભંગ પાડે છે. રચનાત્મક કામોમાં તો કાચા સેવકોને પોતાનું સેવાકાર્ય કરતાં કરતાં ઘડાવાનો અવકાશ મળી શકે છે; જ્યારે સત્યાગ્રહની લડતોમાં તો વીજળીક ઝડપે કામ ચાલતું હોય, સામા પક્ષ તરફથી પણ ઝપાટા ઉપર ઝપાટા આવતા હોય, સેનાપતિઓ આપણી પહેલાં ઝડપાઈ ગયા હોવાથી હુકમ આપનાર આપણા પોતાના અંતરાત્મા વિના બીજું કોઈ હોય નહીં. આવે વખતે માત્ર દેશને ખાતર લડવાની હોંશ જ હોય તે કેટલે સુધી કામ કેમ આપી શકે? આપણી લડત તો અહિંસામય સત્યાગ્રહની રહી. સત્યઅહિંસા જીવનમાં સ્વભાવરૂપ બનાવી દીધા વિના એ લડતના દાવો અને ખૂબીઓ આપણને પોતાની મેળે કેમ સૂઝે? લાંબી જેલો અને બારે બલિદાનોના પ્રસંગોમાં સત્યઅહિંસાના બળમાં શ્રદ્ધા કેમ ટકે? હિંસા અને કપટયુદ્ધના ટૂંકા રસ્તા લેવાની લાલચમાંથી કેમ બચી શકીએ?

તેથી અગિયારે સિદ્ધાંતોનું શ્રદ્ધામય અને જ્ઞાનમય પાલન કરી કરીને સેવકોએ પોતાનો ખરો દારૂગોળો, જે સત્ય અને અહિંસા — તેને પોતાનાં રોમરોમમાં ઉતારી સુંદર આત્મરચના કરી લેવાની કેટલી બધી જરૂર છે? તે માટે આવા આશ્રમો જ સારામાં સારી શાળા છે.

સેવકો માટે ઉત્તમ શાળા હોવા ઉપરાંત, પ્રજાની વચ્ચે રચનાત્મક કામ કરી તેની સ્વરાજ્યશક્તિ વધારવા માટે પણ, આવા આશ્રમો ઉત્તમ કેન્દ્રો બની શકશે. આશ્રમોમાં સત્યઅહિંસા આદિને વરેલા કાર્યકર્તાઓનાં મંડળો કાયમી વાસ કરતાં હશે, અને તેમના હાથે પ્રજાવર્ગને, વગરશાળાએ, સાચું સ્વરાજ્ય કોને કહેવાય તેનું ઠીક ઠીક ઊંડું શિક્ષણ મળશે; સત્યઅહિંસા આદિનો આગ્રહ જીવનમાં કેળવવાનું શિક્ષણ મળશે, પરરાજ્યના ઘેરા વચ્ચે

પણ પોતાનાં ઘર અને ગામનું સ્વરાજ્ય બનાવી લેવાનું શિક્ષણ પણ મળશે, તેમ જ પરરાજ્ય સાથે સત્યાગ્રહ માંડવાની સત્યઅહિંસામય યુદ્ધવિદ્યાનું પણ તેમને શિક્ષણ મળશે.

જો આપણે સ્વરાજ્યના કામમાં તેજ આણવું હોય અને સત્યાગ્રહની લડતોમાં રંગ આણવો હોય, તો આવા પ્રકારના આશ્રમો દેશમાં જિલ્લે જિલ્લે અને તાલુકે તાલુકે હોવા અત્યંત આવશ્યક છે.

પ્રવચન ૭૧ મું

## સ્વરાજ્ય આશ્રમ

આપણે ગઈ કાલે જોઈ ગયા કે સાચા આશ્રમનાં કેવાં કેવાં લક્ષણો હોય. આપણે એ પણ જોઈ ગયા કે, જો આપણે આપણી સ્વરાજ્યની લડતોમાં વારંવાર આઘા જઈ પાછા આવવા જેવું કરવું ન હોય, તો જિલ્લે જિલ્લે અને તાલુકે તાલુકે તેવા આશ્રમો થવા જોઈએ, અને સ્વરાજ્યનું કામ કરનાર દરેક સ્ત્રી કે પુરુષને ત્યાં રહી સિદ્ધાંતો હાડમાં ઉતારવાની—પોતાની આત્મરચના કરી લેવાની કેળવણી મળવી જોઈએ.

એવી આશ્રમી કેળવણી લેવાને તમે અમે આ આશ્રમમાં ભેગાં થયાં છીએ. તે આપણને અહીં મળી રહેશે એવી આશા સાથે આપણે આવ્યાં છીએ. અમે જાણીએ છીએ કે, આદર્શ આશ્રમનાં જે લક્ષણો આપણે વિચારી ગયા તે બધાં અહીં પૂર્ણપણે છે એમ અમે કહી શકીએ તેમ નથી. બીજાં બધા લક્ષણો તો આપણે આપણી શક્તિ પ્રમાણે અહીં ભેગા કર્યાં છે, પરંતુ આશ્રમનું પહેલું જ લક્ષણ—કે તેના મધ્યબિંદુમાં કોઈ સ્વરાજ્યનિષ્ઠ અને અગિયારે સિદ્ધાંતોને ઘોળીને પી ગયેલ સત્યાગ્રહી વ્યક્તિ કે મંડળી હોવી જોઈએ—તેમાં જ આપણો આશ્રમ કાચો માલૂમ પડશે. તે લક્ષણ અમારામાંથી કોઈને પૂર્ણપણે લાગુ પડે છે એમ કહેવાની અમારી હિંમત નથી. એકાદશ સિદ્ધાંતો ઘોળીને પી ગયેલા સત્યાગ્રહી અમે છીએ, ગમે તેવા ભય સામે પણ સત્ય છોડવું અમને અશક્ય થઈ ગયું છે, ગમે તેવી લાલચ સામે અહિંસા છોડવી અશક્ય થઈ ગઈ છે, એવું કહીએ તો તે અમારું અભિમાન જ ગણાઈ જાય. એ સિદ્ધાંતોનું બળ કલ્પનાથી કંઈક કંઈક સમજાય છે અને તે હાડમાં ઉતારવાનો પ્રયત્ન કરવાની ખૂબ ઇચ્છા છે, એટલું જ અમે તો કહી શકીએ. તે માર્ગમાં અમારે પણ માર્ગદર્શકની તમારા જેટલી જ જરૂર છે. માર્ગમાં એકલા પડી જઈએ તો આંધળા જેવા બની જઈએ એવો ભય અમને પણ રહ્યાં જ કરે છે.

બાકી, સ્વરાજ્યની લગની તો છે. તે કોને ન હોય? પણ તે માટે લડતાં હજુ કોઈએ મસ્તક આપ્યું નથી—ત્યાં સુધી એ લગનીનું પણ અભિમાન કરવું વધારે પડતું લાગે છે.

છતાં આદર્શ આપણી આંખ સામેથી આ આશ્રમમાં આપણે કદાપિ ખસવા દેવો નથી, એ નક્કી છે. આપણે સત્યઅહિંસામાં દિવસેદિવસે વધારે ને વધારે ઊંડા ઊતરવું છે, અને તે માર્ગે સ્વરાજ્ય લાવવાના પ્રયોગમાં આગળ ને આગળ વધવું છે. અમે તો કોઈ તે વખતે આશ્રમમાં નહોતા, પરંતુ કોઈ માર્મિક મિત્રો તેનુ નામ 'સ્વરાજ્ય આશ્રમ' પાડી ગયા છે. આ નામ આપણને આપણો આદર્શ સદા યાદ આપ્યાં જ કરે છે. તે આપણને સ્વરાજ્યની યાદ આપ્યાં કરે છે એટલું જ નહીં, પણ આપણા મનનુ સ્વરાજ્ય આશ્રમી કેળવણી વિના આવી શકશે નહીં, એ વાત પણ આપણા મનમાંથી ખસવા દેતું નથી.

આપણા આશ્રમની ભૂમિ દરિદ્રમાં દરિદ્ર લોકોની વસ્તીમાં પડેલી છે. તે પણ આપણને આપણા આદર્શને સદા તાજો ને તાજો રાખવામાં સારી મદદ કરે છે. આપણને દિલ્હી કે સિમલા છાપનું સ્વરાજ્ય કામનું નથી. આ સર્વ દરિદ્ર વસ્તી ઉપર ગોરાઓ રાજ્ય છે તેનું હવે પછી કાળાઓ રાજ્ય કરે, એમાં આપણને કશો રસ નથી આપણે તો આ દરિદ્ર લોકોનું પોતાનુ સ્વરાજ્ય જોઈએ છે. તેઓમાથી દરિદ્રતા ઊડી જાય, અજ્ઞાન ઊડી જાય, તેઓની આંખમાં સ્વરાજ્ય અને સ્વતંત્રતાનું તેજ ચમકતું થાય, તેઓ કોઈ પણ જુલમ કે અન્યાય સહન કરે નહીં એવા થાય,—આવું સ્વરાજ્ય આપણે તો જોઈએ છે. એવું આ લોકોનું સ્વરાજ્ય ગોરાં અગર તો કાળાં લશ્કરો રાખીને કોઈ સરકાર તેમને માટે જીતી આપી શકે તેમ નથી. એ સ્વરાજ્ય એમણે અને આપણા જેવા સેવકોએ સત્યાગ્રહશૌર્ય પ્રગટાવીને જ આણવું રહ્યું છે. તે શૌર્ય આવા સંખ્યાબંધ સ્વરાજ્ય આશ્રમો આખા દેશમાં નીકળે તો જ ઉત્પન્ન થવું શક્ય છે. આ હકીકત આપણા આશ્રમની ભૂમિ આપણને નિરંતર સંભારી આપે છે.

આપણે પોતે અપૂર્ણ છીએ, તેથી આપણો આશ્રમ પણ અપૂર્ણ હોય એ સ્વાભાવિક છે. પરંતુ આપણે જો આદર્શના સૂર્યને આંખ સામે રાખીને સદા ઊંચે ને ઊંચે ચડતા રહીશું, તો આપણો આશ્રમ પણ ચડતો રહેશે; અને આશ્રમ જેમ જેમ પૂર્ણતાની પાસે પહોંચતો જશે તેમ તેમ આપણે પોતે તેમાંથી વધારે ને વધારે પ્રાણવાન કેળવણી મેળવતા રહીશું

પરંતુ આશ્રમોના આદર્શના પ્રમાણમાં આશ્રમવાસીઓનું અધૂરાપણું એટલું બધું હોય છે કે, લોકોમાં આવા આશ્રમો વિષે અને આશ્રમવાસીઓ

વિષે એક જાતની અશ્રદ્ધા — એક જાતનો પૂર્વગ્રહ બંધાયેલો જોવામાં આવે છે.

સામાન્ય લોકોમાં અને રાષ્ટ્રીય કાર્યકરોમાં પણ આપણુ આશ્રમવાસીઓ માટે કેવી છાપ છે તે તમે સાંભળ્યું છે ને? તેઓ આપણને એક વિચિત્ર પ્રાણી જ માને છે. ટૂંકી પોતડી પહેરીને ફર્યા કરીએ, આપણા ખાવાપીવાના અને કપડાંલત્તાંના નિયમોમાંથી ઊંચા જ ન આવીએ, આશ્રમમાં કોઈ આવે જાય તો તેની સાથે વિવેકથી વાત પણ ન કરી જાણીએ, અને કામમાંથી ઊંચું જોવાની પણ ફુરસદ ન હોય એવો દેખાવ કરીએ — આવી તેમને આપણી મૂર્તિ દેખાય છે.

આપણી સાથે કામ કરતાં અથવા આપણને કંઈક કામ સોંપતાં, નેતાઓને હંમેશાં મનમાં કંઈક મૂંઝવણ રહ્યાં જ કરે છે. તેમને શંકા રહે છે કે, આપણે કામના કરતાં આપણા નિયમોમાં અને આશ્રમી સગવડો ઊભી કરવામાં જ વધારે રોકાઈ જઈશું, લોકોની જોડે ભળવાની કળા ન આવડવાથી તેમની પાસે ધાર્યું કામ કરાવી શકીશું નહીં, સિદ્ધાંતોનું ઘોડું વચમાં જ કુદાવી લોકોને ભડકાવી દઈશું.

ખાસ કરી રાષ્ટ્રીય મહાસભાનાં રાજદ્વારી કામો ચાલતાં હોય, ચૂંટણીઓ ચાલતી હોય, વાટાઘાટો ચાલતી હોય, તેનાથી આપણને સદા સલામત અંતરે રાખવાની તેઓ ખાસ કાળજી રાખે છે. આપણામાં એવાં કામો માટે કુનેહ અને સર્વાંગી દૃષ્ટિ હોઈ શકે, એમ તેઓ માનવા તૈયાર નથી. એ કામોમાં તો અનેક જુદા જુદા મતના અને શક્તિના લોકો સાથે કામ પાડવું પડે, તેઓની ખામીઓ ચલાવી લઈ, તેઓ દેશને જેટલી સેવા આપી શકે તેટલી આભાર સાથે સ્વીકારી લેવી પડે. ત્યારે આપણે આશ્રમવાસીઓ તો, તેમના મત પ્રમાણે, એકમાર્ગી લોકો રહ્યા, ગમે ત્યારે સિદ્ધાંતનો સવાલ ખડો કરીને ઊભા રહીએ, લોકોનો ઉત્સાહ ભાંગી નાખીએ અને કામ સરળતાથી ચાલવા ન દઈએ.

ટીકાકારો એવી કડક ભાષામાં મૂકતા નથી, પણ આપણે સમજી જવું જોઈએ કે, આવી બધી ટીકાઓના મૂળમાં એ માન્યતા છે કે, આપણે આશ્રમોમાં રહીને નકલી જીવન ગુજારીએ છીએ. એટલે કે જે અનેક નિયમો પાળીએ છીએ તે દેખાદેખીથી નકલ કરીએ છીએ, તેનું રહસ્ય ભાગ્યે જ સમજીએ છીએ, અને રહસ્ય ન સમજીએ એટલે ક્યાં ક્યારે કેટલી ધરછોડ કરવી, કઈ સિદ્ધાન્તની વાત અને કઈ વિગતની વાત, તેની આપણને ગમ પડતી નથી.

જો આપણું જીવન એવું નકલી હોય તો જરૂર આપણે ચેતવું જોઈએ. આપણે અહીં આત્મરચનાની કેળવણી લેવી છે, અને નકલ એ તો દરેક જાતના દંભ અને જૂઠાણાની જનેતા હોઈ કેળવણીની શત્રુ છે.

વખત બગાડવો નહીં, પળેપળનો હિસાબ દેવો, એ આપણું એક જીવનસૂત્ર છે. તે એવું મહત્ત્વનું સૂત્ર છે કે દુનિયામાં કોઈ તેની વિરુદ્ધ બોલી શકે તેમ નથી. આશ્રમવાસીઓએ જ નહીં, પણ દરેક માણસે કોઈ પણ સંજોગોમાં, જો તે પોતાના જીવનનો સદુપયોગ કરવા માગતો હોય તો, આ સૂત્રનો આગ્રહથી અમલ કરવો જ જોઈએ. પરંતુ આપણે આપણું જીવન ઘડિયાળને કાંટે અને સમયપત્રક પ્રમાણે ચલાવવાના આગ્રહી હોઈએ તેથી, શું આપણે આવી પડતી મહત્ત્વની ફરજો ચૂકીશું? દાખલા તરીકે, શું આપણે માંદાની સેવાની ફરજ આવતાં સમયપત્રકને ઘડી વાર દૂર નહીં મૂકીએ? અથવા અતિથિનું સ્વાગત કરવા કે વટેમાર્ગુને રસ્તો બતાવવા પણ તેમ નહીં કરીએ? માત્ર, જો આપણું જીવન નકલી હશે તો, આપણને ક્યાં કઈ ફરજનું મહત્ત્વ છે તેનો વિવેક નહીં સમજાય, જડની જેમ આપણા નિયમને વળગી રહીશું, કોઈને પાણી પૂછવાનો કે હસીને જવાબ આપવાનો સામાન્ય વિવેક પણ ચૂકશું. આપણે મોઢેથી બોલશું નહીં, પણ કંઈક એવી વિચિત્ર રીતે વર્તશું કે આપણો દેખાવ જ જાણે લોકો તરફ આવું અપમાન-ભરેલું વચન ફેંકતો હોય. "ક્યાંથી તમારા જેવા નવરા લોકો ફાટી નીકળ્યા છે? અમે તમારા જેવા પરવારતા નથી. જોતા નથી કે હું આશ્રમવાસી છું, અને હંમેશાં કામમાં ડૂબેલો રહેવાનો નિયમ પાળું છું?"

તેમ જ આપણા ભોજનના નિયમો લો. તે પણ જો ગ્રામઉદ્યોગ આદિ સિદ્ધાંતો ઉપર અને દરિદ્ર પ્રજાના સેવકને છાજે એવી દૃષ્ટિ ઉપર બંધાયેલા નહીં હોય, પણ માત્ર નકલી જ હશે તો, તેમાં પણ આપણે એવી જ વિચિત્ર રીતે વર્તશું. જ્યાં જઈશું ત્યાં આપણા ખપતા પદાર્થો મેળવવાની ખટપટમાંથી ઊંચા જ નહીં આવીએ. લોકોને તેને ખાતર હેરાન હેરાન કરી મેલીશું બીજા સાથીઓએ ખાધુંપીધું કે નહીં તેની ખબર રાખવાની ઝીણવટ પણ બતાવીશું નહીં, તો કોઈ ચાપાણીની ટેવવાળા માટે તો સહાનુભૂતિથી વિચાર શાના જ કરીએ? એટલું જ નહીં, પણ આપણી અંદર રહેલી કડવાશ લોકોના ઉપર પ્રહારોને રૂપે પણ ફૂટી નીકળ્યા વગર નહીં રહે "તમે તો તદ્દન અસંયમી છો, સ્વાદોના ગુલામ છો, ચા જેવી ટેવને પણ જીતી શકતા નથી, તો મોટી વસ્તુઓને શું જીતી શકવાના, વગેરે?"

તે જ પ્રમાણે આપણું જીવન નકલી હશે તો આપણે સામાહિક મૌન બહુ જ ચોકસાઈથી પાળીશું, પણ જ્યારે બોલવા લાગીશું ત્યારે શબ્દે શબ્દે વિનય, વિવેક, નમ્રતાનું ખૂન કરવા લાગીશું, આપણે પ્રાર્થનાઓના વખતે પ્રાર્થના તો કરીશું, પણ તેમાં પ્રભુના ધ્યાન કરતાં આસપાસના લોકો ઊંઘી રહેતા હશે તેમના પ્રત્યે અનુદાર વિચારોનું જ ધ્યાન વિશેષ હશે, અને કદાચ

ઠીક ઠીક અવાજ ઊંચો કરીને પણ ધૂન મચાવવા મંડીશું; મનમાં કહીશું, "કેવા એદી લોકો છે કે અસાર સુધી ઊંઘી રહ્યા છે? તેમને ખાતર અમે શા માટે ધીમેથી પ્રાર્થના કરીએ? તેમને ઊંઘવાનો હક છે તો શું અમને પ્રાર્થના કરવાનો નથી?"

આપણે આપણાં વાસણ માંજવાં, કપડાં ધોવાં વગેરે કામો જાતે કરી લેવાનો નિયમ પાળીએ એ તો ઘણું ઉત્તમ છે, અને તે માટે કોઈ આપણો વાંક ન જ કાઢે. બહુ તો મોઢો વિનોદ કરે, એટલું જ. પરંતુ આપણો એ નિયમ *આપણા જીવનનું સ્વાભાવિક લક્ષણ બની ગયો હશે તો આપણે પોતાનાં* વાસણ માંજીને જ ઊઠીશું નહીં. આપણો નિયમ તો સુંદર વિવેકને રૂપે પ્રગટ થશે. નજીકમાં એવું કામ ન કરેલા મિત્રો હશે તેમનાં વાસણો લીધા વિના આપણને ચેન નહીં પડે. પણ આપણે નકલી હોઈશું તો તેવો વિવેક સૂઝવાને બદલે આપણે તેઓની કડવી ટીકાઓ કરીશું, અથવા મોઢે નહીં બોલીએ તો પણ, એવું મોં કરીને આપણું પોતાનું કામ કરીશું કે બીજાઓ તેથી હલકા પડે.

આપણાં જીવન આવાં નકલી હશે તો આપણે કદી સાચી સેવા કરવાને લાયક નહીં જ થઈએ; જ્યાં જઈશું ત્યાં અળખામણા થઈશું. સૌ આપણને દૂર રાખશે. કારણ કે નકલી માણસોની કડવી ટીકાઓ સહન કરવા કયો સ્વમાની માણસ તૈયાર હોય? સામાને હલકા પાડ્યા કરનાર અવિવેકી માણસના સાથી થવું કોને પસંદ પડે? જે માણસ પોતાની જાતનો અને નિયમોનો જ વિચાર કરનારો હોય, જેનામાં દોડીને બીજાને મદદરૂપ થવાની હૃદયની પ્રેમળતા ન હોય, તે ઉપયોગી કામ પણ શું કરી શકે? તેનામાં અનુભવ અને આવડત પણ શું હોય? એવા બિનઉપયોગી, નકામા અને છતાં પોતે આશ્રમવાસી છે એવા અભિમાનવાળા, માણસના અવિવેક અને કડવાશ બીજાઓ ન જ સાંખે, એ દેખીતું છે.

આ તો આશ્રમવાસીઓ પ્રત્યે લોકોની એક જાતની અપ્રીતિ અથવા ટીકાવૃત્તિ કેમ થઈ જાય છે તેનું પૃથક્કરણ થયું. પણ આનો અર્થ એવો કોઈ ન સમજશો કે નકલી ગણાઈ જવાની બીકે આપણે આશ્રમી કેળવણીને — આત્મરચનાને તજી દેવી. તે તજીએ તો તો જીવનમાં શેષ શૂન્ય જ રહે. કારણ કે આત્મરચના એ શી વસ્તુ છે? જીવનના એકે એક અંગમાં એક સેવકને — એક સત્યાગ્રહીને શોભે તે રીતે સિદ્ધાન્તપૂર્વક વર્તવાનો આગ્રહ કેળવવો, એનું નામ જ આત્મરચના.

આશ્રમજીવનમાં એક સેવકને શોભે તેવી સાદાઈ અને ગરીબાઈ હોય અને પ્રેમથી ઊભરાતું દિલ હોય; એ સૈનિકને શોભે એવા રાષ્ટ્રીયતા અને શૌર્ય હોય; એક સુધારકને શોભે તેવી નવીનતાને વધાવી લેવાની — ક્રાન્તિને

આવકાવાની તૈયારી પણ હોય, અને એક સત્યાગ્રહીને શોભે તેવું જ્ઞાનવિજ્ઞાન પણ હોય.

આવું જીવન, જે લોકો કશા વિચાર કે ગંભીરતા વગર ધરેડનું ચાલ્યું આવતું જીવન ગુજારે છે તેનાથી જુદું પડી આવે, અને જુદું પડવાને કારણે લોકોમાં આપણે માટે કંઈક ઉપહાસ અને ટીકા થાય, એ સ્વાભાવિક છે. પણ તેથી કંઈ તે તજવા જેવી વસ્તુ ઠરતી નથી. ટીકાઓનો અને ઉપહાસોનો સાર આપણે એટલો જ કાઢી લેવો કે આપણું જીવન નકલી ન થવા દેવું.

વળી નકલ પણ હંમેશા ખરાબ જ હોય એમ પણ નથી. આખરે તો માણુસ જે કંઈ શીખે છે તે નકલ મારફત જ શીખે છે. જેઓ આપણા ગુરુજનો છે, આપણાથી જ્ઞાન અનુભવ આદિમાં આગળના છે, જેમના વિષે આપણુને શ્રદ્ધા અને પ્રેમ છે, તેમનાં જીવનની નકલ આપણે કુદરતી રીતે જ કરવાના. નકલ કર્યા વિના આપણે રહી જ ન શકીએ, અને નકલ ન કરીએ તો આપણે આગળ પણ ન વધીએ.

અને આશ્રમ એટલે, હું બતાવી ગયો છું તેમ, કોઈ શ્રદ્ધેય વ્યક્તિની આસપાસ જામેલો મધપૂડો જ હોય છે ને? મધપૂડાને જામવાનો હેતુ જ એ છે કે આપણે સૌ એ બળવાન જનને જોઈ બળ મેળવીએ, એ જ્ઞાનીને જોઈ જ્ઞાન મેળવીએ, એ મહાસેવકને જોઈ સેવાધર્મ શીખીએ.

જ્યોતને અડ્યા વિના જ્યોત પ્રગટતી નથી. માત્ર વાચનથી કે ભાષણુ સાંભળવાથી કે ચર્ચાઓ કરવાથી એકના હૃદયની શ્રદ્ધા બીજામાં સંચરે નહીં, એકના દિલમાં બળતી આગ બીજામાં ચેતે નહીં, સામાન્ય સ્વાર્થમય જીવનમાંથી આખું જીવન સેવામાં હોમવાની પ્રેરણા ઉત્પન્ન થાય નહીં, સત્યનો અતૂટ આગ્રહ હૃદયમાં બંધાય નહીં. તે માટે તો કોઈ શ્રેષ્ઠ જનનો સહવાસ — અને તે દીર્ઘકાળનો સહવાસ — બહુ જ જરૂરનો છે. બીજમાંથી ઝાડ થતાં પહેલાં લાંબો વખત ઊગવાની ક્રિયા ચાલ્યાં કરે એ જરૂરનું છે. આપણાં જીવનમાં પણ કાયમનો પલટો થવા માટે શ્રેષ્ઠ જનનો લાંબો સહવાસ ઘણો જરૂરનો છે. આપણે તેને મોટા પ્રસંગોમાં વર્તતો જોઈએ છીએ, નાના નજીવા પ્રસંગોમાં પણ વર્તતો દેખીએ છીએ. તેની કડકાઈ અનુભવીએ છીએ તેમ કોમળતા પણ અનુભવીએ છીએ. એ બધુ જોતા જોતા, તેની દોરવણી નીચે કામ કરતા કરતા, તેના સિદ્ધાન્તો અને કાર્યપદ્ધતિ, તેનું બળ અને તેનું જ્ઞાન આપણે અપનાવી લેતા જઈએ છીએ. તેમાં બુદ્ધિનો પ્રયોગ પણ છે, તેમ જ નકલ અથવા અનુકરણુ પણ છે. જોઈ જોઈને, તે ઉપર વિચાર કરી કરીને, અનુકરણ કરી કરીને, આપણે આપણું જીવન ઘડીએ છીએ.

તેથી 'નકલ' — એવી ટીકા સાંભળીને ભડકવાની જરૂર નથી. એ તો

મનુષ્યજીવનમા કેળવણીનુ એક અત્યત મહત્ત્વનુ સાધન છે કેળવણીની અનેક પદ્ધતિઓમા આશ્રમ એ એક અનોખી પદ્ધતિ છે, અને તે સર્વોત્તમ પદ્ધતિ છે એમ આપણે માનીએ છીએ તેમા શ્રેષ્ઠ જનનો સહવાસ, તેના જીવનનુ અવલોકન અને અનુકરણ, એ મોટો ભાગ ભજવે છે આ પદ્ધતિ એવી છે કે, જે આપણી રગેરગને પલટી નાખી શકે છે આશ્રમી કેળવણી જ જીવન પલટાનુ શિક્ષણ લેવાની સાચી પદ્ધતિ છે તેને નકામ કહીને કોઈ હાસી કરે તેથી શરમાઈને આ શિક્ષણ કાઈ છોડી દેવાય ?

એટલુ પણ આપણે આશ્રમવાસીઓએ તેમ જ દેશસેવા કરનાર સર્વેએ સમજી લેવા જેવુ છે કે, તાલીમ લીધા વિનાના સૈનિકો જેમ હિંસક યુદ્ધો માટે નકામા અને ભારરૂપ નીવડે છે, તેમ સત્યાગ્રહના અહિંસક યુદ્ધમા પણ તાલીમ વિનાના સૈનિકોનુ થાય છે આપણી તાલીમ એ આ આશ્રમ જીવનની કેળવણી છે ગમે તે ક્ષેત્રમા આપણે હોઈએ કે ગમે તે ધધો કરતા હોઈએ, પણ જો આપણે દેશની સેવામા વખતોવખત ભાગ લેવો હોય, વખતોવખત સત્યાગ્રહની લડતોમા ઊતરવુ હોય, તો તે માટે કઈક પૂર્વતૈયારી, કઈક તાલીમ લેવાની જરૂર છે જ તે ખાતર આપણને જેને વિષે શ્રદ્ધા હોય તેવા આશ્રમોમા થોડો ઘણો વખત પણ તાલીમ લેવી જરૂરની છે

ઘણા લોકો લડતનો શખ સાભળી જુસ્સામા આવી જાય છે અને કુદાવે છે, પણ તાલીમ મળેલી ન હોવાથી તેમને લડતની સાચી કલ્પના આવેલી હોતી નથી લડતનો ઊભરો બેસે છે અથવા લડતા લડતા લાબા વખતની જેલ મળે છે, ત્યારે તેમને હમેશા શકાઓ થવા માડે છે “અહિંસાથી સરકારને કેમ હરાવી શકાય? જેલમા પુરાઈ રહી રોટલા ખાઈએ તેથી શી રીતે સ્વરાજ્ય મળવાનુ? જેલમા શા માટે દુશ્મનોનુ કામ કરવુ? દુશ્મનની સાથે છળકપટ અને અસત્યથી વર્તીએ તમા અધર્મ કેમ કહેવાય, ઈ૦?

તે જ પ્રમાણે પ્રજાશક્તિ વધારનાર રચનાત્મક કામો અને તેમા રહેલા સિદ્ધાન્તો વિષે પણ શકાઓ વધતી જ રહે છે “હિંદુ મુસલમાનના હાડવેર મટે એ તો ઠીક બને જ કેવી રીતે? અછૂતોને 'હરિજન' નામ આપો તેથી ભાગડો એ હસ કેમ થઈ શકશે? ગામડાના લોકોની વચ્ચે ગામડિયા થઈને આપણે રહીએ અને તેમના જેવી મજૂરી કરીએ, તેથી તેઓની શક્તિ કેમ કરીને વધી જવાની? વગેરે વગેરે શ્રદ્ધાથી આશ્રમી કેળવણી લીધા વિના આવી શકાઓનુ જાળુ વધ્યા જ કરે છે, અને ઘણી વાર એવુ જ બને છે કે એક વાર લડતમા પડેલો માણસ શ્રદ્ધા વધારવાને બદલે ખોઈને જ પાછો ફરે છે

દેશસેવાની તાલીમ માટે હુ આશ્રમનો આટલો મહિમા વર્ણવુ છુ, પરન્તુ તેની તાલીમ આશ્રમોમા રહેવાથી જ મળે, અને તે વિના મળી જ

ન શકે, એમ કહેવાનો આશય નથી કયારેક જેલોમા પણ તે માટે અનુકૂળ સજોગો ઊભા થઈ શકે છે સત્યાગ્રહની લડતોમા દેશભક્તિના ઊભરાથી ખેચાઈને લોકો આવી ચડે છે આવે છે ત્યારે તેમને સત્યાગ્રહની ઊડી ખબર ભાગ્યે જ હોય છે સરકારના કાયદા માનવા નહીં તેના અધિકારીઓની ખને તેટલી પજવણી કરવી, એવી જ કઈક કલ્પના તેમને હોય છે પણ જેલોમા કોઈ શ્રદ્ધેય સેવક મળી જાય છે અને તેઓ તેની આસપાસ વીટળાઈ વળે છ તેની દોરવણી નીચે શુદ્ધ, ઉદ્યોગમય અને સેવામય જીવન ગુજારવા લાગે છે, અભ્યાસ કરે છે, ચર્ચાઓ કરે છે પરિણામે તેમની સમજ ઊડી થાય છે, શકાઓ શમે છે, સ્વરાજ્ય, સત્યાગ્રહ વગેરે વસ્તુઓ લોહીમા ભળે છે અને તેઓ દેશસેવાની કાયમની દીક્ષા પામીને બહાર નીકળે છે

માબાપ પણ ધારે તો, પોતાના ઘરાને દેશસેવાની કેળવણીના આશ્રમો બનાવી શકે છે તેવા ઘરો દેશમા ઘણા જ ઓછા છે એ આપણી કમનસીબી છે, પણ કયાક કયાક તે જોવામા આવે છે તેવા ઘરોમા ઊગતી પ્રજા સેવા અને સત્યાગ્રહના દૂધ પીને ઊછરે છે

ગમે તેમ અને ગમે ત્યા પણ આ આત્મરચનાનું શિક્ષણ લેવુ જરૂરી છે જ મહાસભાની સમિતિઓમા અધિકાર ભોગવનાર કાર્યકર્તાઓમા કોઈ કોઈવાર આવી આશ્રમી કેળવણી પામેલા ગૃહસ્થો આવેલા આપણે જોઈએ છીએ તેઓ ક્યાથી તે કેળવણી પામ્યા એ મુખ્ય પ્રશ્ન નથી તેમણે કોઈ આશ્રમ કદી જોયો ન હોય એ બનવાજોગ છે તેઓ પોતાની વિશુદ્ધ દેશ ભક્તિના પ્રતાપથી અને પોતાના જ્ઞાનઅનુભવના પ્રભાવથી એવી યોગ્યતાએ પહોચેલા હશે પરન્તુ જ્યા તેવા કાર્યકરોના હાથમા રાષ્ટ્રસભાના કાર્યનુ સચાલન હોય છે ત્યા કેવુ ઉમદા દશ્ય જોવા મળે છે ! એમની શ્રદ્ધાના ચેપથી કાર્યકર્તાઓમા તેમ જ પ્રજામા સત્યઅહિંસામા કોઈને શકા રહેતી નથી રચનાત્મક કાર્ય પૂર શ્રદ્ધા અને ઉત્સાહથી ચાલે છે અદર અદરની ખુન્નસ હરીફાઈ, ઈર્ષ્યા વગેરે રહેવા પામતા નથી કોમો કોમોમા ભાઈચારો વધે છે દલિતોની સેવા પ્રેમપૂર્વક કરવામા આવે છે અને સત્યાગ્રહનુ તેજસ્વી વાતાવરણ સ । જામેલુ રહે છે એવા સુયોગ્ય નેતાઓ મળી જાય છે તો લોકોને કોઈ આશ્રમમા રહેવા ગયા વિના જ, તે વિભાગના શુદ્ધ જાહેર જીવનમાથી જ, જોઈતી તાલીમ મળી રહે છે

આપણે જ્યારે ' આશ્રમી એવો શબ્દ વાપરીએ છીએ ત્યારે કોઈ ચોકસ આશ્રમમા રહેનાર માણસ એવો તેનો અર્થ નથી, એ હવે સમજાઈ ગયુ હશે સારામા સારા આશ્રમમા વસવા છતા આપણે લોકો કહે છે તેવા નકરી હાગ્યારપદ વિચિત્ર પ્રાણી રહી શકીએ છીએ અને કોઈ આશ્રમમા

પગ ન મૂક્યા હોય છતાં, માણસે પોતાના જીવનમાં આશ્રમીજીવનના સર્વ અંશો ઉતાર્યા હોય એમ પણ ઘણી વાર જોઈ એ છીએ.

પણ એટલું તો નિર્વિવાદ છે કે, આપણા દેશના જાહેર જીવનમાં આશ્રમોની અને આશ્રમી કેળવણી લીધેલા કાર્યકરોની ઘણી જ જરૂર છે. આપણું જાહેર જીવન એ એવી ઊંચી ભૂમિકા ઉપર ચાલી રહ્યું છે કે, તે ચલાવનાર નેતાઓ અને સેવકોમાં જેટલા આવા આત્મરચનાની કેળવણી પામેલા હોય, તેટલું જ તે એવી ઉચ્ચ ભૂમિકા ઉપર ટકી શકે તેમ છે.

અસત્ય અને હિંસાથી ખદબદતી દુનિયા વચ્ચે આપણે સત્યઅહિંસા ઉપર શ્રદ્ધા રોપી છે. એના બળથી આપણે આપણું સ્વરાજ્ય લેવું છે, એટલું જ નહીં પણ દુનિયાની હિંસામાર્ગી પ્રજાઓને સાચો શાંતિનો માર્ગ બતાવવો છે. આ શ્રદ્ધા આપણી પ્રજામાં દિવસે દિવસે વધતી જાય અને ખરી કસોટીને વખતે ઊઠી ન જાય તે માટે, પ્રજાની વચ્ચે સાચા સત્યાગ્રહી સેવકો — આત્મરચનાની તાલીમ પામેલા સેવકો — મોખરે હોય અને પ્રજાને પોતાના જીવનથી જીવંત કેળવણી આપતા રહે, એ આપણા દેશના જાહેર જીવન માટે કેટલું બધું જરૂરી છે?

કોઈ પણ લડાઈની અંદર અણધાર્યું બને, ભારે મોટા ફટકાઓ વાગે, ત્યારે તેના સેનાપતિઓની શ્રદ્ધા જ તેનાં સૈન્યોને અડગ રાખે છે. આપણી સત્યાગ્રહની લડાઈમાં તો ડગી જવાના, શ્રદ્ધા ખોઈ બેસવાના પ્રસંગો ઘણા વધારે પ્રમાણમાં આવે, એ દેખીતું છે. તે વખતે આપણે માથે તો ઘણી ઘણી જાતનાં જોખમો છે.

અહિંસામય સત્યાગ્રહમા પહેલું અને મોટામાં મોટુ જોખમ એ છે કે લડતનો શખ ફૂકાતા જ સેનાપતિને તેના સૈનિકોથી તરત છૂટો પાડવામાં આવે સૈનિકોમાં સારી સંખ્યા આવી આત્મરચનાસાધેલાઓની હોય — સિદ્ધાન્તે સમજેલાઓની હોય — તો જ લડત વેગથી વધી શકે અને શુદ્ધ રાહ પર રહી શકે

બીજુ જોખમ આપણે માટે એ છે કે, આપણી પ્રજા અને તેના અનેક નેતાઓ એક હિંમત હારી બેસે, આશા ખોઈ બેસે, આ સરકારના રાક્ષસી યંત્ર સામે થવાનો કે તેની પીસમાંથી મુક્તિ મેળવવાનો વિચાર એ જ એમને અશક્ય લાગવા મંડી જાય; એની નીચે રહીને, એની નોકરીઓ કરતાં કરતાં, એની ધારાસભાઓમાં બેઠા બેઠા, તે મહેરબાનીની રાહે જે ટુકડાઓ ફેંકે તેનાથી સંતોષ વાળવામાં જ સાર છે — એવા વિચાર ઉપર તેઓ ચડી જાય. તેવે વખતે હિંમત અને શૌર્યની હવા ટકાવવી એ આશ્રમી કેળવણી પામેલા લોકોનું જ કામ છે.

ત્રીજી જાતનું જોખમ આપણે માટે એ છે કે, સત્યાગ્રહ અને તેની તાકાત વધારનાર રચનાત્મક કાર્ય ઉપરની આપણી પ્રજાની અને ઘણા નેતાઓની શ્રદ્ધા ઊડી જાય. તેઓ છળનીતિ અને બૉંબ બંદૂકડીની બાલિશ રમતે ચડી જાય. તે પ્રસંગે પણ સત્યાગ્રહની જ્યોત બળતી રાખવી, એ આશ્રમી કેળવણી પામેલાઓનું જ ખાસ કર્તવ્ય છે.

આપણાં રચનાત્મક કામોમાં પણ જોખમને સ્થાન છે તે સ્વરાજ્યરચનાનું કામ મટી માત્ર ખાદી કે ઘાણીતેલનાં ઉત્પત્તિવેચાણ કરનારી દુકાનો બની રહે, સત્યાગ્રહના જોખમથી સેવકોમાં અને લોકોમાં બચવાની વૃત્તિ પેદા થાય. તેવે વખતે તેમને કોણ સંભળાવશે કે તમારા કામમાંથી સ્વરાજ્યની રચના થતી નથી અને તેથી તે સાચું રચનાત્મક કામ નથી? એ હિંમત આશ્રમી તાલીમ પામેલા લોકો જ કરી શકે.

વિદેશી સરકારની ભેદનીતિથી કોમ કોમ વચ્ચે વેર ફેલાય, રોટલાના ટુકડા માટે કૂતરાંઓ લડી મરે તેમ પ્રજા અંદર અંદર લડી મરે, સાચા શત્રુનું ભાન ભૂલી અંદરોઅંદર એકબીજાને શત્રુ માનતા થાય — આવે પ્રસંગે પણ સાચા આશ્રમી કેળવણી પામેલા — સિદ્ધાંતોમાં પરિપક્વ બનેલાઓ અથવા સત્યાગ્રહીઓ સિવાય પ્રજાને સાચી રાહ પર કોણ રાખી શકશે?

રાજદ્વારી વિશ્વધર્મ જુદો અને ખાનગી જીવન જુદું એમ માનીને પ્રજા અને તેના નેતાઓ દલિત વર્ગોને ન્યાય આપવા કશું જ પગલું ભરતા ન હોય, તેવે વખતે પ્રજાજીવનમાં ન્યાયનો આગ્રહ જગાવવો એ પણ આશ્રમી કેળવણી લીધેલા સત્યાગ્રહીઓનું જ કામ છે.

આપણા દેશના જાહેર જીવનમાં આશ્રમવાસીઓ નામનાં વિચિત્ર પ્રાણીઓનાં — આત્મરચના સાધેલા સેવકોનાં — આ બધાં ખાસ કર્તવ્યો છે. એ વિચિત્ર પ્રાણીઓના આચારો અને વિચારો કેવા હોય એ સારી રીતે સમજી જઈએ, એ માટે જ આપણે આટલા દિવસ પ્રાર્થના પછીની આ બધી વાતચીતો કરતા આવ્યા છીએ. એવું આશ્રમી જીવન આપણામાં સહજ થઈ જાય, આપણા લોહીના ટીપેટીપામાં સત્યઅહિંસા આદિ સિદ્ધાન્તો ભળી જાય, એ માટે જ આપણે આશ્રમમાં વસીને આત્મરચના સાધી રહ્યાં છીએ.

આપણા દેશના ગામગામમાં આવી આત્મરચનાની કેળવણી આપનારાં સ્વરાજ્ય આશ્રમો થાઓ, જિલ્લે જિલ્લે અને તાલુકે તાલુકે દેશનેતાઓ એવી કેળવણીનું પ્રજાને પાન કરાવો, ઘરઘરમાં માતાપિતાઓ પોતાનાં સંતાનોને એવી આશ્રમી કેળવણીમાં ઉછેરો. આજકાલ એવાં વિચિત્ર પ્રાણીઓ ક્યાંક ક્યાંક જ જોવામાં આવે છે તેને બદલે ગામેગામ કરોડ હિંદીઓ તેવા બનો એ જ મારી અને આપણી સૌની પ્રાર્થના છે.

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧ | મળવિસર્જન | મળવિસર્જનના |
| ૩૯ | ૯ | જઈએ છીએ | જઈએ છીએ ? |
| ૬૬ | ૨૧ | આપની પાસે | આપણી પાસે |
| ૭૪ | ૨૫ | ઉપયોગનુ | ઉદ્યોગનુ |
| ૭૬ | ૧૮ | આગસે જ | આગસને જ સુખ |
| ૯૧ | ૧૨ | ખૂણા | બેઠક, ડોલ, ભીંતો, ખૂણા |
| ૧૦૪ | ૩૧ | હળકોરા, | હળકોરા |
| ૧૧૬ | ૨ | વફાદાર | "વફાદાર" |
| ૧૨૨ | ૧૭ | શુભ | શુભ્ર |
| ૧૩૫ | ૪ | એને | અને |
| ૧૩૮ | ૧૨ | (સ્વભાવ શબ્દ પછી) | તથા આપણી પ્રજાએ ખીલવેલ જીવનધ્યેય — |
| ૧૪૮ | ૧૮ | સત્યગ્રહ | સત્યાગ્રહ |
| ૧૭૪ | ૧૨ | જોકે | (છેકી નાખો) |
| ૧૮૦ | ૧૭ | ને | આને આપણે |
| ૧૯૩ | ૧૯ | ખેતરો | ખાતરો |
| ૨૦૫ | ૧ | ગરમીમા | ગરમીમા પણ |
| ૨૭૧ | ૮ | નહી, | નહી |
| ૨૮૦ | ૨૯ | તે | (છેકી નાખો) |
| ૩૦૬ | ૩ | દેશે, | દેશે |
| ૩૨૨ | ૫ | કરવામા | કરવામા અને |
| ૩૩૨ | ૧૦ | તેથી | તેવી |
| ,, | ૧૪ | તે શીખવશે | તે સત્યાગ્રહ શીખવશે |
| ૩૪૬ | ૩૩ | રહેવુ | રહેવું ? |
| ૩૫૦ | ૨૯ | કારમા | કઠેડા |
| ૩૫૩ | ૬ | વિચારણામા | વિમાસણમા |
| ૩૬૬ | ૪ | જૂકને | જૂકાને |
| ૩૭૩ | ૧૫ | અસભવિતે | અસભવિત |

| | | | |
|---|---|---|---|
| ૩૭૫ | ૮ પછી | ઉમેરવું.— | તમારું બીજું બળ એ છે કે એ તમારા સત્યને તમે મરણાન્તે પણ છોડતા નથી તમે સત્યાગ્રહી છો સામાવાળો તાવવા લાગશે ત્યારે તમારું આ બળ ટકાવી રાખશો ? |
| ,, | ૧૦ | બીજું | ત્રીજું |
| ૩૮૦ | ૨૭ | પોત, | પોતે |
| ૪૦૨ | ૨ | પ્રજા | પ્રજાને |
| ૪૧૪ | ૩૩ | ત્યારે તે | ત્યારે તે હિંદુ મહાત્મા |
| ૪૧૮ | ૨૮ | એ વધાર્મિક | એવા ધાર્મિક |
| ૪૨૫ | ૨ | ત્રિવિધ | ત્રિવિધ |
| ૪૨૯ | ૩૧ | દિનચર્ચા | દિનચર્યા |
| ૪૩૫ | ૧૭ | ધર્માના | ધર્મોના |
| ૪૩૮ | ૧૬ | રાજ્ય છે | રાજ્ય કરે છે |
| ૪૪૨ | ૧ | આવકાવાની | આવકારવાની |

| | | | |
|---|---|---|---|
| ૩૭૫ | ' ૯ પછી | ઉમેરવુ – | તમારું બીજું બળ એ છે કે એ તમારા સત્યને તમે મરણાન્તે પણ છોડતા નથી તમે સત્યાગ્રહી છો સામાવાળો તાવવા લાગશે ત્યારે તમારું આ બળ ટકાવી શક્શો ? |
| ' | ૧૦ | બીજુ | ત્રીજુ |
| ૩૮૦ | ૨૭ | પોત, | પોતે |
| ૪૦૨ | ૨ | પ્રજા | પ્રજાને |
| ૪૧૪ | ૩૩ | ત્યારે તે | ત્યારે તે હિંદુ મહાત્મા |
| ૪૧૮ | ૨૮ | એ વધાર્મિક | એવા ધાર્મિક |
| ૪૨૫ | ૨ | ત્રિવિધ | ત્રિવિધ |
| ૪૨૯ | ૩૧ | દિનચર્યા | દિનચર્યા |
| ૪૩૫ | ૧૭ | ધર્માના | ધર્મોના |
| ૪૩૮ | ૧૬ | રાજ્ય છે | રાજ્ય કરે છે |
| ૪૪૨ | ૧ | આવકાવાની | આવકારવાની |